# માનસી

સર્જન અને ચિંતનનું ત્રૈમાસિક

પુસ્તક બીજું · ભાગ પહેલો

વસંતપંચમી · ૧૯૯૨





આ ભાગમાં

રાય દૂરકાળ · કેશવલાલ કામદાર · નંદનાથ દીક્ષિત
સાદ ત્રિવેદી · ડોલરરાય માંકડ · વિશ્વનાથ ભટ્ટ
વેહારી મહેતા · ધનસુખલાલ મહેતા · કિસનસિંહ ચાવડા
સાદ ઝાલા · દુર્ગેશ શુકલ · કેશવરામ શાસ્ત્રી
મોદ મહેતા · જનાર્દન પ્રભાસ્કર · ગોવિદપ્રસાદ માલવીય

# ધ્યાનમંત્ર

## ૩. પ્રજ્ઞાનું આત્મગુંજન

હું, પ્રજ્ઞા, વ્યવહારજ્ઞાનની સાથે વસું છું અને ચાતુર્યયુક્ત નવી શોધોની જાણ માનવીને કરું છું. ... સકળ સદુપદેશ મારો આપેલો હોય છે અને સકળ સંગીન જ્ઞાન પણ. હું બુદ્ધિ છું. હું બલ છું. નરેન્દ્રો મારે પ્રભાવે શાસન ચલાવે છે અને ન્યાય તોળે છે. ... જે કોઇ મારા પ્રત્યે પ્રીતિ રાખે, તેના પ્રત્યે હું પ્રીતિ રાખું છું; અને મને ખોળનાર મને પામશે જ. ... મારાં ફલ સુવર્ણ કરતાં ય સુંદર છે — ખરે જ વિશુદ્ધતમ સુવર્ણ કરતાં પણ. ... મારું પ્રતિષ્ઠાપાન થયું છે શાશ્વતકાળથી, પૃથ્વી ઉત્પન્ન થઇ તેની ય પહેલાંથી. જ્યારે કશું ગહન નહોતું, ત્યારે હું જન્મી; જ્યારે જલધોધ નહોતા ત્યારે, ગિરિવરો સ્થાવર થયા પહેલાં, ગિરિઓના પણ એ અસ્તિત્વની પહેલાં, હું જન્મી હતી.

[ પોલરિશાર : 'ધ સૉંગ ઑફ વિઝડમ' ]

# વિષયદર્શન

પુસ્તક : ૨ ભાગ : ૧

વસંતપંચમી : ૧૯૯૨

# પત્રકારની સૃષ્ટિમાં-

## ૩. પ્રાચીન સ્વાંગમાં અર્વાચીન

[ 'કેસરી'ના નવેં. 'ડ૫ના એક અંકમાંથી ]

મ:    વાણી—(સંપાદક-ગલગલી રામાચાર્ય, પ્રકાશક-શ્રીનિવાસાચાર્ય નુ    .૧૯૮ બોગારવેસ, બેલગાંવ. વાર્ષિક વર્ગણી ૧ રૂ.) અધુના પ્રચિત-યશો'   વિદ્વદ્ભિઃ ગીર્વાણભાષાપ્રસરૈદ્ધતુના પ્રયત્નઃ ક્રિયતે તત્ પ્રસાદ-ચિહ્નમેવ । વિદિતચરમેવ વિદુષાં યત્ 'કલકત્તા' નામ બંગદેશરાજધાન્યાં શ્રીક્ષિતીશચંદ્ર ચટોપાધ્યાયમહાભાગૈ: 'મઞ્જૂષા' ઇતિ માસિકપત્રિકા સમ્પાદ્યતે । સંપ્રતિ વિજયાદશમીતઃ આરભ્ય 'મધુરવાણી' નામ્ની પાક્ષિકી પત્રિકા શ્રી. ગલગલી રામાચાર્યમહોદયૈઃ વેણુગ્રામનગરે સંપાદયિતું પ્રારબ્ધા । સંસ્કૃતભાષાયાઃ પ્રચારોધિકં ભવેદિતિ પત્રિકાસંપાદનહેતુઃ । કાશીકલકત્તા-ન્નગરેષુ દ્વિત્રાઃ માસિકપત્રિકાઃ સન્તિ । કિન્તુ દક્ષિણભારતે ન કાપિ પ્રકાશ્યતે । એષા ન્યૂનતા મધુરવાણીનિષ્યન્દેન પ્રપ્રિયેત ઇતિ ન સંશયઃ । દ્વિતીયસંચિકાયાં પ્રકાશિતા પ્રભાસુંદર્યાઃ વીરરસોત્કુલ્લા કથા રસિકહૃદયોદધૌ ભાવનાકલ્લોલાન્ નિશ્ચિતં સંજનેયત્ । પાક્ષિકીયં મધુરવાણી અચિરાદેવ મનોજ્ઞવર્ણા રસિકજનચેતાંસિ સહસા વશીકુર્વાણા ભુવિ વિજયેત્ ઇતિ સમા-શાસ્યતે । સંસ્કૃતભાષાયાઃ હેવાકરત્નાનિ જિઘ્રાંક્ષુભિઃ સર્વૈઃ એષા પત્રિકા અવશ્ય સન્માનનીયા ઇતિ ।

# માનસી

સર્જન અને ચિંતનનું ત્રૈમાસિક

પુ. ૨ : અંક ૧ — વસંતપંચમી : ૧૯૯૨


## ‘પુરાણાં નવલાં તો યે’

### ૧. અહમ્

૧

કોઽહમ્? … હું કોણ છું? …

હું એટલે આ શરીર? કે, અનેક ભાવો અને વૃત્તિઓની ક્રીડાભૂમિ સમાન પ્રાણ! કે, એ ભાવો–વૃત્તિઓથી રંગાઇને એને દેખતું વધારતું ટકાવતું એવું આપણું મન? એ ત્રણમાંથી ખરો ‘હું’ કોણ હશે? એ ત્રિપુટીના સરવાળાને ‘હું’ કહીશું? કે, આપણા જીવનમાં સાપેક્ષ દૃષ્ટિએ તો ખરી રીતે ગૌણ જ છે, એવાં એ ત્રણેથી નિરાળું એવું કોઇ અહં–તત્ત્વ હશે? … … …

૨

તમે સ્ત્રી હો કે પુરુષ હો; તમે જાતિએ કે જ્ઞાતે ગમે તે હો; તમે સમાજસ્થિતિએ ગમે તે હો–ધનવાન કે નિર્ધન; તમે ધંધે ગમે તે હો, કે પછી નોકરિયાત હો – કદાચ મજૂર હો; જે હો તે હો, પણ તમે આપણા આ ‘હું’નું ખરું સ્વરૂપ સમજવાનો

એક સાદો પણ પરિણામે અલૌકિક અસર કરનારો પ્રયાસ[1] તો અવશ્ય જ કરી શકો.

વહેલી સવારે સાંજે કે છેવટ સૂતી વખતે પણ—હૃદયરોગી ન હો તો જ, એકંદર આરોગ્ય સમધારણ હોય અને પાચનક્રિયા થવાનો સમય ન હોય તેવે વખતે—બને તેટલું શાંત એકાંત નિરુપદ્રવ સ્થળ શોધી, શરીરને આસનબદ્ધ બનાવી બેસવું; હાથને પગની પર, યથાવૃત્તિ, જોડેલા કે છૂટા રાખવા; આંખો મીંચવી.

આરંભમાં પાંચેક મિનિટ સુધી જ કરવું; અને એ સમયાવધિને થોડેથોડે કરી, અર્ધા કલાકનો થવા દેવો.

આપણે શ્વાસોચ્છ્વાસ સામાન્ય રીતે અજાણે લેતા હોઇએ છીએ, પણ આ ક્રિયામાં શ્વાસની ક્રિયાને જ્ઞાનપૂર્વક નિયંત્રિત કરવાની હોય છે. સામાન્ય શ્વાસક્રિયામાં, આપણને ખબરે ન પડે એટલી ઝડપી પ્રાણની ગતિ હોય છે. આ ક્રિયા કરતી વેળા એને ધીરી કરવી—હળવે હળવે, શ્વાસ અને ઉચ્છ્વાસની વચ્ચે સમયનો લાંબો થતો જતો ગાળો પડવા દઇને.

૩

પ્રાણ એમ શાસ્ત્રીયતાથી અને નાજુકપણે નિયમમાં આવતાં શરીર પર એ નિયમનની અસર એવી થવાની કે લોહી મગજ ભણી ઓછું વહેશે, ત્યાં ઓછું એ ચડશે. પરિણામે, ઇન્દ્રિયો ક્રમેક્રમે અંતર્મુખ થશે અને મન નિર્વિચાર થશે.

સઘળું વિચારવિષય જ્ઞાન—ઇન્દ્રિયગમ્ય તથા મનોગમ્ય જ્ઞાન—આમ અટકે ત્યારે જ તાદાત્મ્યવિષમ જ્ઞાનનાં કિરણ અંતરમાં ફૂટે છે. એ કિરણ એટલે ખરા અહં-જ્ઞાન કે આત્મજ્ઞાનના મૂળાક્ષર.

નિર્વિચારિતાની એ પળે અંતરમાં કોઇ અજ્ઞાતપૂર્વ ઊંડી

૧. એની અહીં સ્થૂલ જેવી રૂપરેખા જ આપી છે. બિંગતો તેમ જ વ્યક્તિગત સલાહસૂચના દરેક પ્રયાસકર્તા આ વિષયના સારા જાણકાર પાસેથી મેળવીને વર્તે એ ઇષ્ટ છે: કેટલુંક નવું વધુ એને આપમેળે પણ સૂઝશે.

શાંતિ અનુભવાશે. આપણે આ માર્ગ સ્વીકાર્યાને આરંભકાળે નહિ, પણ ધૈર્યપૂર્વકના એવા લાંબા અભ્યાસને અંતે, એ પ્રશાંત પળોમાં આપણને લાગવા માંડશે કે આપણું આ 'વાસ્તવિક' શરીર પ્રાણ અને મનની પાર, એ ત્રણેથી જરા ય ઓછી વાસ્તવિક નહિ એવી (બલ્કે, સૂક્ષ્મમાં સૂક્ષ્મ દૃષ્ટિએ તો, જે એકમાત્ર વાસ્તવિક છે એવી) અણપ્રકટી છતાં પ્રાકટ્યપાત્ર—ના, પ્રકટવાને નિરંતર ઉત્કંઠ—એક શક્તિ છે જ છે.

૪

એ અનુભવ થયા પછી, સ્થિર ઉત્સાહે તેમાં મંડ્યા રહ્યા પછી, કેટલેક વખતે તમે જોશો કે તમારા મનમાંની ભેદ બુદ્ધિ કમી થતી આવે છે, સર્વે સકામ વૃત્તિઓ અને રાગદ્વેષોની નિરર્થકતા તમને સમજાવી શરૂ થાય છે—શરીર પ્રત્યે પણ, પહેલાંના જેવું છોકરમતીલું મમત્વ રહેતું નથી. વળી, પેલી ગૂઢ—ગૂઢ પણ પ્રસ્ફુટ થતી આવતી—શક્તિ હવે તમારી નિત્યની સહચરી બની, તમે એ ત્રણેના—શરીર પ્રાણ મનના—કોઇ પણ વિષયમાં લપસવાના થાઓ ત્યારે તમને સહેજે પડવા દેતી નથી પણ જેટલા અડીક તેટલા જ બારીક એક દોર વડે તમને પકડી રાખી, તમને અંકુશમાં રાખી, તમારી ઉચ્ચતર જાતનું ભાન તમને કરાવતી રહે છે.

૫

ખૂબી આમાં એ છે કે એ શક્તિનું બધું કાર્ય એવું નકારાત્મક જ નથી. તે શરીરને જેમ ઓછું ભોગપ્રિય, ઓછું ને ઓછું વાસનાવશ કરશે, તેમ, પ્રાણસ્થ ભાવપ્રવાહોને પણ વિશુદ્ધ અને સંયમલક્ષી—સંયમ હવે જાણે સહજપણે રહેતો હોય તેવી રીતે—બનાવશે: અને મનમાં, આ જમાનાનાં તો ઘણાંખરાં માણસે સાવ ખોએલી છે તે સમતા અને ધૃતિને પણ સ્થાપવા માંડશે.

એ શક્તિનું સંવેદન એટલે આત્મતત્ત્વની પ્રાથમિક જેવી પણ સાચી ઝાંખી. એ સંવેદન જેમજેમ આપણા સમગ્ર આંતર-

જીવનમાં ઉપર્યુક્ત ક્રિયાની પ્રગતિમાન વૃદ્ધિ અને સિદ્ધિને પ્રતાપે વધુ ને વધુ ઊંડી ઊતરે અને વ્યાપકપણે સ્થાન લે તેમતેમ આપણો નિત્યવ્યવહાર પણ-ઘરનો તેમ બહારનો, પુત્રકલત્ર કે મિત્રની સાથેનો તેમ મહાત્મા કે મહારાજા કે માલિક કે મજૂર સાથેનો વ્યવહાર-ઓછો ને ઓછો દ્વંદ્વભાવી, ક્લેશરહિત, અને વિશ્વની દૃશ્યાદૃશ્ય વસ્તુઓની અંતર્ગત એકતા ઓળખનારો, એની પરસ્પર સાપેક્ષ અગત્ય સમજી તદનુસાર જીવનારો પણ, જાણે અનાયાસે બનતો જાય છે.

૬

વિશ્વક્રમ ત્યારે આપણને કૈંક સમજાય છે. દુઃખનું કારણ, પાપનું મૂળ, મૃત્યુનું ખરું સ્વરૂપ : આ સર્વ વિશે આપણને, હાલમાં ઘણી વાર આંખે ચડે છે તેવા નાદાન નહિ, ઉદ્ધત ને છીછરા નહિ, પણ કર્યા કંકે લેખે લાગે તેવા વિચારો કરવાનું સૂઝે છે. એ વિચારો જેમ આપણી રોજેરોજની મૂંઝવણોના મારક થશે, તેમ આપણા કાર્યક્ષેત્રમાં નવાં સુહાગી સર્જન પણ પ્રેરશે જ.

શરીર-પ્રાણ-મનને પ્રેરતી છતાં એનાથી પર એવી એ શક્તિને આટલે અંશે પ્રત્યક્ષ કર્યા પછી, "કોઽહમ્"નો ઉત્તર પણ મળવા માંડશે-એ પૂરેપૂરો પણ આગળ જતાં મળશે જ ... આ માર્ગે કરેલી થોડી પ્રગતિ પછી પણ, જો એ ખરી પ્રગતિ પણ હશે તો, અહંનું તાત્ત્વિક સ્વરૂપ-શરીરાદિયુક્ત જે આપણું ચલણુ સ્વરૂપ છે, તેનાથી જુદું-પરખાવા લાગશે; ત્યારે, આ સત્ય થોડુંથોડું ય પરખાશે કે: અહં બ્રહ્માસ્મિ. આ 'અહં'ને ઇન્દ્રિયમન વગેરેથી અલિપ્ત સમજવો.

આત્મા એમ પરમાત્મા સાથેનો પોતાનો અસલનો પરિચય બરાબર તાજો કરે, એની સાથે જોડાતો જાય, પછી તે એને સહેજે ભૂલતો નથી; પછી તે સર્વ કર્મો આસક્તિ વિના પ્રભુપ્રીત્યર્થ જ કરે છે; પછી, પૂર્ણપણે પ્રભુને પ્રત્યક્ષ કરવાની અભીપ્સા તેને ઉરે જાગે છે; અને પાકકાળ આવ્યે તે સિદ્ધિને પણ વરે છે.

# સર્જન[1]

કિસનસિંહ ચાવડા (શાંતિનિકેતન)
વિશિષ્ટ શૈલીના રંગદર્શી નવલિકાકાર; શરદબાબુની રચનાઓના રસજ્ઞ ભાષાંતરકર્તા

ગોવિંદપ્રસાદ માલવીય (અમદાવાદ)
યુરોપી સાહિત્યના ઉત્સાહી પ્રેમી.

જયંતીલાલ આચાર્ય (અમદાવાદ)
બંગાળી સાહિત્યના અભિનિવેશી અભ્યાસક

જયેંદ્રરાય ભ. દૂરકાળ, એમ. એ (અમદાવાદ)
સમર્થ નિબંધિકાલેખક; 'પોયણાં' 'આભા' ઇત્યાદિના કર્તા

દુર્ગેશ શુક્લ, બી. એ. (પાલણપુર)
તરુણ રંગભૂમિના કવિ અને નાટ્યલેખક

નંદનાથ કે. દીક્ષિત, એમ. એ. (સુરત)
નર્મદજીવનના એક ઉત્તમ અભ્યાસી; વડોદરા રાજ્યના ભૂતપૂર્વ વિદ્યાધિકારી

ભાસ્કર વહોરા, બી. એ. (ભાવનગર)
સુપદીના તરુણ રચનાર

૧. નામાનુક્રમ મૂળાક્ષરી ક્રમે.

१. સત્યં શિવં સુન્દરમ્ (નં. કે. દીક્ષિત)
રૂપપ્રધાન શૈલીનું સરસ ઊર્મિકાવ્ય

२. ભાષા અને છંદ (રવિબાબુ: જ. આચાર્ય)
સુપ્રસિદ્ધ બંગાળી કવિવરની એક અનુપમ રચનાનો મૂળ પાઠ અને ભાષાંતર

૩. વિફળ યત્ન (ભા. વહોરા)
સૌંદર્યશોધની તરંગલીલાયુક્ત પંક્તિઓ

૪. ચીંથરૂં (જ. ભ. દૂરકાળ)
નિબંધિકાના વિષયની મર્યાદા ઠેઠ કયાં લગી પથરાઇ શકે છે એનું સરસ દૃષ્ટાંત

૫. આત્માનો વધ (કિ. ચાવડા)
આજના એક પ્રજળતા મહાપ્રશ્નનું કલાદ્યુતિએ ચમકતું આલેખન, સુરેલોકની નવલિકાને રૂપે

૬. અશબ્દ ગાન (દ. શુક્લ)
ખોવાયું શું ? જડયું શું ?... એક અર્થગર્ભ રસવન્તી નાટિકા

७. દૂધા કાંઠે (ગો. માલવીય)
ચેકોસ્લોવાકિયન સાહિત્યકારની મનોહર એક વાર્તા.

# સૌન્દર્યલહરી

## ૧. સત્યં શિવં સુંદરમ્

પેલા નિકુંજ ભણી ચાલ પ્રિયે ભમીશું,
આનંદ કે પ્રણયગોષ્ઠિ મીઠીથી લેશું;
ને આ સરોવર અમીરસથી ભર્યું જે
ત્યાં ચાલી જાશું દિલ વાત કરંત ધીમે

૨

મારી ભણી નજર રાખી પ્રિયે જુએ છે
નિષ્પાપ જે ઉર નિખાલસ નેત્રમાં તે ?
કેવું દિસે સઘળું શાંત જ આ સમે ત્યાં !
જાણે મળ્યાં શિવ અને સત સુંદરં ત્યાં !

૩

જો વામ ભાગ સરની રચના રસાળી,
આ બાળ–પુષ્પ રમતાં ફુલ સંગ વ્હાલી:
સૌન્દર્ય નિર્મળનીતિ મૃદુ લગ્નબંધે,
છે સંકળાયલી અહિં દિસતી જ સંધે !

૪

આ આપણો વિમલ સુંદર સ્નેહબંધ,
સૌન્દર્ય ને સરળ ભાવભર્યો પ્રબંધ
અંધા હશે તદપિ નેત્ર વિના નિહાળે !
સત્યં શિવં મહિં જ સુંદરતા વિરાજે.

૫

કુંજે અને સરવરે કુસુમે શિશુએ,
છે આ ભર્યા ઉભય અંતરમાં નિશાએ
ઉદાત્ત ને મધુર ભાવભીના વિચારો;
સત્યં, શિવં અનુપ સુંદરને વિષે હો !

નંદનાથ કે. દીક્ષિત

• ટીપ : આ કાવ્યની ત્રીજી કડી "હૃદયપરીક્ષણ"માં આજથી બત્રીશ વર્ષ ઉપર પ્રકટ થઇ છે. બાકી તે વખત લખાયલું છતાં આખું કાવ્ય અપ્રસિદ્ધ છે.

## ૨. ભાષા ઓ છન્દ

જે દિન હિમાદ્રિશૃઙ્ગે નામિ' આસે આસન્ન આષાઢ,
મહાનદ બ્રહ્મપુત્ર અકસ્માત્ દુર્દામ દુર્બ્બાર
દુઃસહ અન્તરબેગે તીરતરુ કરિયા ઉન્મૂલ
માતિયા ખુઁજિયા ફિરે આપનાર કૂલ-ઉપકૂલ
તટ-અરણ્યેર તલે તરઙ્ગેર ડમ્બરુ બાજાયે
ક્ષિપ્ત ધૂર્જ્જટિર પ્રાય; સેઇ મતો બનાનીર છાયે
સ્વચ્છ શીર્ણ ક્ષિપ્રગતિ સ્રોતસ્વતી તમસાર તીરે
અપૂર્બ્બ ઉદ્બેગભરે સઙ્ગીહીન ભ્રમિછેન ફિરે
મહર્ષિ બાલ્મીકિ કવિ, – રક્તબેગ – તરંગિત બુકે
ગંભીર જલદમન્દ્રે બારંબાર આબર્ત્તિયા મુખે
નબ છન્દ; બેદનાય અન્તર કરિયા બિદારિત
મુહૂર્ત્તે નિલો—જે જન્મ પરિપૂર્ણ બાણીર સંગીત,
તા'રે લૈ'યે કી કરિબે, ભાબે મુનિ કી તા'ર ઉદ્દેશ,—
તરુણ ગરુડસમ કી મહત્ ક્ષુધાર આબેશ
પીડન કરિછે તા'રે કી તાહાર દુરન્ત પ્રાર્થના,
અમર બિહઙ્ગશિશુ કોન્ બિશ્વે કરિબે રચના
આપન બિરાટ નીડ — અલૌકિક આનન્દેર ભાર
બિધાતા જહારે દેય, તા'ર બક્ષે બેદના અપાર,
તા'ર નિત્ય જાગરણ; અગ્નિસમ દેબતાર દાન
ઊર્ધ્વશિખા જ્વાલિ' ચિત્તે અહોરાત્ર દગ્ધ કરે પ્રાણ
અસ્તે ગેલો દિનમણિ. દેબર્ષિ નારદ સન્ધ્યાકાલે
શાખાસુપ્ત પાખીદેર સચકિયા જટા – રશ્મિજાલે,
સ્વર્ગેર નન્દન—ગન્ધે અસમયે શ્રાન્ત મધુકરે
બિસ્મત બ્યાકુલ કરિ', ઉત્તરિલા તપોભૂમિ – 'પરે.
નમસ્કાર કરિ' કવિ, શુધાઇલા સઁપિયા આસન
"કી મહત દૈવકાર્યે, દેવ, તવ મર્ત્યે આગમન."
નારદ કહિલા હાસિ'— "કરુણાર ઉત્સમુખે, મુનિ,
જે – છન્દ ઉછિલો નબ', બ્રહ્મલોકે બ્રહ્મા તાહા શુનિ'
આમારે કહિલા ડાકિ', જાઓ તુમિ તમસાર તીરે,
બાણીર બિદ્યુત્ – દીપ્ત છન્દોબાણબિદ્ધ બાલ્મીકિરે

## ૨. ભાષા અને છન્દ

જે દિન હિમાદ્રિશૃંગે અન્તરે આસન્ન આષાઢ,
મહાનદ બ્રહ્મપુત્ર અકસ્માત દુર્દમ્ય દુર્વાર,
દુઃસહ અન્તરવેગે તીરતરુ કરીને ઉન્મૂલ
મત્ત થઈ શોધી વળે પોતાતણું કૂલ-ઉપકૂલ
તટ-અરણ્યની તળે તરંગનું ડમરુ બજાવી,
ક્ષિપ્ત ધૂર્જટિ જેમ; તેવી રીતે મહાવન છાંયે,
સ્વચ્છ શીર્ણ ક્ષિપ્રગતિ સ્રોતસ્વતી તમસાને તીરે
અપૂર્વ ઉદ્વેગ ભર્યા સંગીહીન ભ્રમી તહીં ફરે
મહર્ષિ વાલ્મીકિ કવિ,—રક્તવેગે તરંગિત ઉરે
ગંભીર જલદમન્દ્રે વારંવાર જપી રહ્યા મુખે
નવ છન્દ; વેદનાથી અંતર કરીને વિદીર્ણ
મુહૂર્તમાં જન્મ પામ્યું પરિપૂર્ણ વાણીનું સંગીત,
પામી તેને કરવું શું, મુનિ તેનો વિચારે ઉદ્દેશ,—
તરુણ ગરુડસમ કઈ મહા ક્ષુધાનો આવેશ
પીડન કરે છે તેને. શી છે તેની અશાન્ત પ્રાર્થના,
અમર વિહંગશિશુ કયા વિશ્વે કરશે રચના
પોતાનું વિરાટ નીડ — અલૌકિક આનન્દનો ભાર
વિધાતા કરે જેને દાન, તેને વહે વેદના અપાર,
તેને નિત્ય જાગરણ; અગ્નિસમ દેવતાનું દાન
ઊર્ધ્વશિખા ઉડી ચિત્તે અહોરાત્ર દગ્ધ કરે પ્રાણ.
અસ્તે ગયો દિનમણિ, દેવર્ષિ નારદ સન્ધ્યાકાળે
શાખાસુપ્ત પંખીઓને ચમકાવી જટારશ્મિજાળે,
સ્વર્ગની નન્દનગન્ધે અસમયે શ્રાન્ત મધુકરને
વિસ્મિત વ્યાકુલ કરીને, અવતર્યા તપોભૂમિ પરે,
નમસ્કાર કરી કવિ, બોલ્યા પછી સોંપીને આસન
"શા મહાન દૈવકાર્યે, દેવ, તવ છે આગમન"
નારદ હસીને બોલ્યા — કરુણાના ઉત્સમુખે, મુનિ
જે છન્દ ઉઠ્યો ફૂટે, બ્રહ્મલોકે બ્રહ્મા તેને સુણી
મને બોલાવી કહ્યું, જાઓ તમે તમસાને તીરે,
વાણીથી વિદ્યુત-દીપ્ત છન્દોબાણવિદ્ધ વાલ્મીકિને

આરેક શુધાયે એરો, — બ'લો તા'રે, "ઓગો ભાગ્યવાન,
એ મહા સંગીતધન કાહારે કરિબે તુમિ દાન.
એઇ છન્દે આઁખી લ'યે કોન દેવતાર જશઃ કથા
સ્વર્ગેર અમરે કવિ મર્ત્યલોકે દિબે અમરતા."
કહિલેન શિર નાડ઼િ' ભાવોન્મત્ત મહામુનિવર,
"દેવતાર સામગીતિ ગાહિતે છે વિશ્વચરાચર,
ભાષાશૂન્ય અર્થહારા. વહ્નિ ઊર્ધ્વે મેલિયા અંગુલિ
ઇંગિતે કરિછે સ્તવ; સમુદ્ર તરંગબાહુ તુલિ'
કી કહિછે સ્વર્ગ પાને; અરણ્ય ઉઠાયે લક્ષશાખા
મર્મ્મરિછે મહામન્ત્ર; ઝટિકા ઉડ઼ાયે રુદ્ર પાખા
ગાહિ છે ગર્જ્જન-ગાન; નક્ષત્રેર અક્ષૌહિણી હ'તે
અરણ્યેર પતંગ અવધિ, મિલાઇ છે એક સ્રોતે
સંગીતેર તરંગિણી બૈકુંઠેર શાન્તિસિન્ધુપારે
માનુષેર ભાષાટુકુ અર્થ દિયે બદ્ધ ચારિધારે,
ઘુરે માનુષેર ચતુર્દ્દિકે. અવિરત રાત્રિદિન
માનવેર પ્રયોજને પ્રાણ તા'ર હ'યે આસે ક્ષીણ;
પરિસ્ફુટ તત્ત્વ તા'ર સીમા દેય ભાવેર ચરણે;
ધૂલિ છાડ઼િ,' એકેબારે ઊર્ધ્વમુખે અનન્તગગને
ઉડ઼િતે સે નાહિ પારે સંગીતેર મતન સ્વાધીન
મેલિ' દિયા સપ્તસુર સપ્તપક્ષ અર્થભાર-હીન.
પ્રભાતેર શુભ્ર ભાષા વાક્યહીન પ્રત્યક્ષ કિરણ
જગતેર મર્મ્મદ્વાર મુહૂર્ત્તેકે કરિ' ઉદ્ઘાટન
નિર્બ્બારિત કરિ દેય ત્રિલોકેર ગીતેર ભાંડાર;
યામિનીર શાન્તિવાણી ક્ષણમાત્રે અનન્ત સંસાર
આચ્છન્ન કરિયા ફેલે, વાક્યહીન પરમ નિષેધ
વિશ્વ-કર્મ્મ-કોલાહલ મન્ત્રબલે કરિ' દિયા ભેદ
નિમેષે નિભાયે દેય સર્વ્વ એઇ સકલ પ્રયાસ,
જીવલોક માઝે આને મરણેર વિપુલ આભાસ;
નક્ષત્રેર ધ્રુવ ભાષા અનિર્બ્બાણ અનલેર કણા
જ્યોતિષ્કેર સૂચિપત્રે આપનાર કરિ છે સૂચના.
નિત્યકાલ મહાકારો; દક્ષિણેર સમીરેર ભાષા
કેવલ નિશ્વાસમાત્રે નિકુંજે જાગાય નવ આશા;

એકવાર પૂછી આવો, – કહો તેને, 'અહો ભાગ્યવાન,
આ મહા સંગીતધન કોને કરશો જે તમે દાન,
આ છન્દમાંહી ગૂંથી કયા દેવતાની ચરકથા.
સ્વર્ગના અમરે કવિ મર્ત્યલોકે દેશે અમરતા,''
શિર ઝુકાવીને બોલ્યા ભાવોન્મત્ત મહામુનિવરે,
"દેવતાની સામગીતિ ગાઇ રહ્યું વિશ્વ ચરાચર,
ભાષાશૂન્ય અર્થહીન, વહ્નિ ઊર્ધ્વે ખોલીને અંગુલિ,
ઇંગિતે કરે છે સ્તવ; સમુદ્રતરંગ બાહુ ઉચ્ચા કરી,
શું કહે છે સ્વર્ગ જાણે; અરણ્ય હલાવી લક્ષ શાખા,
મર્મરે છે મહામંત્ર; ઝંઝાવાયુ ખોલી રુદ્ર પાંખો.
ગાય છે ગર્જન ગાન; નક્ષત્રની અક્ષૌહિણી સાથે,
અરણ્યનાં જીવજન્તુ, મળી ગયાં એક સાતે,
સંગીતની તરંગિણી વૈકુંઠને શાન્તિ સિન્ધુપારે,
મનુષ્યની ભાષા દઇ અર્થ સહુ બદ્ધ ચારે દિશે,
ફરે મનુષ્યની ચારેબાજુ અવિરત રાત્રિદિન,
માનવના પ્રયોજને પ્રાણ તેનો થઇ રહ્યો ક્ષીણ,
પરિસ્ફુટ તત્ત્વ તેનું સીમા દે છે ભાવને ચરણે;
પૃથ્વી છોડી, આપોઆપ ઊર્ધ્વમુખે અનંત ગગને,
ઉડી તે તો નવ શકે સંગીતની માફક સ્વાધીન,
ખોલી દઇ સપ્તસૂર સપ્તપક્ષ અર્થભાર હીન.
પ્રભાતની શુભ્ર ભાષા વાક્યહીન પ્રત્યક્ષ કિરણ,
જગતનું મર્મદ્વાર મુહૂર્તે કરીને ઉદ્ઘાટન,
ભાષાહીન કરી દે ત્રિલોકનો ગીતભંડાર,
યામિનીની શાન્તવાણી ક્ષણમાંહી અનંત સંસાર,
આચ્છન્ન કરી રાખે વાક્યહીન પરમ નિષેધ,
વિશ્વ–કર્મ–કોલાહલ મંત્રબળે કરી દઇ ભેદ,
પલકે કરી દે દૂર સર્વ ખેદ સકલ પ્રયાસ,
જીવલોકમાંહી આણે મરણનો વિપુલ આભાસ;
નક્ષત્રની ધ્રુવ ભાષા, અનિર્વાણ અનલના કણા,
જ્યોતિષ્કને સૂચિપત્રે પોતાની કરે છે સૂચના,
નિત્યકાલ મંહાકારો; દક્ષિણના સમીરની ભાષા,
કેવળ નિશ્વાસમાત્રે નિકુંજે જગાવે નવ આશા;

દુર્ગમ પલ્લવદુર્গে অরণ্যের ઘન અન્તઃપુરે
નিমেষে પ્রবেশ করে, નિત્ય જાય দূর হো'তে দূরে

જાવનેর জয়গান; – সেই মতো প্রত্যক্ষ প্রકાশ
કોથા માનવેર વાક્યે, કોથા સેઇ અનન્ત આભાસ,
કોથા સેઇ અર્થભેદી અભ્રભેદી સંગીત–উচ্છ্বાস,
આત્મ – બિદারણকারী મর্মান્তিક મહান নিশ্বাস.
માનવેર জীর্ণ વાক્યে મোর છন્દ দিবে নবসুর,
অর্থের বন্ধন হ'তে নিয়ে তা'রে যাবে কিছু দূর

ભાবের স্বাধীন লোকে, পক্ষবান অশ্বরাজ সম
উদ্দাম সুন্দর গতি, – সে – આশ্বাসে ভাসে চিত মম.
সূর্য্যেরে বহ্নিয়া যথা ধায় বেগে દિব্য અগ্নিতরী
মহাব্যোম – নীলসিন্ধু প્રতিদিন પારાপার করি';
ছন্দ সেই অগ্নিসম বাক্যেরে করিবে সমর্পণ,
যাবে চলি' মর্ত্যসীমা অবাধে করিয়া সন্তরণ,
গুরুভার પૃথিবীরে ટાনিয়া লই বে ઊર્ધ્વ ধ্যানে,
કখারে ભাবের স্বর্গে, માનবেরে দেব – পীঠস্থানে.
মહাম્বুধি যেই – মতো ধ্বનিহীন স્તব্ধ ધরণীরে
બাঁধিয়া છে. ચতুর্દিকে અন્তહীন নৃত્য – ગীতে ઘિરে,
તেমনি আমার ছન્દ, ভાষারে ঘેરিয়া આલিঙ્গনে
গা'বে যুগে যুগান্তরে সরল গম্ভীর কলস્বনে
দিক্ હો'তে দિগন্তরে મহામાનবের સ્તবগાন, –
ক્ষણ સ્থাયી নরজন্মে মহৎ মর্য্যাদা কરि' দાন
হে দেবর્ષિ, দેবદূત, নিবেદিয়ো પিতামહ – પાયে
স্বর্গ হো'তে যাহા এলো স্বর্গে તাহা নিয়োના ફিরાয়ে
দেবতারে স্তবগીতে দেবেরে মાনব করি' আনে
તুলিবো দેવতা করি' মાনুષেরে মোর ছন্দে গানে.
ભગবন্, ত્রিભুবন তোমাদের প્રত্યক্ষে বিরাজে
કહো' মোরে কાর নাম અমর বીણાર ছন্দে বাজে

કહો' મોরে વীর্য্যে কાર ક્ષমারে করে না અতિক্রম
કાহার ચরিত્র ঘেরি' সુકঠিন ધর્મ્মের নিয়মে
ધ'রে છে સুন্দর কান্তি মાણিক্যের અঙ্গের মতো,
મহৈশ্বর্য্যে આছে નম্র, মহা দৈন্যে কে হોয়নি নত,

દુર્ગમ પલ્લવદુર્ગે અરણ્યને ઘન અન્તઃપુરે,
પલકે પ્રવેશ કરે, નિત્ય જાય દૂર અતિદૂરે
યૌવનનું જયગાન; — તેના જેવા પ્રત્યક્ષ પ્રકાશ
ક્યાં છે માનવને વાક્યે, ક્યાં છે તે અનંત આભાસ,
ક્યાં છે પેલો અર્થભેદી સંગીત-ઉચ્છ્વાસ,
આત્મ-વિદારણકારી મર્મભેદી મહાન નિશ્વાસ.
માનવને જીર્ણ વાક્યે મારો છન્દ દેશે નવા સૂર,
અર્થના બંધનમાંથી લઇ જશે તેને જોડે દૂર.

ભાવના સ્વાધીન લોકે, પક્ષવાન અશ્વરાજ સમ
ઉદ્દામ સુંદર ગતિ, — તે આશ્વાસે ભાસે ચિત્ત મમ
સૂર્યને વહી યથા ધાય વેગે દિવ્ય અગ્નિ તરી
મહાવ્યોમ — નીલસિન્ધુ પ્રતિદિન પેલી પાર તરી;
છન્દ તથા અગ્નિસમ વાક્યને કરીશ સમર્પણ;
જશે વહી મર્ત્યસીમા વિના બધા કરી સંતરણ
ગુરુભાર પૃથ્વીને તાણી લેશે ઊર્ધ્વ દિશા — દેશે,
કથાને ભાવને સ્વર્ગે, માનવને દેવ — પીઠસ્થાને
મહાંબુધિ જેવી રીતે ધ્વનિહીન સ્તબ્ધ ધરણીને
બાંધી રહ્યો ચારે દિશે અંતહીન નૃત્ય — ગીતે ઘેરીને
તેવી રીતે મારો છન્દ, ભાષાને ઘેરીને આલિંગને
ગાશે યુગ યુગાન્તર સરળ ગંભીર કલસ્વરે
દિશે દિશે સર્વ સ્થળે મહામાનવનું સ્તવગાન,—
ક્ષણસ્થાયી નરજન્મે મહત મર્યાદા કરી દાન.
હે દેવર્ષિ, દેવદૂત, કહો જઇ પિતામહ — પાયે
સ્વર્ગ થકી જે છે આવ્યું, સ્વર્ગે તેને લેશો મા ફરીને
દેવતાના સ્તવગીતે દેવને માનવ કરી આણે,
કરીશ દેવતા સહુ માનવને મારે છન્દે ગાને.
ભગવન, ત્રિભુવન આપને તો પ્રત્યક્ષે વિરાજે
કહો મને, કોનું નામ અમર વીણાને છન્દે બાજે

કહો મને વીર્ય કોનું ક્ષમાને કરે ના અતિક્રમ,
કોના સુચરિત્ર માંહી સુકઠિન ધર્મના નિયમ
ધરે છે સુન્દર કાન્તિ માણિકના અંગદ સમ,
મહૈશ્વર્યે રહે નમ્ર, મહાદૈન્યે થાય નવ નવ,

સમ્પદે કે થાકે ભયે, વિપદે કે એકાન્ત નિર્ભીક,
કે પેયે છે સબ ચેયે, કે દિયે છે તાહાર અધિક,
કે લ'યે છે નિજ શિરે રાજભાલે મુકુટેર સમ
સવિનયે સગૌરવે ધરામાઝે દુઃખ મહત્તમ, —
કહો' મોરે, સર્વ્વદર્શી હે દેવર્ષિ, તાঁર પુણ્યનામ,"
નારદ કહિલા ધીરે — "અયોધ્યાર રઘુપતિ રામ."
"જાનિ આમિ જાનિ તાঁરે, શુનેછિ તાঁહાર કીર્તિ — કથા,"
કહિલા વાલ્મીકિ, "તબુ નાહિ જાનિ સમગ્ર વારતા,
સકલ ઘટના તાঁર — ઇતિવૃત્ત રચિબો કેમોને.
પાછે સત્યભ્રષ્ટ હોઇ, એઇ ભય જાગે મોર મને."
નારદ કહિલા હાસિ,' "સેઇ સત્ય, જા રચિબે તુમિ,
ઘટે જા, તા સબ સત્ય નહે. કવિ, તવ મનોભૂમિ
રામેર જનમસ્થાન, અયોધ્યાર ચેયે સત્ય જેનો."
એતો બોલિ' દેવદૂત મિલાઇલો દિવ્ય — સ્વપ્ન — હેનો
સુદૂર સપ્તર્ષિલોકે. વાલ્મીકિ બસિલા ધ્યાનાસને,
તમસા રહિલો મૌન, સ્તબ્ધતા જાગિલો તપોવને.

વસંતપંચમી ૧૯૯૨ સૌંદર્યલહરી

સંપદે જે રહે ભયે, વિપદે જે કેવળ નિર્ભય,
જે પામ્યો છે સર્વ થકી, જેણે દીધું તેનાથી અધિક,
કોણે લીધું નિજ શિરે રાજ્યભાર મુકુટની સમ
સવિનયે સગૌરવે ધરામાંહી દુઃખ મહત્તમ,—
કહો મને, સર્વદર્શી હે દેવર્ષિ, તેનું પુણ્યનામ."
નારદે ત્યાં કહ્યું ધીરે—"અયોધ્યાના રઘુપતિ રામ."

"જાણું છું હા, જાણું છું હા, સુણી છે તેમની કીર્તિકથા,"
કહ્યું વાલ્મીકિએ, "છતાં નવ જાણું સમગ્ર વારતા,
સકળ ઘટના તેમની —.ઇતિવૃત્ત રચીશ શી રીતે.
રખે સત્યભ્રષ્ટ થાઉં, એવો ભય જાગે મારે મને."
નારદે કહ્યું હસીને, "તે જ સત્ય, જે રચશો તમે,
બને છે તે સર્વ સત્ય નથી. કવિ, તવ મનોભૂમિ
રામનું જન્મસ્થાન, અયોધ્યાથી સત્ય જાણું લાગે."
આવું કહી દેવદૂત મળી ગયા દિવ્ય સ્વપ્ન સમ
સુદૂર સપ્તર્ષિલોકે. વાલ્મીકિ બેઠા ધ્યાનાસને,
તમસા રહી ત્યાં મૌન, સ્તબ્ધતા જાગી શું તપોવને.

રામનવમી ૧૯૯૨ 'પુંડરીક'

## ૩. વિફળ યત્ન

વ્યોમ તણી ભીતરથી દોડી,
ચંદ્રસૂરજ ને તારક છોડી,
યુગ યુગ કેરી દિવ્ય યોગિની,
રમવાને આવી.
સાગર સરિતા નર્તન કરતી,
દલ કમલે જઇ સર્જન કરતી,
કુંજ નિકુંજે હસતી હસતી,
જોતી ને ફરતી.

પાછળ માનવ આંખ મીચીને,
ધર્મ કર્મ આનંદ ત્યજીને,
સત્ય તત્ત્વ સૌન્દર્યદેવીને,
જોવાને દોડ્યો.
જોઇ શકે, નવ પકડી શકતો,
યત્ન કરે પણ પાછો પાડતો,
મૂઢ બનીને માનવ અંતે,
રોવાને મંડ્યો.

ભાસ્કર વહોરા

જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ

# ચીંથરું

એક[1] વૈદ્ય હશે તેણે દરદીને ઓસડ આપતી વખત કહ્યું કે આ દવા છે રામબાણ, પણ એમાં એક એટલું કરવાનું છે કે એ ખાઓ ત્યારે વાંદરું ન સંભારવું. દરદીએ ઓસડ તો લીધું પણ જ્યારે ખાવા જાય ત્યારે ન સંભારવાનું વાંદરું તે જ નજર આગળ આવીને ખડું થાય. આમ દુનિયાને પણ કેટલાક રામબાણ જેવાં ઔષધો મળ્યાં છે પણ એ ખાય તે પહેલાં તો વાંદરાં ઊભાં થાય છે એટલે ઔષધ ખાવાનું રહી જાય છે અને રોગ લાંબો થતો જાય છે.

એક વાર શેના ઉપર લખવું એમ મનમાં થતું હતું ત્યાં મને ચીંથરાનો વિચાર આવ્યો, અને એવા નજીવા વિષય ઉપર શું લખવું એમ હું કાકુપ્રશ્ન કરું તે પહેલાં તો એક જૂનું પાનું, ફાટયું તૂટયું, મેલું ઘેલું ચીંથરું મારી નજર આગળ ઉડતું આવી બેઠું. એની ઝીણી ઝીણી રૂવાંટી ફરફર થતી હતી. આમ અજાણ્યા કલ્પના એક વટેમાર્ગુને મારા કલ્પનાપ્રદેશમાં દાખલ થતો જોઈ "તું ક્યાંથી ?" એમ પૂછવાનો વિચાર કરું છું ત્યાં તો જાણે એને વાચા ન થઈ હોય એમ એ બોલવા લાગ્યું, "શેઠ સાહેબ, મને કેમ સંભાર્યું ?" વીર વિક્રમે વૈતાળને સાધ્યો હતો તે બોલાવે ત્યારે આવીને ઊભો રહેતો. પણ આની મેં કોઈ દહાડો સાધના

૧. આ લેખના સર્વ હક લેખકને સ્વાધીન છે.

કરેલી નહીં છતાં એ આવીને મારા કલ્પનાપ્રદેશમાં આવીને ઉભું રહ્યું તેનાથી આશ્ચર્ય થાય તેના કરતાં વધારે આશ્ચર્ય મને તેણે જાણે જૂની ઓળખાણ હોય તેમ વાત કરવા માંડી તેથી થયું. આપણે સૌ ઇશ્વરની આ મહાસૃષ્ટિમાં અણુ જેવા અથવા ક્ષુદ્રક્ષુદ્ર જેવા છિયે; વળી શ્રીકૃષ્ણ જેવાએ જીર્ણું લૂગડાને ગીતાજીમાં ઉપમાનરૂપે દાખલ કર્યાં છે અને કાર્લાઇલ જેવાએ લૂગડાં ને ચીંથડાંની ફિલસુફી લખી છે એ બધા વિચાર મને આવ્યા. પણ હું એનો શેઠ ક્યારે થયો હોઇશ કે એ મને માનાર્થે જ શેઠ કહે છે એના વિચાર કરૂં તે પહેલાં તો તેણે પોતાની આત્મકથા શરૂ કરી. "સાહેબ, હું દેખાઉં છું એવું ચીંથરે હાલ પહેલાં નહોતું; મેં પણ ઘણાં સારા દહાડા જોયા છે." આ છોકરાંની વાચનમાળાના પાઠ જેવું પ્રકરણ ક્યાંથી ઉપડ્યું એ વિચાર મને આવ્યો; તથાપિ, ગરીબ માણસનું દુઃખ ન ફેડાય તો ય આપણે તેને સાંભળિયે તેથી તેને દિલાસો મળે છે, એમ વિચારતાં વિચારતાં હું તેને કાન દેવા લાગ્યો; અને એ મારી સહાનુભૂતિ જાણી ગયું હોય એમ જાણે ફરફર ફરફર બોલવા લાગ્યું "હું તો માણસ જેવા માણસના અંગ ઉપર રહીને તેને શોભાવતું હતું અને મારા વિના મારા માલિક બાગે ક્યાં રહેતા. પણ જે સુન્દર વસ્ત્રનું હું અંગભૂત હતું તે વખત જતાં એમની નોકરીમાં જીરણું થઇ ગયું અને ઘસાઇ ગયું એટલે એમણે તો એને વિસારી દીધું." આ વાત એણે એટલી લાગણીથી કહી કે મને દયા આવી પણ આશ્ચર્ય ન થયું. કેમકે આપણી દુનિયામાં તો માણસનું માણસ પ્રત્યેનું એ ચાલુ વર્તન છે તો પછી જડ જેવા લૂગડા પ્રત્યે હોય એમાં આશ્ચર્ય પામવા જેવું શું? તેણે આગળ ચલાવ્યું. "અને ધીમે ધીમે એક કે બીજા માણસના હાથમાં પડતાં એમાંથી ચીંદડીઓ થવા લાગી. એક વાર તો ઘરમાં શેઠના બાળકને લોહી નીકળ્યું ત્યારે શેઠે પોતે જ એમાંની એક ચીંદડી લઇને ઘાસલેટમાં બોળી તેને પાટો બાંધ્યો; પણ પાછું જરા ઠીક થતાં એ ચીંદડીને ફેંકી દીધી." મને કહેવાનું મન

થયું કે બધા ય એવા શ્રીકૃષ્ણ જેવા ક્યાંથી હોય કે જે ચીંદરડીએ પોતાને પાટો બાંધ્યો હોય તેના તાંતણા ગણી રાખે ને વખત આવ્યે એક એક તાંતણાને બદલે એકેકું ચીર આપે ? પણ આવા કોઇક દાખલાથી માણસજાતનો બચાવ કરવાનો આ વખતે કાંઇ અર્થ નહોતો. વૃત્તાન્ત આગળ ચાલ્યું: "એ ચીંદરડીના ઉપર કેઇ રજોટીઓ ભરાઇ, કેકના પગ પડ્યા, એકાદ બિલાડીના ને એના બચ્ચાના નોરિયા વાગ્યા ને એક કડકો છુટ્ટો પડ્યો તે હું." તેને વહેવારૂ માણસની પેઠે દિલગીરી દર્શાવી પૂછવાનો વિચાર કરૂં છું કે "હવે શું ?" એટલામાં તો મારો પ્રશ્ન જાણે દિવ્ય ચક્ષુથી તેણે જોઇ લીધો હોય એમ તેણે આગળ ચલાવ્યું. "આ આમ અથડાઇ કુટાઇને રગદોળાઇને દહાડા કાઢું છું. કાંઇ રસ્તો બતાવીને મારો ઉદ્ધાર કરો તો તમે જ જાણે મારા પ્રભુ. તમે મને સંભાર્યું એ જ દયા છે." ઉદ્ધાર કરનારા તો આજના જમાનામાં આટલા બધા નીકળ્યા છે છતાં આને કેમ એની ઊણપ લાગતી હશે ? શું એને કોઇ ખોલ્લેશવિકો, ગરીબોદ્ધારકો, ગ્રામોદ્ધારવાળા કે અનાથાશ્રમવાળા નહીં મળ્યા હોય ? આ બધા વિચારો મને આવ્યા નહીં. મેં સ્વાભાવિક રીતે જ માની લીધું કે આવી સ્થિતિએ પહોંચેલાને બિચારાને ઉદ્ધારવાની પરિપાટી જ ક્યાં છે ? પણ ત્યાં મને વિચાર આવ્યો, કે આનો ઉદ્ધાર એક રીતે થઇ શકે. એટલામાં તો એણે જાણે આર્તસ્વરે કહ્યું "હવે તો મારે માટે એક માર્ગ રહ્યો છે. હવે જ્યારે ત્યારે શેઠનો નોકર મને ઘાસલેટમાં બોળીને મારી કાકડી કરી મનુષ્યોની પેઠે મારી પણ રાખ કરી નાંખશે. પણ જો એ રીતે ય, જે મનુષ્યની મેં સેવા કરી છે એની વધારે સેવા હું કરી શકું તો મને એ આત્મભોગ પણ કબૂલ છે." મેં સૂચના કરી કે "એક ઉદ્ધારનો માર્ગ છે, પુનર્જન્મ તો લેવો પડશે પણ ઉજળા–વાજળા થવાશે અને સંતોના, શૂરવીરોના, સાહિત્યકારોના તેમ જ સુન્દરીઓના સમાગમમાં અવાશે. પણ એમાં તપશ્ચર્યા મોટી છે; તમને દબાવશે, ઝૂડશે, પીલશે દવાઓ પાશે, ઉકાળશે, નરમ ઘેંશ

જેવા કરી દેશે પણ પછી તમને પાથરીને હારી દેશે, અને તમે ધોળા સફેદ કાગળ બની જશો.'' પણ આ નવો માર્ગ એનો જાણેલો જ ન હોય એમ તેણે તરત જ કહ્યું "હા, કાગળ બનવાનું તો સારું છે. પણ જે માણસજાતની મેં અત્યાર સુધી સેવા કરી છે, તેનું જ પતન થાય એવું લખાણ મારા ઉપર ન થાય એની ગોઠવણ તમે માથે રાખશો ? આવું હું છું છતાં મેં માણસને અધોગતિમાં દોર્યો નથી, સાચાંજૂઠાં કર્યાં નથી, 'સઠ જાઓ બેટા શૂળીએ એમ કર્યું' નથી, મનુષ્યોના વિકારોને ઉસ્કેરીને સ્વાર્થ સાધ્યો નથી અને હવે ઉજ્જ્વળ થઈને પણ કોઈને એમ કરાવવામાં આધારભૂત થતાં મને નાનમ લાગે છે. જો એમ ન કરવું પડે એવી તમે ખાત્રી આપો, તો રગડાઈ પીલાઈને નવે અવતારે આવવા પણ હું તૈયાર છું.''

એની આ ભાવનાએ મને વિચારમાં નાંખી દીધો. દુનિયાદારીની દલીલ તો મેં આપી નહીં; દુનિયામાં આ જમાનામાં એમ જ ચાલે છે, માણસોમાં ઘણાં યે સાચાંજૂઠાં કરે છે, બીજાને હેરાન કરે છે, ભલાને ભટકાવે છે, અને જૂઠ્ઠંજૂઠ્ઠું ધપાવે રાખે છે. છતાં માણસને પોતાને દુનિયાની પ્રગતિને શિખરે માનવામાં કંઈ હરકત આવતી નથી. એટલે એમનો જ દાખલો લઈ વહેવારૂ થવાની દલીલ જે ગૂઢ રીતે ઘણું કાર્ય કરી રહી છે તે દલીલ તો મને પોતાને જ અસરકારક ન લાગવાથી મેં કરી નહીં. કાગળની જાતોનો મેં વિચાર કર્યો તો હલકા પીળાશ પડતા કાગળથી એન્ટિક સુધીની કોઈ જાત એવા લેખ ન છપાતા હોય એવી દેખાઈ નહીં. ઊંચા આર્ટના સફેદ ચળકતા કાગળો ઉપર તો ચિત્રોએ વિકારોને ઉસ્કેરીને માણસને ચોટીએથી પકડીને હેઠો નાંખવાની તજવીજ કરવા માંડી છે. લેખોમાં પણ મોટું પ્રમાણ કઈ કઈ જાતના લેખોનું હોય છે એ મારી નજર બહાર ન હોવાથી આ મુશ્કેલીનું શી રીતે નિરાકરણ કરવું તેની મને ગૂંચવણ લાગવા માંડી અને હું કહેવા જાત કે એમાં તો કરમાધરમી

છે. ઇશ્વર ઉપર ભરોસો રાખો અને એની કૃપા હોય તો તમારી પીઠે એવી રીતના કાળા અક્ષર ન ચોટે;—બાકી, એ બાબતની બાંહેધરી તો અત્યારે અપાય એવું નથી.'' પણ એટલામાં તો ચીંથરાએ જાણે આવેશમાં આવી જઇને એ પ્રસ્તાવને જાણે તોડી પાડતાં કહ્યું ''કાકડી થઇને માણસની શગડી સળગાવતાં બળી જવું પડે એ હા, અત્યારે અથડાઉં છું એમ અથડાઇશ એ હા, કાગળ બનવાને કચરાઇ કુટાઇ એકરસ એકરંગ થઇ જાઉં તે ય મારે કબૂલ છે, પણ જે માનવને મેં શોભાવ્યો અને જેની એબ ઢાંકી એનું પતન કરવાને હું સાધનભૂત નહીં થાઉં. એ વિચાર મારાથી ખમાતો નથી.'' એમ કહેતાં કહેતાં તો આવેલા પવનથી એ કંપવા લાગ્યું અને શું સમાધાન યોજવું એનો વિચાર હું કરું છું ત્યાં તો તે ઊડી ગયું. ક્યાં ગયું તે કોણ જાણે, પણ માનવના પતનના લખાણની પીઠ કે આધાર થવાને તો નહીં જ ગયું હોય એમ મને ખાતરી છે.

સખાને ઉપાલંભ

વર્ષોના સહવાસથી પણ અરે જાણ્યો નહીં તેં મને,
જાણે શા થકી યોગ્ય છે પ્રણયના શા તું ઉપાલંભને ?
સ્નેહી, સ્નેહ તણો અનાદર કહે શી રીતથી હું સહું ?
આલંબી ઉછરેલ કેવલ રહું શાથી નિરાધાર હું ?

('પૂર્વાલાપ' પૃ. ૩૪) —કાન્ત

# આત્માનો વધ

સ્વર્ગમાં આજે વિષાદ, વેદના અને વિસ્મયનો પાર નથી. આજે જાણે સંકટનું સવાર ઉગ્યું છે. અરુણ પોતાના ભુવનમાંથી બહાર નીકળ્યા નહોતા તે પહેલાં માતરિશ્વાએ જરા ય અવાજ કર્યા વિના રાજમાર્ગો અને નાનાનાના રસ્તાઓ સાફ કરી દીધા હતા. પારિજાત જે રોજ સ્વચ્છ કરેલા રાજમાર્ગો ઉપર વિખેરાઇ જઇને અનિલને ચીડવતાં તેમણે પણ આજે અનિલનું નામ ન દીધું. વરુણે પણ કોઇ જાતના ગડગડાટ અને ઝરમર ઝરતા ધ્વનિ વિના છંટકાવ પૂરો કર્યો. ઉષાએ પણ કોઇ દિવસ નહિ ને જીવનમાં આજે પહેલી જ વાર મૌન રાખીને પૂર્વદ્વારે સાથિયા પૂર્યા. સવિતા-નારાયણ પોતાનો રથ ક્ષિતિજ પર મૂકીને ચાલતા જ આવ્યા. ઇન્દ્ર-ભુવનમાં આજે અપ્સરાઓનાં નૃત્ય, ગાંધર્વોનું વીણાવાદન કે કિન્નરોનું સંગીત કશું જ ન થવાથી જુવાન દેવો અને દેવીઓ નિરાશ થઇને મૂગાં મૂગાં પાછાં વળતાં હતાં. શચિ આજે અશ્વનીકુમારો સાથે સવારની સહેલગાહે પણ નહોતા નીકળ્યાં. વિષ્ણુને મંદિરે આજે ખૂબ ભીડ હતી. વિષ્ણુ અને લક્ષ્મીના ખાસ આમંત્રણથી છેક કૈલાસથી આજે મહેશ્વર અને સતી આવ્યાં હતાં. શ્રીઉદ્યાનના મધ્યભાગમાં એક સંગેમરમરના ફુવારા પાસે નંદી માથું ઢાળીને જળલીલા જોતો બેઠો હતો. સુરગંગાના મુખ પરના રમણીય શૃંગ ઉપર, ચન્દ્રદેવની ગુફાના દ્વાર આગળ રતિ અને મનોજ ઉદાસ ભાવે

હાથમાં બીડલાં કમળો લઇને મૂગાં મૂગાં ફરતાં હતાં. પહેલો પ્રહર વીત્યો ન વીત્યો ત્યાં તો કિન્નરોનાં કુટુંબો વાદળાંઓ પર બેસીને આવવા માંડયાં. ગાંધર્વોથી ભરેલાં પુષ્પવિમાનો ઉતરવા લાગ્યાં. આજે કિન્નરોના મધુર ગુંજારવને બદલે માત્ર એમની આંગળીઓ જ મૂક નૃત્ય કરતી હતી. ગાંધર્વ સ્ત્રીઓ પુષ્પવિમાનથી ઉતરતી વખતે નૂપુરઝંકાર ન થાય કે કંકણનો રણકાર ન ઉઠે એની ખૂબ સંભાળ રાખતી હતી. ઉત્સાહ, આનંદ અને મસ્તી જ્યાંથી વિપળ માટે પણ ઓસરતાં નહોતાં, તે સ્વર્ગમાં આજે ઉત્સાહ ઠંડો હતો, આનંદને બદલે વિષાદ હતો અને મસ્તીને બદલે પ્રશાંત મૌન વિસ્તર્યું હતું.

બીજા પ્રહરના પ્રારંભમાં કાર્તિકેયના દૂતોએ માત્ર સંજ્ઞાથી જ સૌને સમાચાર પહોંચાડયા કે ભોજન આજે મધ્યાહ્નને બદલે પ્રાતઃકાળને છેલ્લે પ્રહરે લેવાશે અને મધ્યાહ્નને પ્રારંભે તો મહેન્દ્રના રાજસભાગૃહમાં પરિષદ મળશે. પ્રભાતને છેલ્લે પ્રહરે ભોજનસમયે પૃથ્વીપરથી દેવી વસુંધરા અને પાતાળમાંથી નાગરાજ શેષ પણ આવી પહોંચ્યા. વસુંધરાને લક્ષ્મીને મંદિરે અને શેષનાગને અશ્વિનીકુમારોના ભવનમાં ઉતારવામાં આવ્યાં.

ઇન્દ્રના ગોળાકાર સભામંદિરના શણગાર આજે સાદા હતા. સોનેરી અટારીઓ અને ઝરૂખાના ઝલકારા પુષ્પની ઝાલરોથી ઢાંકવામાં આવ્યા હતા. રત્નજડિત આરસસ્થંભોની ભભક ઓછી કરવા આસપાસ બકુલની સેરો વિંટળાયલી હતી. બરગન્ડીભર્યા મખમલના ભવ્ય ગાલીચા ઉપર ગુલાબની પાંદડીઓ વેરવામાં આવી હતી. માત્ર સફેદ અને લાલ કમળોનાં દલથી રેખાઓ આંકી વિભાગો સૂચવવામાં આવ્યા હતા. શિરીષ, પોયણાં, પંકજ, સૂર્યમુખી અને મોગરાનાં પુષ્પોથી સિંહદ્વારની કમાનનું સૌન્દર્ય સાચવ્યું હતું.

ઇન્દ્રાસનની ડાબી બાજુએ પ્રવેશદ્વાર પછી તરત જ કિન્નરો અને ગાંધર્વોના વિભાગ હતા. ત્યાર પછી અપ્સરાઓની બેઠક હતી. આસનની પાસે નવગ્રહોનાં આસન હતા. સિંહદ્વારની જમણી

બાજુએ દેવોનો વિભાગ હતો. અને આસનની પાસે માતરિશ્વા, વરુણ, જાતવેદા, અશ્વનીકુમારો, શેષ, નારદ, વિષ્ણુ અને મહેશ્વરની બેઠકો હતી. આસનની તદ્દન પાસે જમણી બાજુએ લક્ષ્મી, સતી, શચિ, સરસ્વતી અને વસુંધરાનાં આસનો હતાં.

પ્રાતઃકાળના છેલ્લા પ્રહરની એક પળ રહી એટલે ઇન્દ્રભુવનમાં ઘંટારવ થયો. ધીરે ધીરે રાજસભાગૃહ ભરાઇ ગયું. ખુલ્લા રંગના આસમાની વસ્ત્રોમાં સજ્જ થએલા કિન્નરો અને ઘેરા વાદળી રંગના સાળુએમાં સૌન્દર્ય ઢાંકીને કિન્નરીઓનાં જૂથ આવ્યાં. ગળામાં પારિજાતની માળા અને હાથમાં શિરીષનાં કંકણ એ જ એમનો શણગાર હતો. મોગરા જેવા ધવલ, સ્વચ્છ અને સુગંધિત વસ્ત્રો પહેરીને ગાંધર્વો અને નાગચંપા જેવા આછા નીલા અંબરોમાં લાવણ્ય લપાવતી ગાંધર્વનારીઓનાં ઝુંડ આવી પહોંચ્યાં. ગળામાં ગુલાબનો હાર અને સુવર્ણચંપાનાં કંગન એટલું જ એમનાં આભૂષણોમાં હતું. મોતી જેવા પાણીદાર રંગના વસ્ત્રોથી શોભતું અપ્સરાવૃંદ આવ્યું. આજે માથે બીજકલા જેવા મુકુટને બદલે અંબોડામાં માત્ર એક એક બટમોગરો મહેકતો હતો. હાથમાં સોનાનાં સાદાં કંકણ અને પગમાં ઝંકાર વિનાનાં મૂગાં નૂપુરો હતાં. માત્ર ઉર્વશીએ જુઇની વેણી બાંધી હતી. નવ ગ્રહો પણ અવાજ કર્યા વિનાઆવીને પોતપોતાને આસને બેસી ગયા. દેવોએ પણ માત્ર સાદાં પીતાંબરો પહેર્યાં હતાં અને રેશમી ઉત્તરીય ઓઢ્યું હતું; અને માથે સાદા મુકુટો મૂક્યા હતા. આજે કોઇએ કાનમાં કુંડલ, ગળામાં હાર કે બાજુબંધ પહેર્યાં નહોતાં. દેવાંગનાઓ પણ મધ્યાહ્નના પ્રકાશમાં ઝલકારા ન મારે એવાં સાદાં વસ્ત્રાભૂષણોમાં સજ્જ થઇને આવી હતી. દસેક વિપળો રહી ત્યાં ગુલાબની પાંદડીઓના વલ્કલમાં પોતાનું યૌવન સંતાડતા અશ્વનીકુમારો આવ્યા, મેંદીની મંજરીઓથી ગૂંથેલા ઉત્તરીયને ફરકાવતા માતરિશ્વા પધાર્યા, વાદળાંમાંથી સરજેલું અંચળ ઓઢીને વરુણ આવ્યા, પ્રકાશનાં કિરણોથી-ગૂંથેલાં વસ્ત્રમાં ઝગકતા જાતવેદા આવ્યા, તિમિરનો જામો પહેરેલા શેષનાગ આવ્યા. ઉષાએ આપેલું

પીળું પીતામ્બર પહેરીને અને ધવલ ઉપવસ્ત્ર ઓઢીને તંબુરો લીધા વિના નારદ આવ્યા સફેદ કમળમાંથી બનાવેલાં વસ્ત્રોમાં સજ્જ થએલાં સરસ્વતી અને લાલ ગુલાબમાંથી સરજેલો લોહી જેવો પોષાક પહેરીને વસુધરા આવ્યાં. હવે મધ્યાહ્ન થવાને બે વિપળો બાકી હતી ત્યાં ઘંટનાદ થયો અને સિંહદ્વારમાંથી નંદી પ્રવેશ્યો. પાછળ સૂર્યમુખીનાં ફૂલની રેષાઓમાંથી વણાયલાં પીળાં વસ્ત્રોમાં શોભતાં સતી અને ઉષાએ પોતાના રંગોમાંથી બનાવેલું અંબર સજીને શ્રી આવ્યાં. એમની પાછળ સિંહચર્મથી વિંટળાયલા જટાધારી મહેશ્વર અને ચંપા જેવા સુવર્ણરંગી પીતાંબર પહેરેલા વિષ્ણુ દેખાયા. હવે તો પૂરી એક વિપળ પણ ન રહી ત્યાં શંખધ્વનિ થયો. રાતા કમળની રેષાઓમાંથી બનાવેલું પીતાંબર પહેરીને, પારિજાતની પાંદડીઓથી ગૂંથેલું ઉત્તરીય ઓઢીને અને માથે ચન્દ્રકિરણોનો મુકુટ પહેરીને મહેન્દ્ર આવ્યા. એમની સાથે જ મેઘધનુષ્યના રંગોમાંથી બનાવેલા સાળુથી સજ્જ થએલાં અને માથે તારાઓજડિત મુકુટ મૂકેલાં શચિ હતાં. પાછળ રતિ અને મદન એક બીજાની આંગળી પકડીને નીચું જોઇને આવ્યાં. ચાંદનીની બનાવેલી ઓઢણીમાં વિંટળાયલી રતિ અને વિદ્યુતની લેખાઓથી ગૂંથાયલા ઉત્તરીયમાં લપાયલો મનોજ મહેન્દ્રના પાદારવિંદ આગળ જ હોળી દૃષ્ટિએ બેસી ગયાં.

મધ્યાહ્નનો પ્રારંભ સૂચવતો સૂરનિનાદ થયો અને શમી ગયો. આખી સભા જાણે મૌનના સાગર પર બેઠી હતી. ઉર્વશીની વીણાનો પ્રથમ ઝંકાર થાય અને મૌન થરથરે તેમ દેવપતિની વાણીથી સભામાં જાણે જીવન ફુર્યું. ગંભીર અને ગૌરવશીલ અવાજે એમણે આજની પરિષદનું કારણ કહ્યું:

"સ્વજનો,

આજે ત્રિલોકની આ મહત્ત્વની પરિષદમાં સમસ્ત બ્રહ્માંડના એક અતિશય અગત્યના પ્રશ્નનો આપણે વિચાર અને નિકાલ કરવાનો

છે. વિશ્વના પાલક વિષ્ણુ અને સંહારક શિવની ફરીઆદ આવી છે. અને એ બન્નેએ પોતાની ફરિયાદનું સમર્થન કરવા પૃથ્વી પરથી વસુંધરાને અને સાક્ષી તરીકે પાતાળમાંથી શેષનાગને બોલાવ્યાં છે. માતરિશ્વા, વરુણ, અગ્નિ અને લક્ષ્મી પણ પોતપોતાનાં નિવેદનો કરશે. વિષ્ણુની ફરિયાદ એવી છે કે બ્રહ્માની સર્જનશક્તિ પળે અને વિપળે વધતી જાય છે. પૃથ્વી પરનું વિશ્વ ઉભરાવા માંડ્યું છે, એટલે એમનાથી પાલનની જવાબદારીને પહોંચી વળવું મુશ્કેલ બન્યું છે. એમના સામર્થ્ય બહારની એ વાત એમને લાગે છે. શિવની ફરિયાદ પણ એવી છે કે વિકરાળ અને અખંડિત સંહાર સદોદિત ચાલુ હોવા છતાં વિશ્વની વસતિ વધતિ જાય છે. એટલે એમની સંહારક શક્તિ નિર્બળ બનતી જાય છે. પરિણામે પૃથ્વી પરની અવ્યવસ્થા વધવા માંડી છે. જીવન નિર્બળ તથા કદરૂપું બનતું જાય છે એવું વસુંધરાએ શરમાતાં શરમાતાં નિવેદન કર્યું છે. જેમની સામે આ ફરિયાદ છે તે બ્રહ્મદેવને નિમંત્રણ મોકલ્યું છતાં એ આવ્યા નથી. રતિ અને કામદેવ ખબર લાવ્યાં છે કે એ હજી સર્જનસમાધિમાંથી જાગ્યા જ નથી. એટલે હવે હું વિષ્ણુ અને મહેશને એક પછી એક બોલવાની વિનંતી કરૂં છું"

વિષ્ણુએ કંઠ જરા સ્વસ્થ કરીને કહ્યું :

"આજે યુગયુગ થયાં સમસ્ત વિશ્વના પાલનની જવાબદારી મને સોંપવામાં આવી છે. પરંતુ આવી વિપત્તિ મારા સંચાલનમાં કદિ આવી નથી. માનવજાતિએ છેલ્લાં દસહજાર વર્ષથી મારી વ્યવસ્થામાં ખલલ કરવા માંડી છે. તેમાં છેલ્લા સૈકામાં તો એકેએક વ્યવસ્થાને ઉથલાવવાના પ્રયત્નો થાય છે. તેમાં સૌથી તીવ્ર પ્રશ્ન એ છે કે માનવજાતિની સંખ્યા રાત્રે ન વધે એટલી દિવસે અને દિવસે ન વધે એટલી રાત્રે વધે છે, અને નવું અવતરનાર પ્રાણી બાળવામાં કંઈ ને કંઈ ભાગ તો અવશ્ય લે છે. આને માટે મેં શિવને એમની સંહારક શક્તિ વધારે વ્યાપક અને અસરકારક બનાવવાની પ્રાર્થના ઘણી વાર કરી જોઈ, પણ બ્રહ્માની સર્જનશક્તિ સામે એમનું

કંઇ જ ચાલ્યું નહિ. બ્રહ્મદેવને પોતાને મેં હમણાં થોડો સમય એમની સર્જનપ્રવૃત્તિ રોકવાની વિનંતી કરી પણ એમણે એ કાને જ ધરી નથી. મને મદદ કરનાર માતરિશ્વા વરુણ અને જાતવેદા પણ હાર્યા છે. વસુંધરા પણ હવે પોષક તત્ત્વો આપીઆપીને થાકી ગયાં છે. કારણ કે પ્રમાણ દરેક વિપળે વધતું જાય છે. લક્ષ્મીની મુસ્કેલી પણ હવે પૃથ્વી પર વધવા માંડી છે. પરિણામે અવ્યવસ્થા વધતી જાય છે. એટલે હવે જો બ્રહ્મદેવ એમનું સર્જનકાર્ય થોડો કાળ નહિ થંભાવે તો વિશ્વમાં દેવોની પ્રતિષ્ઠાને જે હાનિ પહોંચશે તેને માટે હું જવાબદાર નથી."

પોતાનું કહેવાનું પૂરું કરીને વિષ્ણુએ આસન લીધું ત્યાં ઇન્દ્રના ઇશારાથી લક્ષ્મી ઊભાં થયાં; ઝરણાંના કલકલ ધ્વનિ સમાં અતિશય રમ્ય સ્વરે બોલ્યાં:

"હું પણ મારી પ્રતિષ્ઠા લગભગ ખોઇ બેસવાની અણી પર છું. વસતિ એટલી બધી વધતી જાય છે કે મારે વ્યવસ્થાના રોજ નવા નવા અખતરાઓ કરવા પડે છે. પરિણામે હું ચંચળ છું, હું અને સરસ્વતી દુશ્મનો છીએ એવા આરોપ મારા પર મુકાયા છે. સર્વને ત્યાં સમાન ભાવે રહું તો વિષ્ણુને એમના પાલનકાર્યમાં મુસ્કેલી આવે છે. એટલે મારી ગોઠવણો દરેક વિપળે બદલાય છે. મારી શક્તિને પણ સીમા છે. કારણ કે સ્વર્ગના કાર્ય ઉપરાંત આ પૃથ્વીનું કાર્ય મને સોંપાયું છે. મારી ત્રણ ભાગની શક્તિ તો લગભગ સ્વર્ગમાં જ ખર્ચાય છે. ચોથો ભાગ પૃથ્વી માટે પૂરતો નથી. માટે કાં તો બ્રહ્મદેવને દબાણ કરીને એમનું સર્જનકાર્ય અટકાવો અથવા સ્વર્ગના કાર્યભારથી થોડી મુક્તિ આપો. આમ ને આમ તો સ્વર્ગની પ્રતિષ્ઠાને ખૂબ કલંક લાગે છે."

લક્ષ્મી બેઠાં ત્યાં માતરિશ્વા આગળ આવ્યા. સ્ફૂર્તિ વહેતી હોય તેમ એમનો વાણીપ્રવાહ શરૂ થયો અને શમી ગયો:

"મારે તો શ્રી વિષ્ણુના પાલનમાં અને શિવના સંહારમાં

એમ બન્નેમાં સહાયતા કરવાની હોય છે. પૃથ્વી પરનાં મોટાં મોટાં વન પણ હવે વસતિવાળાં થઇ ગયાં છે. એટલે મારૂં કામ ખૂબ વધી પડ્યું છે. વનસ્પતિનો દુરુપયોગ થવા માંડ્યો છે. પુષ્પોએ પણ મને ચેતવણી આપી છે કે હવે પૃથ્વી પર એ મને સહાય નહિ થાય. સ્વર્ગમાં જ મારી ઘણીખરી શક્તિ તો ખર્ચાઇ જાય છે. પછી પૃથ્વી ઉપર હું નિર્બળ કહેવાઇશ એમાં સ્વર્ગનું સૌન્દર્ય નથી."

અનિલની લહરી સમી વાણી શમી ત્યાં જાતવેદા ઊઠ્યા. એમનો શબ્દેશબ્દ પ્રકાશનાં કિરણોનો બનેલો હતો:

"માતરિશ્વા જેવી જ મારી દશા છે. મારે પણ બન્નેના સહાયક થવું પડે છે. પરંતુ વસતિ વધવાને કારણે જ્યારે સંહારના શસ્ત્ર તરીકે કામ કરવા જાઉં છું ત્યારે માનવજાતિનાં આંસુઓ મારી ઝાળને ઠંડી પાડી દે છે. અને હું અસમર્થ બનીને સમસમી રહું છું."

વરુણદેવે તરંગોનાં બનેલાં થોડાં વાક્યો કહ્યાં:

"મારી દશા તો મારા બન્ને મિત્રો કરતાં વધારે કરુણ છે. સ્વર્ગનું દૈવત્વ જાળવવા ખાતર મારાથી મારૂં બધું સામર્થ્ય ખર્ચાતું નથી. જો હું માઝા મૂકીને મહાસાગરો ઉલટાવું તો શિવને વધારે સહાય થાય પણ એનાથી વસુંધરાની સ્થિતિ વધારે કફોડી બને છે. વાદળાંઓ પણ હવે યુગોના યુગોથી વરસી વરસીને થાક્યાં છે. એમને હવે થોડો કાળ વારાફરતી હિમાલયનાં શૃંગો પર વિશ્રામની જરૂર છે. પણ આ બધું માનવસંખ્યા વધે છે ત્યાં સુધી શક્ય નથી."

હવે જટાને સંકેલીને શિવ ઊઠ્યા. શાંતિ અને સંયમમાંથી બનેલી એમની શબ્દાવલિ પણ અત્યારે સહેજ ધ્રુજતી હતી:

"આજે પૃથ્વીની સમસ્યા ખૂબ જટિલ બની છે. મારી સંહારક શક્તિઓ, એક પછી એક નિષ્ફળ થતી જાય છે. યમરાજ પણ એમની યુક્તિપ્રયુક્તિ અજમાવીને હાર્યા છે. આજકાલ એમને એટલું બધું કામ મેં સોંપ્યું છે કે આ પરિષદ માટે પણ એ આવી

શક્યા નથી. અને એમની ફરિયાદ છે કે હવે તો એમની સામે પાર વિનાના બળવાઓ થાય છે. મૃત્યુની સામે થવાની પણ માનવજાતિએ નવીનવી તૈયારીઓ કરવા માંડી છે. બધી જાતનાં રોગશસ્ત્રો નિર્બળ બની ગયાં છે. જાતવેદા, માતરિશ્વા અને વરુણો પણ પોતપોતાનાં શસ્ત્રબળોથી મને ખૂબ સહાયતા કરી છે પણ બ્રહ્મદેવે સરજેલી છેલ્લી માનવટોળીએ જે વિસ્મયકારક ક્રાંતિ પોકારી છે તેનાથી એ બિચારા આભા બની ગયા છે. આવી જ જટિલ સમસ્યા એક વખત સ્વર્ગની સામે આવી હતી. એ સમસ્યા વખતે મને આ મુશ્કેલીની આગાહી હતી. માટે જ મેં તારકાસુરના વધની સાથે સાથે કામદેવને બાળીને ભસ્મ કર્યો હતો. પરંતુ ત્યાર પછી બ્રહ્મદેવ પોતે બહુ ગદ્ગદ્ થઇ ગયા અને રતિના શાપને અનુકૂલ થઇને પોતાના સર્જનબલ તરીકે કામદેવને સ્વીકાર્યો. મનોજ અને રતિ તે પહેલાં ખૂબ સુખ અને આનંદમાં રહેતાં અને સ્વર્ગમાંથી પણ આનંદ ઓસરવા દેતાં નહિ. આજે જુઓ એ બન્નેની આંખોમાંનો વિષાદ. એમનું દૈવત જાણે હણાઇ ગયું છે. એમનું જીવનસૌન્દર્ય જાણે કરમાઇ ગયું છે. માનવજાતિએ કામદેવનું સ્વર્ગીય તત્ત્વ બાજુએ મૂકીને, માત્ર એનું સ્થૂલ સ્વરૂપ પકડીને એને કદરૂપો બનાવી દીધો છે. રતિના પ્રેમને હવે કોઇ પૂછતું પણ નથી. એટલે હવે તો એક જ માર્ગ છે કે બ્રહ્મદેવ પોતાની સર્જનપ્રવૃત્તિ થોડાક યુગો અટકાવી દે. પૃથ્વી પરની સંખ્યા પાછી આપણી મૂળ સ્થિતિએ પહોંચે ત્યારે જોઇ લેવાશે. આવું નહિ થાય તો હું હવે મારાં સંહારક બળો સંકેલી લઇશ અને ચિરસમાધિમાં બેસીશ. પછી મારી પાસે કોઇ આવશો નહિ.”

મહેશ્વરની આ વિષાદવાણીએ સ્વર્ગના સુખદ વાતાવરણમાં પણ દુઃખની વેદના જન્માવી. કિન્નરોના કંઠે શોભતાં પારિજાત ખરી પડ્યાં, ગાંધર્વોના ગળાની ગુલાબમાળાઓ કરમાઇ ગઇ. અપ્સરાઓના અંબોડામાં બેઠેલો બટમોગરો બીડાઇ ગયો. સ્થંભે વિંટળાયલાં પુષ્પો, અટારીઓએ લટકતી ફુલમાળાઓ અને સિંદ-

દ્વારનું સૌન્દર્ય સાચવી રહેલાં શિરીષ, કમળ, સૂર્યમુખી, પોયણાં અને મોગરો પણ નમી પડ્યાં.

મહાદેવના મુખમાંથી ઝરતા વિષાદે સૌને માઠા ભવિષ્યની આગાહી આપી. ત્યાં વિષાદનું મૌન તોડીને મહેન્દ્રે કહ્યું:

"આ આખી ય પરિસ્થિતિની વાટાઘાટ કરવા હું આજે પ્રાતઃકાળે બ્રહ્મદેવ પાસે ગયો હતો, વિષ્ણુ અને મહેશ પણ મારી સાથે હતા. બ્રહ્માને ખૂબ વિનવ્યા અને સમજાવ્યા પણ એ એમનું સર્જનકાર્ય બંધ કરવા તૈયાર નથી. કામદેવ પણ બ્રહ્મદેવની આજ્ઞા હોય તો માનવા તૈયાર હતો. રતિએ એને પ્રેમથી અને સતીએ એને શીલથી મનાવ્યો હતો. પરંતુ એ બ્રહ્મદેવે હઠીલા બનીને ચોખ્ખી ના પાડી છે, કે હું સર્જનની જવાબદારી બરાબર પૂરી કરૂં છું. વિષ્ણુ એમના પાલનની અને શિવ એમના સંહારની જોખમદારી પૂર્ણ ન કરે તેમાં એમની અશક્તિ છે. એ અશક્તિને દૂર કરવાના પ્રયત્નો કરો, હું આ વૃદ્ધાવસ્થામાં મારા કર્તવ્યમાંથી ભ્રષ્ટ થવાનો નથી. કારણ એમાં સ્વર્ગની પ્રતિષ્ઠા નથી, અને એનું સામર્થ્ય પણ નથી. જાઓ, તમે પાલન અને સંહારની નવી યોજનાઓ અને શક્યતાઓ વિચારીને કર્તવ્યપાલન કરો.

"બ્રહ્મદેવનો આ જવાબ સાંભળીને અમે ત્રણે જણ પાછા આવ્યા. હવે આ પ્રશ્ન સમસ્ત સ્વર્ગની સામે છે. શું કરવું એ મને તો સુઝતું નથી."

સભામાં પાછી ભીષણ શાંતિ અને અખંડ મૌન પ્રસરી રહ્યાં. મહેન્દ્રની વેદનાભરી વાણીના શબ્દો નિરાશા અને વિષાદના બનેલા હતા. અને એમની ખંડિત વાણીમાં દેવોની અશક્તિ ખેંચાઈને અટકી ગઇ હતી. સ્વર્ગના સમસ્ત દૈવી સામર્થ્યને આ અપાર મુશ્કેલીની બેડીમાં જકડાયલું જોઇને સતીની સમાધિ ઉઘડી. એ ઉભાં થયાં. જાણે આશા આળસ મરડીને જાગી. સ્ફૂર્તિ અને ચેતના એમનાં નેત્રોમાંથી વહીવહીને આખા સભાગૃહમાં વિસ્તરી

ગયાં. સૌમાં નવા પ્રાણ આવ્યા. સૌ અનિમેષ નયને સતીને નીરખી રહ્યા. આશાના હૃદયધબકારા જેવા સતીના શબ્દો અત્યાર સુધીની વાણીથી જુદા પડી ગયા. સૂરરેખાઓની બનેલી મંજુલ કોમળ વાણીથી સતીએ નિરાશા અને વિષાદનું વાતાવરણ ભેદ્યું:

"આજે પ્રાતઃકાળથી મને પણ આ જ જટિલ સમસ્યાની ચિંતાએ ઘેરી હતી. તેમાં ય મહેશ્વર, વિષ્ણુ અને મહેન્દ્ર બ્રહ્મદેવ પાસેથી પાછા આવ્યા ત્યારથી મારી વેદનાનો પાર નહોતો. પણ અહીં આવીને નારદે મને એક આશાકિરણ દેખાડ્યું. એમણે મારા પિતા હિમાલય પાસે જઈને આનો ઉકેલ માગવાની વાત કહી. હું તરત જ સમાધિસ્થ થઈ અને પિતાજી પાસે પહોંચી. એ તો બ્રહ્મદેવના પુરાતન અને સનાતન સાથી એટલે એમનો સ્વભાવ જાણે. મને પણ શ્રદ્ધા હતી કે પિતાજી જરૂર કંઈક માર્ગ બતાવશે. અને મારી શ્રદ્ધા સાચી ઠરી. મારી આખી ય વાત સાંભળીને એ તરત જ પોતાની ગુફામાં ગયા અને તક્ષકનાગના ઝેર જેવા લીલા રંગની એક જડીબુટ્ટી લઈ આવ્યા. મને કહ્યું કે 'પુત્રી, લે આ માત્રા. ઘણા યુગોની અવિશ્રાંત સાધના પછી એ તૈયાર થઈ છે. બ્રહ્માના કોઈ વિશ્વાસુ અંતેવાસીને આ બુટ્ટી આપજે. એમની અમૃતકુપ્પીમાંથી થોડું અમૃત લઈને કમળની પાંદડીઓથી બનાવેલા કટોરામાં એને ઓગાળજે. અને બ્રહ્મા સર્જનસમાધિમાં લીન હોય ત્યારે એમને જમણે હાથે શિરીષની રેષાઓથી અનિલની લહર કરતાં પણ આછા ધ્વનિથી લગાવી દેજે. એનું પરિણામ એ આવશે કે બ્રહ્મદેવનો જમણો હસ્ત જે કામદેવને સૂક્ષ્મ સ્વરૂપો ઘડી આપે છે તે શૂન્ય થઈ જશે. બ્રહ્મદેવને એમ જ લાગશે કે પોતે તો સર્જન કર્યા જ કરે છે પણ પ્રાણ વિનાનો એ હાથ સૂક્ષ્મ સ્વરૂપો ઘડતાં અટકી જશે. એટલે બ્રહ્મદેવને સર્જનનો ભ્રમ રહેશે અને તમારી અભિલાષા પૂરી થશે.' પણ પ્રશ્ન એ છે કે એ લગાવવાનું કામ કોણ કરશે ?"

પ્રશ્ન પૂછીને સતી તો બેઠાં. મહેન્દ્રની દૃષ્ટિ શચિ તરફ વળી અને શચિએ રતિ ભણી ઇશારો કર્યો. મહેન્દ્રે રતિને સંબોધીને કહ્યું:

"રતિ, તું બ્રહ્મદેવની માનીતી છે. તારા ઉપર એમનો અપાર પ્રેમ છે. એ પ્રેમને નામે તું આટલું કાર્ય કરીને સ્વર્ગની રક્ષા કરીશ?"

સમસ્ત ત્રિલોકની પ્રેમશક્તિ સમી રતિ ઉઠી. સન્નિષ્ઠા અને પવિત્રતામાંથી સર્જાયેલા એના શબ્દો સરસ્વતીની વીણામાંથી સૂર સરે એમ સર્યા:

'"ભગવન્, એક વખતે સ્વર્ગની રક્ષાને ખાતર મેં અનંગ-ભસ્મનું તિલક કર્યું હતું. મનોજ ભણીના અગાધ પ્રેમ છતાં હું સ્વર્ગને ખાતર એવું સમર્પણ કરી શકી હતી. પરંતુ આજે પ્રેમને નામે પિતા બ્રહ્મદેવના પ્રેમનો મારાથી વિશ્વાસઘાત નહિ થાય. હું તો પ્રેમનું સૌંદર્ય છું અને સૌંદર્યનો પ્રેમ છું. મારૂં પાવિત્ર્ય નષ્ટ થશે તે દિવસે સ્વર્ગનું દેવત્વ વિનાશ પામશે. સ્વર્ગની પ્રતિષ્ઠાને ખાતર પણ મને આવી આજ્ઞા ન કરશો."

આટલું બોલતાં બોલતાં રતિની આંખો ભીની થઇ. જાણે પ્રેમની સૌંદર્યમૂર્તિ વિહ્વળ બનીને કંપી રહી. આ કંપ આખી સભામાં વિસ્તર્યો અને સૌને ન સમજાય તેવાં રોમાંચ થયાં.

આ રોમાંચથી મનોજ વ્યાકુળ થઇ ગયો અને ઊઠયો. આજે રતિના સૌન્દર્યની સંભાળનો કોયડો ઉપસ્થિત થયો હતો. રતિના પ્રેમને ખાતર સ્વર્ગની પ્રતિષ્ઠાને નામે એ મહાદેવના ત્રીજા નેત્રનો ભોગ બની ભસ્મ થયો હતો. આજે રતિના સૌન્દર્યને અખંડિત રાખવા પિતૃદેવ બ્રહ્મા તરફ બેવફા બનીને એ ભ્રષ્ટ થવા તૈયાર થયો. ભસ્મ થતી વખતે એને રતિવિયોગનું દુઃખ હતું; આજે ભ્રષ્ટ થતી વખતે રતિનું સૌન્દર્ય અક્ષુણ્ણ રાખવાના ગૌરવનો એને આનંદ

થયો. ઉષાના હાસ્યમાંથી ઉપજેલા શબ્દોથી બનેલી વાણી એણે ઉચ્ચારીઃ

" એક વખત સ્વર્ગની રક્ષાને ખાતર રતિને રડતી મૂકીને ભસ્મ થયો હતો; આજે સ્વર્ગની રક્ષાને ખાતર, રતિનું રુદન ટાળીને ભ્રષ્ટ થઇશ. સતી! લાવો એ ઔષધિ, હું જ બ્રહ્મદેવના જમણા હસ્તને આપની સૂચના અનુસાર લગાવી દઇશ. રતિનું સૌન્દર્ય કલંકિત કરવા કરતાં મારો આત્મા ભ્રષ્ટ કરવામાં મને ઓછું દુઃખ થશે."

સમસ્ત દેવસભા આશ્ચર્યમુગ્ધ બની ગઇ.

યુગો પહેલાં મનોજના સુંદર શરીરને ભસ્મ કરીને સ્વર્ગે પોતાની રક્ષા કરી હતી. આજે યુગો પછી એથી ય સુંદર એના આત્માને ભ્રષ્ટ કરીને સ્વર્ગે પોતાનું રક્ષણ કર્યું.

કોણ છે ?

આંસુડાં મારાં હુવે એ મૂરતી કો' કોણ છે ?
ચાલે જીગર પાણી થઇ, રોકનારૂં કોણ છે ?
—આંસુડાં૰

જમો નિરંજન નામનો, હું પ્રેમનો ઘેલો ફકીર,
એ જ જમો, એ ફકીરી, ટાળનારૂં કોણ છે ?
—આંસુડાં૰

× × ×

એની મઝા અંતર મને, કે જાણે કોઇ પ્રેમી જન,
પામ્યો હું કે પામ્યો નહિ, એ પૂછનારૂં કોણ છે ?
—આંસુડાં૰

એ જ આંસુમાં મણિ! ભીની મીચી રો' આંખડી,
ખોલનારાં દૂર રો' એ ઝાળ ઝીલે કોણ છે ?
આંસુડાં મારાં હુવે, એ મૂરતી કો' કોણ છે ?

('આત્મનિમજ્જન' ૨૨૫-૨૬) —મ૰ ન૰ દ્વિ૰

દુર્ગેશ શુક્લ

# અશબ્દ ગાન

[ એક સ્વચ્છ વિશાળ ખંડ.

પાસેના ખંડમાં બળતી દીપિકાનો ધીમો આછો પ્રકાશ બધે પથરાયેલો હોય છે.

વચ્ચે ગોઠવેલા ગોળ ટેબલ ઉપર એક સુવર્ણ-પિંજર પડ્યું છે. એમાંથી પંખી ઉડી ગયું છે.

બે પુરુષો ઓરડાના ખૂણેખૂણા તપાસી વળતા હોય છે.

બહાર વરસાદ પડતો સંભળાય છે.

પવનના સુસવાટા ગાજે છે. અંધકાર ઘૂઘવાટા કરતો, કશુંક અગમ્ય વદતો હોય છે. ]

એક

( નિરાશ વદને ) અહીં તો નથી.

બીજો

પ...ણ ત્યારે જાય ક્યાં? આપણે આવ્યા ત્યારે બારણું બરાબર બંધ હતું કે?

એક

હા: મેં જાતે જ બારણું વાસ્યું હતું.

બીજો

( હાથ ખંખેરી ) હું તો ખૂણેખૂણા તપાસી વળ્યો છું. ક્યાંયે પત્તો લાગતો નથી.

એક

(સશોક) હવે શું કરશું?

બીજો

બહાર તો નહિ ગયું હોય?

એક

(વિચારતો) બહાર! બહાર ક્યાંથી જાય?

બીજો

એ કેમ કહી શકાય? છાનુંમાનું લપાતું લપાતું ઉડીયે ગયું હોય. ગગનતાતને બિચારાને ખબરેય રહે છે કે કેટલી તારિકાઓ સરી પડી?

એક

(ચિન્તાથી) બહાર કેટલો વરસાદ છે! કુમળા કુસુમની પાંખડી મૂકો તો પળમાં હજાર હજાર કણીઓ કરી નાખે; ત્યાં બિચારાની પાંખોનું શું જોર!

બીજો

(કલ્પનાને દોર ચઢી) આકાશનાં તારકફૂલડાંનો યે લાણુ કાઢી નાખ્યો છે ને?

એક

(હૈયે હાથ મૂકી) મારૂં હૃદય તો એનું કમ્પે છે.

બીજો

મારી નિરાશાનો યે પાર નથી. ભાઇ બિચારાની કુમળી પાંખો એ માર શે સહી શકશે? નાની નાની પાંખો ઉપર આખું આભ તૂટી પડે એ તે કેમ સહી શકાય?

એક

(નિઃશ્વાસ નાખી) મને તો વિચાર જ સૂઝતો નથી.

બીજો

મારે હૈયે પણ અજ્ઞાનનાં અંધારાં ઉતર્યાં છે.

[ બન્ને ઘડીસર મૂક ઊભા રહે છે. ખાલી પિંજર ભણી નિહાળી રહે છે. બહાર વરસતા વરસાદનો અવાજ સ્પષ્ટ સંભળાય છે. ]

એક

આજે તો એવું ગાવું હતું!

બીજો

પણ ગીત જ ઉડી ગયું, નહિ?

એક

( વદન નીચું ઢાળી ) અંતરના ખૂણેખૂણામાંથી નાદ ઉઠતા હતા. એવું સત્ય ગાવું હતું! એવું ભવ્ય ગાવું હતું!

બીજો

(સ્વપનતો જાણે) પણ ગીત ક્યાંથી ગવાય? આજે તો દેવી શારદાની વીણાનો તારેતાર મયૂરે તોડી નાખ્યો છે. તને ખબર નહિ હોય. મયૂર એવો મત્ત બનેલો, એવો ગાંડોતૂર બનેલો; વીણાના તાર તોડી, પીંછેપીંછું ખેરવી દઇ, કલા ભગ્ન કરી, કુમળી ડોક ઢાળી દીધી.

એક

શું થયું હતું એને!

બીજો

મને તો શી ખબર, પણ મરુત વાત લાવેલો, કે પાતાળની અપ્સરાનું એ કાર્ય હતું.

એક

( જિજ્ઞાસાથી પોપચાં ઉંચકી) હં!

બીજો

કહે છે કે વીણાને હૈયેથી મંદ મંજુલ સંગીતસુધા વહેવા લાગી, ત્યારે શારદાનો પ્રિય મયૂર ઉન્મત્ત બન્યો, અને દેવીને ચે

અકલ્પ્ય એવી મનોરમ કલા કરી, કોઇ અદ્દ્ભુત સૌન્દર્ય પ્રકટાવી રહ્યો. અપ્સરા અદેખાઇથી એ સહન ન થયું.

એક

(સરોષ), મને ખબર છે તો. વાણીને મૂર્તિમંત કરતી સુમધુર રૂપછટા એનાથી સહાતી નથી. એને મન તો સારા વિશ્વનું યે ગીતમાધુર્ય એના કંઠમાં, ને રૂપમાધુર્ય એનાં અંગાંગમાં.

બીજો

પાણીનું ફોરું બની, અપ્સરા એની ચાંચમાં સરી અને મયૂર ઉન્મત્ત બન્યો. કોઇ અજબ જોરથી થનગની રહ્યો. અન્તે વીણાના તાર તૂટ્યા, મયૂરે કલા પીંખી નાખી; અને શાપિત શાન્તિની ગોદે, સોમપાન કરેલા મત્તમાનવ જેમ એ ઢળી પડ્યો.

એક

(સજળ) અરેરે !

[ પવનને સપાટે દીપિકા ઝંખવાતી હોય છે.

એક પુરુષ દીપક ઠીક કરવા જાય છે. પાંખોનો ફફડાટ સંભળાય છે. એક શ્યામ પંખી પિંજરમાં આવી બેસી જાય છે. ]

એક

(હર્ષથી) અરે ! જો તો ! આ તો અહીં જ છે ને શું !

બીજો

(ઝડપથી અંદર આવી) ક્યાંથી આવ્યું !

એક

આટલામાં જ ક્યાંક ભરાઇ બેઠેલું.

બીજો

(વ્હાલપથી) લુચ્ચું નહિ તો.

એક

હવે તો એનું પૂરી રાખું; સટકે જ નહિ.

બીજો

નહોતું ત્યારે કેવું સૂનું સૂનું લાગતું હતું?

એક

(પિંજરનું બારણું બંધ કરતાં) પિંજરમાં એને જોઉં છું કે મારું અંતર હસહસી રહે છે. કેવું સુંદર છે?

બીજો

(સ્મિત કરી, રસપૂર્વક) બિચારે ચંદ્રનું કલંક અંગે લીધું છે; નહિ? એવું શ્યામ છે?

એક

(વાતે ચઢતો) એનું નામ પાડીશું?

બીજો

શું પાડીશું, પણ?

એક

શ્યામ-કંઠ

બીજો

નહિ રે! શ્યામ-કંઠ હોય? શ્યામ-અંગ. જેણે શ્યામ કલંક અંગે ધર્યું છે, એવું.

એક

(રસથી) કોઈ કરુણાન્ત નાટિકાના નાયકને શરમાવે, એથીયે વધુ ધીરોદાત્ત આપણું પંખી છે ને? કોઈનું કલંક સહર્ષ સ્વીકારી લેવું તે કેટલી મહાનુભવતા માગે છે?

[ બહાર વરસાદ વધે છે. દીપિકા ઝાંખી પડે છે; પવનનો સપાટો આવે છે. દીપિકા ઓલાય છે. ]

એક

અરે! દીપક તો ઓલાઈ ગયો.

બીજો

ભલે ઓલાયો. એનું શું કામ છે? મને તો અંધકાર જ ખૂબ ગમે છે.

એક

અંધકારની શી વાત! શી ગહન, અકલ્પ્ય એવી રહસ્યપરંપરા એને પાલવ જાગે છે!

બીજો

મારે પોપચે તો બસ શમણાંના ઢગલેઢગલા જ પથરાય છે, એક એક શમણાને જીવનકુસુમની એક એક પાંખડી આપવાનું મન થાય તેવાં સુમધુર, સુરમ્ય.

એક

( અજબ એવી નિરાશામાં ડૂબી ) મને તો એવું કશું થતું નથી, કોઈ ભયાનક સ્વપ્ન આવે ને જીવન પાંખડી ભરમવતું થાય તો! સ્વપ્ન તો સારાંયે આવે અને ભયાનકે આવે, એનું શું!

બીજો

( બીજે વિચાર દોડાવી ) તને ખબર છે! આકાશ તો એક અનંત, અકલ્પ્ય, અશાન્ત એવી પાંખ છે.

એક

કોની વળી?

બીજો

યમદેવની. સહેજ ફફડાવે કે વરસાદ પડે; પૃથ્વી ધ્રૂજે.

એક

એવી પાંખ તને શે' રહેવાય?

બીજો

( શિર ધુણાવી ) ન જ રહેવાય.

એક

ક્યાંક આવ્યા જઈશું ?

બીજો

( નિરાશાપૂર્ણ સ્વરે ) પણ જઈશું ક્યાં ?

એક

દૂર......દૂર......

બીજો

પણ એ પાંખનો પાર જ નથી તો.

એક

અરેરે !

[ વરસાદ ધીમો પડે છે. આકાશ કંઈક સ્વચ્છ થતાં આછું અજવાળું પથરાય છે. બન્ને ચમકે છે. ]

એક

આ શું ? આપણે કેવી વાતો કરતા હતા ?

બીજો

ખૂબ વિચિત્ર, નહિ ?

એક

નહિ ત્યારે ? યમની પાંખ ! દુઃસહ સ્વપ્નો ! ગહન અંધકાર ! એવું તો કૈંક અર્થહીન બબડી ગયા હઈશું.

બીજો

એમ કેમ થયું હશે ?

એક

શી ખબર પડે ?

[ ઓરડામાં પાંખોનો ફફડાટ સંભળાય છે. બન્ને ચમકે છે. ]

એક

કોઈ પંખી લાગે છે. તું દીપક સળગાવી લાવ તો.

[ બીજો-પુરુષ બાજુના ઓરડામાં જઇ દીપક સળગાવી લાવે છે. અજવાળે એક બીજું શ્યામપંખી સળિયા ઉપર બેઠેલું દેખાય છે. એ જ એવાયલી કોકિલા–બન્ને જણા ચમકે છે. ]

એક

અરે ! કોકિલા તો આ રહી ! પણ ત્યારે આ મેં પૂર્યું તે શું ?

બીજો

(પાંજરામાં જોઇ) ઓ રે ! આ તો લુચ્ચામાં લુચ્ચો કાગડો !

એક

(દાંત પીસી, સરોષ) લુચ્ચો. કેવો છેતરી ગયો. (બહાર કાઢી) ઉડી જાય છે કે પીછેપીછાં વીંખેરી નાખું ?

[ કાગડો કા કા કા કા કરતો ઉડી જાય છે. ]

બીજો

(ડોક પંપાળી, કોકિલાને પિંજરમાં મૂકી) કોકિલાની પાંખોને ફફડાટ ન હોત, તો ખબરે ન પડત.

એક

(કવિત્વ હૈયે ઉગે છે.) રજનીના અંધારા સાગરપટમાં યે દેવે, કેટકેટલી અંધલોચન અજવાળતી દીવાદાંડીઓ રચી છે ? જીવનના અગાધ નીરમાં યે કેટકેટલાં મોજાં બધિર એવાં કાનોમાં સત્ય, શિવ અને સુંદર વાણી ગૂંજી રહે છે ? રાત્રિની નીરવતા મૂક સંગીત ગાય, એવું જ મારૂં અંતર ભાવનાભર્યું કશુંક અશબ્દ ગાય છે.

બીજો

(ગીત ગાય છે જાણે) સૂર્યનો કિરણપુત્ર ચોપચે ચોપચે પડેલી પરસ્પરતાને કેવી હાંકી કાઢે છે ? હૈયાના હેતની ન ભીંજાયલી બાળપાંખડીઓના મૃદુલ અંતર ઉપર, માતાસમી ઝાકળ કેવાં હેત વર્ષાવે છે ? જીવનની લીલા સમા સાત સાત પડદા ઉપર મેઘધનુ કેવા રંગો પૂરે છે ? કોને ખબરે છે કે શુષ્ક એવા માનવઅંતરે

ઊર્મિદેવી કેવાં સુમધુર કલ્પનાકુસુમો તરાવે છે? આજે મારે અંતરે કવિતા ઉગી છે, સત્ય અને ભવ્ય.

[ કોકિલા ટૂહુ ટૂહુ કરે છે. બન્ને હર્ષ પામે છે. ]

એક

કેવું ટહુકે છે.? ટહુકારે કેવા જીવંત, ભાવનાપૂર્ણ છે?

બીજો

કલ્પનાને જગાડે તેવા; નિરાશાની કણીએ કણી અંતરમાંથી ફુંપડી જાય એવા.

બીજો

(હસીને) અને પેલો કાગડો? દેહે સાચે જ કલંકકાલિમા લીધી છે તો. કેવા ભયાનક એના સુરો હતા? સ્મશાનનાં ભૂતોને ય જગાડે તેવા!

એક

મારા અંતરનાં ભૂતોને યે જગાડ્યાં હતાં, એણે તો. જોને હું કેવું કેવું બોલી ગયો?

બીજો

માનવના ટહુકે કોકિલાના સુધામય ટહુકા ભળે તો? કેવા ભવ્ય ટહુકાએ?

એક

અને પેલા શ્યામદેહના ટહુકાર ભળે તો? (હસીને) ખોટા ખોટા મહેલ રચીએ કે વહેલા તૂટી પડે.

બીજો

(રસથી પિન્જર ઉપર નીચો નમી) મારી કોયલડી!

[ કોયલ ફરી મંજુસ્વરે ટૂહુટૂહુ કરી ઓરડો ગજવે છે.
યુરુષોને હૈયે કોયલ મળ્યાનો ગર્વ છે.
બહાર પૃથ્વીને હૈયે ઢળતી વર્ષાની ફરફર હળવીફૂલ થાય છે.]

૨૮-૭-૩૨

# કૂવાકાંઠે

[ આ નવલિકાનો મૂળ લેખક લાઝા કે. લાઝારેવીચ[1] Laza K. Lazarevich. યુગોસ્લાવીઆના સર્બિયા વિભાગમાં સને ૧૮૫૧માં જન્મ્યો હતો. બેલગ્રેડમાં કાયદાનો અભ્યાસ પૂર્ણ કરી, તે સરકારી શિષ્યવૃત્તિ લઈને સને ૧૮૭૨માં દાક્તરીનો અભ્યાસ કરવા બર્લિન ગયો. સાત વર્ષના પરિશ્રમપૂર્ણ અભ્યાસને અંતે દાક્તરની ઉપાધિ મેળવી તે બેલગ્રેડ પાછો આવ્યો. અહિંયા પોતાની હોશિયારી અને બુદ્ધિબળથી જૂદે જૂદે સમયે તેણે અગત્યની અને ઉચી, સરકારી પદવીઓ શોભાવી. લાઝારેવીચ કુદરતી બક્ષીશવાળો અતિલોકપ્રિય સર્બીઅન સાહિત્યકાર મનાય છે. તેના સાહિત્યવિષયક ગ્રંથો બહુ અને ભિન્ન પ્રકારના છે. તેણે લખેલી સ્વદેશી ગ્રામજીવનની નવલિકાઓમાં 'કૂવાકાંઠે' સર્વોત્તમ મનાય છે.

સને ૧૮૯૦માં માત્ર ઓગણચાળીસ વર્ષની વયે આ લોકપ્રિય નવલિકાકારનું અવસાન થયું.—ગો. માલવીય. ]

ભયંકર ભૂતાવળ ઉડતી હોય તેમ, વાતાવરણને આવરતાં હિમનાં મોટાં વાદળાં, શિયાળુ પવનના સુસવાટ કરતાં ઝાપટાંથી છિન્નભિન્ન થઇ ફુદાંની માફક ઉડવા લાગ્યાં; અને કાં તો માણસના ચોબિયા કે પછી ઘોડાની કેશવાળી ઉપર નાનાં પ્રકાશમાન શ્વેત મોતીની જેમ જમા થવા લાગ્યાં. મારી તો હંમેશ એ માન્યતા છે કે જો તમે મધમાખીથી બચવા પામ્યા તો આ હિમનું તોફાન તમને સતાવવાનું. પગ ઠરીને બરફ થઇ જાય અને વિના કારણ આંખો આંસુ સારે. કડકમાં કડક મદિરા પણ જે વખતે તમારી શારીરિક ઉષ્મા ટકાવી રાખવાને અસમર્થ હોય ત્યારે એ તો ચોક્કસ

[1] ૧. તેમને આ અંકના પૃ. ૬૬ા પર અમે 'ઝેકોસ્લોવાકિયન' તરીકે ઓળખાવ્યા છે, એ સ્મરણચૂકને કારણે.—તંત્રી

કે તમને આવકાર આપે એવા અતિથિસત્કારપ્રિય આશ્રમની શોધમાં તમે પડો.

ઠીક. ભગવાનના કસમ ખાઇને કહું છું કે, હું ક્યાં જાઉં છું તેની મને સંપૂર્ણ ખાત્રી છે! જેના દ્વારની સામે આવેલા પ્લમ-વૃક્ષના થડે હંમેશાં મદિરાની સુરાહી લટક્યા કરે છે તે મેથીઆસ જેનાડીયને ત્યાં. જે કોઇ તેના બારણા પાસેથી પસાર થાય તે પોતાની ઇચ્છા મુજબ તેનો ઉપભોગ કરી શકે છે; મેથીઆસને તો એ બહુ જ ગમે છે. ભૂલેચૂકે તમે તેના ઉંબરમાં પગ મૂક્યો તો થઇ રહ્યું: તમે કોણ છો તે તમે ભૂલી જવાના. કારણ કે એનાં કુટુંબનાં માણસો તમે કોઇ ઉમરાવ હો એટલું તમારૂં સ્વાગત કરશે; આ બાબતમાં જીભાજોડી નકામી છે, દરેક માણસ તે પોતાની સગી આંખે જુવે એટલે બસ. ઘર પણ કેવું! અને કુટુંબ?—એક મોટી મંડળી જેવડું—એક નાનકડી લશ્કરી પલ્ટન એટલાં તો માણસો! કોઇ સાંજે એ તમારા આગમનની રાહ જોતાં હોય ત્યારે એ તરફ જઇ પહોંચો; એકાદ પુત્રવધૂ મસાલ લઇને રસ્તામાં તમને સામી મળશે. બીજી વાડામાં તમારી વાટ જોઇને જ ઊભી હશે, ત્રીજી ઘોડા આગળ, ચોથી કૂતરાં ઉપર નજર રાખતી હશે; પાંચમી તમને રસોડામાં આવકાર દેશે અને છઠ્ઠી તમને બેઠકમાં લઇ જશે—જાણે લગ્ન પ્રસંગ હોય એટલી તમારી સરભરા! દરેક જણના ચહેરા ઉપર તમને સંતોષ, આનંદ, અને નમ્રતા સિવાય બીજું કાંઇ જ જોવા નહિ મળે; અને જો એ કુટુંબના કોઇ પણ માણસ સાથે તમે ઝગડો કર્યો તો તમને ભગવાન બચાવે! છ દીકરા તો સૈનિકની માફક હંમેશાં તૈયાર; અને એમાંનો એક તો સાચે જ, બેલગ્રેડમાં સૈનિક છે.

કાપણી કે લણણી વખતે કોઇની મદદની જરૂર નહિ; જોઇએ તેટલાં માણસો એ કુટુંબમાંથી જ મળી આવે. ખેતરોમાં હળની એક મોટી હાર સતત ફરતી રહેવાની; અને જ્યારે કસાઇઓ ડુક્કર

જોવા આવે ત્યારે પોતાનાં અલમસ્ત કુકરોની વાત મેથીઆસ ગર્વથી છાતી ફુલાવીને જ કરવાનો.

આર્સેન નાનો હતો ત્યારનો હું તેને ઓળખું છું. બર્માઝના ઘર સામે બેસીને એને, હંમેશ, બંસરી બજાવવાનો નિયમ; કારણ કે બર્માઝને એક દીકરી હતી. છોકરી પણ આઝાદ મિજાજની. લોક વાત કરતા કે એ છોકરી જો કોઇની સામે તેની કાતિલ નજર નાખે તો એ બિચારો ઊભો ને ઊભો સળગી જાય. પણ આર્સેન તો એની નજરથી ટેવાઇ ગયો હતો. એક દિવસ પોતાનો ડાબો હાથ બર્માઝના વંડાના બારણા ઉપર મૂકીને તેણે કહી નાખ્યું :

"બાપાને કહેતાં મને શરમ આવે છે, અને દાદાજી પાસે જતાં બીક લાગે છે. તું કદી મારી નહિ થાય એ જાણું છું છતાં પણ એટલું કરવાની મારી હિંમત નથી ચાલતી."

અનોકા કાંઇ ડરપોક નો'તી, તેણે ચાલાકીથી આર્સેનની સામે મીટ માંડી, વંડાના દરવાજા ઉપર જરા નીચી નમી અને પોતાનો ગુસ્સો છુપાવીને કહ્યું : "સારું, ભલે તારું જીગર ન ચાલે; હું ફિલિપ મરીશોય જોડે પરણીશ."

"તું એમ ધારે છે કે તને હું મારા સિવાય કોઇની સાથે પરણવા દઉં ? જો કોઇ તને સ્પર્શ કરવાની હિંમત કરશે તેની જિન્દગી સલામત નથી એમ જાણજે."

અનોકાએ ઉદ્ધત છોકરીની જેમ, પગ પછાડીને અને આંખ ફેરવીને જવાબ વાળ્યો : "તારે તો હું આખો જન્મારો ખુણે બેસીને કાંતું એ જોવાની ઇચ્છા છે, એમ ને ?"

આર્સેને કંઇ સાંભળવાની દરકાર ન કરી : એકદમ પાસે જઇને અનોકાનું કાંડું પકડ્યું અને તેને પોતાની પાસે ખેંચી. યુવાન પુરુષના હાથનો પોતાની કમરની આસપાસ સ્પર્શ અનુભવીને તેણીના શરીરમાંથી કંપારી છૂટી. જો વૃદ્ધ બર્માઝે તેને ફટવી ન હોત તો તે જરા ઓછી મનસ્વી થાત. પણ તેમાં તેનો બાપ શું કરે ?

થોડાં વર્ષ પહેલાં પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે અનોકા સિવાય તેનાં બધાં બાળકો તેનો ભોગ થઇ ગયાં; એટલે, હવે તો, જેમ નિર્જળ રણમાં મુસાફર પાણીનાં થોડાં બિન્દુનું જતન કરે તેમ તે અનોકાનું જતન કરતો હતો.

તે રાત્રે ઉદ્વિગ્ન દશામાં આસેંન ઘેર આવ્યો. પોતાના હમેશના નિયમ વિરુદ્ધ શરાબખોલીમાં ગયો, અને જિંદગીમાં કદી નહિ પીધેલો એટલો શરાબ ચઢાવ્યો. પછી વાડામાં જઇને, અંધારામાં, લાકડાના એક ઢીમચા ઉપર બહુ મોડે સુધી બેસી રહ્યો. રસોડામાં, સગડીમાં ઝગઝગાટ બળતા અગ્નિની જ્વાલાઓ લોખંડની કડાઇને ફરી વળી હતી, અને અહિં નવા પ્રકારની અગ્નિ જ્વાલાઓ આસેંનના જીગરમાં બળતી હતી. અંધારામાં તેણે ખેતરમાંથી ઘેર આવતા બળદ, વાડામાં આંટા મારતા પાળેલા કુતરા, અને કેટલીક માનવ આકૃતિઓ જોઇ. તબેલામાં ઘોડાનો થનગનાટ સાંભળીને એને સમજણ પડી ગઇ કે તેનો ભાઇ નેનાડ શહેરમાંથી પાછો આવી ગયો. શેતુરના ઝાડ ઉપરથી એક મરઘી નીચે પડી અને ઉંઘમાં ને ઉંઘમાં આરેપાસ જોઇને, ઉડીને બીજી ડાળી ઉપર બેસી ગઇ. એક ઉંદરડાએ દરમાંથી નીકળીને આસેંન બેઠો હતો તે ઢીમચાને ચાંચો મારી.

તેને સુસ્તી તો ચઢી જ હતી, તેમાં વળી તેના હૃદયના ધબકારાથી તેને ડર લાગવા માંડ્યો. ઓચિંતો કાંઇ પણ કારણ વિના તે મૂર્ખની જેમ હસી પડ્યો.

આમ એ ઘડીમાં હસતો અને ઘડીમાં રડતો હતો તેવામાં જાણે તેનો જીવ નીકળી જતો હોય તેમ તેને લાગ્યું. પણ આ બધાનો કાંઇ મેળ ખાય તેમ નો'તું, કારણ કે તરત જ તેને એવો ખ્યાલ આવ્યો કે પોતે અનોકાને આલિંગે છે અને ઓરસેપરીઅના અણુપલોટેલા ઘોડાને પૂરપાટ દોડાવે છે, અને બધું એવું એવું! જીવનમાં પહેલી જ વાર ખૂબ શરાબ ઢીચ્યા પછી જેવા તરંગ આવે તેવું બધું.

તે ઉઘ્યો, પણ થોડી વાર જ; કારણ કે વેલીન્કા મસાલને અજવાળે કંઇક શોધતી હતી તેની નજરે તે ચઢ્યો. આર્સેનના હાથમાં સુરાહી જોઇને તેને કમકમાં આવ્યાં. પાસે જઇને તદ્દન વહાલથી અને ધીમેથી તેણે પોતાનો હાથ આર્સેનના ખભા ઉપર મૂક્યો :

"ભાઇ !"

આર્સેને પોતાની લાલઘૂમ આંખો ઉઘાડી.

"તમે તો નશો કર્યો છે, ભાઇલા."

આર્સેનને પોતાની સ્થિતિનું ભાન આવતાં તેણે આનંદથી જવાબ વાળ્યો :

'નશો કર્યો છે... !'

'એવું શા માટે કર્યું ?'

'શા માટે—તે-માટે—ફિલિપ મરીશીચનું ખૂન કરવું છે.'

તેણે સુરાહી ઊંચી કરી અને જમીન ઉપર પછાડી અને તેના કકડે કકડા થઇ ગયા તે જોઇને હસવા માંડ્યું. વેલીન્કાથી પણ હસી પડાયું. "ફિલિપે તમારું શું બગાડ્યું છે, ભાઇ ?"

'તેને અનોકા લઇ જવી છે.'

'સારૂં, લઇ જવા દો.'

"પણ, મારાથી એ સહન નહિ થાય !"

તેની ઇચ્છા ત્યાંથી ઉઠીને ચાલ્યા જવાની હતી પણ ઊભો થતાં જ પડી ગયો. વેલીન્કા પેટ ભરીને હસી અને તેને પૂછ્યું. 'એમ, તમારે તેને લાવવી છે ?'

" અલબત્ત, મારે જ તેને લાવવી છે. "

આમ બોલીને તે ગૂંચવાડામાં પડી ગયો, પેલા પીપ બાણી કર્યો અને તૂટતા સ્વરે ડુસકાં નાખતો બોલ્યોઃ " ભાઇ કેમ પર-

ણ્યા !–મારે પણ–એ જ પ્રમાણે—" ! અને જાણે પોતાના કથનમાં મક્કમતા લાવતો હોય તેમ તેણે પોતાના ઘુંટણ પર હાથ પછાડ્યો. વેલીન્કા ફરી વાર હસી અને બોલીઃ

"ચોક્કસ, દીકરા, એમ તે થઈ જાય, પણ તમને એની જોડે પરણાવીશુ, જરા ય ન ગભરાશો. હું બાપાને કહીશ અને તે દાદીમાને વાત કરશે, અને તેઓ તમને સંતોષ થાય તે પ્રમાણે દાદાજી સાથે ગોઠવણ કરશે. ચાલો, હવે, હું તમને ઘરમાં લઈ જાઉં. દાદાજી તમને આ દશામાં જોઈ જશે તો જીવ કાઢી નાખશે. છાનામાના ઉંઘી જાઓ. જરા ય ગભરાશો નહિ—અમે તમને કન્યા લાવી આપીશું, પછી ભલે ને તે અનોકા હોય તો ય શું થઈ ગયું !"

"ભગવાનના સમ ખાઈને કહું છું, મારે એ જ જોઈએ છે!"

વેલીન્કા પોતાના દિયરને ઘરમાં લઈ ગઈ અને જાડા ગરમ ધાબળામાં લપેટીને સુવાડી દીધો. પછી રસોડામાં જઈને તેણે બીજી સ્ત્રીઓ પાસે આ બનાવની જાહેરાત કરી. પણ આ સાંભળીને કોઈને ખાસ આનંદ થયો હોય એમ ન લાગ્યું. અંદર અંદર ગુસપુસ ચાલીઃ

"આપણા ઘર માટે લાયક નથી !"

"એ તો વંઠેલ છે!"

"એટલું જ નહિ, પણ ફટવેલ છે. એનાથી તો ભગવાન તોબાહ !"

"અસલ ખટપટી અને કજીયાખોર છે!"

મેથીઆસ જેનાડીચ બહુ વૃદ્ધ માણસ છે. હેન્જડક વેલ્જકોના જિલ્લામાં લડતાં તેમના કપાળમાં એક મોટો ઘા પડેલો તે હજી મોજૂદ છે. આખું ગામ તેમને 'દાદાજી' કહીને બોલાવે છે. એમનાં પત્ની ઘણાં વરસ પહેલાં ગુજરી ગયાં છે. એમના ભાઈની વિધવા

તેમની સાથે મળીને ઘરનાં વડીલ તરીકે વર્તે છે અને ઘરમંડળની 'વડીલ સભા'માં એમનું સ્થાન છે. તેમને બધાં 'દાદીમા''કહે છે પણ તેમનું નામ છે રાડોયકા; અને જ્યારે આખું કુટુંબ જમવા બેસે ત્યારે તે દાદાજીની જમણી બાજુએ બેસે. દાદાજી કોઇ પણ બાબતની રજા આપે તે પહેલાં રાડોયકાની સલાહ લેવાના. દાદાજી આમ પૂછે:

"આ મરીશીચનાં ખેતર ખરીદવાનાં છે. એ બાબતમાં તમારો શો મત છે, ભાભી?"

અને દાદીજી જવાબ આપે:

"તમને જે ગમે તે ખરું ભાઇ; તમારી પુરુષની બુદ્ધિની કાંઇ વાત થાય!"

દાદાજીનો સૌથી મોટો અને વૃદ્ધમાં ખપતો પુત્ર તે બ્લેગોય. તે આર્સેનના બાપા અને 'વડીલસભા'ના ત્રીજા સભાસદ. બાકીનું આખું કુટુંબ તેમના કહ્યા પ્રમાણે વર્તે. કેટલીક વાર તો આ ત્રણે મુરબ્બીઓ, નાનાં છોકરાંને આનંદ કરવા માટે એકલાં મૂકી દઇને—બૈરાંને છૂટથી વાતો કરવા અને જવાનિયાઓને બીડીઓ ફુંકવા—બહાર જતાં રહે છે, ઇરાદાપૂર્વક જ. પણ જ્યાં એ 'ત્રણ'માંથી એકે ઘરમાં પગ મૂક્યો કે બસ થઇ રહ્યું: બધાં ચૂપચાપ કામ કરવા મંડી જાય.

દાદાજી ડોસા છે, એટલે ઘણી વાર નાના બાળકની જેમ વર્તે છે. કોઇક વાર તે ધૂળગજાની બાબતમાં મિજાજ ખોઇ બેસે, દરેક જણ સાથે લઢે, બધાંને ધમકાવે, અને જે કોઇ હાથમાં આવી જાય તેને પ્રસાદ પણ ચખાડે. ફરીથી, પાછા તે માયાળુ અને ઉદાર બની જાય, નાનાં પોરિયાં સાથે રમવા માંડે અને તેમને પૈસા આપે. વળી, પાછા, કંઇ પણ ખાસ કારણ વિના તે બૂમો પાડવા મંડે:

"આ દુનિયામાં, ડુંગરા ઉપર કોઇ ચીમળાઇ ગયેલું એકલ ઝાડ હોય તેની માફક, હું એકલો જ રહ્યો!"

યૌવનમાં બેપરવાહ મજાહ હોય છે અને વૃદ્ધત્વમાં ગાંભીર્ય.

આર્સેનના પરાક્રમને બીજે દિવસે, ગંભીર મોં કરીને બ્લેગોય રાડોયકા પાસે આવ્યો : "કાકીઆ ! આ આર્સેન, બર્માઝની પેલી શયતાની બેટી પાછળ ગાંડો બન્યો છે."

" આર્સેન ? ગયા ઉનાળામાં ઉંમર લાયક થયો તે છોકરો ને ?"

"હા."

"અને તું બર્માઝની પેલી શેતાનની વાત કરે છે ?"

"હા."

"કુઇ અનોકા ?"

"હં."

"આપણા ઘરમાં એ શોભે તેવી નથી, બેટા."

"ના, ના ! હું પણ એમ જ ધારું છું. પણ આર્સેન તો ખરા જીગરથી એના પ્રેમમાં પડ્યો છે. વેલીન્કાએ મને કહ્યું કે ગઇ કાલે રાત્રે એ બહુ ખરાબ રીતે વર્ત્યો."

"કેમ ! શી રીતે વર્ત્યો ?"

"મે'રબાની કરીને દાદાજીને કાંઇ કહેતાં નહિ."

"ના, નહિ જ."

"વેલીન્કા કે'તી'તી કે રાત્રે એણે ખુબ શરાબ પીધો' તો અને ફિલિપ મરીશીચનું ખુન કરવાની ધમકી આપતો' તો; કારણ કે તમે—તમે જાણો છો ને, એ જવાન પણ અનોકાની પાછળ ભમે છે."

"તું શું કહે છે ?" દાદીમાએ થોડીવાર વિચાર કરીને કહ્યું:

"હું આ બાબત દાદાજીને વાત કરીશ અને એમનો શો મત છે તે જોઇશ."

"પણ, ભલા થઇને, ગઇ કાલની વાત દાદાજીને ન કરશો.'

"ના, રે, નાઃ એવી બાબતથી ભગવાન બચાવે!"

રાડોયકાએ એ વાત દાદાજીને કરી, ત્યારે તે સ્પષ્ટ રીતે બહુ અસ્વસ્થ થઇ ગયા. થોડીવાર શાન્ત રહ્યા અને પછી એમની ભોજાઇને ઉદ્દેશીને કહેવા લાગ્યા.

"સમજ્યાં, ભાભી, તમે કહો છો તેવી જ બાબત છે; પણુ આપણા જમાનામાં મોટેરાંઓ કે'તાં કે જવાન પોરિયાંની મરજી વિરુદ્ધ કામ કરીને તેમના હૃદયના ભૂક્કા કરી નાખવા તે સારૂં નહિ. હું ધારૂં છું કે આપણા કુટુંબમાં નહિ નહિ તો એંસી જીવ હશે."

"એથી ય વધારે, કદાચ."

"ભગવાનની દયા! આમ છે તો ભલે અનોકા આપણા ઘરમાં આવીને આપણામાંની એક થઇને રહે; તેમાં શું હરકત છે?'

"આ ભગવાન જ તમને બોલાવે છે!"

કેટલાક દિવસ પછી અનોકા તેની સખીને કે'તી'તી કે "દરેક વસ્તુ મારા લાભમાં થવાની છે. તે હું સારી પેઠે જાણું છું. આપણી આસપાસનાં નવે ગામમાં હું સૌથી રૂપાળી છું!" તેણે પોતાની નાની દાબડીમાંથી આયનો કાઢ્યો અને વાંકડિયા વાળ જરા ઠીક કર્યા.

જેનાડીશના કુટુંબમાં આવ્યા પછી પણુ અનોકા તો પહેલાં હતી તેવી જ વંઠેલ, ગર્વિષ્ઠ, અને જક્કી રહી: એની પાસે જે કામ કરાવવાનું હોય તે તેણી કોઇ દિવસ ન કરે અને સાફ સંભળાવી દે કે: "મારા બાપને ઘેર કોઇ દિવસ આવું કામ નથી કર્યું!" અને વધારેમાં:

"આવડા મોટા લશ્કર માટે હું તે શા માટે કુટાઇ મરૂં? મારે અને મારા આર્સેનને માટે એક રોટલો મળશે તો ય ઘણો છે!"

ઘરની બીજી બૈરીઓનું તો કંઇ કહેવાનું જીગર જ ન ચાલતું

નહિ. કોઇક વાર, બહુ થાય ત્યારે, તે તેમના પતિઓની આગળ બબડતી પણ એય બીચારા શું કરે? દાદાજી અને રાડોયકાને કહેવાની કોની હિંમત ચાલે?

થોડો વખત તો તેમણે સહન કર્યું અને અનોકાનું તોફાન છૂપાવી રાખ્યું. દરેક જણી તેનું કામ કરતી અને તેની ઇચ્છાને માન આપતી. પણ તેના વર્તનમાં કંઇક રૂવાબ અને ક્રૂરતાભર્યું હતું જેથી દરેક જણી તેની ઇચ્છાની ગુલામ હોય એમ દેખાયા વિના ન રહેતું. તેની દેરાણી-જેઠાણીઓ અંદર અંદર તેણી વિષે ગપ્પાં મારતી અને તેના વર્તનની ટીકા કરતી, પણ ઘરના કોઇ વડીલ કે બહારના માણસ પાસે તે બધીઓ તેનાં વખાણ કરતી અને ઉપરાણું લેતી. અનોકાએ ઘરમાં આવ્યા પછી ૭ ૮ મહિનામાં દરેક જણનું જીવન ઝેર જેવું ન કરી દીધું હત તો, આવું ક્યાં સુધી ચાલત તે ભગવાન જાણેઃ ન તો તે તેમને વાડીમાં કોબીજ રોપવામાં મદદ કરે કે ન તો ઘેર રહીને છોકરાંની સંભાળ રાખે. વળી તેણે તો આગળ વધીને ઘરની બીજી સ્ત્રીઓ પહેરતી તેના કરતાં વધારે સારાં લુગડાં અપાવવાની વિનતી કરી. બિચારા આર્સેને તો એને કેટલીય વાર સમજાવ્યું કે કુટુંબનાં બધાં માણસો માટે રાડોયકા અને દાદાજી જ કપડાં ખરીદી લાવે છે, અને તેથી તે પોતે અનોકાને વધારે રેશમી જાકીટ અપાવવા તેમને ન કહી શકે. પણ આનો તો તેને સફાચટ જવાબ મળી જતો કેઃ

"હું કાંઇ દાદાજીને પરણીને ઘરમાં નથી આવી; બહુ કરશો તો હમણાં જ હું મારે પિયર જતી રહીશ! જો તમે આટલા બધા બીકણ અને શરમાળ હશો તો મારા બાપ હું જે કહીશ તે મને અપાવશે!" આર્સેનનો ઘાટ સુડી વચ્ચે સોપારી જેવો થયો. અનોકા તેની કાતિલ નજરથી તેની સામે જોવાનું જ માત્ર બંધ કરે તો પછી તેની વ્યવસ્થા કેમ કરવી તે તેને ચોક્કસ સમજાઇ જાય.........

અનોકાનો ક્રોધ દિવસે દિવસે વધતો ચાલ્યો અને પછી તો ઘરનાં માણસોને ખીજાવવાના નવા નવા તુક્કા તેણે શોધવા માંડ્યા. તે કુતરાંને રસોડામાં ધકેલી ને તપેલામાંહેનું ખાવાનું ખવડાવી દે, શરાબની કોટડીમાં જઇને પીપની ચકલી ઉઘાડી નાખે એટલે શરાબ બહાર વહી જાય; જે દિવસે તેનો રાંધવા બેસવાનો વારો આવે ત્યારે રોટી બળીને કોલસા જ થઇ જવાની. દરરોજ તે વાર તહેવારે પહેરવાનાં કપડાં પહેરે. ઘરની સ્થિતિ આમ વધારે કફોડી થવા લાગી. સ્ત્રીઓથી આ કેમ સહન થાય! એક વખત અનોકાને ઘર સાચવવા રહેવાનું હતું ત્યારે તે બારણાં ખુલ્લાં મૂકીને મેળો જોવા જતી રહી. પછી દેરાણી—જેઠાણીઓની સભા એકાંતમાં એકઠી થઇ.

"મને સમજાતું નથી, બેન, કે આપણે એવો તે શો ગુન્હો કર્યો છે કે આપણે જ બધું વેઠવાનું!" એકે દરખાસ્ત મૂકી.

"મને પણ નથી સમજાતું" બીજીએ અનુમોદન આપ્યું.

"આ તો મહાદુઃખ અને મોટી શિક્ષા છે."

"માત્ર ભગવાન બચાવે ત્યારે."

"ના, હવે, સહેજવાર આવું નહિ નીભાવાય."

"આપણે દાદીમાને કહીએ અને તે દાદાજીને આ વાત પહોંચાડશે."

"સેલેના, તું જ એમને વાત કર" એકે કહ્યું.

"હું કેમ?" સેલેનાએ પૂછ્યું.

"એમની બંગડીઓ ચોરવાનું તહોમત એમણે તા'રી ઉપર નો'તું મૂક્યું?"

"અને તમારા પતિને જંગલી—રોઝ જેવા નો'તા કહ્યા?"

"એ તો ઠીક, પણ, આ મિર્યાનાને ભિખારાની દીકરી ક્યાં નો'તી કહી?"

"અને આ વેલીન્કાના બાળકને હરામજાદો એમ નો'તું કહ્યું ?"

જો આ દુઃખદ પ્રસંગની વાત રાડોયકાએ શાન્તિથી સાંભળી ન હોત તો આ સ્ત્રીઓ આમાંનું કાંઇ પણ કરી શકત નહિ. ત્યાર પછી અનોકાએ જંગલમાં દોડતાં દોડતાં પોતાનું નવું જાકીટ ચીરી નાંખ્યું, તે જોઇને આર્સેન પણ ખીજાઇ ગયો અને દાદાજીને ફરિયાદ કરવા દોડ્યો.

આર્સેન મૂળથી જ શાન્ત છોકરો હતો. બાળક હતો ત્યારની એને હુકમ કરવા કરતાં માથે ચઢાવવાની ટેવ પડી ગઇ હતી. જ્યાં સુધી કોઇ મોટેરા પાસેથી, કેટલી કિંમત કહેવી અને પછી કેટલે સુધી તે વેચી નાખવું, તેની ચોક્કસ સૂચના તેને ન મળતી ત્યાં સુધી તે લાકડાંનું ગાડું લઇને બજારમાં પણ ન જઇ શકતો.

જ્યારે આર્સેને પ્રવેશ કર્યો ત્યારે તેમના ખંડમાં દાદાજી એકલા જ બેઠેલા. તે બહુ વૃદ્ધ થઇ ગયા હતા અને ઘરબહાર કામ કરી શકે તેવી તેમની શક્તિ નો'તી તેથી ઘરનાં માણસોએ તેમને ઘરમાં બેસીને વટાણાની શિંગો ફોલવાનું કામ સોંપ્યું હતું.

આર્સેન તેમના હાથ ઉપર ચૂમી લેવા પાસે ગયો. દાદાજી ગુસ્સે થયેલા હોય એમ લાગ્યું. તે ત્યાંથી ખસ્યા નહિ અને પોતાના હાથ નીરસતાથી ખેંચી લઇને બોલ્યા :

"હં !"

"દાદાજી, મહેરબાની કરો, હું તમારી માફી માગું છું.... હવે એ વાત તમારાથી છૂપાવવામાં કંઇ ફાયદો નથી...... મારે લીધે આપણાં ઘરનાં માણસોને નીચું જોવું પડે તેમ થયું છે."

ડોસાએ કડક રીતે તેની સામે જોયું.

"દાદાજી, નકામા, ગુસ્સે ન થશો."

દાદાજીએ હાથ ઉંચો કરીને વટાણાની થાળી હડસેલી મૂકી અને ગુસ્સામાં જોઇ રહ્યા.

"હું બધું જાણું છું. તું અત્યા કઇ જાતનો પુરુષ છે, હેં? તું એમ ધારેછે કે મારી સ્વતંત્રતા અને મારા ઘરના સુખનો તું નાશ કરી શકીશ?"

બિચારો, સીધો સાદો આર્સેન; દાદાજીને સર્વ વાતની ખબર છે એમ જાણી શાન્ત ઉભો રહ્યો.

"પ્યારા દાદાજી, શું કરવું તે મને સમજાતું નથી. મને માફ કરો!"

આર્સેન ફરીથી દાદાજીને હાથે વહાલભરી ચૂમી લેવા ગયો પણ તેમણે તેનો સત્કાર ન કર્યો.

"ચાલ અહિંયી રસ્તે પડ: આ ઘરની આબરૂ ઉપર પાણી ન ફેરવીશ. તું તે મરદ મૂવો છે કે વેશ!"

આર્સેને પોતાનું મોં જાકીટમાં સંતાડીને ડુસકાં ભરતાં કહ્યું:

"મને અને એને તમારે જે કરવું હોય તે કરો. મને મારી નાખો અને એને અહિંથી હાંકી કાઢો. ભગવાન તમને એમાં મદદ કરશે. પણ મને આમ કુતરાની જેમ હડસેલી ન મુકશો."

દાદાજીની દાઢી ધ્રુજવા લાગી.

તેમણે પોતાનો આવેશ છૂપાવવા બહુ પ્રયત્ન કર્યો: ઊંચું જોયું, પગ પહોળા કર્યા અને ખૂબ આત્મશ્રદ્ધાથી બોલ્યા:

"બેટા, તેં એને પસંદ કરી છે, મેં તો નથી કરાવી ને?"

"મારાથી એમ કેમ કહેવાય? હું એકલો જ દોષિત છું, દાદાજી."

દાદાજીએ દાઢીના વાળ તાણીને સખ્તાઇથી પૂછ્યું:

"અને હવે હું તે સુધારૂં, એમ તારી ઇચ્છા છે?"

"હા, પહેલાં ઇશ્વર અને પછી તમે."

"હં, પણ કેવી રીતે સુધારવું તે જ મને સમજાતું નથી!"

રાડોયકા અત્યારે હાજર હોત તો દાદાજીની આંખમાં રહેલી નાદાન લુચ્ચાઇની ભાવના તેણે પારખી લીધી હોત.

"ભગવાન તમને તેમાં સહાય થશે."

"અને તું .... કેમ તું એને નથી ચાહતો ?"

આર્સેન ગૂંચવાઇ ગયો. એનું ચાલત તો એ શરમનો માર્યો મરી જાત. દાદાજીએ તેની સામે સચોટ નજર નાખી.

"તે કુલીની છે." આખરે તેણે કહ્યું.

"તે તો હું જાણું છું ! પણ હું તને એમ પૂછું છું કે તને તેને માટે લાગણી છે કે નહિ, તું એને હજી પ્યાર કરે છે કે નહિ ?" આર્સેન કંઇ ન બોલ્યો. એનું ચાલત તો એ છટકી જાત પણ દાદાજી તેની બરાબર ચોકી રાખતા'તા.

"એ તો ચોક્કસ કે બમઝિ તેને ફટવી મૂકી છે : અને તે. એની એક ને એક દીકરી છે એ તો તમે જાણો છો."

દાદાજીએ ધીરજ ખોઇને પૂછ્યું;

"સાંભળે છે છોકરા, મેં તને શું પૂછ્યું ? આડાઅવળા જવાબ કેમ આપે છે ? તું અનોકાને પ્યાર કરે છે કે નહિ ? ચાલ કહી દે !"

આર્સેને પોતાનું માથું નીચે નમાવીને મોં સંતાડી દીધું, પછી શરમમાં અને ગૂંચવાઇને બોલ્યોઃ

"મને સમજાતું નથી."

"સારૂં, તારે એ સમજવું જોઇએ. તારા જવાબ ઉપરથી હું નક્કી કરીશ, પણ પાછળથી મારી પાસે ફરિયાદ લઇને ન આવતો."

"ના, નહિ આવું."

દાદાજીના મોં ઉપરના ભાવ ઉપરથી કોઇ પણ સહેલાઇથી કહી શકે કે તેમણે નિશ્ચય કરી નાખ્યો હતો અને તે પોતાની યોજનાથી સંતોષ પામ્યા હતા.

એ રાત્રે બધાં વાળુ કરવા બેઠાં હતાં એમાં સ્ત્રીઓમાં રાડોયકા એકલી જ હતી. ઘરની બીજી સ્ત્રીઓએ રસોડામાં વાળુ કરી લીધું હતું. બે ત્રણ જણીઓ પિરસતી હતી.

આજે અનોકાનો પણ પિરસવાનો વારો હતો.

બીજી સ્ત્રીઓ પિરસણાની થાળીઓ લઈને બહાર આવી પણ અનોકાએ બારણાને અઢેલીને ઊભી રહીને જોયા કર્યું.

દાદાજીએ ગુસ્સામાં તેની સામે જોયું. બધાં અવાચક થઈ ગયાં. રાડોયકાને તો જાણે મગજે લોહી ચઢી જતું હોય એમ લાગ્યું. પણ અનોકાએ તો તે તરફ ધ્યાન જ ન આપ્યું!

વાળુ કર્યા પછી બધાંએ ક્રુસની સંજ્ઞા કરી, અને દાદાજી તેમ કરે તો બહાર જવાય એ વિચારથી, તેની રાહ જોતાં ઉભાં.

પણ ડોસાએ તો એ થાળી, રોટલીના કટકા, ચમચો અને બીજું બધું એક બાજુએ હડસેલી મૂક્યું: અને પોતાની હથેલી ઉપર માથું ટેકવીને ચારે તરફ જોયું પછી એકીટસે અનોકા સામે જોઈ રહ્યાઃ હવે અનોકા ઊંચીનીચી થવા લાગીઃ હાથ નીચા કર્યા અને પોતાના મજબૂત અને સુંદર શરીરને ટટ્ટાર કરીને ત્યાંથી સરકવાનો પ્રયાસ કર્યો.

"જરા ઉભી રહે, બેટા." એકદમ ખુલ્લા સ્વરે ડોસાએ કહ્યું. આખું મંડળ આશ્ચર્યમાં ગરક થઈ ગયું.

અવાજમાં જરા પણ ફેર કર્યા સિવાય દાદાજીએ કહેવા માંડ્યું.

"બેટા, મેં સાંભળ્યું છે કે......મારા ઘરમાં—મારાં માણસોમાં તને બહુ અતડું લાગે છે!"

જરા થોભીને વળી પાછું તેમણે બોલવા માંડ્યું:

"હું જ્યાં સુધી જીવું છું ત્યાં સુધી એ મારાથી સહન નહિ થાય. મારૂં ઘર મારાં બાળકોનું કેદખાનું નથી. મેં સાંભળ્યું છે કે

પેલી સ્ત્રીઓ"—આટલું બોલીને તેમણે રસોડા તરફ આંગળી કરી —" તારી તરફ સારી રીતે નથી વર્તતી. પણ એ બધીઓ ભૂલી જાય છે કે હજી આ ઘરનો માલિક હું બેઠો છું,"

અનોકાએ દાદાજીના હોઠ ઉપર તિરસ્કારભર્યા વિચારો વાંચ્યા; અને તેના દિલમાં ધિક્કાર તથા ડરનો સંચાર થયો.

વળી દાદાજીએ કહેવા માંડ્યું.

" એ બધીઓ તને ખીજવે છે. તારી મજાક ઉડાવે છે અને તું જાણે તેમની ગુલામ હોય તે પ્રમાણે તારી પાસે તેમનું વહીતરું કરાવે છે. તું કંઇ સાધારણ કુટુંબની છોકરી નથી, ચોક્કસ નહિ."

દાદાજીએ માયાળુ, નમ્ર અને ઉદાર બનવાનો પ્રયાસ કર્યો: પણ અનોકાએ સ્વસ્થતા ખોવા માંડી.

" આવું કાંઇપણ, હું મારે જીવતે, બનવા નહિ દઉં. હું તો હવે બુઢ્ઢો થયો છું અને અશક્ત છું અને મારાથી કજીઆ સહન પણ નથી થતા. મારે હવે........"

તેમના ચહેરા ઉપર સખ્તાઇ આવી ગઇ અને હોઠ ધ્રુજવા લાગ્યા; અને ઘરનાં બધાં માણસોને ઉદ્દેશીને તેમણે કહ્યું:

" તમે બધાં સાંભળી લો; રાડોયકા તને, બ્લેગોય તને, અને બાકીના બધા જવાનો અને તમારી વહુઓ સુદ્ધાંને અત્યારથી મારી આજ્ઞા છે કે તમારે બધાંએ આ બાઇના, અહિં ઉભી છે તેના, કહ્યા પ્રમાણે વર્તવું."

તેમણે અનોકાની સામે આંગળી કરી અને કહેવા માંડ્યું—"તે સારા ઘરની છોકરીના મહા મોંઘા હાથ ગંદા થાય એવું મારે તેની પાસે કંઇજ નથી કરાવવું. એનું જે નહિ માને અગરતો કોઇ પણ રીતે તેનું અપમાન કરશે તેને ભગવાન પૂછશે, સમજ્યાં?"

દમામભરી રીતે તે બિચારા ઊભા થયા પણ તેમની સ્થિતિ

બીજાને તો કરુણાજનક લાગી; હવે બધાં આસનેથી ઊભાં થયાં અને, અનોકાને ભૂલેચૂકે સ્પર્શ ન થઇ જાય તેની સંભાળ રાખી, તેની પાસેથી પસાર થઇ ગયાં.

અનોકાને ક્રોધ ચડયો. તે દોડતી રસોડામાં ગઇ અને વિજયી યોદ્ધાની જેમ બૂમ પાડી;

"તમે બધાંએ તે સાંભળ્યું ને?"

જાણે સ્ત્રીઓએ તે ન સાંભળ્યું હોય તેમ! "પેલા ઝાડ નીચે મારી પથારી બિછાવી દો; દાદાનાં ગાલ મસુરીયાં, રાડોયકા—બાનાં નાનાં પોચાં ઓશીકાં અને બ્લેગોયની ઉની બ્લેન્કેટ મૂકજો. અને પેટ્રીયા તું, જેનો ભાઇ જેલમાં છે તે, લાકડી લઇને આખી રાત મારી પાસે પહેરો ભરજે, મારી પાસે મરઘાં અને કુતરાં ફરકે નહિ એ ધ્યાનમાં રાખજે. જે મારો હુકમ નહિ માને તેની ભગવાન ખબર લેશે. દાદાજીએ કહ્યું'તું તે તમને યાદ છે ને?"

ભગવાન બચાવે! માનવીઓ પણ કેટલીક વાર કેવાં વિચિત્ર બની જાય છે!

કોઇએ વાંધો ઉઠાવ્યો નહિ. બધાંને એક વિચિત્ર પ્રકારનો ડર લાગ્યો. દાદાના શબ્દો: "ભગવાન પૂછશે!" હજી દરેકના કાનમાં સંભળાતા હતા.

આસેને પોતાની પથારી ખળાની ઓરડીમાં કરી, અને નીચું માથું કરીને ઉંઘવાનો પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. નિદ્રા એ કાંઇ કામળો નથી કે તમને ફાવે ત્યારે તમે તેને ઓઢી લ્યો.

અનોકાની ઇચ્છા ફળીભૂત થઇ.

પણ તેણે ધાર્યું હતું તેમ તેને સહેલાઇથી ઉંઘ ન આવી. પહેલાં આવી જાતની એકાન્ત તેણે વેઠી નો'તી. ઉપર આભ અને નીચે ધરતી એવી જગામાં સૂતાં તેને અગાધ સમુદ્રમાં એક નાની નાવડી તરતી હોય એમ અથવા તો, લગામ વિના ઘોડા ઉપર પૂરપાટ

સ્વારી કરતી હોય એમ લાગવા માંડયું. તેનું જીગર બળવા માંડયું, પણ કોઇ તેને સાન્ત્વન આપનાર નો'તું. છતાંય તે મક્કમ રહી. પેટ્રીયાને તેણે સંભળાવ્યું.

"પેટ્રીયા, તને મારી આજ્ઞા છે કે તારે ઉઠવું નહિ. તને મેં અહિ ઉઠવા બેસાડી છે ? તને ઇશ્વરનો પણ ડર છે કે નહિ ?"

ચન્દ્ર બરાબર માથા ઉપર આવ્યો. નીરવ શાન્તિ પથરાઇ ગઇ. અનોકાનું જીગર બળતું હતું અને તેમાં કંઇક ધીમે ધીમે નાશ પામતું હતું.

હવે, તેનાથી આ જરાવાર સહન નહિ થાય, પણ કરવું શું ? તેના બાપને ઘેર પાછી જાય ? પણ ત્યાં જઇને ય શું કરે ? "દાદાજીએ દરેક જણને મારી ઇચ્છા પ્રમાણે વર્તવાનો હુકમ કર્યો છે" એમ કહે ? ના, એવું શી રીતે કહે ? ત્યારે પછી, આ ક્રૂર રાત્રિ પૂરી થશે અને તરત જ અરૂણોદય થશે, પ્રભુનાં સરજેલાં દરેક પ્રાણી સૂર્યકિરણોમાં નહાશે. પણ તે.... અળખામણું માણસ, શું કરશે ? પોતે અત્યારે છે તેનાથી વધારે ગુસ્સાભરી થાય ? કે શાની થાય-પણ તેમ શી રીતે થવાય ? નમતું આપે ? ના, એ તો નજ બને !

આવા આવા અનેક વિચારોએ તેના મગજમાં નૃત્ય શરૂ કર્યું.

તેણી બહુ થાકી ગઇ હતી. આવેશ, લાગણી, પ્યાર, ઘૃણા, ભૂખ, તરસ, સર્વ અદૃશ્ય થઇ ગયાં. તેનાં પોપચાં સીસા જેવાં ભારે થઇ ગયાં હતાં, પણ મીચાતાં નો'તાં. તેને એકલતા સાલવા લાગીઃ દુઃખી થઇ, અને તેનું ચાલત તો તે શૂન્યતામાં મળી જાત. નિદ્રાને કંઇ દાદાજીનો ડર નો'તો કે તેમના હુકમને માન આપીને તે આવે. અનોકા ઉભી થઇ અને તેની નજર પાસે બેઠેલી પેટ્રીયાની શ્યામ મૂર્તિ પડી. પોતાના હૃદયમાં કંઇ ભાંગીને ચૂરા થઇ જતું હોય એમ તેને લાગ્યું, એકદમ, મહાપ્રયત્નથી, અગાધ દયાનો તેના દિલમાં સંચાર થયો. તે બોલી;

"પેટ્રીયા, જા સૂઇ જા !"

પેટ્રીયા કાંઇ બોલી નહિ, લાકડી નીચે નાખીને તે જવાની તૈયારી કરતી હતી.

"પેટ્રીયા !"

પેટ્રીયા ફુજી ઉઠી અને જાણે પાષાણવત્ બની ગઇ હોય તેમ ઉભી રહી. "મારા ભગવાન, આ તે કેવી ધુન ! હવે શું થશે? ... પેટ્રીયા, વ્હાલી બ્હેન, મને માફ કર !"

તેનું સ્ત્રીહૃદય પીગળ્યું અને તેમાં કોમળતા આવી : તે બોલીઃ

"અનોકા, પ્રિયાત્મા, ભગવાન તને માફ કરશે !"

'પેટ્રીયા, પ્યારી બ્હેન......"

તેણે પેટ્રીયાનો હાથ પકડ્યો અને પોતાની પાસે ખેંચીને તેને ભેટી પડી : બન્ને જણીઓની આંખમાંથી આંસુ ખરતાં હતાં. કેવી મધુર રીતે બન્ને રોતી હતી—જાણે નાનાં બૂલકાં રોયાં.

દરેક વસ્તુ નીરવ હતી—આસ્માન અને પૃથ્વી બેની વચ્ચે કંઇ જ હાલતું ચાલતું નો'તું. બે સ્ત્રીઓ ભેટે છે, રડે છે, અને એક બીજીને થાબડે છે. અનોકા વારંવાર પ્યારભરી ચૂમીઓથી પેટ્રીયાને ન્હવરાવી નાખે છે અને પેટ્રીયા પણ વહાલ ઉભરાઇ જતું હોય તેમ વારંવાર તેને કપાળે અને ગરદને ચૂમે છે. ચન્દ્રથી પણ આ સહન ન થયું એટલે આશ્ચર્યમાં તેણે ભવાં ચઢાવ્યાં.

"પેટ્રીયા, પ્યારી બ્હેન, હું મરી જઇશ ! મારા મરણ પછી તું જ મને સ્નાન કરાવજે, બ્હેન : અને મારા શરીર ઉપર સુગંધ તું છાંટજે, અને તું જ બચકું ભરીને એક સફરજન મારા કફનમાં મૂકજે. તને એકલીને જ મારા ઉપર પ્યાર છે."

"એવું ન બોલ, મૂર્ખી, દરેક જણ તને ચાહે છે."

"ના, ના, મને ખબર છે. કોઇને મારા ઉપર પ્યાર નથી."

"હજી, તેં અમારી કોઇની સાથે વાત સરખી તો કરી નથી,

બેન. અમારી સાથે હળીમળી નથી, તે પહેલાં તને શી રીતે ખબર પડી ગઇ? હવે, કોઇને પણ તારી વિરુદ્ધ કંઇ કે'તાં સાંભળું તે પહેલાં તો હું જીવ કાઢી નાખીશ."

"પણ દાદાજી?"

"ગાંડી, દાદાજી તો બહુ માયાળુ ડોસા છે. ધીરજ રાખીને તેમની પાસે જા એટલે તારી મેળે તને બધું સમજાશે."

"સારું, હું તેમની પાસે જઇશ...નમસ્કાર, પ્યારી બહેન, અને જો હું મરી જાઉં તો, હંમેશના સમજજો."

પેટ્રીયાએ તેનું મોં પોતાના હાથથી ઢાંકી દીધું. અનોકાએ પેટ્રીયાનો હાથ લઇને પોતાના ખભા ઉપર મૂકયો.

"જો હું મરી જાઉં તો મારું ભૂંડું ન બોલીશ, પેટ્રીયા! અને હવે મહેરબાની કરીને જા."

"હું જીવું છું ત્યાં સુધી તારાથી વિખુટી નહિ પડું."

"મારી બહેન નહિ! ભગવાનને જેમ વિનવું એમ તને વિનવું છું, જા."

"અને મારા ગયા પછી તું ક્યાં જઇશ?"

'તું જા. મને હવે અજબ જેવું લાગે છે. જા, ભગવાન તારું ભલું કરશે. તારાં છોકરાંને ખાતર, જા."

અનોકા કયાં જાય છે તે જોવા માટે પેટ્રીયા ઘરના પાછલા ભાગમાં સંતાઇ. પણ, હજી રાત્રિ હતી એટલે અનોકા દાદાજીના બારણા પાસે જઇને ઉંબરમાં બેઠી તે તેનાથી દેખાયું નહિ. દાદાજીને પણ આખી રાત ઉંઘ નો'તી આવી.

પહેલી જ વાર કુકડાએ નવા દિવસની જાહેરાત કરી. આ પહેલાં આવા રણકાર અનોકાને કદીય સુંદર નો'તા લાગ્યા. દાદાજી ઓઢેલો કામળો હડસેલીને ઉઠયા. પ્રાર્થના કરી, અને અંધારામાં બેઠક કરવા મંડયા; પણ તેમના મનમાંય વિચારયુદ્ધ ચાલતું હતું.

બીજીવાર મરઘાએ કુકડે......કુક......કર્યું.

અને હંમેશના નિયમ મુજબ દાદાજી કૂવે જવા માટે ઉઠયા. આછા અજવાળામાં ઉંબર ઉપર કોઇ માનવ આકૃતિ તેમની નજરે ચઢી.

"કોણ બેઠું છે, એ?"

"એ તો હું અનોકા છું, દાદાજી! મારે મરી જવું છે. મને ક્ષમા આપો, જો આપી શકતા હો તો."

દાદાજી ચોમ્યા અને લગભગ ભાંગી પડતા હોય તેમ બોલ્યાઃ

"બેટા, એવાં પાપી વચન ન બોલીએ. મારા વાળ તરફ જો, કોઇ ઘેટાનું ઉન પણ આટલું સફેદ નહિ હોય."

અનોકાએ તેમના ડગલાનું કપડું પકડી લીધુ અને તે ઉપર એક ચૂમી લીધી.

"આવ, અંદર આવ!"

તે તેમની પાછળ પાછળ અંદર ગઇ.

"પણે બેસી જા."

દાદાજી તેમની પથારીની કિનાર ઉપર બેઠા અને તે એક સ્ટુલ ઉપર બેઠી.

"આમાંની થોડી વટાણાની શિંગો ફોલ!"

તેણે તે ફોલી. દાદાજીએ ખુશાલીમાં તેની સામે જોયું. બન્ને જણ એક હરફ પણ બોલ્યા સિવાય શાન્ત બેઠાં, પણ તેમનાં જીગર તો કંઇ ને કંઇ બોલતાં જ હતાં. દિવસ ઉગ્યો.

"મારી પાછળ પાછળ આવ!"

તે દાદાજીની પાછળ પાછળ તબેલામાં ગઇ, અને તેમના કહ્યા પ્રમાણે, ઘોડાને ચંદી મુકી : તેને જરા પણ ડર ન લાગ્યો;

બ્સેગોયની તાફાની ઘોડીનો પણ નહિ. એણે તો ઘણાંને લાતો અને બચકાંનો પ્રસાદ પણ ચખાડયો હતો.

"હવે, આમ આવ !"

તેમની પાછળ પાછળ તે કુક્કરની કોઢમાં ગઇ અને નવ કોળાં કાપીને તેમને નાખ્યાં.

ઘરનાં બીજા માણસો હવે જાગી ગયાં હતાં. પોતે પકડાઇ ન જાય માટે શરમાતાં અને છૂપાતાં તેમની પાછળ જોઇ રહ્યાં હતાં. આર્સેન તો એટલો બધો ડરી ગયો હતો અને ગૂંચવાઇ ગયો હતો કે તે તો અખરોટના ઝાડ ઉપર ચઢીને તેના ઝુંડમાં સંતાયો અને આશ્ચર્યથી આ નવિન બનાવ જોઇ રહ્યો.

દાદાજીને તો જાણે જુવાની આવી હોય તેમ દેખાતું હતું; અને તેઓ ચાલતા હતા કે છલંગ મારતા'તા તે કહેવું મુશ્કેલ છે.

" કૂવે ચાલ ! "

બન્ને જણ કૂવે પહોચ્યાં.

" થોડું પાણી ખેંચ ! "

અનોકાએ પાણી ખેંચ્યું.

" પાણીની ધાર કર ! "

અનોકાએ પાણીની ધાર કરી અને દાદાજીએ મોંઢે અને માથે પાણી છાંટ્યું.

" મારૂં મોં લૂંછી નાખ, બેટા. "

અનોકાએ સંભાળપૂર્વક તેમનું માથું કોરૂં કરવા માંડ્યું. રૂમાલથી પાણી લૂંછી નાંખવું તો સહેલ હતું પણ વૃદ્ધ દાદાજીની અશક્ત આંખોમાંથી આંસુનો પ્રવાહ ચાલુ હતો તે શી રીતે લૂંછાય ?

દાદાજીએ કેટલાંક સ્ત્રીપુરુષોને આંગણામાં ઉભેલાં જોયાં. " તમેં

બધાં અહિં આવો. તમારે મોઢાં નથી ધોવાં? અહિં અનોકા તમને બધાંને પાણી આપવા ઊભી છે તે નથી દેખતાં? હા, તમે બધાંય. બિચારી, છોકરી, બધાંને પાણી આપશે, પણ જ્યારે એને પાણી આપવાનો વખત આવશે ત્યારે તમે બધાં ઘુરકિયાં કરશો!"

જરા શરમાતાં શરમાતાં બધાં સ્ત્રી અને પુરુષો કૂવા પાસે આવ્યાં. અને જાણે ખાનદાન શહેરીઓ હોય તેમ મોં ધોયા પછી કહેવા લાગ્યાં: "તારો ઉપકાર!"

આર્સેનના ચહેરા ઉપર આનંદની રેખાઓ તરી આવી. તે પણ કૂવા પાસે ગયો, અને પગ પહોળા કરીને અને આગળ નમીને તેણે હાથ પહોળા કર્યા:

"ધાર કર!"

અનોકાએ ધાર કરી.

આર્સેન જાણે સાતમા સ્વર્ગમાં બેઠો હોય એમ તેને લાગ્યું.

"અને તું પાણીની ધાર પણ કેવી સારી કરે છે! જરા ધીમેથી, એમ, હું પલળું છું. ઊભી રહે, એમ નહિ, એમ નહિ." અનોકાએ તેની બાંયો ઉંચી ચઢાવી આપી અને જમણે હાથે પાણીની ધાર કરી.

"બરાબર: થયું, રહેવા દે. ભગવાન તારૂં ભલું કરશે." પેટ્રીયા આમ તેમ દોડી. તેની આંખમાંથી આંસુ ખરતાં હતાં. ઘડીકમાં એક બાઇને કંઇ કહેતી તો બીજીને કંઇ પુછતી. તેના જીવને ચેન નો'તું. દાદાજી તો આનંદમાં પોતાના ખંડમાં દોડ્યા, એક લાકડાની પેટી ઉઘાડી અને તેમાંથી એક મોતીની માળા કાઢીને સંભાળપૂર્વક ટપકીવાળા રૂમાલમાં વીંટીને ઓટીમાં છૂપાવી, કૂવા ઉપર આવ્યા.

બધાં મોઢાં ધોઇને પરવાર્યાં હતાં. તેમને બધાંને તો એમ જ લાગતું હતું કે તેઓ જાણે પવિત્ર મંત્રો સાંભળવા પવિત્ર ભૂમિમાં ન ઊભાં હોય! તે ક્ષણે કોઇએ ઇશારત કરી હોત તો તે બધાં ત્યાંજ

ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવા મંડી જાત. દાદાજીએ દમામથી ચારે તરફ જોયું :

પ્યારા વૃદ્ધ !

"તમે સારાં માણસો છો ! અનોકાને મ્હોં ધોવા, પાણીની ધારા કરે તેવું જ માત્ર તમારામાં કોઇ નથી."

બધાં કુદકા મારીને કુવાના કાંઠા ઉપર ચઢી ગયાં.

"બહુ મોડાં પડયાં ! હું મારી જાતે જ તેને મ્હોં ધોવરાવીશ. ચાલ, બેટા, મ્હોં ધોઇ નાખ."

દાદાજીએ પાણીની ધાર કરવા માંડી.

દાદાજીના હાથ ધ્રુજતા હતા કે અનોકાનું હૃદય તે કહેવું મુશ્કીલ છે. તેમણે પોતાના રૂમાલવડે અનોકાનું મ્હોં લૂંછ્યું અને પેલી મોતીનીમાળા તેના ગળામાં પહેરાવી દીધી.

"એણે, બિચારીએ, બધું પોતાની જાતેજ કર્યું. પણ મ્હેં જે ગઇ કાલે રાત્રે કહ્યું હતું તે જ પાછો અત્યારે કહું છું, અને તમારે દરેક જણને તે યાદ રાખવાનું છે, સમજ્યાં ? જે તેનું અપમાન કરશે તેને ભગવાન પૂંછશે !"

*                    *                    *                    *

આકાશ પૃથ્વી તરફ નજર કરે છે; અને આશ્ચર્યમાં આ માનવીઓનાં કામ જોઇને આનંદમાં હસે છે. માનવી કેવું હાસ્યજનક એ પશુ પ્રાણી છે ? તે આકાશમાં દૃષ્ટિ ફેંકે છે, નિરાશામાં બે હાથ ઉંચા કરે છે, અને ગહન ભાષામાં કંઇ બબડે છે; પ્રાર્થના કરે છે, ચોભે છે, અને અજાયબ થાય છે. માણસને અજાણ્યું એક કંઇક તેના હૃદયમા બળે છે; તેનો આત્મા વિકાસે છે અને, પવિત્ર ધૂપની જેમ દુનિયા સાથે ભળી જવા, ઉડે છે. ભગવાનની કસમ.........હંમેશ એમ જ બને છે !

# નિબંધો

**ગગનવિહારી લ. મહેતા એમ. એ. (કલકત્તા)**
રસાન્વિત શૈલીમાં રાજકીય-આર્થિક વિવેચન કરી શકનાર આપણા એકમાત્ર યુવાન ચિંતક.

**ગૌરીપ્રસાદ ચુ. ઝાલા એમ. એ. (મુંબાઇ)**
સેંટ ઝેવિયર્સ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક; અભ્યાસી મર્મગામી વિવેચક.

**જનાર્દન ન્હા. પ્રભાસ્કર (ઉંડાચ)**
જાણીતા રાસકવિ. મરાઠીના ગણતર ગુજરાતી સક્રિય જાણકારોમાંના એક.

**વિશ્વનાથ મ. ભટ્ટ બી. એ. (ભાવનગર)**
'નંદશંકરની નવલકથા' એ એ વિષય પરના "ન ભૂતો ન ભવિષ્યતિ" કહેવા યોગ્ય નિબંધ વગેરેના કર્તા.

**વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી એમ. એ. (સૂરત)**
એમ. ટી. બી. કૉલેજના ઇંગ્લિશ અને ગુજરાતીના પ્રોફેસર; પરિપક્વ અભ્યાસ અને શૈલીના એક અગ્રિમ વિવેચક.

१. ગોવર્ધનરામની શૈલી ( વિ. ર. ત્રિવેદી )
એ વિષયના સવિસ્તર શાસ્ત્રીય નિરૂપણનો આપણો સૌથી પહેલો સામર્થ્ય-યુક્ત નિબંધ.

२. યંત્ર અને મનુષ્ય ( ગ. લ. મહેતા )
અર્વાચીન સંસ્કૃતિના એક મહાપ્રશ્નની સમતોલ તલસ્પર્શી મીમાંસા.

३. કાલિદાસ ક્યારે થયો ? ( ગૌ. શુ. ઝાલા )
એ વિષય પરના બહુસ્વીકૃત મતથી જુદું જ મંતવ્ય, વિદ્વત્તાપૂર્વક પ્રતિપાદિત થએલું.

४. પ્રાચીન ભારતીય વસાહતો ( જ. હ્યા. પ્રભાકર )
આર્યાવર્તે બૌદ્ધકાળમાં કરેલા સંસ્કૃતિપ્રચારના ભગીરથ પ્રયાસોની ઉપયુક્ત માહિતી: ( મરાઠીમાંથી ભાષાંતર : છપાતો પહેલો )

५. વિવેચનનો આદર્શ ( વિ. મ. ભટ્ટ )
ખરા વિવેચકનાં લક્ષણો અને તેના ધર્મ વિષે ચિંતનયુક્ત તેટલો જ રસયુક્ત નિબંધ.

વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# ગોવર્ધનરામની શૈલી

## : સામાન્ય લક્ષણો :

લાક્ષણિક શૈલી ગદ્યકાર ગણાવા લાયક દરેક લેખકની હોય; ઔચિત્ય (propriety) અને વિષયક્ષમતા (adequacy) ઊંચા ગદ્યનાં 'સામાન્ય લક્ષણો' ગણાય; નવલકથાકારની શૈલીમાં વિષયક્ષમતા હોય તો શૈલીનું વૈવિધ્ય આપોઆપ આવે; પણ સન્ધ્યાના રંગ જેવું કિનખાબની ખચિત સુન્દરતાવાળું, વૈવિધ્ય ગોવર્ધનરામની શૈલીમાં જે લાગે છે, તે આપણા કોઇ ગદ્યકારમાં નથી. ધૂર્તલાલથી સરસ્વતીચંદ્ર પર્યંતનું, ગુણસુંદરીની સુવાવડથી સરસ્વતીચંદ્રકુમુદના સંયુક્ત સ્વપ્નનું, પાત્રપ્રસંગનું આલેખન મેઘધનુષ્ય પેઠે આપણા સંસારને માપી લે છે, તથૈવ ઉદધિના ઘેરા ઘુઘવાટ, મહાનદના નિનાદ અને પંખીઓના કલરવના અપરિદૃષ્ટ સમવાયથી ગોવર્ધનરામની વાણીનું કાનન ભરેલું છે. ગંગાભાભી, ગંગાભાભીના જેઠ, ગુણસુન્દરી, બુદ્ધિધન, વિદ્યાચતુર, તરંગશંકર, ઉદ્ધતલાલ, ધમ્પાટે, ચન્દ્રકાન્ત, કુમુદ, સરસ્વતીચંદ્ર, એ બધાની બોલવાની ધાટી સંસ્કાર-ભણતર-પ્રસંગ-અનુસાર ભાતભાતની, લાક્ષણિક મરોડવાળી, એકેકને પડછે રોચક ને સુભોગ્ય બને છે. અને ચન્દ્રકાન્ત, કુમુદ તથા 'સરસ્વતીચંદ્ર જોડે સૌથી વધારે તાદાત્મ્ય અનુભવતા ગોવર્ધનરામ તેમનાથી અળગા થઇ સ્વયમેવ પાત્રાલેખક, વાર્તાકાર, ચિત્રકાર, ચિન્તક અને કવિ લેખે શૈલીનું વિધવિધ સૌન્દર્ય ઊપજાવે છે. કનિષ્ઠમાં કનિષ્ઠ પાત્રની બોલીમાં ગોવર્ધનરામનો સ્વર સંભળાવાનો, કંઇક અવશ્ય, કંઇક સર્વ પાત્રની બોલીને નવલકથામાં જોઇએ તે કરતાં પણ વધુ અંશે તેમની સંસ્કાર-

વાની રીતને લીધે; પ્રલુબ્ધ, બિનઅનુભવી અને ભાનપૂર્વક ભાવાસક્ત સરસ્વતીચંદ્ર–કુમુદથી પણ પર જઈ ગોવર્ધનરામનું પર્યેષણ અને કવિત્વ અસાધારણ દેહ ધરે છે.

ગુજરાતી સાહિત્યમાં અનેક પ્રકારની ગદ્યશૈલીઓ ઉદ્ભવ પામી છે: નંદશંકર અને નાનાલાલની; નર્મદ, મુનશી અને ગાંધીજીની; મણિલાલ, આનન્દશંકર તથા કાલેલકરની; ગોવર્ધનરામ અને બલવન્તરાયની; વિજયરાયની.[1] પણ એ શૈલીઓનું વ્યાકરણ આપણે કર્યું નથી; અને ઘણે ભાગે આ વિષયની ચર્ચામાં ઓજસ્, માધુર્ય અને પ્રસાદ જેવા જૂના પારિભાષિક શબ્દોની પાઘડીઓ બેસે છે કે નહીં તેટલું જ જોયું છે. વિવેચનમાત્રમાં, પણ ગદ્યશૈલીની ચર્ચામાં વિશેષતઃ, એ પુરાણું કબૂતરખાનું ઓછું જ કામ આવશે એ સૂત્ર સ્વીકારી, ગોવર્ધનરામની ગદ્યશૈલીની રમણીયતા તથા તેની સ્પષ્ટ તરી આવતી ભૂમિકાઓ અવલોકવી એ આ લેખનું પ્રયોજન છે.

અર્થથી કેવળ સ્વતંત્ર, તેને નિરપેક્ષ, શૈલીના સૌન્દર્યની કલ્પના મને ભ્રમણા સમજાય છે. આવી કંઈ કંઈ ભ્રમણાઓ ઊભી કરે, અખંડ વસ્તુને સાવયવ બનાવે, એવું બુદ્ધિવ્યાપારમાં જ છે, એ સત્ય બહુ જાણીતું છે. ઉચ્ચ ભાવ કે વિચાર વગરની ભાષાની ભવ્યતા સંભવતી નથી; એ દેખાતી ભવ્યતા વસ્તુતાએ આડંબર છે, ઢોલ છે, મશ્કરી છે. 'અહીં શૈલી ભવ્ય છે' કહીએ ત્યારે ભાવ અને વિચારની ઉન્નતતા આપણે સ્વીકારીને જ તેમ કહ્યું છે એમ માની લેવાનું છે. પરંતુ આનો અર્થ એ નથી કે ઉચ્ચ વિચાર ઉચ્ચ શૈલીમાં જ બહાર પડે. એમ થતું હોય તો શૈલીને વિચારવાની રહે જ નહીં. શૈલીને સ્વતંત્ર અસ્તિત્વ નથી, પણ તેનું અસ્તિત્વ તો છે જ; તેની સ્વતંત્ર વિચારણા શક્ય છે. ગાંધીજીની શૈલી લાક્ષણિક પણ લોકશિક્ષકની, ઉપયોગિતાવાદીની. તેઓ કાંઈ લોકોત્તર આનંદ આપવા નીકળ્યા નથી, એ આનંદ તમને મળી જતો હોય તો ભલે મેળવો. તેમનું લખાણ સૌન્દર્યલક્ષી છે જ નહીં, તમને

1. તેમ જ, વિષ્ણુપ્રસાદ અને વિશ્વનાથની.—તંત્રી.

સૌન્દર્ય મળી જતું હોય તો બહુ સારી વાત. પરિણામે ભાવના, વિચાર તથા પ્રસંગનાં વૈવિધ્ય અને અદ્ભુત મહત્ત્વ છતાં તેમની શૈલીમાં એકતાનતા (monotony) આવે છે. શૈલી વિના ગદ્યસાહિત્ય સંભવે જ નહીં; શૈલીની અનુરૂપપ્રતિરૂપ સમવિષમ અવસ્થાઓ તેની સ્વતંત્ર વિચારણા શક્ય બનાવે છે; અને ગદ્ય વાઙ્મયદેહમાં સૌન્દર્યસિદ્ધિ કેટલેકટલી થઇ એ જોવાને એ વિચારણા આવશ્યક છે.

નવલકથા લખતાં અનુકૂળ જગાએ ઠેરઠેર પોતાના વિશાળ ગુજરાતી–અંગ્રેજી–સંસ્કૃત લલિત અને શાસ્ત્રીય વાચનમાંથી ઉપયોગી લાગે એટલું બધું ગોવર્ધનરામે અતિશય ઉદારતાથી મૂકી દીધું છે. સરસ્વતીચંદ્રમાં સંસ્કૃતમાંથી તો એટલાં બધાં અવતરણો છે કે, રસ વા ફરજથી બધાં વંચાતાં, પ્રાકૃત જનને સંસ્કૃતના અનેકવિધ વાઙ્મયનો પરિચય થઇ જાય, શેક્સપિયરનાં નાટકો વાંચતાં ઇંગ્લંડના પ્રાક્શેક્સપિયરિક ઇતિહાસનો પરિચય થાય તેમ. શાસ્ત્રો માટેનો ગોવર્ધનરામનો આદર એટલો સ્પષ્ટ છે, અને નહીં તેથી એટલો રોચક છે, કે આ બધાં અવતરણોથી પુસ્તક પર પુનિતતાની ભાવના આવી જાય છે, અને આ બીજી રીતે પણ 'સરસ્વતીચંદ્ર'નું પુરાણ નામ સાર્થક બને છે. વળી ઓગણીસમી સદીના જ આપણા સંસારનું ચિત્ર હોવા છતાં, પ્રાચીન લલિત સાહિત્યનાં બંધબેસતાં અવતરણોથી 'સરસ્વતીચંદ્ર'ને અદ્ભુતતાનો, અપરિચિતતાનો, એક વધારે અંશ મળ્યો છે. વિદ્યાચતુર ગુણસુંદરીને સુવાવડ પછી પાંચ મહિને પહેલી વાર મળે છે, એ સામાન્ય–પણ દરેક વ્યક્તિના જીવનમાં અસામાન્ય—પ્રસંગમાં મેઘદૂતની જાજરમાન વિલાસિતાનો રંગ ભળે છે:[૧]

આ સર્વ સદ્ગુણોની સુંદરતાથી ભરેલા પ્રિયાના હૃદયનો નીવીબંધ શિથિલ કરી દઇ, તે નીવીબંધ સાચવવા વિનયમુગ્ધાના પ્રયત્ન વ્યર્થ કરી દઇ, હૃદયસુંદરતાના વિલાસનો અભિલાષી પતિ, વાર્તા કરતાં

૧. સર. ૨ પાનું ૭૭.

કરતાં અને અચિન્ત્યો સ્નેહાવેગ વ્હહી જતાં, પત્નીના શરીરને સહસા બળથી હૃદયદાન દેવા લાગ્યો અને હીંચકા ઉપરની પીઢો જોઈ ખાલી ઉઠયો.

નીવીબન્ધોચ્છ્વસિતશિથિલં યત્ર બિમ્બાધરાણાં
ક્ષૌમં રાગાદનિભૃતકરેષ્વાક્ષિપત્સુ પ્રિયેષુ ।
અર્ચિસ્તુઙ્ગાનભિમુખમપિ પ્રાપ્ય રત્નપ્રદીપાન્
હ્રીમૂઢાનાં ભવતિ વિફલપ્રેરણા ચૂર્ણમુષ્ટિઃ ।।

હાથ શિથિલ કરી દઈ પૂછવા લાગ્યો. " ગુણિયલ ! આપણે પણ આવી અલકાપુરી જ છે સ્તો ! પાંચ મહિના સુધી એક બીજા સાથે બોલ્યાં નથી, પણ કહે, આજ એ સઉનો બંગ નથી વાળી દીધો ?"

સંસ્કૃત સાહિત્યની વ્યુત્પત્તિને લીધે, જાહેરખબર કરતાં અવતરણો ના હોય ત્યાં પણ, ભારતના સુવર્ણયુગનાં ઉદ્બોધન (associations) આપતા સાહિત્યસંસ્કાર પાને પાને જણાય છે, અને અણધારી રીતે ન્ડોકિયાં કરતા એવા સંસ્કાર સ્પષ્ટ અવતરણો કરતાં પણ વધુ રસમય બની વિશિષ્ટ તેમ અનુકૂળ વાતાવરણ ઊપજાવે છે.

સાહિત્યનાં અવતરણો ને ઉલ્લેખો 'સરસ્વતીચંદ્ર'માં ઉત્તરોત્તર વધતાં જાય છે અને સર્વથા એ રસપોષક છે એમ નહીં જ કહી શકાય. વાંચતાં વાંચતાં કર્તાનાં પાંડિત્ય અને ચિન્તન ઉપર આપણો એવો વિશ્વાસ બેસી જાય છે કે, "જુઓ, યોગવાસિષ્ઠ કે મહાભારતમાં આ વિચાર જ છૂપાયો છે," એમ એમણે કહેવાની જરૂર ઓછી થતી જાય છે. આવાં અવતરણોથી વાર્તાપ્રવાહ, રસપ્રવાહ તૂટે છે, એ તો સાચ્ચે જ, પણ અનેક વાર વિચારપ્રવાહ પણ અનેકધારો અને કલુષિત બને છે એ, ગોવર્ધનરામની શૈલીના ઉદ્બોધનવૈભવ-ગુણને પ્રશંસતાં છતાં સ્વીકારવું જોઈએ.

સંસ્કૃત સાહિત્યના ઊંડા અવગાહનથી પંડિતયુગને શૈલીનું ગૌરવ સુસાધ્ય હતું. માઘ, બાણુ, બર્ક, મેકોલેના વાચને તથા લોકસંગ્રહના ઉત્સાહે ઉદ્ઘોષ (declamation) કરવાની પ્રેરણા યુનિવર્સિટીમાં જ આપી હતી. એક છેડે ઉદ્ઘોષ (declamation)

અને બીજે છેડે નાદાની (levity) એ બન્નેમાંથી બચી ઉચ્ચ ગંભીરતા સતત ધારી શકે તે જ શૈલીમાં સાચું ગૌરવ હોય છે. ભાવવિચારની ઉચ્ચતાને લીધે, મશાલેદાર પ્રસંગો વખતે, મનોમન્થનની ક્ષણક્ષણના વર્ણનમાં વૈજ્ઞાનિકની તટસ્થતા જાળવી પરિણામમાં વાચકની ઉચ્ચ નીતિવૃત્તિનો સમભાવ છતી લઇ, ગોવર્ધનરામ ગૌરવ સાચવી શકે છે. મુનશીમાં આ ગૌરવ નથી; ફીલ્ડિંગ જેવા યુરોપી અનેક નવલકારોમાં નથી. એ તફાવત જીવનફિલસુફીના ભેદને લીધે હશે, ઓછીવધતી કેળવેલી હાસ્યવૃત્તિને લીધે હશે, હશે ગમે તેમ. કૂંળા, લપસણા વાચકને પણ વિહ્વળ કરતા પ્રસંગોમાં અવાસ્તવિક, અસુન્દર બન્યા વગર ગોવર્ધનરામ દૃઢ ગંભીરતા જાળવે છે; આ જ સ્વભાવ તેમની શૈલીના ગૌરવના મૂળમાં છે. શૈલીનું ગૌરવ ભાષાની સંસ્કારિતા માગી લે છે. સંસ્કારી ભાષા એટલે શુદ્ધ અને ખપજોગી જ નહીં, અપરિચિત લાગે તો ભલે પણ હલકા અધ્યાસવાળા એક પણ શબ્દ વગરની.

લોકસંગ્રહનો ઉત્સાહ, તુચ્છઅતુચ્છ ઉદ્‌બોધનનો વિવેક, એ સિવાય પણ ગોવર્ધનરામની શૈલીનાં ગૌરવજનક તત્ત્વો અળગાં પાડવા યોગ્ય છે. એ બધાં અરસપરસ ગૂંથાયેલાં છે; એકએકને દીપાવી ગૌરવવન્તી સમગ્ર અસર સ્પષ્ટ અને બલવત્તર કરે છે. ગયા જમાનાના અમદાવાદી પીતામ્બર જેવું ગોવર્ધનરામની શૈલીનું સુધટ્ટ પોત છે. પોતદાર શૈલી સમજવા ગંભીર ને ઉત્સાહભર ઉત્તમ વિચાર પ્રગટ કરતી પોતવિનાની શૈલીનું ઉદાહરણ[2] આપું:

> દેહધારી જેમ દેહ વિના આત્મા નથી કલ્પી શકતા, તેમ મંદિર વિના ધર્મ કલ્પી શકતા નથી. મંદિર વિના હિંદુ ધર્મ ન ચાલે. મંદિરમાં સંરો નથી: કોઇ મનુષ્યમાં છે, બધામાં કદી નહિ. કેવળ પૂજનો

૨. ગાંધીજી : 'ધર્મમંથન.' પાનું. ૧૮૨. ગાંધીજીની શૈલીનું અનુકરણ કરનાર એમ રખે માને કે ટૂંકાટૂંકાં વાક્યો લખવાથી અર્થ સુગમ કરવાનો કિંવા ધારી અસર કરવાનો કીમિયો હાથ લાગ્યો છે.
વિ. ર. ત્રિ.

વિધિ કરનારને મન મૂર્તિ પાષાણ છે, ભક્તને મન કેવળ ચૈતન્ય છે. મંદિરમાં સુધારાને અવકાશ છે. મંદિરો તોડી નાંખવાં યોગ્ય નથી. મંદિર તોડ્યું એટલે ધર્મ તૂટ્યો.

પોતદાર શૈલીમાં સ્વરવ્યંજનોની તથા પ્રયત્ન કે ભારઉચ્ચારણની અવસ્થિતિ (disposition) એવી હોય છે કે દરેક સ્વર, વ્યંજન કે પ્રયત્ન કેવળ એકલો રહેતો નથી. પૂર્વગત સ્વર, વ્યંજન વા ભારનું સામ્યવૈષમ્યથી સ્પષ્ટ સ્મરણ આપે છે, અને અનુગ સ્વર, વ્યંજન વા પ્રયત્નની અપેક્ષા ઊભી કરે છે. ગોવર્ધનરામની શૈલી સુઘટ્ટ પોતવાળી છે એમ કહેવાનો અર્થ એ કે સામાન્ય રીતે તેમના ભાષાપ્રવાહમાં સ્વર-વ્યંજન અને પ્રયત્ન તેમના ભૌતિક રૂપમાં પણ એક સજીવ અંગીમાં અંગ હોય એમ રહેલાં હોય છે. આમ એકરસ બનેલી કંડિકાનું ગાંધીજીમાંથી જ ઉદાહરણ [૩] ટાંકું :

ભૂતકાળમાં ગોમાંસાદિ ખાનારનો બહિષ્કાર ભલે યોગ્ય હો, આજે એ અયોગ્ય અને અસંભવિત છે. અસ્પૃશ્ય ગણાતા પાસે ગોમાંસાદિનો ત્યાગ કરાવવો હોય તો તે કેવળ પ્રેમથી જ થશે, તેમની બુદ્ધિને જાગૃત કરીને થશે, તેમનો તિરસ્કાર કરવાથી નહિ બને. તેઓની કુટેવો છોડાવવાના પ્રેમમય પ્રયોગો ચાલ્યા જ કરે છે, પણ ખાદ્યાખાદ્યમાં હિંદુધર્મની પરિસીમા નથી આવી જતી. તેનાથી અનંતકોટિ વધારે અગત્યની વાત અંતરાચરણ છે, સત્ય અહિંસાદિનું સૂક્ષ્મ પાલન છે. ગોમાંસાદિનો ત્યાગ કરનાર કપટી મુનિના કરતાં ગોમાંસ ખાનાર દયામય, સત્યમય, ઇશ્વરથી ડરીને ચાલનાર હજારગણો વધારે સારો હિંદુ છે. અને જે સત્યવાદી સત્યાચરણી ગોમાંસાદિના આહારમાં હિંસા જોઇ શક્યો છે ને જેણે તેનો ત્યાગ કર્યો છે, જેની દયા જીવમાત્ર પ્રત્યે છે તેને કોટિશ: નમસ્કાર હજો, તેણે તો ઇશ્વરને જોયો છે, ઓળખ્યો છે, તે પરમભક્ત છે, જગદ્ગુરુ છે.

હિંદુધર્મની અને અન્ય ધર્મોની અત્યારે પરીક્ષા થઇ રહી છે. સનાતન સત્ય એક જ છે. ઇશ્વર પણ એક જ છે. લખનાર વાંચનાર

૩. ગાંધીજી : 'ધર્મમંથન.' પાનું ૬૧.

અને આપણે બધા મતમતાંતરોની મોહજાળમાં ન ફસી જતા સત્યનો સરળ માર્ગ લઈએ તો જ આપણે સનાતની હિંદુ રહીશું. સનાતની મનાતા તો ઘણા યે ભટકે છે. તેમાંથી કોનો સ્વીકાર થશે તે કોણ જાણે છે? રામનામ લેનારા ઘણા રહી જશે, ને મૂંગે મોઢે રામનું કામ કરનારા વિરલા વિજયમાળા પહેરી જશે.

'સરસ્વતીચંદ્ર'ના પહેલા જ ભાગમાંથી ગોવર્ધનરામની શૈલીનો આ સામાન્ય ગુણ દર્શાવતી એક બે કંડિકાઓ, જેના જેવી અનેક પહેલા ભાગમાંથી જડી આવશે, તે જોઈએ. પહેલો ભાગ એટલા માટે કે કેટલાક[૪] એમ માને છે કે બીજા જ ભાગમાં ગોવર્ધનરામને મધ્યશૈલી સિદ્ધ થઈ. મને તો ઉલટું એમ લાગે છે કે બીજો ભાગ લખતાં ગોવર્ધનરામે પ્રાકૃત વાચકની ભૂમિકા નજર સમીપ રાખી છે, તેથી છુટ્ટી લગામે પોતાના માનસને વહેવા નથી દીધું. બાકી, કુશળ તારો પણ ડૂબે એટલું તો ચારે ભાગના ગદ્ય માટે કહી શકાય,—શૈલીમાં કૃત્રિમતા ને છોકરમત ચોથા ભાગ જેવા ભારેખમ ગ્રંથમાં પણ છે.

ચંદ્રકાંત નિર્ધન સ્થિતિમાં ઉછર્યો હતો, પણ પત્થરની ભૂમિમાં રસ્તો કરી કેટલાક છોડ ઉગી નીકળે છે તેમ આપત્તિયો ન ગણી એણે પોતાનો ઉન્નત માર્ગ કરી દીધો હતો. પોતાના ઉપર પડેલા નિર્ધનતારૂપી પત્થરને ફાડી પરાક્રમથી ઉંચો ઉગ્યો હતો. તેને આશ્રયમાં આશ્રય માત્ર સરસ્વતીચંદ્રનો હતો અને તે આશ્રય ન્હાનોસુનો ન હતો, પરંતુ સરસ્વતીચંદ્ર પોતાની મેળે જ સહાયભૂત થઇ પડે ત્યારે જ તેનો આશ્રય ચંદ્રકાંત સ્વીકારતો. ચંદ્રકાંતે કાંઇ માગ્યું છે એ વારો આવ્યો ન હતો. દુઃખ ખમી, હરકત ભોગવી, બેસી રહેવું એ હા, પણ ચંદ્રકાંતનો આત્માભિમાની ચિત્તોદ્રેક નમ્યું આપે તેની ના હતી. ધનાઢ્ય અને પોતાનાથી વધારે વિદ્વાન્ ઉપકારક મિત્ર પાસે તેની મિથ્યાપ્રશંસા (ખુશામત) કરવી તો શું પણ પ્રિયવચન કહેવું તે પણ તે સમજતો ન હતો. આ નિઃસ્પૃહી સ્વતંત્રતાને લીધે સરસ્વતીચંદ્રની તેના પર અનુપમ પ્રીતિ થઇ હતી. પરંતુ વિદ્વાન અને

૪. મુનશી : Gujarat & its Literature, પાનું ૨૫૭.

ઉચ્ચ પદવીએ પ્હોંચેલા પણ દાસત્વના જ સંસ્કારવાળા વિદ્યાચતુરને આ સર્વ અપરિચિત હતું. ઇશ્વરના તરફથી જેમાં દોષ ન આવી જતો હોય એવા વિષયમાં મ્હોટાંનું મન રાખવું એ તે આવશ્યક ગણતો હતો. પરવૃત્તિનું અનુસરણ કરવું અને લોકાચારથી વિરુદ્ધ ન દેખાવું એ કળાઓ સંપાદ્ય ગણતો હતો. પોતે પણ ઉચ્ચ પદવી પર હતો; એટલે અનુકૂળ ઉત્તર જ સાંભળવાનો અભ્યાસ હતો, ઇચ્છા દર્શાવતામાં જ તેને આજ્ઞા ગણી અનુસાર વર્ગ જ એની દૃષ્ટિમર્યાદાને ભરી રાખતો, અને ઉઘાડી આત્મપ્રશંસા થવા પોતે ન દેતો તો પણ પર પ્રશંસાના પ્રવીણ અને પ્રધાનની પ્રીતિ ઇચ્છનાર અધિકારીયો, “આ ગુણ તમારો છે અને તે આવો સારો છે” એમ ઉઘાડું કહેવાની રીત છોડી દઇ, પ્રધાનને પોતાના કીયા ગુણનું ભાન છે એ શોધી કહાડી, એકલા તે ગુણની પ્રશંસા કરતા, પ્રધાને કરેલાં કંઇ કંઇ કાર્યોમાં દક્ષતા અને અપૂર્વતા બતાવી આપતા, અને પ્રધાનનાથી ઉલટી રીતિએ ચાલનારને હસી કહાડતા. પ્રશંસાના કરતાં આ સર્વની અસર વધારે થતી અને સાવધાન છતાં પ્રધાન ભુલ ખાઇ ઘણી વાર એમ કલ્પતો કે મ્હારી બુદ્ધિ સર્વમાન્ય છે. આવા આવા સંસ્કારોના અભ્યાસીને ચંદ્રકાંત જેવો ઉત્તર આપનાર મળતાં નવીનતા લાગી, મૂર્ખતા પ્રત્યક્ષ દેખાઇ, ઉદ્ધતતા મૂર્તિમતી થઇ જણાઇ, અને બાલિશતા અને અવિનીતતાના અવતારનું દર્શન થયા જેવું થયું. પણ એનો ઉપાય ન હતો. ચંદ્રકાંત પોતાના હાથ નીચેનો માણસ ન હતો. “એને શું કરવું ? શું કહેવું ? કહેવું લ્હોએ નિરર્થક ! હશે ! આપણે શું ? કોઈ વખત ખત્તા ખાશે ત્યારે ઘણોયે ઠેકાણે અવશે.—

ઉપદેશો ન દાતવ્યો યાદશે તાદશે નરે
પશ્ય વાનરમૂર્ખેણ સુગૃહી નિર્ગૃહી કૃતા ॥

એ વિચાર કરી શાંત પડી મનમાં પુષ્કળ હસ્યો. “આની સાથે શું બોલવું ?” એમ જ લાગ્યું. “આ મુંબઇગરી માંકડાની જાત ! તે વળી કાંઇ મોસે ચ્હડી ! એને તો છંછેડવી જ નહી ! પેલા પારસીની આટલી આગતાસ્વાગતા કરી ત્યારે મૂર્ખે બધી ખાનગી વાતચીત પણ વર્તમાનપત્રમાં છપાવી એ અને આ બેયે જાતભાઇ જ ! જગતને શીખામણ આપવી એ કાંઇ મ્હારું કામ નથી.” જાતિસ્વભાવ ભુલી રાજકીય વ્યવહારી બે વસમાં વેણ કહ્યાં હતાં તેનો ઉતાર કરવા લાગ્યો—તે પાછો પોતાની પ્રકૃતિપર આવ્યો અને હૃદય ઢાંકી જીભવતે અમૃત લ્હાવા લાગ્યો:

"દુઃખ ખમી, હરકત ભોગવી, બેસી રહેવું એ હા, પણ ચંદ્રકાંતનો આત્માભિમાની ચિત્તોદ્રેક નમ્યું આપે તેની ના હતી."

"પરંતુ વિદ્વાન અને ઉચ્ચ પદવીએ પ્હોંચેલા પણ દાસત્વના જ સંસ્કારવાળા વિદ્યાચતુરને આ સર્વ અપરિચિત હતું."

આ વાક્યોમાં કશી કૃત્રિમતા લાગતી નથી, પણ તેની એકરસતા, તેનો સંવાદ,-અનુભવી શકાય છે, અને સહેજ ઊંડા ઊતરીએ તો પહેલા વાક્યમાં 'ન' વર્ણનો અભ્યાસ, બીજામાં 'વ', 'પ', 'સ'-નો અભ્યાસ સંવાદના એક કારણ લેખે જોઇ શકાશે. કંઇક વધારે વર્ણપરખ કરીએ તો 'ચન્દ્રકાન્ત' અને 'ચિત્તોદ્રેક', 'વિદ્યાચતુર' અને 'અપરિચિત' સંવાદી વર્ણસમૂહ લાગશે. વળી 'ઇ' વા 'આ' સ્વરનું વારંવાર શ્રવણ બંને વાક્યોની છટા લાક્ષણિક બનાવે છે. કંડિકાના પહેલા વાક્યમાં પ્રયત્નની અવસ્થિતિથી સંશ્લિષ્ટતા આવી છે. 'પત્થર', 'રસ્તો', 'આપત્તિયો', 'ઉન્નત' શબ્દોને સટે અસંયુક્ત વ્યંજનવાળા પોચા શબ્દો મુકીએ તો વાક્યના અંકોડા છુટી જતા સમજાશે, અને છટામાં પણ ફેર પડી જશે.

ગોવર્ધનરામની શૈલી વનસ્પતિ જેમ સજીવ લાગે છે તેનું એક કારણ એ કે તેમનાં વાક્યોમાં થડ, ડાળ, પત્ર, કૂંપળ ફૂલ, ફળ જેવો સંબંધ દેખાય છે; એક શબ્દનો એક તન્તુ લઇ તેમાંથી જાણે બીજો શબ્દ ફૂટ્યો છે, બીજા શબ્દનો તન્તુ લઇ ત્રીજો શબ્દ નીકળ્યો છે, ચોથા શબ્દને કહો તો બીજાત્રીજા સાથે વર્ણક સંબંધ ન હોય, પણ તેનો થડકારો પહેલા શબ્દ જેવો હોય—આમ ગોવર્ધનરામની સમગ્ર વાઙ્મયનિર્મિતિ સ્નાયુબદ્ધ દેહ જેવી છે.

બદ્ધસ્નાયુ શૈલી; પણ સ્નાયુઓ બેઠા ઘાટના મરાઠાના નહીં, પણ બળ, કોમળતા અને પ્રતાપ સાધતા કોઇ ઉત્તરહિંદીના. ગોવર્ધનરામની શૈલી પોતદાર, અનુનેય (flexible) છે તેમ સઘન (massive) છે. લાંબા વાક્યસમૂહોમાં સંયુક્ત વ્યંજનના બાહુલ્ય ઉપરાંત, ઉપવાક્યો કે વાક્યોની હારની હાર વ્યવસ્થિત રીતે મંદ વા

અમંદ ગતિ કરતી હોય છે તેથી સઘનતા અનુભવાય છે. ઘણી વસ્તુ સામટી, જાણે એક શ્વાસે, કહેવામાં બેડોળતા ક્વચિત્ આવે છે,[૫] એ ખરું; પણ પર્યેષણાવિષય, ભાવ કે પ્રસંગ એવા કલ્પી શકાય એમ છે જેનું નિરૂપણ ટૂંકાં વાક્યોથી વિશદ જ થશે એમ નહીં કહી શકાય, જેનું આલેખન લેખકનો અશેષ ભાવન્ક અનુભવ અનુભવડાવવો હોય તો સઘન શૈલીમાં જોઇએ, અર્થાત્ એક પછી એક એમ અનેક મોજાં જતાં હોય, તેમની પાછળ એક મહાન મોજું જતું હોય, મહાન મોજું જતું જતું એક ખડક સાથે અફળાય ફીણફીણ ને શીકરશીકર થઇ જતું હોય એવી વાક્યમાં વાક્યના અંગની ને કંડિકામાં વાક્યોની રચના જોઇએ. એક સિદ્ધાન્તની અનેક દલીલો આપવામાં, એક કુદરત કે પ્રસંગના ચિત્રની અખંડ દૃઢ અસર ઉપજાવવા માટે, એક મનોમન્થનની ઘડીનાં દલેદલ ખોલવા માટે સઘન શૈલીનો ઉપયોગ સહજ રસિકતાથી જ ગોવર્ધનરામ કરે છે એમ માનું છું.

તમારું એ સૂત્ર મહાન્ અનર્થોનું મૂળ છે. તેનો તમારા જનભાઇઓ, વર્તમાનપત્રવાળાઓ અને મરાઠા ભાઇઓ–બ્રીટિશ ઇન્ડિઆમાં અનુભવ કરાવે છે. બુલ્વર સાહેબ બીચારા કહી કહીને થાક્યા છે કે ઇંગ્રેજો અને દેશીઓનાં ચિત્ત પરસ્પરની વિદેશીયતાને ભુલી જશે નહી અને બન્ધુભાવ પામશે નહી ત્યાં સુધી અને હિન્દુસ્થાન એ રાજપ્રજાના પરસ્પર અવિશ્વાસમાંથી છુટશે નહી ત્યા સુધી તેમાંથી કોઇનું કલ્યાણ થશે નહિ. આ વિશ્વાસ અને કલ્યાણના માર્ગમાં જે કોઇ વિઘ્ન નાંખે તે દેશદ્રોહી છે અને દેશદ્રોહી તે રાજદ્રોહી છે. તમો ભાઇઓની છબ ઉપર એ દેશદ્રોહ અને રાજદ્રોહ નાચે છે અને તમારા દેશવત્સલ હૃદયને એનું ભાન નથી. ખરી વાત છે કે ઇંગ્રેજો સ્વાર્થબુદ્ધિ અને અવિશ્વાસનો સર્વતઃ ત્યાગ નથી કરી શકતા પણ એના અપવાદરૂપ ઉદાત્ત ચિત્રોનો એ દેશમાં અભાવ નથી એમ કૉન્ગ્રેસના આધારભૂત ઇંગ્રેજો અને રીપન જેવાઓ ઉપર દૃષ્ટિ કર્યા પછી કીયો દેશી ના કહી શકશે? એ લોક આપણી ભાષા સમજી શકે તેના કરતાં એમની ભાષા આપણે વધારે સમજીએ છીએ, તે જ રીતે આપણાં ચિત્ર એ લોક સમજી શકો કે ન શકો

૫. સ૨૦ ભાગ ૨જો પાનું ૬૦.

પણ યત્ન કરનાર દેશી ઇંગ્રેજનાં ચિત્તને વધારે સમજી શકશે. જે વધારે સમજે તેને માથે વધારે ધર્મ. ઇંગ્રેજોનો મ્હોટો ભાગ આપણા ઉપર વિશ્વાસ કરો કે ન કરો, પણ આપણા ઉપર એવા વિશ્વાસની વૃદ્ધિ કરાવવી એ આપણા હાથમાં છે અને જે વસ્તુથી એમ આપણી શક્તિ ઉદય પામી છે તે શક્તિનો ઉપયોગ કરવાનો ધર્મ આપણે માથે ઉદય પામ્યો છે. તમ સાધુઓના સૂત્રનો આચાર એ ધર્મનો કેવળ ભંગ કરે છે, પોતાના ઉપર રાજ્યવર્ગનો નિષ્કારણ અવિશ્વાસ ઓઢી લે છે; અને ન ખવાય, ન રસ પડે, ન પેટમાં જાય, ન પોષણ કરે અને કેવળ દાંત ભાગે એવા ગાયના શીંગડાંનું ભક્ષણ કરવાનો મૂર્ખ અને દુષ્ટ પ્રયત્ન કરવો એ મહાન્ અનર્થ તમારી જીભનું પરિણામ છે. આ તમારું જિવ્હાલૌલ્ય જ્યાં સુધી મટશે નહીં ત્યાં સુધી તમે અજ્ઞાત પણ પ્રત્યક્ષ દેશદ્રોહના પાતકમાંથી ઉગરશો નહિ અને પરદેશી અવિશ્વાસી રાજ્યકર્તાઓમાં ઉદાત્તતા તો ક્યાંથી પણ આપણા ઉપરનો અવિશ્વાસ દિને દિને વધારશો અને તેમની અનુદાત્તતાના વાયુને વધારી એ વાયુના ઝપાટાઓને મૂર્ખ શાલ્મલિ પેઠે વ્હોરી લેશો.[૬]

× ×

નવીનચંદ્રજી, તમે આવા સાધુજન છો, સાધુજનના આશય સમજો છો, મધુરીનું દુઃખ આ હૃદયથી જોવાતું નથી, હું પણ કંઇક વિરક્ત છું તે મ્હારા મતનો ત્યાગ કરી એ મધુરીને માટે આપની પાસે આવી છું અને એને માટે કહો કે મારા પોતાના શમસુખને માટે કહો પણ આ ક્ષીણ હૃદયે માજીનું મન્દિર મુકાવી મને તમારી પાસે આણી છે. સમસ્ત સાધુમંડળનું માન રાખીને, કે મધુરીની દયા કરીને, કે આ મ્હારા હૃદયના ઉદ્‌ગાર સિદ્ધ માનીને, કે આપની ઉદાર દક્ષ બુદ્ધિની પ્રેરણાથી, મ્હારી રંક વિજ્ઞપ્તિ સ્વીકારો. વધારે કહેવાની મ્હારામાં શક્તિ નથી. સત્યનો બલવત્તર બોધ કરવા જેટલું મ્હારામાં જ્ઞાન નથી, ધર્મનું શુદ્ધતર તારતમ્ય કહાડવાની મ્હારામાં બુદ્ધિ નથી, રસરહસ્ય વધારે પ્રદીપ્ત કરવાનો આ હૃદયનો અભ્યાસ ઘણા કાળના વૈરાગ્યથી કટાઇ ગયો છે, અને મ્હારાં હૃદયને ને મ્હારી પ્રવૃત્તિને આશ્રય આપી શકનાર બિહારપુરી આપનું અનુચરત્વ કરે છે તે આપની પાસે આવા વિષયમાં પ્રવૃત્ત થાય એવું ઇચ્છવાનો મને અધિકાર

૬. સર. ૪. પાનું ૫૮

નથી. નવીનચંદ્રજી, હું આપની પાસે હાથ જોડી ઉભી રહું છું અને સાધુજન પાસેથી આટલી ભિક્ષા માગતાં શરમાતી નથી.[૭]

વાક્યવીચિઓથી ઉપરના ફકરાઓમાં જે સઘનતા (massiveness) અનુભવાય છે, તેમાં એક તત્ત્વ એવું છે જે ગુજરાતી ગદ્યકારોમાં નાનાલાલ અને બળવન્તરાય સિવાય કોઇમાં[૮] જણાતું નથી. લયવિસ્તાર (amplitude of rhythm)નો ગુણ નાનાલાલ અને બળવન્તરાયમાં છેક ગોવર્ધનરામના પ્રકારનો નથી, અને નિર્ભેળ ગુણરૂપે હમેશ જણાતો પણ નથી. આ મિલ્ટની લયપ્રસાર, સ્વરોના આરોહઅવરોહનો એકમનું ધનુષ્ય, એ ગુજરાતી સાહિત્યના નવા યુગની એક અણમૂલ સિદ્ધિ છે, અને પૃથ્વીછંદની શક્તિના જ્ઞાન જેવો પણ તેથી અનેકગણો કીમતી ગુજરાતી ભાષાનો વારસો છે.

વાક્યપ્રવાહમાં સામાન્ય શિષ્ટ લેખક જ્યાં વિરામ લે, શ્વાસ ખાય, અટકી જાય, ત્યાં સંગીતકાર એક તાન લઇ લે તેમ ગોવર્ધનરામ જરા પલટો મારી વાધ્યા જાય છે.

ચમાવેલી દેખાતી આંખોવડે તે મુદ્રા લેઇ, મુદ્રામણિની પરીક્ષા કરી, નજર આગળનો દેખાવ સમજ્યો નહિ, અને મુદ્રા આંગળીમાં બેઠી અને સરસ્વતીચંદ્ર ઢળી પડ્યો કે એકદમ વીજળીની ત્વરાથી ઉભો થઇ ચોર ચિત્તવાળો પોતાને સમયસૂચક ગણતો, પાછું જોયા વગર અને વિચાર કરવા ઉભા રહ્યા વગર, મુઠી વાળીને નાઠો.[૯]

ચલમમાં ભડકો થતો ત્યારે ઉપરની ડાળોમાં તે તેજનું પ્રતિબિંબ પડતું હોય તેમ આગીયા કીડાની પાંખના જેવો ચમકારો સ્પષ્ટ થતો હતો પણ તે પર કોઇનું ધ્યાન ખેંચાયું નહી, અને ચારપાસના અંધકારની પેઠે નિષ્કંટક પરંતુ પવનથી હાલતાં ઉપરનાં પાંદડાંના સ્વરની પેઠે ધીમે સ્વરે બ્હારવટીયાઓની વાર્તાનો રસ કર્ણોપકર્ણ છાનોમાનો જામવા લાગ્યો.[૧૦]

૭. સર૦ ૪, પાનું ૪૦૨.—૮. આજકાલના લેખકોમાંના કોઇનો પણ ઉલ્લેખ યોગ્ય નથી ધાર્યો.—૯. સર૦ ૨, પાનું ૨૪.—૧૦. સર૦ ૨, પાનું ૪.

બધાંને બકડું હોય તે બકો ને ઘરમાં પઠસા ખુટશે તો હું ચાંદ્રાયણ કરીશ ને સઉને સાથે ભુખ્યાં રાખીશ પણ જેને શોધવા ગયા છો તેને લેઈને જ આવજો ને હાથમાં આવેલા પાછા ન્હાસવાનું કરે તો આ કાગળ વંચાવી દાખવો. દેજો કે ગંગાના જેવી બાયડીઓ ઘેર ઘેર વેઠ છે ને પ્હોંચા વળે છે તેનાથી હજારમા ભાગ જેટલી વમને તો કોઇએ સુંદી પણ ભરી નથી ને એવા સકોમળ વમે થયા તેમ સઉ બાયડીઓ થશે તો બ્રહ્માએ ઘડેલી બધી બાયડીઓ કુમારી રહેશે. પણ બાપના વાંક માટે બાયડીને રોવડાવે એવો ન્યાય બારીસ્ટરે કર્યો તેવો ન્યાય તમારું જોઇ વકીલ કરી બેસશે તો બીચારાં કુમુદસુંદરી તો ગરદન માર્યાં મુવાં પણ ગંગાભાભી તો તમારી કોટે વળગશે.૧૧

આ સ્વરાવરોહનાં વાક્યો વેરાયેલાં પણ એટલી મોટી સંખ્યામાં છે કે તેમને વીણવાની મુશ્કેલી નથી; તે તેમનાં સ્થાને કંડિકાના ઢાળામાં એટલાં કુદરતી રીતે આવે છે કે ગોવર્ધનરામની શૈલીનું એ સુંદર અને વ્યાપક લક્ષણ બને છે. લયદીર્ઘતા બલવન્તરાય અને નાનાલાલમાં છે, પણ ગોવર્ધનરામના સ્વરાવરોહ તેમનાથી વિલક્ષણ છે. આ લયદીર્ઘતા અને લાક્ષણિક આરોહઅવરોહોથી ગુજરાતી ભાષા ઉન્નતતમ તાન સિદ્ધ કરે છે, અને ક્વચિત્ તો એવી રચના આવે છે કે સમસ્ત જગતના ભવ્ય ગદ્યસાહિત્યમાં પણ એની જોડ હશે કે કેમ એવી શંકા ઊભી કરે છે :

"હા—આ તરતાં તરતાં સઉ આવ્યાં" બાવી બોલી. તરતાં તરતાં છાછર પાણી આવતાં તરનારી સ્ત્રીઓ પાણી વચ્ચે ઉભી થઇ પગે ચાલી આવવા લાગી. તેમાંની બે જણીઓએ હાથ ઉપર શબતુલ્ય કુમુદસુંદરીને ચતી રાખી ઝાલી હતી. સમુદ્ર વચ્ચે ડોકીયાં કરી ઉભેલા ખડકોના શિખરોનાં વચાળાંમાંથી વચલે ભાગે ઉગેલી સુંદર નાજુક લીલોતરી દેખાઇ આવે તેમ આ સ્ત્રીયોની વચ્ચે તેમના હાથ ઉપર રહેલી કુમુદસુંદરી દેખાતી હતી. એને ઉચકનારી સ્ત્રીયોના પગ આગળ નીતરેલું છાછર પાણી પોતાની નીચેના પૃથ્વીતળને બાઝી રહેલું લાગતું હતું, તેના ઉપર ધીમાં સ્થિર લાગતાં મોજાં એ પૃથ્વીને ચાંપી દેતાં લાગતાં હતાં, અને એ પૃથ્વીની કોમળ રેતી અને ઉંચાનીચા ભાગો પાણીમાંથી

૧૧. સર. ૪. પાનું ૧૨૧.

દીસી આવતા હતા; તેમ જ પૃથ્વી પેઠે પડી રહેલી કુમુદના શરીર ઉપર પાણીથી લદબદતું વસ્ત્ર બાઝી ગયું હતું, એ વસ્ત્રની ભીની કરચલીઓ એના શરીર ઉપર ચંપાઇ ગઇ હતી, અને સૂક્ષ્મતાએ અને પાણીએ પારદર્શક કરેલા અને બાઝી ગયેલા વીલાયતી ગવનમાંથી શરીરના ઉંચાનીચા ભાગ સ્પષ્ટ દેખાઇ આવતા હતા. માતાના મંદિર પાસે આવતી પુત્રીની શરીર–અવસ્થાને પુરુષદૃષ્ટિએ નિર્મેલી મર્યાદાઓ અપવિત્ર લાગતી હોય તેમ આ બાળકીની આ અવસ્થા નિસ્સંશયપણે ઉદય પામી લાગતી હતી. એના વસ્ત્રમાંથી ચારેપાસથી નીગળતું પાણી ચારે પાસના પાણીમાં પડતું હતું અને એના મનનાં દુઃખ અને વિકાર તેમ એના કર્મવિપાક માતાના પ્રતાપથી ઓળગી જઇ જાતે જ એને છોડી નીચેના મહાસાગરમાં સરી પડતા હોય એમ એ પાણીની ધારાઓ એના શરીર પાસેથી સરી, નીચે ટપકી જતી હતી. આ મનુષ્યદેહનું આયુષ્ય ખુટી રહ્યા પછી અને પરમાત્મારૂપ જગદમ્બાના પારલૌકિક સાન્નિધ્યને પામતા પહેલાં વચગાળે શરીરને શબરૂપ થઇ શબવાહની (ઠાઠડી) ઉપર સ્હડવું પડે તેમ અત્યારે કુમુદસુંદરી સ્ત્રીઓના હાથ ઉપર સ્હડેલી હતી, અને આ સુંદર ચિત્તપવિત્ર ધામ ભણી અદૃશ્ય ઇશ્વરીની ઇચ્છા એને આ ગુપ્ત આકર્ષક કિરણો વડે ખેંચી લેતી હતી. દુષ્યંતને ત્યાં અનભિજ્ઞાન અને તિરસ્કાર પામેલી શકુંતલા પતિમંદિરની બ્હાર નીકળી કે દયા–વત્સલ માતૃજ્યોતિ એને આ પૃથ્વી ઉપરથી અધ્ધર ઉપાડી ગયાનું મહાકવિએ ગૂઢ મર્મ રાખી વર્ણવેલું છે તેમ એવા જ ગહન દુઃખને વરી નિર્વાસન પામેલી આ રંક અનાથ પુત્રીને ઉપાડી શરણવત્સલ નિરંજન માતૃજ્યોતિ જ માતૃગૃહમાં આજ તાણી લેતું હતું અને વિધાતાની ગતિ ન સમજતાં મન્દબુદ્ધિના સુવર્ણપુરમાં ચારે પાસથી પવનની ફુંક ઉપર ચ્હડી આકાશવાણી ઘણાક કાનમાં કહેતી હતી કે

> સા નિન્દન્તી સ્વાનિ ભાગ્યાનિ બાલા
> બાહૂત્ક્ષેપં ક્રન્દિતું ચ પ્રવૃત્તા ।
> સ્ત્રીસંસ્થાનં ચાપ્સરસ્તીર્થમારા–
> દુત્ક્ષિપ્યૈનાં જ્યોતિરેકં જગામ ॥"૧૩

૧૮–૧–૧૯૩૬.

૧૩. સર. ૪.પાનું ૫

ગગનવિહારી લલ્લુભાઇ મહેતા

# યન્ત્ર અને મનુષ્ય

વર્તમાન યુગને યન્ત્રનો યુગ કહીએ તો એમાં કંઇ અત્યુક્તિ નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિમાં ઘણાં બળ પ્રવર્તે છે જેમાંનાં કેટલાંક અસ્પષ્ટ પણ છે. પરંતુ પાશ્ચાત્ય સંસ્કૃતિનું જે રૂપ છે અને જેને લીધે એ દુનિયાભરમાં પ્રસરી છે એ એના યન્ત્રબળને જ કારણે. યુરોપમાં જેવા કવિઓ, ચિત્રકારો કે ફિલસૂફો પહેલાં થઇ ગયા છે કે હાલ છે એવા જ કે એથી ઉત્તમ કલાકારો કે ચિન્તકો પૂર્વમાં પણ થઇ ગયા છે. છતાં યુરોપ અને અમેરિકા તેમ જ એને પગલે ચાલનારૂં જાપાન આજે આટલી સત્તા ભોગવે છે અને એના સંસ્કાર બીજી પ્રજાઓને પણ ગ્રહણ કરવા પડે છે એ કેવળ એના વિજ્ઞાન તથા યન્ત્રને લીધે. ભિન્ન ભિન્ન પ્રકારે પ્રકૃતિપર પ્રભુત્વ મેળવીને પશ્ચિમના લોકો અન્ય દેશોને સબળ રીતે અને સફળતાથી દબાવી શકે છે; એક યુરોપિયનને એશિયા કે આફ્રીકાનો કોઇ માણસ મારી શકે એના કરતાં વધુ ત્વરાથી ને સહેલાઇથી યુરોપિયન બીજાનો સંહાર કરી શકે એવી શક્તિ ધરાવે છે. વરાળ અને વિજળી, સ્ટીમર અને એરોપ્લેન, ટેલિફોન ને વાયર્લેસ, વિજ્ઞાન અને વૈદકશાસ્ત્રનાં અસંખ્ય સૂક્ષ્મ યન્ત્રો એ સર્વ આ યન્ત્રના યુગનાં લક્ષણો છે; હાલની રાજ્ય-વ્યવસ્થા અને વિવિધ આર્થિક સંબંધ પણ આનાં જ પરિણામ છે. યન્ત્ર પાશ્ચાત્ય સંસ્કૃતિનું ફળ છે પણ એ સંસ્કૃતિ યન્ત્રની શોધથી ઘડાય અને બદલાય છે.

## યન્ત્ર અને મનુષ્યનું બળ

બધાં યન્ત્રની રચનામાં કે એ ચલાવવામાં વિજ્ઞાનની આવશ્યક્તા નથી હોતી. માણસના અવયવો અને ખાસ કરીને આંગળાંઓ અને પગ જે ક્રિયા કરતાં હોય એ જ પ્રકારની નિયમસર ગતિ કોઇ અચેતન વસ્તુ પાસે કરાવવા માટે યન્ત્ર મૂળે સરજવામાં આવ્યું. ગાડાંનાં પૈડાં, રથનું ચક્ર, રેંટિયો, સાળ ઇત્યાદિ એની પ્હેલાંની ક્રિયાની સરખામણીમાં યાન્ત્રિક વસ્તુઓ લેખાય. શારીરિક બળને વધુ સમર્થ કરવા માટે કે એવા બળનો બચાવ કરવા માટે માણસે બીજા કોઇ બળની શોધ કરી અને એ રીતે સંચો શોધ્યો. પ્રાણીઓ પોતાની જરૂરતો પૂરી કરવા માટે કેવળ પોતાના સ્નાયુઓ પર જ આધાર રાખે છે. છેક પ્રાચીન કાળમાં મનુષ્યને પણ માત્ર પોતાના શારીરિક બળનો જ આધાર હતો એમ કલ્પી શકાય. પરંતુ મનુષ્યનું જ્ઞાન જેમ વધતું ગયું તેમ એ જડ સાધનોની સહાયતા લેતો ગયો અને એને હાથ કરતો ગયો જેથી એના પોતાના સ્નાયુને એટલો વિરામ મળે અને એવું કામ સહેલાઇથી સધાય. પૈડાની શોધ જેણે કરી ને બળદ કે ઘોડા વડે એ પૈડાને ચલાવ્યું હશે એ પણ એન્જિનના શોધનાર જેટલો જ પ્રતિભાશાળી સ્રષ્ટા હશે. માત્ર પાંદડાંનો પોષાક પહેરનારને રેંટિયો અટપટું યન્ત્ર લાગ્યું હશે અને હાથનો એમાં ઓછો ઉપયોગ થશે એ કારણથી એનો વિરોધ પણ કર્યો હશે ! પગે ચાલનારાઓ ગાડાં કે ગાડીમાં જનારાનો પારકી સાહ્ય લેવા માટે ઉપહાસ પણ કરતા હશે ! હાલની ભાષામાં કહીએ તો, આવા યાન્ત્રિક બળનો વિરોધ પ્રથમથી થતો આવ્યો હશે.

## આધુનિક યન્ત્રની શોધ

પરંતુ જે યન્ત્ર આજે સર્વત્ર ભિન્ન-ભિન્ન રૂપમાં આપણી સામે ખડું થાય છે તે યન્ત્રની શોધ તો છેલ્લા બે સૈકામાં થઇ છે. પશ્ચિમમાં વરાળની શોધને પરિણામે જે ઔદ્યોગિક પરિવર્તન

થયું એને લીધે યન્ત્રના યુગનો આરમ્ભ થયો. જુદા જુદા હુન્નર-ઉદ્યોગોમાં યન્ત્રની શોધ પર શોધ થઇ અને પ્રજાનું સમગ્ર આર્થિક તેમ જ સામાજિક જીવન પલટાઇ ગયું. રેંટિયા અને શાળને બદલે મિલના સંચા કાંતવા અને વણવા લાગ્યા, ઘોડા કે બળદની ગાડીને સ્થાને વરાળથી ચાલતી ટ્રેન અને પેટ્રોલથી ચાલતી મોટર થઇ. શઢ અને લાકડાના વહાણની જગ્યાએ વરાળથી ચાલતી લોખંડની આગબોટો આવી. મનુષ્યનું ચાતુર્ય અને હાથનું કૌશલ્ય જે કામ કરતાં હતાં તે નિર્જીવ અને નિશ્ચેષ્ટ વસ્તુઓ કરતી થઇ. ગલીચા ને કોરો, જોડા ને કપડાં, ઘડીઆળ ને સોય–ટાંકણી અને એવી એવી અસંખ્ય નાની મોટી વસ્તુઓ સંચાઓ વડે ઉત્પન્ન થવા લાગી. વિજ્ઞાનથી ઉત્પન્ન કરેલા બળમાંથી એક અદ્‌ભુત અને અપૂર્વ શક્તિ સરજાઇ. ધનવાનોએ પણ નહિ કલ્પેલું એટલું અઢળક ધન એમની પાસે એકઠું થવા લાગ્યું. વર્ડ્‌સ્વર્થ જેવા કવિઓએ આ અદ્વિતીય યાન્ત્રિક બળની સ્તુતિ કાવ્યમાં કરી અને કેટલાએ ફિલસૂફો, ચિન્તકો અને અર્થશાસ્ત્રીઓ યન્ત્રના વિજય અને ગૌરવથી અંજાઇ ગયા.[૧] કારખાનાના અને ખાણોના માલિકો તેમ જ વધતાં જતાં શહેરોની જમીનના જમીનદારો ખૂબ ધનાઢ્ય થવા લાગ્યા અને જે દેશોમાં પુષ્કળ પૈસો થયો ત્યાં યન્ત્ર સૌ કોઇને પ્રિય અને આલ્હાદજનક લાગ્યું.

અલબત્ત, કેટલાક કવિઓ અને કલાકારોને યન્ત્રથી આઘાત થતો

૧. "I exult to see
An intellectual mastery exercised
*O'ver the blind elements ... almost a soul*
Imparted to brute matter. I rejoice,
Measuring the force of those gigantic powers
That, by the thinking mind, have been compelled
To serve the will of feeble-minded Men.
(Wordsworth, Excursion Book 8)

હતો. સૌન્દર્યનો યન્ત્રથી વિનાશ થતો હતો, ગામડાંનું સરળ ને શાન્ત જીવન તજીને લોકોને નવા ઉદ્યોગોને લીધે કમાવવા માટે મોટા શહેરોમાં જવું પડતું હતું, વસ્તુની રચનામાં વ્યક્તિત્વનો આવિર્ભાવ થવાને બદલે અમાનુષ સંચાનું દર્શન થતું હતું એ સર્વ વિલિયમ મૉરિસ કે રસ્કિન જેવા ચિંતકોને અસહ્ય લાગતું હતું. આ વિરોધ કલાની કે ફિલસુફીની દૃષ્ટિએ કરવામાં આવતો હતો. પરંતુ ગરીબ માણસોને તો યન્ત્રનાં પરિણામ પોતાના નિત્યજીવનમાં સહન કરવાં પડતાં હતાં. મનુષ્યની મહેનત બચાવવા માટે યન્ત્રનો ઉદ્ભવ થાય છે: પણ પ્રશ્ન એ થાય છે કે કોની મહેનત કોણ બચાવે છે અને એનો લાભ કોને થાય છે? માણસ પોતે યન્ત્ર બનાવીને પોતાની મહેનત બચાવે એ એક વાત છે: અને જે કોઇ યન્ત્રનું માલિક બની શકે એટલું ધનવાન હોય એ એવી રીતે બીજાની મહેનત બચાવે એ બીજી વાત છે. યન્ત્ર દાખલ થવાની સાથે જ અનેક માણસોના કામ અને ધંધાને ધક્કો પહોંચે છે અને કેટલાક કામ વગરના થાય છે જેથી બેદરકારી અને આપત્તિ વધે છે. અંગ્રેજીમાં આ નવી યાન્ત્રિક શોધને "Labour-saving device" કહે છે પણ આવા યન્ત્રની સહાયતાથી મજૂરીનો જે બચાવ થાય છે એનો લાભ એ બેકાર થતા માણસોને નથી મળતો તેમ જ સામાન્ય જનસમાજને પણ પૂરતા પ્રમાણમાં નથી મળતો, પણ થોડા મૂડીદારોને મળે છે. ઉદાહરણ તરીકે કાપડની એક મિલ કહાડવામાં આવે ત્યારે જે કાંતવાનો કે વણવાનો ધંધો કરતા હોય છે તેઓ યન્ત્રની હરીફાઇમાં ટકી શકતા નથી એટલે કાં તો એમને બીજું કંઇ કામ શોધવું પડે છે અથવા તો એ જ મિલમાં મજૂર તરીકે જોડાવું પડે છે. આથી જ્યારે કારખાનામાં યન્ત્રનો ઉપયોગ પ્રથમ કરવામાં આવે છે ત્યારે એ યન્ત્રને લીધે બેકાર થવાના ભયથી મજૂરો એનો પુષ્કળ વિરોધ કરે છે અને ઘણીએ વાર માણસો એ સંચા તોડી નાંખે છે અને કારખાનાં બાળી નાંખે છે. ઇંગ્લેંડમાં ૧૮૧૨માં આવાં પુષ્કળ હુલ્લડો ને તોફાનો થયાં હતાં અને ઘણા મજૂરોને કેદ

કરવામાં આવ્યા હતા અને ફાંસીએ દીધા હતા. યન્ત્ર વિરુદ્ધ બંડ કરનાર મજૂરો પર જે જુલમ કરવામાં આવ્યો હતો તે વિશે બાયરને કાવ્યો રચ્યાં હતાં.[૧]

યન્ત્રને લીધે મહેનતનો બચાવ થાય છે પણ એ બચાવથી અનેક માણસો બેકાર થાય છે કે એમની નોકરી જાય છે એ વાત અર્થશાસ્ત્રીઓને પણ ધીરે ધીરે સમજાઇ. વીસ કે પચ્ચીસ માણસો એક વસ્તુ બનાવતા હતા એ જ વસ્તુ સંચા વડે એક માણસ એટલા જ કે એથી થોડા સમયમાં બનાવવા સમર્થ થયો. એથી ઘણાને ભવિષ્ય આશાજનક લાગ્યું: અને વસ્તુઓ સારી બનતી હતી એટલું જ નહિ પણ સોંઘી પણ બનવા લાગી. નવા યન્ત્રથી ધન કેટલું વધી જશે એની કલ્પના પણ કરવી અશક્ય હતી. પરંતુ જે પ્રશ્ન દરિદ્રની સ્થિતિ જાણનારા વિચારકોને મૂંઝવતો હતો તે એ કે પછી મજૂરી કરીને નિર્વાહ કરનારનું શું થશે ? એમને માટે આજીવિકાના નવા માર્ગ ઉઘડશે કે ઔદ્યોગિક પ્રગતિ ખાતર એમને સહન કરવું પડશે ? ધનની વૃદ્ધિથી આખા સમાજને લાભ થશે અને ગરીબોની ગરીબાઇ દૂર થશે ? કે કોઇ થોડા મજૂરોને પૈસાદાર થવાની તક મળશે અને ધનવાનો વધારે ધનાઢ્ય થયા કરશે ?

૧. જુઓ બાયરનનું Song of the Luddites. આ વિષય પર વિખ્યાત જર્મન નાટ્યકાર Ernst Toller નું "The Machine wreckers" નામનું સુંદર નાટક વાંચવા જેવું છે. એમાં Ned Lud નામનો વણકર કહે છે:

They would put us in irons and chain us to a monster. A spindle driven by steam that clutches men and whirls them round and slings them into hell ! Every man on God's earth has a right to live by the work of his hands...One weaver worked three spindles; the jenny drives eighteen. It robs five weavers of their daily bread "( The machine wreckers By Ernst Toller ).

## યન્ત્રનું પ્રભુત્વ

યન્ત્રથી ચાલતા ઉદ્યોગોમાં નવી નવી શોધો કાયમ થયા જ કરે છે જેને પરિણામે ઘણા માણસોનું કામ એક યન્ત્ર વડે થાય છે. આવી નવી શોધોથી મનુષ્યની ઉત્પાદનની શક્તિ કેટલી વધે છે અને માણસોને બદલે યન્ત્ર કેવું કામ કરી શકે છે એનાં કેટલાંક સરસ દૃષ્ટાન્ત બે વર્ષ પર અમેરિકાના થોડા વિખ્યાત ઇજનેરોએ પોતાના રિપૉર્ટમાં આપ્યાં હતાં. એમાંથી થોડાક ઉદાહરણ અહીં નોધવા લાયક છે.[૩]

હાથે લોટ દળનાર એક માણસ ઘંટી વડે આખા દિવસમાં એકથી દોઢ 'બેરલ' લોટ દળી શકે છે; જ્યારે લોટની એક મિલમાં એક માણસ એક દિવસની અંદર ૩૦,૦૦૦ બેરલ ઘઉં પીસી શકે છે.

૭૨૦૦ મોચીઓ સાડા પાંચ દિવસોમાં ૫૨૦૦ જોડી જોડા બનાવી શકે; જ્યારે જોડાના કારખાનામાં એટલા જ કારીગરો એટલા જ દિવસમાં ૫,૯૫,૦૦૦ જોડીઓ બનાવી શકે છે.

ઇંટ બનાવનાર મજૂર દિવસમાં માણસ દીઠ ૪૫૦ ઇંટથી વધારે બનાવી શકતો નથી; પણ આજે ઇંટના કારખાનામાં માણસ દીઠ ચાર લાખ ઇંટ બની શકે છે.

યન્ત્ર વગર લોખંડ બનાવનાર એક વર્ષમાં ૨૫ ટન લોખંડ બનાવી શકે; અને વર્ષમાં ૮૦૦ ટન લોખંડ ખાણમાંથી કહાડી શકે; આજે એક વર્ષમાં એક માણસ ૨૦,૦૦૦ ટન ખાણમાંથી કહાડી શકે છે. અને ૪,૦૦૦ ટન કારખાનામાં બનાવી શકે છે.

૩. "Is American Capitalism crashing ?" by Fenner Brockway (*New Leader, December 16. 1932*) અને "The Machine Menace : Civilisation Awakes to it by Upton Sinclair (New Leader, January 6. 1933) એ લેખોમાંથી આ દૃષ્ટાંતો લીધાં છે.

છેલ્લાં થોડા વર્ષોમાં જ યાન્ત્રિક ઉત્પાદનની શક્તિ એટલી બધી વધી ગઇ છે કે જેનો પૂરો ખ્યાલ આપવો પણ કઠણ છે. અત્યાર સુધીમાં એક મિનિટમાં ૫૦૦થી ૬૦૦ સીગારેટો સંચાથી બનતી હતી એને બદલે ૨,૫૦૦થી ૨,૬૦૦ સીગારેટો સંચાઓ હવે બનાવી શકે છે. વિજળીના એક પ્રકારના દીવા બનાવવામાં વીસ વર્ષ પહેલાં નવ હજાર કલાક એક માણસને થતા હતા એને બદલે અત્યારે એક માણસને એક કલાક માત્ર થાય છે; અને એ દીવા બનાવવાનું યન્ત્ર માત્ર ૩૭ માણસો છ અઠવાડિયામાં બનાવી શકે છે. કોઇકે ગણતરી કરી છે કે જો માત્ર સો માણસો ઇંટના કારખાનામાં રોજ સ્થિરતાથી કામ કરે તો આખા અમેરિકા માટે જોઇતી ઇંટો પૂરી પાડી શકે; ૨૦૮ કામદારો એક કારખાનામાં ૧૦,૦૦૦ મોટરો અને ૩૪ માઇલ લાંબી પાઇપો એક દિવસમાં બનાવી શકે; અને એકજ માણસ આ બધો માલ રેલ્વેમાં ભરાય એની વ્યવસ્થા પર એક જગ્યાએ ઉભો રહી નજર રાખી શકે. અમેરિકામાં લોખંડ અને પોલાદની એક મોટી મિલનું એક ખાતું સ્વતઃ ચાલ્યા કરે છે અને ત્યાં કોઇ માણસની જરૂર પડતી નથી. આ જ પ્રમાણે એની મેળે ચાલતાં લિફ્ટ વગેરે આપણા દેશમાં પણ આપણે જોઇએ છીએ અને માણસ વગર ઉડી શકે એવાં એરોપ્લેનોની પણ શોધ થવા લાગી છે.

આપણા દેશમાં યાંત્રિક પ્રગતિ થાય છે એનાથી આપણે અંજાઇ જઇએ ત્યારે એક વાત ભૂલવી ન જોઇએ કે એ યન્ત્રો આપણા દેશમાં નથી બનતાં અને એની કિંમતના પૈસા પરદેશ જાય છે. એરોપ્લેન, રેડિયો, મોટરો, વિજળીના વિવિધ પ્રકારના અદ્ભુત સંચાઓ આપણા દેશમાં વપરાય એથી આપણો દેશ આગળ વધ્યો છે એમ માનવાનું કંઇ કારણ નથી; કારણ કે એનો કોઇ ભાગ તૂટી જાય તો પણ એ ઇગ્લાંડ, જર્મની કે અમેરિકાથી લાવવો પડે છે. તેમ જ એ સર્વ યન્ત્ર ચલાવવા માટે પણ આરમ્ભમાં તો પરદેશથી ખાસ કારીગરો લાવવા પડે

છે અને ઘણીવાર તો પરદેશની મૂડીની સહાયતા પણ લેવી પડે છે. યાન્ત્રિક ઉદ્યોગો માટે આરમ્ભમાં પરદેશી મૂડી અને કારીગરોની સાલ લેવી પડે છે એ સોવિયેટ રસ્યાનો પણ અનુભવ છે.

તે ઉપરાંત આર્થિક દૃષ્ટિએ બીજી મુશ્કેલી એ છે કે યાન્ત્રિક બળથી વસ્તુઓ ઝડપથી અને મોટા પ્રમાણમાં બને છે છતાં બેકાર માણસોમાંથી થોડાકને જ રોજી મળી શકે છે કારણ કે પ્રત્યેક યન્ત્ર માણસની મહેનત બચાવે છે અને એની ગરજ સારે છે. આને લીધે યાન્ત્રિક ઉદ્યોગોની વસ્તુઓની પરદેશમાં નિકાસ કરવી પડે છે પણ દરેક દેશ એ પ્રમાણે કરવા મથે છે એટલે હાલના સંજોગોમાં હિંદુસ્તાન એનો માલ પરદેશ મોકલી શકે એ અસંભવિત છે. અત્યારે આપણા દેશનો મૌલિક અને મહત્ત્વનો પ્રશ્ન આર્થિક છે; મનુષ્ય-બળ છે, કાચી જણસ છે, વસ્તુઓની આવશ્યકતા છે, છતાં એ માણસો એ વસ્તુઓનું ઉત્પાદન નથી કરતા. મનુષ્યની મહેનત વડે અન્ન, વસ્ત્ર અને આવશ્યક વસ્તુઓ બનાવવી એ આર્થિક લક્ષ્ય હોવું જોઈએ, ઉત્પાદન વડે બીજા મનુષ્યો પર કે દેશો પર સત્તા મેળવવી એ નહિ.

## યન્ત્ર અને મૂડીવાદ

અર્વાચીન ઔદ્યોગિક પદ્ધતિનું કેન્દ્ર યન્ત્ર છે; પણ એ પદ્ધતિ-ને મૂડીવાદ કહેવામાં આવે છે. યન્ત્ર અને મૂડીવાદને શો સંબંધ છે? ખેતી કે હાથવણાટ પણ એક પ્રકારનો ઉદ્યોગ છે પણ જે ઔદ્યોગિક વ્યવસ્થા મુખ્યત્વે પશ્ચિમમાં અને થોડે ઘણે અંશે દુનિયાભરમાં આજે છે અને રેલ્વે, સ્ટીમર, ખાણ, કારખાના, મિલો વગેરે દ્વારા આપણા દેશમાં જે દાખલ થઈ છે તે ભિન્ન પ્રકારની પદ્ધતિ છે. યાન્ત્રિક ઉદ્યોગોમાં મનુષ્યની વપરાશ કે ઉપભોગની જણસ સીધી રીતે બનાવાતી નથી. રેલ્વે આનું યથાર્થ દૃષ્ટાંત છે. રેલ્વે ખવાતી કે પીવાતી નથી, રેલ્વેનો ઉપયોગ ઉત્પાદન કે ખપત માટે આડકતરી રીતે જ થઈ શકે છેઃ અનાજ એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવા

માટે કે રૂ ગામડામાંથી શહેરમાં લાવવા માટે કે કાપડ શહેરમાંથી ગામડામાં લઈ જવા માટે રેલ્વે ઉપયોગી નીવડે છે. આ પ્રકારનો ઉદ્યોગ યન્ત્રની શોધને લીધે સ્થપાયો છે: યન્ત્ર બનાવ્યા પછી એ યન્ત્રનો ઉપયોગ બીજી વસ્તુઓ બનાવવામાં થાય છે. આવા યાન્ત્રિક ઉદ્યોગ માટે—મિલ કે કારખાના કે રેલ્વે માટે—રેંટિયા, સાળ કે ગાડી વાસ્તે જોઈએ તે કરતાં ઘણી વધારે મૂડીની આવશ્યકતા હોય છે. જે હાથકંતામણ કે હાથવણાટનું કામ કરતુ હોય એ પોતે અને એના કુટુમ્બીઓ કરે અથવા તો બે ચાર મજૂરોની મદદ લે: એવા ઉદ્યોગમાં એક જ મનુષ્ય મૂડી લાવે અને પોતે મજૂર પણ બને. પણ મિલ જેવા ઉદ્યોગમાં આ અશક્ય છે. મિલને માટે જોઈતી મૂડી મજૂર નથી લાવતો: માણસો પોતાની મજૂરી વેચીને પૈસા કમાય છે. મોટાં કારખાનાં કે રેલ્વે બાંધવા અને ચલાવવા માટે જોઈતી ધનની મૂડી ઘણા માણસો પોતપોતાની નાણાંની સ્થિતિ પ્રમાણે એક જ સાહસમાં નાણાં ધીરીને ભાગીદાર થાય અને એ સર્વના સમગ્ર ધનમાંથી ઉદ્યોગ ચાલે: આને લીધે લિમિટેડ કંપની અને શેરની પદ્ધતિ દાખલ થઈ છે. આ પદ્ધતિના લાભ અને ગેરલાભનું વિવેચન અહીં અસ્થાને છે. અહીં તો એટલું જ કહેવાનું છે કે હાલની ઔદ્યોગિક ઘટના વિશાલ હોવાથી એમાં મૂડી પ્રધાન સ્થાન ભોગવે છે. એ ઉપરાંત યાન્ત્રિક બળથી ચાલતા ઉદ્યોગોમાં ઉત્પાદન સરળ નથી હોતું.[૪] કાચી જણસ લાવવામાં અને રેલ્વે વગેરે માર્ગ રચવામાં મજૂરોને કામે લગાડાય છે; એ સર્વ બની રહે અને આરંભની ક્રિયા થઈ રહે પછી જ વપરાશની ચીજ બને છે. દાખલા તરીકે મોચીને એક ગામથી બીજે ગામ જઈને જોડા બનાવવાની દુકાન સ્થાપતાં વિલમ્બ ન લાગે: પણ 'બાટા' જેવું બૂટનું કારખાનું ઉભું કરવા

૪. Bohm Bawerk નામના ઑસ્ટ્રીયન અર્થશાસ્ત્રીએ કહ્યું છે કે Industrial production is round about production."

માટે મૂડી, જમીન, યન્ત્ર, કોલસા કે વિજળી, કુશળ કારીગરો, મજૂરો ઇત્યાદિ સર્વ એકઠાં કરતાં સમય લાગે, જો કે અન્તે ઉત્પાદન વધુ ત્વરાથી અને વધુ પ્રમાણમાં થાય. આ સમય દરમિયાન મજૂરોને નભાવવા માટે તેમ જ સંચા વગેરે સારી સ્થિતિમાં અને ચાલુ રાખવા માટે ધન જરૂરતું છે એટલે યાન્ત્રિક બળથી ચાલતા ઉદ્યોગમાં ધનની વધારે આવશ્યકતા રહે છે, આ રીતે ઔદ્યોગિક ઘટનાની વિશાલતાને લીધે અને ઉત્પાદનના વિલમ્બને લીધે યાન્ત્રિક ઉદ્યોગમાં મૂડી મહત્ત્વની વસ્તુ બને છે.

આથી જ યાન્ત્રિક પ્રગતિને લીધે મૂડીવાદ સબળ થયો છે. દરિદ્રતા કંઇ મિલો કે સંચાને લીધે ઉદ્ભવી નથી. યન્ત્રની શોધ થઇ તે પહેલાં હજારો વર્ષોથી દુનિયામાં ગરીબાઇ તો હતી અને આજે પણ જ્યાં યાન્ત્રિક બળથી વસ્તુઓ બનતી નથી ત્યાં પણ દરિદ્રતા અને ભૂખમરો હોય છે; લોભ અને આર્થિક કષ્ટ કારખાનાં થયાં તે પહેલાંથી જગતમાં હતાં. પરંતુ યન્ત્રને લીધે મૂડીનું મહત્ત્વ ઉદ્યોગમાં તથા આર્થિક ને સામાજિક જીવનમાં અતિશય વધી ગયું છે અને બેકારીના તથા ગરીબાઇના પ્રશ્નો વધારે તીક્ષ્ણ અને વિષમ બન્યા છે એ નિઃસંશય છે. યન્ત્રના ઉત્પાદનમાં મૂડી અને મજૂર વચ્ચે ઘર્ષણ થાય છે એ સામાન્ય અનુભવ છે. આ ઘર્ષણ યાન્ત્રિક ઉત્પાદનને લીધે નહિ પણ ધનના વિભાગની વ્યવસ્થાને લીધે થાય છે એમ કેટલાક અર્થશાસ્ત્રીઓ અને પશ્ચિમના સમાજવાદીઓ પણ કહે છે. યન્ત્રના દોષ કે ગેરલાભ યન્ત્રને લીધે નહિ પણ યન્ત્રની માલિકી થોડાક મૂડીદારોના હાથમાં હોય છે એને પરિણામે છે એવી એમની દલીલ છે. યાન્ત્રિક ઉદ્યોગ વગર હાલના સંજોગોમાં સાચો સમાજવાદ શક્ય નથી એવો લેનિનનો દૃઢ અભિપ્રાય હતો અને સોવિયેટ રશ્યાના નેતાઓનો આ મૂળભૂત સિદ્ધાન્ત છે.[૫]

૫ "Socialism is impossible without large capitalist technique. Capitalism is an evil in comparison with

સોવિયેટ રશ્યામાં ખેતીમાં પણ tractor વગેરે સંચાનો ઉપયોગ કરવામાં આવે છે અને ગામડાંઓમાં યાન્ત્રિક ઉત્પાદન માટે વિજળી પૂરી પાડવામાં આવે છે. મૂડીવાદની વ્યવસ્થાને લીધે યન્ત્ર શાપ સમાન નીવડે છે કારણ કે યાન્ત્રિક પ્રગતિથી થતા લાભ મુખ્યત્વે થોડા ધનવાનો અને મૂડીદારોને જ મળે છે અને અલ્પાંશે આખી સમાજને મળે છે. પણ જો ધનની સમાનતા હોય તો સમગ્ર સમાજને યન્ત્ર હિતકારક થાય અને સૌ કોઇ એને વધાવી લે એ સમાજવાદનો સિદ્ધાન્ત છે : અને યન્ત્રના સ્વામી પર સ્વામિત્વ મેળવાય તો જ એનો સદુપયોગ થાય એ એનું સૂત્ર છે.

આ પ્રશ્નનો વિચાર કરતાં એટલું ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે આર્થિક ઘટના એવી સંશ્લિષ્ટ છે કે એની ઉત્પાદન અને વિભાગની પ્રવૃત્તિને વિભિન્ન કરવી કઠણ છે. એ બંને સંયુક્ત ક્રિયાઓ છે. યન્ત્રની શોધથી અને કારખાનાની પદ્ધતિથી જ મૂડીનું મહત્વ આટલું વધ્યું છે; યાન્ત્રિક ઉત્પાદન માટે આવશ્યક મૂડી સામાન્ય મનુષ્યો લાવી શકે નહિ એથી એવા ઉત્પાદનની પદ્ધતિની સાથે ધનની અસમાનતા પણ વધી છે. છતાં પણ યન્ત્રનાં અનિષ્ટ સામાજિક પરિણામ મુખ્યત્વે યન્ત્રની માલિકીને લીધે છે એ સિદ્ધાન્તના મૂળમાં સત્ય છે અને સ્વીકારવું જોઇએ.

## યન્ત્ર અને માનસ

મનુષ્યની માનસિક વૃત્તિ અને ઘટના પર યન્ત્રની કંઇ અસર થાય છે અને થાય છે તો કેવા પ્રકારની? પ્રો. ગીલ્બર્ટ મરેએ શ્રી. રવીન્દ્રનાથ ટાગોરને થોડા સમય પર એક પત્ર લખ્યો હતો એમાં એવી દલીલ કરી હતી કે યન્ત્ર વાપરનારને યન્ત્રની એવી પ્રતીતિ થાય છે જેવી પ્રતીતિ ચેતન વસ્તુઓની નથી થતી. દાખલા તરીકે ઘોડો કે ભેંસ કે કૂતરો એના માલિકના કહ્યા પ્રમાણે ન વર્તે તો એ

Socialism but Capitalism is a blessing in comparison with Mediaevalism "—Lenin.

વ્હીકાઇને એને મારશે; પણ એક માણસની બાઇસીકલ કે મોટર કે વાયર્લેસ કે વિજળીનો ડાયનેમો રીતસર ન ચાલે કે બગડી જાય તો ક્રોધ કરવાથી કંઇ લાભ નહિ થાય એમ એ સારી રીતે સમજે છે. એ યન્ત્રમાં શી ખામી છે, શું ખોટું છે એ શાન્તિથી શોધીને, વિચાર કરીને એ સુધાર્યા વગર એને છૂટકો નથી. આ ધૈર્ય અને શાન્ત સંશોધનથી શિસ્તનો એક પ્રકારનો પાઠ મળે છે. એક સ્ટીમર કે એરોપ્લેન બનાવવામાં અસખ્ય નાના મોટા ભાગ બરાબર તૈયાર કરીને યોગ્ય સ્થળે યોગ્ય રીતે ગોઠવવા પડે છે જેનો ખ્યાલ સુદ્ધાં એમાં મુસાફરી કરનારને હોતો નથી; એ રચનામાં એક નજીવી ભૂલને પરિણામે કેટલાયના પ્રાણ જાય એવો સંભવ હોય છે. આ સર્વ વિધિને લીધે મનુષ્યની બુદ્ધિ વધારે તીવ્ર બને છે તેમ જ વિવિધ પ્રકારનાં માણસો વચ્ચે સહકાર થાય છે. એક જ નિરક્ષર માણસની મજૂરીમાં સામાજિક મૂલ્ય હોય તો વરાળ, વિજળી, રસાયણશાસ્ત્ર વગેરે મનુષ્યની પ્રતિભાનાં મૂર્તિમન્ત રૂપોમાં આર્થિક મૂલ્ય નથી એમ કેમ કહેવાય?

પરંતુ યન્ત્ર મનુષ્યના કાર્યમાંથી સ્વેચ્છા અને વિવિધતા હરી લે છે એ પણ ભૂલવું ન જોઇએ; અને આ સ્વયભૂ વૃત્તિ અને વૈવિધ્ય મનુષ્યના આનંદના મહત્ત્વના અંશો છે. યન્ત્ર પોતાની ગતિથી ચાલે છે અને એને ચલાવનારે કામ કરવું અને વર્તવું જોઇએ છીએ; ઘણી જાતનાં કારખાનાનાં અમુક યન્ત્રો એક ક્ષણ પણ બંધ પાડી શકાતાં નથી નહિ તો કામ અટકી પડે. બર્ટ્રાંડ રસેલ કહે છે કે મનુષ્યની લાગણીની દૃષ્ટિએ યન્ત્રની મુખ્ય ખામી એની નિયમિતતા છે; અને બીજી રીતે વિચારીએ તો યન્ત્રની દૃષ્ટિએ મનુષ્યની લાગણીઓ અનિયમિત હોય છે એ એની મુખ્ય ઊણપ છે.[૬] યન્ત્રનું મહત્ત્વ હાલના જમાનામાં એટલુ વધી ગયું છે અને યન્ત્ર માણસોની વિચાર-

૬. "Machines and Emotions" (Sceptical Essays by Bertrand Russell)

સૃષ્ટિમાં એટલું પ્રધાનપદ ભોગવે છે કે માણસના કામનાં વખાણમાં લોકો કહે છે કે સંચાની પેઠે એ કામ કરે છે!—એટલે કે સંચા જેવો નિયમિત, વિશ્વાસપાત્ર, ચોક્કસ છે. "યાન્ત્રિક ત્વરાથી" કામ કરવું એ ઘણાનું ધ્યેય હોય છે. આધુનિક જીવનની એકવિધતા અને નિયમિતતાને લીધે એમાં નીરસતા પણ આવે છે. યન્ત્રથી જેમ બુદ્ધિની તીક્ષ્ણતા અને બળ વધે છે અને આર્થિક ને સામાજિક સહકાર થાય છે, જ્યારે બીજી બાજુએ હાથનું કૌશલ્ય અને સ્વાભાવિક કલાવૃત્તિને હાનિ પહોંચે છે અને એક વસ્તુનો અલ્પ ભાગ બનાવવા આખો દિવસ ને જિંદગી જવાથી જીવનમાં એકવિધતા અને નિત્યના કામમાંથી સ્ફૂર્તિ ઉડી જાય છે.

## યન્ત્ર અને ધર્મ

યન્ત્રની શોધ થઇ ત્યાં સુધી માણસને પ્રકૃતિ પર ઘણો આધાર રાખવો પડતો હતો અને કુદરતનું સામર્થ્ય સ્વીકારીને એનો ઉપયોગ મનુષ્ય કરતો હતો. ખેડૂતને વરસાદ પર, ખલાસીને હવા અને પવન પર, જમીન ઉપર મુસાફરી કરનારને પણ ઋતુ પર આધાર રાખવો પડતો હતો. પરંતુ કુદરતના બળ પર માણસ જેમ જેમ વધારે સત્તા મેળવતો જાય છે એમ ધાર્મિક વૃત્તિના બીજરૂપ પ્રકૃતિનો ભય ધીરે ધીરે અદૃશ્ય થતો જાય છે. હવા, સમુદ્ર વગેરે પર વિજ્ઞાનની સહાયતાથી પશ્ચિમના લોકો થોડે ઘણે અંશે શક્તિ ભોગવતા થયા છે અને વિજળી, વરાળ વગેરેની શોધથી પ્રકૃતિ પ્રત્યેની દૃષ્ટિમાં સૂક્ષ્મ પણ મહાન પરિવર્તન થતું ગયું છે. પાશ્ચાત્ય દેશોના માણસો હવે કુદરતથી ભયભીત થતા નથી તેમ એની પ્રત્યે સન્માનની લાગણી ધરાવતા નથી. એમને તો પ્રકૃતિ જડ સાધન જેવી લાગે

૭. આ વિશે બર્ટ્રાંડ રસેલની "The Scientific Outlook" નામના પુસ્તકમાં "Technique in Inanimate Nature" નામના પ્રકરણમાં તેમજ "Prospects of Industrial Civilisation નામના પુસ્તકમાં સરસ ઉલ્લેખ છે.

છે અને પોતાના હેતુ સાધવા માટે એનો ઉપયોગ કરવા તેઓ મથે છે. ઈશ્વરે સૃષ્ટિ સરજી હોય તો પણ મનુષ્ય એને ફરીથી સરજી શકે એવી એમની માન્યતા છે. આ વૃત્તિ ધાર્મિક ભાવના અને સંસ્થાનો ઉચ્છેદ કરે છે. જેઓ પ્રકૃતિ પર સત્તા નથી ભોગવી શકતા અને જેમને નિરંતર ઋતુનો આશ્રય સેવો પડે છે એમને પ્રકૃતિ પ્રબળ ને ભયંકર લાગે છે કારણ કે ઋતુ અસ્થિર અને અમાનુષી છે અને તેથી દૈવી લેખાય છે. દુષ્કાળનો ભય હોય ત્યારે ખેડૂતો ઈશ્વર કે ઇન્દ્રની પ્રાર્થના કરે છે, ગરીબો માનતા માને છે અને રાજાઓ યજ્ઞ કરે છે; વરસાદ દૈવની કૃપાથી આવે છે અને દુષ્કાળ ઈશ્વરના કોપને લીધે પડે છે એવી આપણામાં હજી પણ માન્યતા હોય છે. વાયુ, અગ્નિ, સૂર્ય, વર્ષા ઇત્યાદિ પ્રકૃતિનાં અંગો તેમ જ સમુદ્ર, પર્વત, નદી વગેરે કુદરતી વસ્તુઓ આ કારણથી પૂજાય છે. વિનાશકારક કુદરતી શક્તિથી મનુષ્યને જે સ્વાભાવિક ભય ઉત્પન્ન થાય છે એ દૂર કરવાના પ્રયાસ-માંથી ધર્મ મૂળ ઉદ્ભવ્યો છે. અમાનુષી અને ગૂઢ શક્તિ પર આમ જે આધાર રાખવો પડતો હતો એ યન્ત્રને લીધે ક્ષીણ થતો જાય છે. ઘણી રીતે પ્રકૃતિનું બળ મનુષ્યને હજી પણ સ્વીકારવું પડે છે—ધરતીકંપ આનો તાજો જ દાખલો છે—છતાં પણ ઔદ્યોગિક પરિ-વર્તન અને યાન્ત્રિક ઉત્પાદનને લીધે માણસની સંપત્તિ કે વિપત્તિનાં કારણ કુદરતી નહિ પણ સામાજિક છે એમ મનુષ્યને જણાય છે. કારણ કે યન્ત્ર આખરે તો મનુષ્યની બુદ્ધિ અને કલ્પનામાંથી સરજાયું છે અને મનુષ્યની વ્યવસ્થાશક્તિને પરિણામે ચાલે છે. વરસાદની જરુર હોય ત્યારે મનુષ્યની પ્રાર્થના સાંભળીને ઈશ્વર દયા કરીને વરસાદ મોકલાવે એ કદાચ સંભવિત લાગે; પણ કોલસાની ખાણમાંથી કોલસા ખૂટી જતા હોય તો ખાણના માલિકો કે મજૂરો ગમે એટલી પ્રાર્થના કરે અને ઈશ્વરની સ્તુતિ કરે છતાં ઈશ્વર ખાણમાં નવો કોલસો ભરી દેશે એમ માનવું જરા કઠણ છે. ઘાસલેટ અને પેટ્રોલથી લોકોને પુષ્કળ ધન મળ્યું છે પણ શ્રી કૃષ્ણે પત્થરમાંથી

પેટ્રોલ કહાડીને અર્જુનને દેખાડયું એમ ગીતામાં લખ્યું હોય તો એ અદ્ભુત ચમત્કાર છે એમ હવે ન લેખીએ પણ ભૂસ્તરવિદ્યાનું જ્ઞાન શ્રી કૃષ્ણને હશે એમ ધારીએ. પ્રકૃતિ પરની સત્તાથી મનુષ્યને એના જ્ઞાન અને શક્તિ માટે કેટલેક અંશે મિથ્યા અહંકાર આવ્યો છે એ વાતનો સ્વીકાર કરવો જોઇએ; તેમજ એની એ શક્તિનો એણે હમેશ સદુપયોગ કર્યો છે એમ પણ ન કહેવાય, પરંતુ યાન્ત્રિક શક્તિ અને પ્રગતિને લીધે પ્રકૃતિ પ્રત્યેની મનુષ્યની વૃત્તિમાં પરિવર્તન થઇ ગયું છે અને એને પરિણામે એની ધાર્મિક વૃત્તિ મંદ પડતી ગઇ છે એ નિ:સંશય.

## વરદાનરૂપ કે શાપરૂપ?

આરમ્ભમાં યન્ત્ર હથિયાર પેઠે મનુષ્યનું સાથી હતું અને એના કાર્યમાં એને સહાય થતું હતું: છતાં પણ મુખ્ય કારીગર તો માણસ જ હતો. આજે પશ્ચિમના ઘણા દેશોમાં સ્થિતિ બદલાઇ ગઇ છે. સંચો મનુષ્યનું સ્થાન ઝડપી લે છે અને માણસની મહેનતને બદલે જડ યન્ત્રની સહાયતા વધારે ઉપયોગી નીવડે છે. ઘણા ક્ષેત્રોમાં મુખ્ય કામ યન્ત્ર કરે છે અને માણસોનું કાર્ય તો એ યન્ત્ર બરાબર ચલાવવા પૂરતું જ હોય છે. વિવિધ પ્રકારે યન્ત્ર માણસનું સેવક મટીને સ્વામી થતું ગયું છે.

વસ્તુતઃ યન્ત્રો અદ્ભુત હોય છે એથી મનુષ્ય સાનન્દાશ્ચર્યચકિત થાય છે અને એના વડે મનુષ્યની સત્તા અને બળ વધે છે એટલે એને વાપરે છે. પરંતુ તે ભીષણ ને ઘોર હોય છે એટલે ઘણાંને એ ગમતું નથી. એને લીધે જેમની નોકરી કે ધંધો જાય છે કે ગરીબાઇ વધે છે એ એને ધિક્કારે છે. એના વડે અઢળક ધન બનાવવાની આકાંક્ષા રાખતો કે પુષ્કળ પૈસા પ્રાપ્ત કરતો માલિક જે દષ્ટિએ એ યન્ત્રને જુવે છે એ રીતે એને લીધે બેકાર થયેલો માણસ કે દિવસ-રાત એના સહવાસમાં રહેલો મજૂર એને જોઇ શકતો નથી. યન્ત્રનો માલિક એનો ઉપયોગ કરે છે પણ જ્યાં એનો

અવાજ પણ ન સંભળાય, એની દુર્ગંધવાળો ધુમાડો શ્વાસમાં પણ ન લેવો પડે. એટલે દૂર તે વસે છે; એ યન્ત્રને જુવે છે તો માત્ર જ્યારે એ સંચાઓ નવા આવીને ગોઠવાય ત્યારે અને તે વખતે એનું બળ કે એની સૂક્ષ્મતાથી એ ઉલ્લાસ પામે છે પણ એનો કેટલો તાપ કે ધુમાડો સહન કરવો પડે છે એનો ખ્યાલ એને નથી હોતો.

યન્ત્ર 'અરેબિયન નાઇટ્સ'ની વાર્તાના જીન રાક્ષસ જેવું છે. એના સ્વામી માટે સુંદર અને હિતકારક હોય છે પણ એના શત્રુઓ પ્રત્યે ભયંકર ને વિકૃત બને છે. યંત્ર પ્રકૃતિની કોઇ શક્તિના જેવું છે. માણસને પોષી પણ શકે તેમ એનો નાશ પણ કરી શકે. આથી માનવજાતિ માટે એ આશારૂપ છે તેમ ભયકારક પણ છે.

યન્ત્રની ઇષ્ટતા કે અનિષ્ટતાનો આ પ્રશ્ન નથી પણ એના ઉપયોગનો છે. સાધનનું મૂલ્ય સાધન વાપરનાર ઉપર છે. જે અગ્નિ મનુષ્યને આવશ્યક છે એ એને બાળી પણ નાંખે છે; પાણી વગર મનુષ્ય જીવી શકતો નથી છતાં એ પ્રાણી એને ડૂબાડી દે છે. પ્રકૃતિના બળ પેઠે યાન્ત્રિક શક્તિ પણ મનુષ્યના ઉન્નત હેતુ સાધવાનું કે અધમ વૃત્તિઓ પોષવાનું સાધન થઇ શકે એમ છે. મનુષ્યની સર્જનશક્તિમાંથી ઉદ્ભવેલું યન્ત્ર જનસમૂહ માટે વરદાનરૂપ થશે કે શાપરૂપ એનો આધાર અન્તે તો મનુષ્ય પર જ છે.

ગૌરીપ્રસાદ ચુનીલાલ ઝાલા

# કાલિદાસ ક્યારે થયો ?

[ 'મુકુર'માંના આગલા લેખાંકોનો સાર: કાલિદાસ કોઈ વિક્રમાદિત્યનો સમકાલીન હતો એટલું સર્વમાન્ય છે. પણ આ વિક્રમાદિત્ય કયો એ વિષયમાં બે પરસ્પર વિરુદ્ધ મતો પ્રવર્તે છે. આમાંનો એક મત કાલિદાસને વિક્રમસંવતના સ્થાપનાર વિક્રમાદિત્યના સમયમાં, એટલે ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં, થયેલો માને છે. પણ વિક્રમસંવતનો સ્થાપનાર, વિક્રમાદિત્ય નામનો રાજા નહિ, પણ માલવામાં પ્રથમ ગણસત્તાક રાજ્ય સ્થપાયું તે સમયનો માલવગણ હતો એમ શિલાલેખોના આધારે પાશ્ચાત્ય વિદ્વાનો અને અહિંના પણ કેટલાક માને છે. તેઓના મત પ્રમાણે બીજા ચન્દ્રગુપ્તે પોતાનું બિરુદ "વિક્રમાદિત્ય" "માલવ સંવત્"માં 'માલવ'ને સ્થાને યોજ્યું: ત્યારથી માલવ-સંવતનું નામ "વિક્રમ સંવત્" થયું. આ બીજા મત પ્રમાણે કાલિદાસ બીજા ચન્દ્રગુપ્તના સમયમાં, એટલે ઇ. સ. ના ચોથા શતકમાં થયો હતો, પણ આ બીજો મત પ્રમાણહીન છે. શિલાલેખોના આધાર પરથી તારવેલું અનુમાન ભૂલભરેલું અને અગ્રાહ્ય છે; અને વિક્રમસંવત્ મહેન્દ્રાદિત્યના પુત્ર વિક્રમાદિત્યે સ્થાપ્યો હતો એમ માનવાને સબળ કારણો છે. કાલિદાસ આ વિક્રમાદિત્યનો સમકાલીન હતો (એટલે તે ઇ. સ. પૂર્વે પ્રથમ શતકમાં થયો હતો) એમ બાહ્ય પ્રમાણો નિર્દેશ કરે છે, આન્તર પ્રમાણો સિદ્ધ કરે છે. ]

હવે આજ સુધી વિદ્વાનોમાં કાલિદાસના સમય વિષે પ્રચલિત થયેલા મતોમાં કેટલું વજુદ છે, અને એ મતો માટે શા શા આધારો છે, તે તપાસીએ. કાલિદાસને ગુપ્તોનો સમકાલીન ઠરાવવા માટે અથાગ પ્રયત્નો થયા છે, છતાં આ મતને સમર્થન આપતું એકેય ઐતિહાસિક પ્રમાણ નથી. આ મતનો ઉપન્યાસ શી રીતે થયો એ તો આપણે આગળ જોઇ ગયા છીએ. વિદ્વાનોએ ભૂલથી

માન્યું કે બીજો ચન્દ્રગુપ્ત હિન્દુસ્તાનમાં પહેલો વિક્રમાદિત્ય હતો; તેથી કાલિદાસને આ ગુપ્ત સમ્રાટના આશ્રિત તરીકે તેઓએ ઠરાવી બેસાડ્યો. અને એક વાર અમુક માન્યતા બંધાયા પછી તેને ગમે તેમ ટકાવી રાખવા માટે દલીલો શોધી કાઢવી એ બહુ અઘરું નથી. તેથી જ આ વિષયમાં કેટલી યે વિચક્ષણ બુદ્ધિ અને કલ્પનાનો વ્યય અહિંથી તહિંથી પ્રમાણો શોધી કાઢવામાં થયો છે. ગુપ્તવાદમાં માનનારાઓ કહે છે કે કાલિદાસે ગુપ્ (રક્ષણ કરવું) ધાતુનો ઉપયોગ ઠીક ઠીક કર્યો છે: તેથી તે ગુપ્તોના સમયમાં થયો હોવો જોઇએ! વળી, રઘુવંશમાં "કુમાર" શબ્દનો પ્રયોગ, અને કુમાર સંભવનું વસ્તુ—આ પણ કાલિદાસની પોતાના આશ્રયદાતા પ્રત્યેની ભાવભરી લાગણી સૂચવે છે.

આ દલીલો દેખાય છે તેટલી સબળ નથી. કોઇ પણ શબ્દ કે વાક્યમાં વિશિષ્ટાર્થસૂચનાનો આરોપ કરવા પહેલાં દર્શાવવું જોઇએ કે કવિએ એ શબ્દ કે વાક્ય અચૂક જાણી જોઇને જ વાપર્યું છે, અથવા તો પ્રસ્તુત સંદર્ભમાં એનો પ્રયોગ સહજ સાભિપ્રાય જણાય છે. કેવળ કોઇ શબ્દના પ્રયોગ ઉપરથી તેમાં વિશિષ્ટ અર્થ સમાયેલો છે એવું અનુમાન બાંધી શકાય નહિ. રઘુવંશમાં ગુપ્ ધાતુ વપરાયો છે ખરો; પણ એ ધાતુ તો સામાન્ય છે; ભારતાદિ ગ્રંથોમાં પણ એ વપરાયો છે. બીજું, ગુપ્ ધાતુ રાજનીતિના ગ્રંથોમાં બહુ નજરે પડે છે, કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં અને મનુસ્મૃતિમાં ગુપ્ત, ગુપ્તિ વગેરે શબ્દો ગોઠવ્યા છે, કારણ કે એ શબ્દો રાજધર્મના પારિભાષિક શબ્દો છે.× કાલિદાસ પણ ગુપ્ ધાતુ રાજકારણ કે કાયદાના પારિભાષિક શબ્દ તરીકે જ વાપરે છે.* એટલે ગુપ્ ધાતુના પ્રયોગમાં કંઇ—ઐતિહાસિક દૃષ્ટિએ—વિશિષ્ટતા જણાતી નથી. કાલિદાસે તો પા, ત્રૈ, રક્ષ્

વગેરે બધા ધાતુઓ છૂટથી–છન્દને અનુસરીને–વાપર્યા છે. પણ ગુપ્ ધાતુનો પ્રયોગ તેણે રાજકારણની દૃષ્ટિએ (in the political sense) "સંરક્ષણ કરવું". એવા અર્થમાં કર્યો છે. જ્યાં જ્યાં આ ધાતુ વપરાયો છે ત્યાં ત્યાં પૂર્વાપરસંદર્ભમાં આ ધાતુના પ્રયોગથી કંઇ ઐતિહાસિક દૃષ્ટિએ વિશિષ્ટ અર્થનું સૂચન થતું હોય એમ જણાતું નથી. માટે આ ધાતુના પ્રયોગને આધારે કાલિદાસને ગુપ્તકાળમાં થયેલો માનનારાને જો કોઇ રદિયો આપે કે કાલિદાસે શક્ ધાતુ વાપર્યો છે, માટે તેને કોઇ શક રાજાનો સમકાલીન શા માટે ના માનવો, તો તે બેહૂદું ન જ ગણાય. આ ન્યાયે તો ભવભૂતિ ઉપમાઓમાં કદમ્બવૃક્ષનો વારંવાર નિર્દેશ કરે છે તેથી તે કોઇ કદમ્બકુલના રાજવીનો સમકાલીન હતો એમ માનવાનું પ્રાપ્ત થાય. વસ્તુતઃ આ દલીલ અર્થહીન છે.

"કુમાર" શબ્દના પ્રયોગમાં પણ કંઇ વિશિષ્ટાર્થસૂચન નથી. રઘુવંશમાં એ શબ્દ વપરાયો છે, પણ કાદમ્બરી, વેણીસંહાર, મુદ્રારાક્ષસ વગેરે ગ્રન્થમાં એ ક્યાં નથી યોજાયો? કાલિદાસ જ્યાં જ્યાં આ શબ્દનો પ્રયોગ કરે છે ત્યાં ત્યાં એ શબ્દ આવશ્યક હોવાથી જ યોજે છે; રઘુવંશના છઠ્ઠા સર્ગમાં કુમારી શબ્દ પણ આવશ્યક હોવાથી તે વાપરે છે. ખરેખર, આ શબ્દ સંસ્કૃત સાહિત્યમાં એટલો સામાન્ય છે કે તેના વપરાશમાં કંઇ અપૂર્વતા કે વિશિષ્ટતા જણાતી નથી. અને કુમાર શબ્દનો પ્રયોગ પુનઃ પુનઃ કાલિદાસે કર્યો નથી, જેવી રીતે સુત, પુત્ર, તનય, આત્મજ, સૂનુ, વગેરે શબ્દો યોજાયા છે. તેવીજ રીતે કુમાર શબ્દનો પ્રયોગ થયો છે; તેથી આ શબ્દના પરથી વિશિષ્ટ અર્થનું સૂચન થતું માનવું ઉચિત નથી.

ડૉ. કીથે વારંવાર કહ્યું છે કાલિદાસની કૃતિઓમાં ગુપ્તસમયની વેદવિદ્યાની છાપ સ્પષ્ટ પડી છેઃ પણ આ કથન ભાગ્યે જ સત્ય છે. કારણ કે સાંખ્ય, યોગ, ન્યાય, વેદાન્ત, વ્યાકરણ, અર્થશાસ્ત્ર, જ્યોતિષ, ખગોળવિદ્યા વગેરે જે જે શાસ્ત્રોથી કાલિદાસ પરિચિત હતો એમ જણાય છે તે બધાં શાસ્ત્રોઆદિ ગુપ્તસમ્રાટ કરતાં તો શું

પણ ક્રાઇસ્ટના જન્મથી પણ પહેલાંના સમયમાં અસ્તિત્વ પામ્યાં હતાં. અને, એવી કઇ વિદ્યા છે કે જેને ગુપ્તકાળની વિદ્યા તરીકે જ જાણી શકાય? ખગોળશાસ્ત્રને લગતા કેટલાક શબ્દો, જેવા કે રાશિઓનાં નામ, જે ગ્રીક લોકો પાસેથી હિન્દમાં આવ્યાનું મનાય છે અને જેની ઉપર ડૉ. કીથ બહુ ભાર મૂકે છે, તે શબ્દો બોધાયનગૃહ્યશેષસૂત્રમાં તેમ જ રામાયણાદિ અન્ય પ્રાચીન ગ્રન્થોમાં પણ નજરે પડે છે. આ રાશિઓનું જ્ઞાન ગમે ત્યાંથી આવ્યું હોય, પણ એટલું તો કહી શકાય કે ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં હિન્દમાં એ સામાન્ય રીતે ઠીક ઠીક પ્રચાર પામ્યું હતું. અને માની લઇએ કે આ જ્ઞાન ગ્રીસના લોકો પાસેથી હિંદમાં આવ્યું હતું. તો પણ કાલિદાસના સમયનો જે નિર્ણય અનેક દૃષ્ટિએ આપણે કર્યો છે તેમાં ફેરફાર કરવાની આવશ્યકતા રહેતી જ નથી; કારણ કે એલેક્ઝાન્ડરની ચઢાઇ અને વિક્રમ સંવતની સ્થાપના વચ્ચે બસો વરસ કરતાં વધારે અન્તર રહેલું છે, અને આ ગાળો આવી મહત્ત્વની વિદ્યાનો પ્રચાર કરવાને—અને તે પણ હિન્દુસ્તાન જેવા દેશમાં, જ્યાં વેદકાળમાં પણ ખગોળવિદ્યાનું પરિશીલન થતું હતું—પૂરતો છે. આમ, કાલિદાસને ગુપ્તોનો સમકાલીન માની ચોથા સૈકાનો ઠરાવ તો મત આવા નથી. ગુપ્તવંશના રાજવીઓ નિઃસંશય શક્તિસંપન્ન હતા; પણ તેઓ કવિઓના ઉદાર આશ્રયદાતા પણ હતા એમ જે કહેવામાં આવે છે તે સંશયાસ્પદ છે. ગુપ્તોની રાજસભા કોઇ બાણ કે બિલ્હણથી અલંકૃત નહોતી જ; અને વસુબન્ધુના અપવાદ સિવાય, કોઇ પણ પ્રતિષ્ઠિત સંસ્કૃત લેખક ગુપ્તોનો આશ્રય પામી રહ્યો હોય એવું સંસ્કૃત સાહિત્યમાં ક્યાંય પણ જણાતું નથી. સંસ્કૃત સાહિત્યમાં જે કંઇ સરસ કે અનુત્તમ હોય તે બધું કંઇ પણ પ્રમાણના આધાર વિના જ ગુપ્ત સમ્રાટો સાથે સંબદ્ધ કરી દેવાની વિદ્વાનોની વૃત્તિના પોકળપણાનું આ એક સ્પષ્ટ દૃષ્ટાન્ત છે. કારણ કે થોડા છૂટાછવાયા શિલાલેખો ઉપરાંત એવું કંઇ પણ સાહિત્ય નથી કે જે ગુપ્તકાળનું જ કહી શકાય. આનો અર્થ, અલ-

બસ, એમ નથી કે એ સમયમાં કોઇ લેખક જ નહોતા; પણ જે હતા તેઓએ પણ ગુપ્ત સમ્રાટોનાં નામનો ઉલ્લેખ કર્યો નથી. ગુપ્તવાદના હિમાયતીઓ કહ્યા કરે છે તેમ ખરેખર જો ગુપ્તો વિદ્વાનોના આશ્રયદાતા હોત, તો તેઓની ઉપર આવી રીતે ઘોર વિસ્મૃતિની ધૂળ ચઢી ન ગઇ હોત. હિંદુસ્તાનમાં સમુદ્ર–ગુપ્ત કરતાં ભોજનું સ્મરણ વધારે ટકી રહેલું છે. છતાં વિદ્વાનો કહેતાં થાકતાં નથી કે ગુપ્ત સમય તો અર્વાચીન સંસ્કૃત સાહિત્ય માટે સોનાનો સમય હતો ! ટુંકમાં, કાલિદાસને ચોથા શતકનો ઠરાવવા માટે, વિદ્વાનોની પ્રાચીનતમ સંસ્કૃત કવિઓને ઇ. સ. ના ચોથા શતકમાં–જ્યારે ગુપ્તો સામ્રાજ્ય ભોગવતા હતા–કંઇ પણ પ્રમાણ વિના ઠોકી બેસાડવાની વૃત્તિ શિવાય કંઇ પણ પ્રમાણ નથી.

કાલિદાસ ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં થયાનું સિદ્ધ થયા પછી, કોવેલનો મત આપોઆપ અસિદ્ધ ઠરે છે. રઘુવંશમાં અને અશ્વઘોષ (ઇ. સ. નો પહેલો શતક)ના "બુદ્ધચરિત"માં સમાન પ્રસંગનું વર્ણન કરતા શ્લોકોમાં એટલું સામ્ય છે કે એકે બીજાનું અનુકરણ કર્યું હોવું જોઇએ એમ લાગે. કાલિદાસને ગુપ્તોનો સમકાલીન માની, કોવેલે મત દર્શાવ્યો કે કાલિદાસે અશ્વઘોષનું અનુકરણ કર્યું છે. પણ હવે તો, કાલિદાસ અને અશ્વઘોષનો સંબંધ ઊલટો જ હોવો જોઇએ એમ પ્રાપ્ત થાય છે. વળી, કોવેલ પોતાના મતને સબળ કરવા માટે જે દૃષ્ટાન્ત ટાંકે છે તે તેના મતને પુષ્ટિ આપવાને બદલે તેનું ખંડન જ કરે છે. કારણ કે બધાં સાહિત્યમાં હંમેશાં પ્રેક્ષાવાન્ પુરુષોમાંથી અન્ય, ઊતરતી કક્ષાના માણસો પ્રેરણા મેળવે છે. એટલે એવા ઉત્તમ પુરુષોનાં અનુકરણો કે તેઓની છાપ પાછળથી થયેલા, ઊતરતી પંક્તિના લેખકોમાં ઓછાં જોવામાં આવતાં નથી. અશ્વઘોષનો કે તેની કૃતિનો ઉલ્લેખ સંસ્કૃતગ્રંથોમાં કે અલંકારશાસ્ત્રના ગ્રંથોમાં જોવામાં આવતો નથી. તેના "બુદ્ધચરિત"ના તૃતીય સર્ગના ૧૯મા શ્લોકમાં मुखपङ्कजानि पङ्कजानीव विरेजुः । આવી પુનરુકિત દોષવાળી ઉપમા છે; મમ્મટ

જેવો ગુણગ્રાહી વિવેચક આવી દૂષિત ઉપમાનું વિવેચન કરવામાં કાળક્ષેપ કરે કે કેમ એ સૌ કોઇ સમજી શકશે.

ડૉ. કીથ માને છે કે અશ્વઘોષની કૃતિઓમાંની પ્રાકૃત "નિઃસંશય" કાલિદાસની પહેલાં અશ્વઘોષ થયો હોવો જોઇએ એમ બતાવે છે પણ આ સત્ય નથી. પ્રાકૃતમાં તત્તદ્દેશની ભાષા વિશિષ્ટતા અનુસ્યૂત થયા વગર રહી નહોતી; અને અશ્વઘોષ જેવો બૌદ્ધ લેખક પ્રાકૃત લખે ત્યારે પણ "પાલી"ની છાપ તેમાં સ્પષ્ટ રીતે પડે એ તદ્દન સ્વાભાવિક છે. ડૉ. કીથના કહેવા પ્રમાણે જો અશ્વઘોષની પ્રાકૃત કાલિદાસની પહેલાં તે થયો હતો એમ સૂચવતી હોય, તો તેની સામે જણાવવું જોઇએ કે કાલિદાસના આર્ષ પ્રયોગો કાલિદાસ અશ્વઘોષની પહેલાં થયો હતો એમ સૂચવે છે; આ મુદ્દો ડૉ. કીથે ધ્યાનમાં જ લીધો નથી. છેવટે, પ્રાકૃતના સ્વરૂપ ઉપરથી અનુમાન બાંધવું એ સર્વથા ચર્ચાગ્રસ્ત રહેશે, કારણ કે પ્રાકૃતનું અમુક સ્વરૂપ અમુક સૈકામાં પ્રચલિત હતું એવું નિર્વિવાદ સિદ્ધ થયું નથી.

કાલિદાસને બૌદ્ધદર્શનવિદ્ દિઙ્નાગનો સમકાલીન ઠરાવતો મત આથી પે વધારે નિર્બળ છે. મેઘદૂતના ૧૪મા શ્લોકમાં રહેલો મનાતો ધ્વનિ માની લઇએ તો પણ તેથી માત્ર એટલું સિદ્ધ થાય કે કાલિદાસનો દિઙ્નાગ નામનો કોઇ દ્વેષી હતો. આ દિઙ્નાગ એ બૌદ્ધ દિઙ્નાગાચાર્ય હોઇ શકે નહિ (જો કે વિદ્વાનો અત્યાર સુધી એમ જ માનતા આવ્યા છે); કારણ કે, પ્રથમ તો, બૌદ્ધ દિઙ્નાગ દર્શનવેત્તા હતો; કવિ હોવાનું જાણવામાં નથી. બીજું, કવિ અને દર્શનવેત્તા વચ્ચે વૈરભાવ ઉત્પન્ન થવાનો સંભવ ઓછો હોય; ત્રીજું, આ દિઙ્નાગાચાર્યે ઉજ્જયિનીમાં કે માલવામાં પણ નિવાસ કર્યો હોય એમ જાણવામાં નથી. આ બધા મુદ્દાઓ કરતાં વધારે અગત્યનો અને નિર્ણાયક મુદ્દો "કુંદમાળા" નામક નાટકમાંથી મળે છે, આ નાટકના કર્તાનું નામ દિઙ્નાગ છે; પણ આ દિઙ્નાગ બૌદ્ધ હોઇ શકે નહિં, કારણ કે નાન્દી–શ્લોકોમાં

હેરમ્બ અને શિવની સ્તુતિ છે. એટલે કાલિદાસનો વિરોધી કોઇ અન્ય દિઙ્નાગ હશે, બૌદ્ધ દર્શનવિદ્ તો નહિ જ.

ડૉ. પાઠકે રજૂ કરેલા મુદ્દાઓની નિર્બળતા કોઇએ યથાવત્ બતાવી નથી. રઘુવંશમાંની વંક્ષુ એટલે ઓક્સસ નદી, એમ તે માને છે, પણ આ યોગ્ય નથી. વંક્ષુ શબ્દવાળો પાઠ જ ખરો છે કે કેમ એ સંદેહવાળું છે. બીજું, કાલિદાસ પોતે વાકેફ હોય એવી નદીની રમણીયતાનું વર્ણન આપવાનું ચૂકતો નથી; તેથી સિન્ધુ જેવી હિંદુસ્તાનની મોટી અને રમ્ય નદીને મૂકી દઇને છેક ઓક્સસ જેવી નદીનું વર્ણન કરવાનું એ ઉચિત ધારે એ શું આશ્ચર્ય ન કહેવાય ! વળી, વંક્ષુનદીના પ્રદેશમાં કેસર ઉગવાનું કાલિદાસ કહે છે. આ મુદ્દો સિન્ધુને વધારે બંધબેસતો આવે છે; કારણ કે સિન્ધુ નદી કાશ્મીરમાં થઇને વહે છે, અને કાશ્મીરમાં કેસર ઉગે છે એ તો જાણીતું છે. ઓક્સસનો પ્રદેશ કેસર માટે પ્રખ્યાત થયો જ નથી. અને વંક્ષુ=ઓક્સસ એમ સાબિત કરવા માટે શબ્દોત્પત્તિશાસ્ત્રના નિયમોનો આધાર દાખવાય છે, તેની સામે ઉત્તર એમ પણ દઇ શકાય કે **તમસા**=ટેમ્સ નદી એમ સાબિત કરવું તો તદ્દન સહેલું છે. વસ્તુતઃ શ્રીયુત રૉયે× દર્શાવ્યું છે તેમ વિષ્ણુપુરાણાદિ ગ્રન્થોના આધાર ઉપરથી વંક્ષુ અને સિન્ધુ એક જ જણાય છે.

ડૉ. પાઠકે રઘુદિગ્વિજયમાં હૂણ લોકોનો નિર્દેશ છે તેને અતિમહત્ત્વ આપ્યું છે. પણ તે વિષે ડૉ. બ્યૂલરે જે કહ્યું છે તે જ ડૉ. પાઠકના મુદ્દાનું ખંડન કરવાને પૂરતું છે. ડૉ. બ્યુલર કહે છેઃ "આ બધી વાત ધ્યાનમાં લેતાં, કાલિદાસ શિષ્ટ કવિની પેઠે મહાભારતમાંની કે પુરાણોના ભુવનવિન્યાસમાંની જનસમૂહાવલિઓને માન્ય રાખવાને બદલે પોતાના સમયના સરહદના લોકોની સ્થિતિના વિષયમાં ઐતિહાસિક-ભૌગોલિક અન્વેષણા કરવાનું માથે

× રૉય, શાકુન્તલ (આઠમી આવૃત્તિ), પ્રસ્તાવના, પાનું ૮ મું.

લે એ ભાગ્યે જ માની શકાય. જો કાલિદાસની કૃતિઓને ઝીણવટથી તપાસશું તો તેણે ઉપર કહેલા આધારોનો ઉપયોગ કર્યો છે એમ જણાશે. રઘુદિગ્વિજયમાં એવાં કોઇ પણ નામો નથી કે જે પુરાણોમાં એવા પ્રસંગે ઉલ્લેખાયાં ન હોય. વળી દિગ્વિજયમાં પારસિક, યવન, હૂણ, અને કાંબોજોનો સાથેસાથે નિર્દેશ થયો છે. પણ આ બધી જાતિઓ કાલિદાસના સમયમાં તો શું, પણ બીજે કોઇ વખતે એક સાથે અસ્તિત્વમાં હોય, એ ખરૂ કહીયે તો, સંભવિત નથી. "* કાલિદાસ દિગ્વિજયમાં સ્વસમકાલીન પ્રસંગો વર્ણવે છે એ માન્યતા ક્ષણભર પણ માની શકાય એવી નથી.

આ મતો ઉપરાંત બીજા કેટલાક મતો છે, પણ એમાં કંઇ વિશિષ્ટતા નથી. આમ,-કાલિદાસ ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં થયો થયો હતો એ મત દઢરીતે સિદ્ધ થાય છે. અને જ્યાં સુધી અવિશંકનીય ઐતિહાસિક પ્રમાણે આ મતનું નિરસન કરવાને માટે બતાવાય નહિ ત્યાં સુધી આ મત ગ્રાહ્ય રહેવો જોઇએ.

નોંધ: વિક્રમોર્વશીયના ચોથા અંકમાં જે પ્રાકૃત શ્લોકો છે, અને જેના સંબંધમાં ઘણો વાદવિવાદ ચાલ્યો છે, તે શ્લોકોનું પ્રયોજન હવે સહેલાઇથી સમઝી શકાશે. શ્રીયુત પંડિત અને બીજા વિદ્વાનો માને છે કે આ પ્રાકૃત શ્લોકો પ્રક્ષિપ્ત હોવા જોઇએ, કારણ કે ચોથા અંકમાં નાટ્યવસ્તુ એવી કક્ષાએ પહોંચી છે કે તેમાં કેવળ સંસ્કૃત ઉક્તિ હોવી જોઇએ-પ્રાકૃત હોઇ શકે નહિ આ દલીલો ભલે રહી; છતાં આ શ્લોકો પાછળથી કોઇએ ઘુસાડી દીધા હોય એ સંભવિત નથી. કારણ કે એક જ અંકમાં આટલા બધા શ્લોકોનો અને તે પણ નૃત્યના અભિનયને અને ગીતના લયને અનુસરે એવી કલાત્મક રીતે યોજાયેલા શ્લોકોનો-પ્રક્ષેપ કરવાની કોઇની હિંમત ભાગ્યે જ ચાલે. પ્રક્ષેપ કરનારો તો હંમેશાં અનુરૂપ અંશોનો જ પ્રક્ષેપ કરે, અને તે પણ બહુ વિચારીને અને ક્વચિત્.

* ઇન્ડિયન ઍન્ટીક્વેરી (૧૯૧૪).

ક્વચિત્. તેથી આ શ્લોકો કાલિદાસે રચેલા છે એમ આપણે માનવું જોઈએ; અને આ શ્લોકો તેણે શા માટે રચ્યા એ પ્રશ્નનો ઉત્તર વિક્રમોર્વશીય નાટક લખાયું તે સમયની પરિસ્થિતિમાં શોધવો જોઈયે. આ નાટક વિક્રમાદિત્યના રાજ્યાભિષેકના પ્રસંગને માટે લખાયું હતું; તેથી પરિષદ્‌ને ખુશ કરવાના હેતુથી કવિયે પ્રાકૃતગીતો નાટકમાં યોજ્યાં હોય એમ જણાય છે. (એ તો જાણીતું છે કે સંસ્કૃત કરતાં પ્રાકૃત સંગીત માટે વધારે અનુકૂળ છે.) નાટકની આ ઐતિહાસિક પરિસ્થિતિ જેમ જેમ ભુલાતી ગઈ, તેમ તેમ આ પ્રાકૃત શ્લોકો બોજારૂપ જણાવા માંડ્યા, કારણ કે એ શ્લોકોને કાઢી નાખવાથી નાટકની વસ્તુને જરા પણ હાનિ પહોંચતી નથી, અને નાયકની ઉક્તિ અસ્ખલિત વહે છે.

અનાર્ય આર્યો

જો કોઈ ઉપનિષદ્‌કાળનો આર્ય કે બુદ્ધદેવ કે ત્યાર પછીના પણ સ્મરણીય પ્રાચીન યુગનો મનુષ્ય અર્વાચીન આર્યદેશમાં આવે તો...તે પોતાના દેશજનોને ભૂતકાળનાં બાહ્ય રૂપો અને ફોતરાં અને ચીંથરાંને વળગી રહેલા, વધા, ભૂતકાળનાં વધારે ઉદાત્ત રહસ્યને ગુમાવી બેસતા, જુએ...તે ક્ષિન્ન થઈ જાય, આ દેશમાં આજે વ્યાપેલા માનસિક દારિદ્ર્યથી; જડતાથી; પોપટ પેરે થયા કરતી પુનરુક્તિઓથી; ભૌતિકશાસ્ત્રનો વિકાસ અટકેલો જોવાથી; કલાના ચિરકાલીન વંધ્યત્વથી; સર્જનાત્મક અંતર્દૃષ્ટિની, બીજા દેશોને તેમ જ યુગોને ઝબકાવે જણાઈ આવતી, નિર્બળતાથી.

('આર્ય' પુ. ૫, પૃ. ૪૨૪) શ્રી અરવિંદ

# પ્રાચીન ભારતીય વસાહતો

ભારતીઓના ઇતિહાસમાંનો એક અભિમાનાસ્પદ ભાગ એટલે ભારતીઓએ સ્થાપેલી ભારત બહારની વસાહતો અને તેમણે કરેલો ભારતીય સંસ્કૃતિનો પ્રસાર. ઇતિહાસનો આ ભાગ જેટલો ઉજ્જ્વલ છે તેટલું જ તે વિષેનું સામાન્ય સુશિક્ષિતોનું અજ્ઞાન પણ ગાઢ છે. યુવાનચ્વંગ અને ફાહાયન એ ચીની પ્રવાસીઓનાં નામોનું ચાર ક્રમિક પુસ્તકો ભણનાર છોકરાને પણ જ્ઞાન હોય છે; પણ કાશ્યપ, કુમારજીવ, ગુણવર્મા વગેરે ભારતીય પ્રવાસીઓનાં નામો કેટલા સુશિક્ષિતોની જાણમાં છે? ચીની પ્રવાસી ભારતીય સંસ્કૃતિનો અભ્યાસ કરવા માટે અહીં શિષ્યવૃત્તિથી આવ્યા, તેમનાં નામો આપણે કંઠગત કીધાં, પણ ભરતખંડમાંથી ચીનમાં ધર્મોપદેશકના ગૌરવપૂર્ણ નાતાથી જનાર આચાર્યોનાં નામોની દરકાર રાખી નથી. આજે પણ આ આચાર્યોનાં નામો અને કામગીરી ઉપલબ્ધ થઇ છે તે સુદ્ધાં પારકા ઇતિહાસકારોની કૃપાને લીધે. ભારતીય વાઙ્મયમાં તેમનો ક્યાંયે પત્તો નથી. પારકાઓના ઇતિહાસમાં આ કામગીરી નોંધાઇ ન હોત તો ભારતીય લોક સંસ્કૃતિના પ્રસાર માટે દરિયો વટાવીને પરદેશ જતા અથવા અન્ય દેશોમાં વસાહતો કરતા એ કલ્પના આકાશ પુષ્પ જેવી અસંભવનીય ગણાઇને ત્યાજ્ય માનવી પડત! સારે નસીબે ભારતીયોના આ સંસ્કૃતિપ્રસારની અને વસાહતકારોની માહિતી હાથમાં ઉપલબ્ધ થઇ છે. ૧૮૮૭માં જ એટલે આશરે ૪૭ વર્ષો પહેલાં જ ડૉ. ભાંડારકરે જાવા બેટમાંના શિલાલેખો ઉપરથી, જાવા, કંબોડિયા, પોલિનેશિયા વગેરે વસાહતોનાં

વર્ણનો કર્યો છે. તે વખતે સંશોધન ઘણું જ અલ્પ થયું હતું. ગયાં ચાળીસ પિસ્તાળીસ વર્ષોમાં આ ક્ષેત્રમાં પુષ્કળ સંશોધન થયેલું છે, તેનો મુખ્ય યશ ફ્રેન્ચ અને ડચ પંડિતોને છે. આ ભાષાઓ સાથે હિન્દી સુશિક્ષિતોનો પરિચય નહિ હોવાથી આ સંશોધન પણ ઘણા સુશિક્ષિત વર્ગમાં અજ્ઞાત જ હતું. પણ હાલમાં બંગાળમાંની 'બૃહત્તર ભારત' સંસ્થાએ એ સંશોધન ઇંગ્રેજીમાં ઉપલબ્ધ કરવાથી તે સામાન્ય સુશિક્ષિતોને પણ જાણવા મળ્યું છે. એ લખાણની મદદથી ભારતીયોએ પોતાની સંસ્કૃતિનો પ્રસાર કેવી રીતે કર્યો તેનો થોડો ઘણો ખ્યાલ આપી શકાય છે.

## આર્યોનું સમુદ્રપર્યટન

પરદેશગમન એ એક વખતે નિષિદ્ધ નહોતું અને હિન્દુ લોક વહાણવટામાં ઉત્તમ જાણકાર હતા એ વિષેનો પુરાવો હાલમાં જે અનેક જૂના સંસ્કૃત ગ્રન્થ ઉપલબ્ધ થયા છે તેમાંથી મળી આવે છે. એટલે પ્રસિદ્ધ દરિયાખેડુનાં ચરિત્રો લખવાનું કોઇપણ સંસ્કૃત ગ્રન્થકારને મહત્ત્વ જણાયું ન હોય તો પણ વહાણવટા વિષે અનેક ઉલ્લેખ પ્રાપ્ત થયા છે. એ ઉલ્લેખ 'ઋગ્વેદ'થી તે 'રામાયણ' 'મહાભારત,' 'બૃહત્સંહિતા,' 'દશકુમાર ચરિત,' 'રત્નાવલી' વગેરે અનેક ગ્રન્થોમાં મળી આવે છે, 'ઋગ્વેદ'માં તુગ્રનો છોકરો ભુજ્યૂ એનું વહાણ ભાંગી ગયું ત્યારે સો હલેસાંથી યુક્ત એવા પોતાના વહાણમાં તેને અશ્વિનોએ ઉંચકી લીધો એવું વર્ણન છે. ઉપનિષદોમાં 'પ્લવા હ્યેતે અદૃઢા યજ્ઞરૂપાઃ' એવું વહાણનું દૃષ્ટાન્ત રૂઢ છે. 'રત્નાવલી' નાટકમાંની નાયિકા સીલોનની રાજકન્યા હોઇ તે વહાણમાં સફર કરતી હતી ત્યારે વહાણ ભાંગી ગયું અને કેટલાક વેપારીઓએ તેને પોતાના વહાણમાં બેસાડી ભરતખંડમાં આણી એવો કથાભાગ છે. 'દશ-કુમાર' ચરિત્રમાં સમુદ્રની સફરોનાં અનેક વર્ણનો છે. આંધ્ર લોકોમાં વહાણવટું વિશેષ પ્રમાણમાં હતું. તેમના કેટલાક સિક્કાઓ પર વહાણનાં ચિત્રો કોરેલાં છે. 'યુક્તિકલ્પતરુ' નામનો જે ગ્રન્થ હાલમાં

છપાઈને બહાર પડ્યો છે તેમાં તો કેવાં લાકડાંનાં વહાણો બાંધવાં ત્યાંથી તેને કેવીરીતે શણગારવાં ત્યાં સુધીનું વિગતવાર વર્ણન છે. અર્થાત્ પ્રાચીન કાળમાં વહાણવટું સારી રીતે ચાલતું હતું એ વાત સહજ ધ્યાનમાં આવે એવી છે. આ વહાણવટામાં વ્યાપારીઓ મુખ્ય હતા એ સ્પષ્ટ છે. પરન્તુ તેમની માફક ધર્મપ્રસારાર્થે દૂર દેશે જનારા બૌદ્ધ ભિક્ષુઓ પણ હતા, એટલું જ નહિ પણ જે બ્રાહ્મણવર્ગ વિરુદ્ધ પરદેશગમનનો નિયમ વિશેષતઃ કહેવામાં આવ્યો છે તેવા બ્રાહ્મણો પણ મળી આવે છે.

## ધર્મપ્રસારનું કાર્ય

એ સૈકોના સંસ્કૃતિપ્રચારના કાર્ય પર નજર નાખવી મનોરંજક થઇ પડશે. એ સંસ્કૃતિપ્રસારકો બે પ્રકારના હતા. એક ધર્મપ્રસારક અને બીજા વસાહત કરીને સ્થાનિક રહેનારા. બૌદ્ધધર્મ શીખવા માટે હિન્દુસ્તાનની સફર કરનાર ચીની પ્રવાસીઓનાં નામો બધાના પરિચયનાં થયાં છે. પરન્તુ બૌદ્ધધર્મનો પ્રસાર કરવા માટે હિન્દુસ્થાનમાંથી ચીનમાં જનાર ધર્મપ્રસારકોનાં નામોની પૂરતી માહિતી હજી મળેલી નથી. માટે પ્રથમ આ ધર્મપ્રસારકોનું કાર્ય જોઇએ. ચીની ગ્રંથકારોએ આ ધર્મપ્રસારકો સમ્બન્ધે જે માહિતી લખી રાખેલી છે તે જોતાં અમથા ચાર પાંચ ધર્મપ્રસારકો ચીનમાં ગયા હતા એવું ન હોતાં આ ધર્મપ્રસારકોનો એક અખંડ પ્રવાહ આશરે દસ સૈકાઓ સુધી અવ્યાહત વહેતો હતો એમ જણાય છે. આ પ્રવાહની શરૂઆત ઇસવીસનની શરુઆતમાં થઇ અને તે દસમા સૈકા સુધી અખંડપણે વહેતો માલમ પડે છે. ત્યાર પછી બૌદ્ધધર્મની માતૃભૂમિ જે હિન્દુસ્તાન ત્યાં જ બૌદ્ધધર્મની અનવસ્થા થવાથી તેનો શાખાવિસ્તાર સ્તરત્ર થવો સાહજિક રીતે જ બંધ પડ્યો.

## ચીની રાજાનું સ્વપ્ન

આ ધર્મપ્રસારક ચીનમાં પ્રથમ ગયા તે ત્યાંના રાજાની વિનંતિ ઉપરથી અને સન્માનપૂર્વક નિમંત્રણ મળવાથી ગયા હતા.

તેની વાત એવી છે કે, ઇસવીસનના પહેલા સૈકામાં ચીનના રાજા મિંગને એક રાત્રે ચમત્કારિક સ્વપ્નું આવ્યું. તે સ્વપ્નમાં એક ઊંચો, મજબૂત અને સુવર્ણ કાંતિમાન એવો પુરુષ આકાશ માર્ગે સંચાર કરતો પોતાના પ્રાસાદમાં પ્રવેશે છે એવું તેણે જોયું. પ્રભાત થતાં રાજાએ પોતાના પ્રધાનને એ વિષે વાત કરી અને એનો અર્થ શો એવો પ્રશ્ન પૂછ્યો. તેથી પ્રધાને જવાબ આપ્યો કે ભારતવર્ષમાં ફો નામના એક પુરુષનો જન્મ થયો છે. તેનો દેહ અંતરિક્ષમાં સંચાર કરતો આપે જોયો હશે. પ્રધાનનો આ જવાબ સાંભળીને રાજાને બૌદ્ધધર્મનો અભ્યાસ કરવાની ઉત્કંઠા થઇ અને તેણે તુરત પોતાના કેટલાક પંડિતોને બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરવા માટે ભારતવર્ષમાં રવાના કર્યા. એ પંડિતોની વિનતિ ઉપરથી જ બૌદ્ધ પ્રચારકો ચીનમાં જવાનો પ્રારંભ થયો. આ હકીકત આવા જ સ્વરૂપમાં જુદા જુદા તેર ચીની ગ્રંથોમાં મળી આવે છે એવું અભ્યાસીઓએ લખેલું છે.

## બૌદ્ધ ધર્મપ્રચારક કાશ્યપ

ચીની રાજાનું નિમન્ત્રણ સ્વીકારીને ધર્મપ્રસારાર્થે ચીનમાં પહેલવહેલો જનાર સાહસી ધર્મોપદેશક કાશ્યપ માતંગ હતો. તે મગધદેશવાસી શ્રમણ હોઇ ચીનના રાજાનું નિમંત્રણ આવ્યું ત્યારે ગાન્ધારમાં એટલે આધુનિક અફગાનિસ્થાનમાં રહેતો હતો. ચીનના રાજાનું નિમંત્રણ સ્વીકારીને અફઘાનિસ્થાન–તિબેટ માર્ગે ચીનનો પ્રવાસ કરવો એ તે સમયે સાહસનું કૃત્ય ગણાતું. પ્રવાસનાં સાધનો હાલના પ્રમાણમાં છેક જ થોડાં, જે માર્ગે પ્રવાસ કરવાનો તે ડુંગરાળ અને રસ્તામાં ગોબીનું પ્રચંડ રણ વીતાવવાનું. દસબાર જણા મુસાફરીમાં નીકળે તો મુકામે પહોંચે ત્યાં સુધીમાં તો અર્ધા મૃત્યુમુખે પડતા, એવું અનેક ચીની પ્રવાસીઓનાં લખાણો પરથી જણાય છે. ડુંગર ચઢવા પડતા, ખીણો ઉતરવી પડતી, નદીઓને પુલ નહોતા, જુદી જુદી હવાઓના તડાકા ખમવા પડતા,

પરન્તુ કાસ્યપ ડગ્યો નહિ. તેણે આ મુશ્કેલીભર્યો પ્રવાસ ખુશીથી સ્વીકાર્યો અને ચીનમાં બૌદ્ધધર્મનો પ્રસાર કરવા માટેનું પહેલું માન મેળવ્યું. રાજાએ તેનું યથોચિત માનસન્માન કીધું. તેને રહેવાને માટે એક સ્વતંત્ર મઠ બાંધી આપ્યો અને અનેક પંડિતોને તેનું શિષ્યત્વ સ્વીકારવાનો હુકમ કર્યો. જે દેશમાં ધર્મપ્રસાર કરવાનો તે દેશની ભાષા શીખી લેવી એ એક ધર્મપ્રસારકના કાર્યમાંની મહત્ત્વની અને વિકટ કામગીરી છે. ચીની ભાષા સહેલી નથી એમ કહેવાય છે. પણ કાસ્યપે થોડા જ સમયમાં તે ભણી લીધી અને બૌદ્ધ ધર્મગ્રંથમાંના કેટલાક ભાગોનું ભાષાન્તર કરવાની અને શિષ્યો તૈયાર કરવાની તેણે શરુઆત કરી દીધી. આ કામ કરતાં અનેક વર્ષો સુધી તે ત્યાં રહ્યો અને છેલ્લે બૌદ્ધધર્મનો સારી રીતે પ્રસાર થએલો અવલોકીને તેણે સુખસમાધાનથી ત્યાં જ પોતાનો દેહ મૂક્યો.

## બીજા ઉપદેશકો

કાસ્યપની પાછળ પ્રસારનું કાર્ય તેની સાથે જ ત્યાં ગએલ ધર્મરક્ષે ચાલુ રાખ્યું. તેની ધર્મપ્રસારની ઇચ્છા બહુ જ તીવ્ર હતી. કારણ તે ચીનમાં ગયો તે પણ, જે રાજાના આશ્રયે હતો તેની મરજી વિરુદ્ધ ગયો. રાજાની અનુમતિ નહિ મળતાં તે ગુપ્ત રીતે રાજધાની છોડીને ચીન ગયો અને પોતાની ઇચ્છા પૂર્ણ કીધી. કાસ્યપ અને ધર્મરક્ષ એમણે ચીનમાં જે ઉત્કૃષ્ટ કામગીરી બજાવી તેથી ચીનમાં બૌદ્ધધર્મે કાયમનું રૂપ પકડ્યું અને ભારતવર્ષમાંના બૌદ્ધધર્મ પ્રચારકોને ચીનના રાજા તરફથી વારંવાર નિમંત્રણો આવતાં. આ નિમંત્રણાનુસાર ચીનમાં જનાર એક અખંડ પ્રવાહ ત્યારપછી દસ સૈકાઓ આવ્યાહત ચાલુ રહ્યો. કાસ્યપ અને ધર્મરક્ષ ચીનમાં ગયા તે મિંગ રાજાની કારકિર્દીમાં એટલે ઇસવી સનના પહેલા સૈકામાં. ત્યારપછી નિબેટી ગ્રન્થો ઉપરથી જોતાં બીજા સૈકામાં આર્યકાલ, સુવિનય, ધર્મકાલ, મહાબલ વગેરે અનેક પ્રચારકોએ ચીનની યાત્રા કરેલી માલુમ પડે છે. હિન્દુસ્તાનની જેમ

તિબેટમાંથી પણ ઉપદેશકો ચીનમાં જતા, તેમાંનો એક ઉપદેશક ત્યાંના પ્રધાનનો પુત્ર હતો. ખુદ રાજ્યપદને લાત મારીને શ્રમણ થનારાઓ પણ ક્વચિત્ ચમકતા જણાય છે. તેમાં કાશ્મીરના ગુણવર્માનું નામ દઇ શકાય.

## ચીનમાંનું કઠિન પ્રચારકાર્ય

આ ઉપદેશકો ચીનમાં જવા પહેલાં એટલે બૌદ્ધધર્મની ચીનમાં સંસ્થાપના થવા પહેલાં ત્યાં કનફુશિયસનો જૂનો ધર્મ પ્રચલિત હતો જ. તે ધર્મના આચાર્યોને પરદેશમાંથી આવીને માન્યતા પામેલા બૌદ્ધ શ્રમણો વિષે અદેખાઇ ઉત્પન્ન થાય એ વાતમાં નવાઇ નહોતી. ખુદ રાજવંશમાં પણ બે પક્ષ હતા. કદી જૂના ધર્મનો રાજા તખ્તનશીન થતો તો કદી બૌદ્ધ ધર્માનુયાયી રાજા સિંહાસન પર આવતો. અર્થાત્ સનાતની રાજા ગાદી પર આવતો ત્યારે બૌદ્ધ ગુરુની રાજ્યમાંથી હકાલપટ્ટી થતી અને તેમને પાછી રાજ્યક્રાંતિની વાટ જોતા આજુબાજુના પ્રદેશમાં હેરાનગતિ ભોગવતા રહેવું પડતું. તેથી હિંદુસ્તાનમાંથી જતાં કેટલાકને માનસન્માનથી જવાનું સદ્ભાગ્ય સાંપડતું તો પણ તે કાયમ રહેશે કે કેમ એ વિષે ખાતરી રહેતી નહિ. ચીનમાં રાજ્યક્રાંતિઓ પણ ઉપરાછાપરી થતી. આવે વખતે પરદેશમાં બહુ જ માનભંગ બનીને રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થતો. અર્થાત્ આ જે બૌદ્ધશ્રમણો ચીનમાં જતા તે તેમની ધર્મશ્રદ્ધા જાજ્વલ્યમાન હતી માટે જ જતા; અને એ જ કારણથી ઉપલી પરિસ્થિતિની જાણ હોવા છતાં એક પછી એક જનાર પ્રવાસીઓની પરંપરા અખંડ રહી.

આ ઉપદેશકોમાં જે કેટલાક વિશેષ બુદ્ધિમાન, અને કર્તવ્યનિષ્ઠ હતા તેમાં ચોથા સૈકામાંના કુમારજીવની ગણના થાય છે. એ અકલ્પિત દૈવઘટનાથી ચીનમાં ગયો. એમ થયું કે, મધ્ય એશિયામાંના સોતાન પ્રાંતમાં તે રહેતો હતો ત્યારે ચીનના રાજાએ તે પ્રાન્ત પર સ્વારી કીધી અને તે પ્રદેશ જીતીને અનેકને બંદીવાન બનાવી

ચીન લઇ ગયો. રાજાને કલ્પના પણ ન હશે કે, આ બંદીવાનોમાં એક એવો પણ બંદીવાન છે કે, જે પોતાને તેના ધર્મપ્રેમથી બંદીવાન કરી મૂકશે. આ બંદીવાન તે પ્રખ્યાત પંડિત કુમારજીવ છે. તેના ઉપદેશની છાપ એવી સરસ બેઠી કે, થોડા જ સમયમાં તેની શિષ્યસંખ્યા હજાર ઉપર ગઇ. પ્રસિદ્ધ ચીની પ્રવાસી ફાહાયાન એ એ શિષ્યો પૈકી જ એક હતો. એણે ચીની ભાષાપર એટલું અપ્રતિમ પ્રભુત્વ મેળવ્યું હતું કે ખુદ ચીની ગ્રંન્થકાર લખે છે કે, પ્રસિદ્ધ ચીની ભાષાન્તરકાર હ્યુએનસંગ કરતાં પણ કુમારજીવનાં ભાષાન્તરો સરસ થતાં. અને મજા એવી કે, કુમારજીવની ભાષા ચીની અથવા સંસ્કૃત એ બેમાંથી એક પણ ન હોતાં, ખોતાની હતી. ઉપર જણાવેલો કાશ્મીરનો રાજા વારસદીન મૃત્યુ પામ્યા પછી તેના સગા તરીકે ગાદી પર બેસવાની પ્રધાનમંડળે ગુણવર્માને વિનંતી કીધી. પરન્તુ ચાંદલો કરવા આવેલી રાજ્યલક્ષ્મીને લાત મારીને તેણે શ્રમણવૃત્તિનો અંગીકાર કર્યો. તે પ્રથમ સિલોનમાં ગયો. ત્યાંથી જાવા બેટ તરફ તેણે પ્રયાણ કર્યું. જાવામાંની તેની કામગીરીની કીર્તિ સાંભળીને ચીનના રાજાએ તેને લાવવા માટે કેટલાક શ્રમણોનું શિષ્ટમંડળ જાવા તરફ રવાના કર્યું. આ શિષ્ટમંડળ જાવા પૂગે તે પહેલાં જ ગુણવર્માએ જાવા છોડીને બીજી તરફ પ્રયાણ આદર્યું હતું. પણ દૈવયોગે તેમની નૌકા તોફાનમાં સપડાઇને તે નેમકી ચીનના કિનારે લાગી. ચીનમાં તેણે એક નવીન ઉપક્રમ શરૂ કર્યો, અને તે ભિક્ષુણીઓનો સંઘ સ્થાપવો એ હતો. જીવન પર્યંત તેણે ત્યાં જ ધર્મપ્રસારનું કાર્ય કર્યું. તેના પછી ધર્મરુચિ, રત્નમતિ, બુદ્ધશાન્ત વગેરે અનેક શ્રમણો ચીનમાં ગયા એમ માલૂમ પડે છે અને એ પ્રમાણ અગિયારમા સૈકા સુધી અખંડપણે ચાલુ હતું.

विश्वनाथ मगनलाल भट्ट

# વિવેચનનો આદર્શ[1]

માન્ય પ્રમુખશ્રી, બહેનો, અને ભાઈઓ,

આજથી પંદરેક દિવસ પર આ હાઈસ્કૂલના હેડમાસ્તર રા. પટેલ તરફથી મને એક ચિઠ્ઠી મળેલી. તેમાં સંસ્થાની વરસગાંઠને દિવસે ભાષણ આપવાની એમણે માગણી કરેલી. એમની એ માગણીનો સ્વીકાર કરતાં પ્રથમ તો મને જરા સંકોચ થયો, કેમકે સામાન્ય રીતે વક્તૃત્વને હું મારો વિષય ગણતો નથી, અને બહુ ભાષણો આપવાની મને ટેવ પણ નથી. પણ બીજી બાજૂથી રા. પટેલની માગણી એવા ભાવપૂર્વક કરવામાં આવી હતી કે કંઈક અવિષયપ્રવેશનું જોખમ વહોરીને પણ તેનો સ્વીકાર કર્તવ્યરૂપ લાગ્યો અને મેં હા લખી. ભાષણને માટે રા.

1. ગઈ તા. ૨૩મી જુલાઈના રોજ ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં શાળાની વરસગાંઠને નિમિત્તે રા. બાઈ વિજયરાયના પ્રમુખપણા નીચે આપેલું ભાષણ. ભાષણ મોઢેથી જ આપેલું, પણ તેને માટે વિસ્તૃત નોંધ તૈયાર રાખેલી તેને લેખરૂપે વિકસાવીને આંહીં રજૂ કરી છે. એમ કરતાં પ્રાસ્તાવિક ભાગની કેટલીક વીગતો આંહીં છોડી દીધી છે. જન્માષ્ટમીના દિવસોમાં રાજકોટ જવાનું થતાં ત્યાંની સાહિત્યસભાના મંત્રીના આગ્રહથી એક ભાષણ આપવું પડેલું, તે પ્રસંગે પણ આ જ વિષય રાખેલો. તેનો ટૂંક સાર 'વિવેચકનાં લક્ષણો' એ નામે છાપાંઓમાં આવેલો પણ તે અનિવાર્ય રીતે જ ત્રુટક અને કંઈક અશુદ્ધ હતો, એટલે શુદ્ધ સળંગ અને સંપૂર્ણ રૂપમાં તો એ ભાષણ આંહીં જ પહેલીવાર પ્રકટ થાય છે.

પટેલે શિક્ષણ અને સાહિત્ય એમ બે વિષયો સૂચવ્યા હતા, તેમાંથી મેં આજનો વિષય પસંદ કર્યો તેનાં બે કારણો છે. એક તો એ કે આજે મારે આંહીં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ સમક્ષ બોલવાનું છે, તો એમનું અને એમની દ્વારા ગુજરાતની સમસ્ત ઊગતી પેઢીનું આપણા સાહિત્યના એક બહુ જ ઓછા ખેડાએલા પ્રદેશ પ્રત્યે લક્ષ ખેંચવું. અત્યારે ગુજરાતમાં અને વિશેષે કરીને ગુજરાતી સાહિત્યમાં જે વિવિધ ક્ષેત્રો નવશોહિયા જુવાનોને નિમંત્રી રહ્યાં છે તેમાં વિવેચન જેવાં અલ્પગુણ્ય અને તેથી સર્વ પ્રકારની શક્તિઓને અવકાશ આપે એવાં વિશાળ ક્ષેત્રો બહુ થોડાં નજરે પડશે. ગુજરાતમાં નવલરામથી માંડીને આજ સુધીમાં વિવેચકો તો અનેક થઇ ગયા છે, અને તેમણે સૌએ કરેલી સેવા ખરેખર મૂલ્યવાન છે, છતાં આપણાં પ્રાચીન અને અર્વાચીન, ગતકાલીન અને સમકાલીન ઉભય વર્ગના સાહિત્યની સાચી તત્ત્વદર્શી સમાલોચના એટલી ઓછી થઇ છે કે હજુ અનેક તરુણ સેવકોની એ માગણી કરી રહ્યું છે. એટલે પ્રસ્તુત વિષય પસંદ કરવામાં મારો એક આશય આપણા ઊછરતા યુવકોમાંથી જેમને આ વિષયનો કંઇક રસ હોય તેમને આ ક્ષેત્રમાં આવવાને નિમંત્રણ આપવાનો છે. અલબત્ત, એ નિમંત્રણ 'મારે ઘેર આવજો માવા, ભાવે તો ટેભરું ખાવા' એવા જ કોઇક રૂપમાં આપી શકાય એમ છે. કેમકે વિવેચનક્ષેત્રમાં આવે એને બીજાં સાહિત્યક્ષેત્રોનાં પ્રમાણમાં મહેનત સૌથી વધારે કરવાની છે અને છતાં લાભ ને યશ સૌથી ઓછા મળવાના છે. લાભ ને યશ તો ઠીક, પણ આંહીં તો ઘણીવાર અળખામણા થવાનું છે, કડવાશ વહોરવાની છે, અને દુશ્મનો બનાવવાના છે. પણ એ બધું સ્વીકારી ને સહી લેવાની તૈયારી હોય તો આંહીં કામ પુષ્કળ પડ્યું છે, એટલે જેમને જેમને આ વિષયનો શોખ અને ઉત્સાહ હોય તેમને સર્વને આ ક્ષેત્રનું નિમંત્રણ છે. વિવેચનનો વિષય પસંદ કરવામાં મારો એક આશય આ, તો બીજો આશય જરા અંગત છે.

વિવેચનની મનમાનતી સેવા તો જોકે હજુ હું સાધી શક્યો નથી, છતાં મૂળથી હું વિવેચનદેવતાનો નમ્ર ઉપાસક તો છું જ, અને તેથી એ દેવતાના ઉપાસકનો આદર્શ કેવો હોવો જોઇએ, કેવી ભાવના એણે પોતાની દૃષ્ટિ સમક્ષ સદાએ રાખવી જોઇએ, કેવાકેવા ગુણો એની ઉપાસનાને અર્થે કેળવવા જોઇએ, અને શી શી સામગ્રી એણે તેને માટે સંપડાવવી જોઇએ એ વિશે, આજે તક મળી છે તો, આપની સૌની સમક્ષ તેમ ગુજરાતના એક સમર્થ વિવેચકની સમક્ષ ઊભા રહીને વિચાર કરી જવો, કે જેથી મારી માન્યતામાં કંઇ ભૂલ જેવું હોય તો એમની અને આપની પાસેથી એ જાણી શકું, અને એ રીતે મારાં મંતવ્યોની કંઇક જાહેર કસોટી કરી શકું એ આજની વિષયપસંદગીમાં મારો બીજો આશય છે. આ ઉપરથી આપ જોઇ શકશો કે મારો આજનો પ્રયાસ ભાષણના કરતાં આત્મચિંતનના પ્રકારનો–અંગ્રેજીમાં જેને Thinking aloud કહે છે એવા શ્રવણગોચર આત્મચિંતનના પ્રકારનો–વિશેષ છે. આટલો પ્રાસ્તાવિક ખુલાસો કરી હવે હું પ્રસ્તુત વિષય શરૂ કરું છું.

ઓલિવ શ્રાઇનરના 'ડ્રીમ્સ'માં એક શિકારીની વાત છે. એ શિકારી રોજ જંગલમાં રાની પક્ષીઓનો શિકાર કરવા જતો. એક વાર તે શિકારની શોધમાં કોઇ એક વિશાળ સરોવરને કાંઠે ઊભો હતો એવામાં આકાશમાં ઊડી જતા એક મોટા પક્ષીનો પડછાયો તેના પર પડ્યો અને એનું પ્રતિબિંબ તેણે સરોવરના પાણીમાં દીઠું. પ્રતિબિંબ નિમેષમાત્ર જોયું ન જોયું અને એ ઉપરથી ઊંચે મૂળ પક્ષીને જોવા જાય છે ત્યાં તો તે એકદમ અદૃશ્ય થઇ ગયું. પણ એ એક નિમેષના પ્રતિબિંબદર્શનમાંએ તેણે એવું અલૌકિક સૌન્દર્ય જોયું કે તે તરત જ એ પક્ષી પર મુગ્ધ થઇ ગયો, અને પછી બીજાં પક્ષીનો શિકાર છોડી દઇ આ એક જ પક્ષીની શોધમાં તે આખો દહાડો ફર્યો, પણ એ પક્ષી ક્યાંયે મળ્યું નહિ. આથી નિરાશ થઇને ખિન્ન હૃદયે તે ઘેર આવ્યો. ઘેર સૌએ તેના એકલું

કારણ પૂછ્યું. શિકારીએ એમને પેલા પક્ષીની વાત કરી, તો સૌએ તેને હસી કાઢ્યો. પણ શિકારીને તો બસ એ પક્ષીની જ રઢ લાગી અને ગમે તે ભોગે પણ એને શોધી કાઢવાનો તેણે નિશ્ચય કર્યો. એટલે પોતાનાં ઘરબાર, સગાંવહાલાં સૌને છોડીને તે એ પક્ષીને ઢૂંઢવા ચાલી નીકળ્યો, અને પોતાની આખી જિન્દગી એ અલૌકિક સૌન્દર્યયુક્ત પક્ષીની શોધમાં જ તેણે ખરચી નાખી. આ એક જિન્દગીની સૌન્દર્યશોધનું ઉદાહરણ થયું, તો અધ્યાપક એઇનની એક વાર્તામાં જન્મજન્માંતરની સૌન્દર્યશોધની એક વાત આવે છે. એક વાર એક કથક–કથાકાર–હતો. તેને સૌન્દર્યદેવી લક્ષ્મીજીનાં દર્શન કરવાની ઇચ્છા થઇ, તેથી એક પ્રસંગે એમનાં દર્શન કરાવવાની તેણે શંકરને પ્રાર્થના કરી. શંકર એ વખતે પાર્વતી સાથે બેઠા હતા, એટલે તેમણે પાર્વતીને કહ્યું કે ‘જાઓ, લક્ષ્મીજીને બોલાવી લાવો.’ પાર્વતી તરત જ ગયાં અને પળવારમાં જ લક્ષ્મીજીને લઇને પાછાં આવ્યાં. કથક એ દિશામાં આતુર આંખે જોતો જ ઊભો હતો, તેણે એ અમરસુંદરીને આવતાં દૂરથી દીઠાં, અને એમના અલૌકિક સૌન્દર્યનું એક નિમેષ વાર દર્શન કર્યું કર્યું ત્યાં તો એ દિવ્ય સૌન્દર્યની દ્યુતિ તેનાથી જીરવાઇ નહિ અને તેથી તે તત્ક્ષણ મૂર્ચ્છા ખાઇને પડ્યો ને મરણ પામ્યો. પછી તેનો સૌન્દર્યઘેલો આત્મા પૃથ્વી પર પડ્યો અને હવે એ આત્મા નવા નવા જન્મ ધારણ કરીને પોતે પૂર્વજન્મમાં જે અસાધારણ સૌન્દર્યનાં પળવાર જ દર્શન કર્યાં હતાં તે સૌન્દર્યની શોધમાં હજી ભટક્યા કરે છે. કહેવાની જરૂર નથી કે આ બન્ને વાતો રૂપક છે. પહેલી ઓલિવ શ્રાઇનરની વાતમાં સત્યશોધક ચિંતકનું સ્વરૂપ સમજાવ્યું છે, તો બીજી એઇનની વાતમાં સૌન્દર્યશોધક કવિનું સ્વરૂપ સમજાવ્યું છે. એવી જ રીતે મારે જો વિવેચકનું સ્વરૂપ સંક્ષેપમાં સમજાવવું હોય તો આ બન્ને વાતોનાં દૃષ્ટાંત આપીને હું કહું કે વિવેચક એટલે પેલા શિકારી અને કથક ઉભયના જેવો આજન્મ સૌન્દર્યશોધક–શિકારીના જેવો જ સત્યભક્ત તેમ સાથે સાથે કથકના જેવો જ સૌન્દર્યભક્ત,—એ બન્નેની પેઠે

અંતરમાં સદાયે અલૌકિક સૌન્દર્યની ભાવનાને જાગ્રત રાખીને ફર્યા કરતો અને જીવન તેમ કલા ઉભયમાં એ ભાવનાનાં પ્રત્યક્ષ દર્શન કરવાને ઝંખતો એવો કવિ.

## વિવેચક પણ કવિ છે

કવિ? વિવેચક કવિ? હા, જરૂર, વિવેચક પણ કવિ, એના યથાર્થ ઉચ્ચ સ્વરૂપમાં વિવેચક પણ કવિના જેવો જ સર્જનશીલ કલાકાર. વરસો સુધી આપણે વિવેચકને failed author કહીને વગોવ્યો છે. પદ્યકાર, નાટકકાર, વાર્તાકાર એટલા જ કેવળ સર્જક, અને વિવેચક તો જાણે કોઇ જુદા જ જગતનું પ્રાણી એમ આપણે એને લાંબા વખતથી ઉતારી પાડ્યો છે. પણ એ અન્યાય હવે નસે એમ નથી. કેમકે વસ્તુતઃ સર્જક અને વિવેચક બન્ને જોડિયા ભાઇઓ[૨] જ છે. તત્ત્વદૃષ્ટિએ જોઇએ તો વિવેચક પણ સર્જકના જેવો જ કલાકાર માલૂમ પડે છે. કોઇ પદાર્થ કે વિષયના સંસ્પર્શથી પોતાના ચિત્તમાં ઉદ્‌ભવેલી ઊર્મિઓને અન્યના ચિત્તમાં સંક્રાન્ત કરી શકે એવી કોઇ કૃતિનું નિર્માણ કરનારને આપણે કલાકાર કહીએ છીએ. અને વિવેચક પણ એવો જ કલાકાર નથી? એ પણ સાહિત્ય કે કલાની કૃતિના સંસ્પર્શથી–એના દર્શન, વાચન, અધ્યયન, મનન, આદિરૂપ સંસ્પર્શથી–પોતાના ચિત્તમાં ઉદ્‌ભવેલી ઊર્મિઓને અન્યના ચિત્તમાં સંક્રાન્ત કવાની જ પ્રવૃત્તિ કરી રહ્યો છે. તો પછી એને સર્જનશીલ કલાકાર શા માટે ન કહેવો? કોકિલનું કૂજન સાંભળીને પોતાને જે ભાવસંવેદન થયું હોય તેને સુભગ વાણીમાં વ્યક્ત કરનારને આપણે કવિ કહીએ છીએ, તો પછી કોઇ કવિકોકિલનું કાવ્યકૂજન સાંભળીને પોતાને જે ભાવસંવેદન થયું હોય તેને સુભગ વાણીમાં વ્યક્ત

૨. સાહિત્યરસિક વાચકને સંભારી આપવાની જરૂર નથી કે 'જોડિયા ભાઇઓ' એ પદ આ સંદર્ભમાં સૌથી પહેલું રા. નરસિંહરાવે વાપર્યું છે. જુઓ એમના શબ્દો: 'વિવેચક ને કવિ તો જોડિયા ભાઇ જ છે. બન્ને કલ્પનાપ્રદેશમાં, ભાવનાસૃષ્ટિમાં સાથે જ ઊડે છે....' (મનોમુકુર, ૧; ૩૩૭)

કરનારને આપણે શા માટે સર્જક ન કહેવો ? વીનસની મૂર્તિ જોઇને એના અદ્ભુત સૌન્દર્યનું વર્ણન કરનાર બાયરનને અથવા તાજમહેલ જોઇને કે જોયા વગર એના સૌન્દર્યને સાકાર કરનાર ન્હાનાલાલને જો આપણે સર્જક કહીએ, તો એ જ કૃતિઓના કલાવૈભવથી મુગ્ધ બનીને એનો રસાસ્વાદ કરાવનાર વિવેચકને સર્જક ન કહેવો એનું કંઇ કારણ ? A noble book is as living a thing as a noble deed. તો પછી એકીલીઝ કે અર્જુનના પરાક્રમને વર્ણવનાર હોમર કે વ્યાસના ગ્રંથને જો આપણે સર્જન ગણીએ, તો એવા પ્રતિભાશાળી ગ્રંથની અંદરના કલ્પનાવ્યાપાર અને કલાપ્રભુત્વ રૂપી પરાક્રમને વર્ણવનારના વિવેચનને આપણે શા માટે સર્જન ન ગણવું ? વ્યક્તિગત વિવેચકની આંહીં વાત નથી, કોઇ અમુક વિવેચકની અંદર સર્જક શક્તિ છે કે નહિ એનો આંહીં પ્રશ્ન નથી, પણ વિવેચક સ્વરૂપતઃ જ સર્જકના વર્ગમાંથી સર્વથા બાતલ એમ જો કોઇ માનતું હોય તો એ મત હવે ચાલી શકે એમ નથી. વિવેચક શાસ્ત્રકાર છે એ તો દેખીતું જ છે, પણ શાસ્ત્રકાર છે માટે કલાકાર હોઇ શકે જ નહિ એમ કોઇ કહે તો તે સ્વીકારી શકાય એમ નથી. ઓલિવ શ્રાઇનરના શિકારીની જેવો એ સત્ય શોધક ચિંતક તો છે જ, પણ સાથે સાથે એ અધ્યાપક બેઇનના કર્ષકના જેવો સૌન્દર્યમુગ્ધ કવિ પણ છે એ ભૂલવાનું નથી. વસ્તુતઃ વિવેચન એ શાસ્ત્ર અને કલા, ચિંતન અને સર્જન ઉભયનું સુભગ સંમીલન છે, અને જુદા જુદા વિવેચકો તેમ એકનો એક વિવેચક જુદે જુદે પ્રસંગે એ ચિંતન સર્જનની જુદી જુદી માત્રાઓ પોતાની કૃતિઓમાં બતાવે છે. બાકી વિવેચક કદી સર્જક હોઇ શકે જ નહિ એવો કોઇ મૂળગત તાત્ત્વિક ભેદ એમની પ્રવૃત્તિ વચ્ચે છે જ નહિ. જે ભેદ કહેવામાં આવે છે તે કેવળ એમના ઉપાદાન વચ્ચેનો ઉપલક ભેદ જ છે. સર્જકનું ઉપાદાન પ્રત્યક્ષ જીવન છે, ત્યારે વિવેચકનું ઉપાદાન સર્જનપ્રતિબિંબિત પરોક્ષ જીવન છે. સર્જક ઇશ્વરનિર્મિત

સૃષ્ટિનું આલેખન કરે છે, ત્યારે વિવેચક કવિનિર્મિત સાહિત્યસૃષ્ટિનું આલેખન કરે છે. અને એ ઉપરથી લાંબા વખત સુધી એમ માની લેવામાં આવ્યું હતું કે જેનું ઉપાદાન પ્રત્યક્ષ જીવન હોય એ જ સર્જક, અને બીજો સર્જક નહિ. પણ કેવળ ઉપાદાનને વર્ગીકરણ કે મૂલ્યાંકનનું નિર્ણાયક તત્ત્વ માનવાના દિવસો હવે ગયા છે. રાજા રાણી વિશે લખે તે જ કાવ્ય, અને વાઘરણ વિષે લખે તે કાવ્ય નહિ એવું ધોરણ આજે હવે રહ્યું નથી. આજે તો ઉપાદાન નહિ. પણ ઉપાદાન ઉપર ચલાવેલો ચિત્તવ્યાપાર અને એનું પરિણામ એને જ આપણે અંતિમ નિર્ણાયક વસ્તુ માનીએ છીએ. એટલે કવિ ભલેને ચંદાને બદલે ચૂસાએલા ગોટલા વિશે કે કોયલને બદલે કોયલા વિશે લખે, તોપણ એની પાછળનો મનોવ્યાપાર જો કલ્પનાપ્રધાન ઉર્મિમય હોય અને એનું પરિણામ જો રસપ્રદ હોય તો આપણે એને કાવ્ય કહેવાના. એ જ કારણે કોઇ અત્યારે રસ્તાની ધૂળ ઉપર અથવા કચરો વાળવાની સાવરણી ઉપર રસમય ચિંતન કરતી નિબંધિકા લખે છે તો તેને પણ આપણે સર્જનના વર્ગમાં મૂકીએ છીએ. અને એ દૃષ્ટિએ જુઓ તો વિવેચનને પણ સર્જનમાં જ મૂકવું પડે એમ છે. વિવેચન સર્જન છે, કેવળ લૂખું શાસ્ત્ર નહિ પણ રસમય કલા છે, તેથી તો તેમાં શૈલીનું આટલું બધું મહત્ત્વ છે. વિવેચનમાં સુન્દર શૈલી એ શરીરને શણગારવાને કોઇ બહારથી ઘરેણાં ઘાલે એવી આકસ્મિક વસ્તુ નથી, પણ એ તો વિવેચકની સ્વભાવસિદ્ધ સૌન્દર્યભક્તિને પરિણામે સ્વયમેવ પ્રકટ થતું એવું એનું અવિયોજ્ય અંગ છે. એટલે કોઇ વિવેચકમાં શૈલીનું તત્ત્વ અણવિકસ્યું જોવામાં આવતું હોય તો તે એની જેવી તેવી ખામી નથી, પણ તે તો એનો વિવેચક તરીકેનો વિકાસ જ એટલો અધૂરો રહી ગયો છે એમ બતાવી આપે છે. બાકી સાચો વિવેચક સદાએ સમર્થ શૈલીકાર હોય છે, કેમકે એ જે કંઇ લખે છે તે કવિની પેઠે હૃદયના ઊંડા ભાવસંચલનથી જ લખે છે, અને તેથી એના લખાણમાં

એના ભાવને અનુરૂપ એવી શૈલીની સુન્દરતા અનાયાસે આવી જાય છે.

આમ વિવેચક પણ એની રીતે કવિ, કલાકાર, સર્જક છે. અલબત્ત, એનો સર્જનવ્યાપાર કવિ જેટલો ઉત્કટ નથી હોતો એ તો સ્પષ્ટ છે, પણ એની વિવેચનપ્રવૃત્તિમાં એક પ્રકારનું કવિત્વ, અમુક પ્રકારની કલા ને સર્જકતા સદાએ રહેલ જ હોય છે. એટલું જ નહિ પણ વિવેચક પ્રકૃતિનો પ્રથમ થર જ કવિત્વનો હોય છે, કેમકે સામાન્ય રીતે રસજ્ઞતા કે સહૃદયતા એ વિવેચકનો પરમ આવશ્યક ગુણ ગણવામાં આવે છે. પણ આ રસજ્ઞતા કે સહૃદયતા એનામાં કવિત્વ હશે તેટલા પ્રમાણમાં જ એ દાખવી શકશે. જેટલે અંશે એ કવિના સર્જનનું પોતાના ચિત્તમાં પુનઃસર્જન કરી શકશે તેટલે અંશે જ એ તેને યથાર્થ રીતે માણી શકશે. આપણે કહીએ છીએ કે 'દેવો ભૂત્વા દેવં યજેત્.' એટલે કવિરૂપી દેવનું યજન કરવાને માટે પણ વિવેચકને અમુક અંશે કવિ થયા વિના ચાલવાનું નહિ. બેન જોનસન કહે છે તેમ To judge of poets is only the faculty of poets. એટલે કવિકૃતિને બરાબર ન્યાય આપવા માટે પણ વિવેચકને અમુક પ્રકારના કવિત્વની અનિવાર્ય જરૂર પડવાની. આપણા વેદાન્તમાં આત્માના અન્નમય, પ્રાણમય, આદિ પાંચ કોશો માનવામાં આવે છે. એ પરિભાષાનો વિવેચકના સંબંધમાં ઉપયોગ કરીએ તો એમ કહી શકાય કે વિવેચક આત્માના રસમય જ્ઞાનમય, અને શીલમય એવા મુખ્ય ત્રણ કોશ હોય છે. એમાં આ કવિત્વ–કવિજનોચિત સૌન્દર્યભક્તિ–એ એનો પ્રથમ રસમય કોશ છે. વિવેચકની એક જ શબ્દમાં ઓળખાણ આપવી હોય તો એમ કહી શકાય કે વિવેચક એટલે એડનના કથક જેવો આજન્મ સૌન્દર્ય–પૂજારી. જાણે કોઈ આગલા જન્મમાં એણે સૌન્દર્યદેવીનાં થળવાર દર્શન કર્યાં હોય, અને એ જગવારનાં દર્શનથી પૂરી તૃપ્તિ ન થવાં આ જન્મમાં પણ સદાએ સૌન્દર્યદેવીનાં દર્શન કરવાને ઝંખતો હોય, એવી રીતે એ પોતાના ચિત્તમાં સદાએ સૌન્દર્યની કોઈ અપૂર્વ

ભાવનાને સાથે રાખીને ફર્યા કરે છે, અને વિશ્વમાં જ્યાં જ્યાં સૌન્દર્ય જુએ છે ત્યાં ત્યાં પોતે ઘણા વખતથી શોધતો હતો એ મળ્યું એમ જોઈને એ રાચે છે, એ સૌન્દર્ય પારકું હોય છતાં જાણે પોતાનું જ હોય એમ એમાં ગર્વ લે છે, ને એના ગુણકીર્તનમાં પોતાની જાતને કૃતાર્થ માને છે, અને છતાં પોતાના ચિત્તમાં એણે જે ભાવના રાખેલી હોય છે તે તો પરમોત્કૃષ્ટ સૌન્દર્યની જ રાખેલી હોય છે, એટલે વિશ્વનું ગમે તેવું સૌન્દર્ય પણ એ પરમોત્કૃષ્ટ સૌન્દર્યની ભાવના આગળ તો અનિવાર્ય રીતે જ અપૂર્ણ લાગે છે, તેથી એ તે વાસ્તવ સૌન્દર્યને પોતાની સૌન્દર્યભાવના સાથે સરખાવી જુએ છે, એ ભાવનાના પ્રમાણમાં તે કેટલું ઊણું ઊતર્યું તેનું માપ કાઢે છે, એમ ઊણું ઊતરવાનું શું કારણ તેની તપાસ કરે છે, અને એ કારણો શી રીતે દૂર થઈ શકે એનો વિચાર કરે છે. આવી રીતે સૌન્દર્યનું પૂજન, પરીક્ષણ, અને પરિશોધન એ વિવેચકની મુખ્ય પ્રવૃત્તિ છે. અને આ સૌન્દર્ય એટલે શું? સૌન્દર્ય શબ્દનો અર્થ આપણે ત્યાં બહુ સંકુચિત અને કંઈક વિકૃત થઈ ગયો છે, પણ અહીં તેનો વિશાળ અને વિશુદ્ધ અર્થ જ વિવક્ષિત છે. સૌન્દર્ય એટલે કેવળ રૂપસૌન્દર્ય નહિ, પણ રૂપનું, ગુણનું, બુદ્ધિનું, બળનું, શરીરનું, આત્માનું એમ સર્વ પ્રકારનું સૌન્દર્ય. ગીતાના શબ્દોમાં કહીએ તો 'યદ્ યદ્ વિભૂતિમત્ સત્ત્વં શ્રીમદ્ ઊર્જિતમેવ વા' એ સઘળું સૌન્દર્ય. અર્થાત્ સૌન્દર્ય એટલે કોઈ પણ પ્રકારની ઉચ્ચતા, ઉત્કૃષ્ટતા, શ્રેષ્ઠતા, ભાવના. અને આ ભાવનારૂપ સૌન્દર્યની પૂજા એ જ વિવેચકનો ધર્મ. પ્લેટોએ કહ્યું છે તેમ પૃથ્વી પરની સઘળી વસ્તુઓ અપૂર્ણ પ્રતિબિંબો જેવી છે, અને એ સર્વનાં પૂર્ણ બિંબો તો ભાવનાપ્રદેશમાં જ વસી રહેલાં છે. વિવેચકનું કાર્ય આ અપૂર્ણ પ્રતિબિંબોની મૂળ પૂર્ણબિંબો સાથે તુલના કર્યા કરવી, એમાં મૂળ બિંબોના જેટલા અંશો ઊતરી આવ્યા હોય તેનું સ્તવન કરવું, અને જેટલા રહી ગયા હોય તેનું ભાન કરાવવું એ છે. વિવેચક એટલે પ્રકૃતિથી જ પરમ ભાવના-

વિહારી પુરુષ–'એ તો એમ જ હોય' કે 'દુનિયા એમ જ ચાલે' એનો નહિ પણ 'એ તો આમ જ હોવું જોઇએ' એ સૂત્રનો અનન્ય ઉપાસક પુરુષ. એટલે વસ્તુઓને એ સદાએ ભાવનાનાં કાટલાંથી જોખ્યા કરે છે અને એ રીતે વ્યવહારજગત પર ભાવનાજગતનો પ્રકાશ ફેંકી તેને નિરંતર વધુ ને વધુ સૌન્દર્ય તરફ પ્રેર્યા કરવું એ જ એનો પ્રિય વ્યવસાય છે. એ સાહિત્યકલાના ક્ષેત્રમાં કામ કરે છે તે તો જીવનના વિશાલ પ્રદેશને એ કેમે કરતાં પહોંચી શકે એમ હોતું નથી તેથી નછૂટકે મર્યાદિત ક્ષેત્રમાં પોતાની શક્તિઓનો વિનિયોગ કરે છે એટલું જ, બાકી એના અંતરનું અંતિમ ધ્યેય તો સમસ્ત જીવનવ્યવહારમાં ભાવનાના સૌન્દર્યનું સ્થાપન, સંરક્ષણ, ને સંવર્ધન કરવું એ જ હોય છે.

### અન્ય ગુણો કવિત્વમાંથી ઉદ્‌ભવે

આવી સૌન્દર્યભક્તિ એ વિવેચકની કામધેનુ છે. એ જો પૂરેપૂરી સિદ્ધ થઇ હોય તો વિવેચક તરીકે બીજા જે મુખ્ય ગુણો જોઇએ તે એને એમાંથી આપોઆપ મળી રહે છે. ઉદાહરણ તરીકે સાચો સૌન્દર્યભક્ત વિવેચક જ્યાં જ્યાં ઉત્તમતા, ઉદાત્તતા, વિભૂતિમત્તા જુએ છે ત્યાં ત્યાં સહજ ભાવથી જ વંદન કરે છે અને આનંદ અનુભવે છે, એટલે વિવેચકમાં આવશ્યક એવો જે પ્રથમ ગુણ રસજ્ઞતા તે એનામાં એની મેળાએ આવી જાય છે. પછી બીજો ગુણ તે નિષ્પક્ષતા તે પણ એની સૌન્દર્યભક્તિમાંથી સ્વયમેવ જન્મે છે, કેમકે સાચો સૌન્દર્યભક્ત પુરુષ જ્યાં જ્યાં સૌન્દર્ય જુએ છે, ત્યાં ત્યાં કુદરતી રીતે જ નમી પડે છે, પછી એ સૌન્દર્ય કોઇ પોતાની માનેલી વ્યક્તિમાં છે કે પારકીમાં, મિત્રમાં છે કે શત્રુમાં, એનો વિચાર કરવા એ રહેતો જ નથી. 'રસજ્યોત નિહાળી નમું હું નમું' એ જ એનું પ્રકૃતિલક્ષણ હોય છે. એટલે એ રસજ્યોત ગમે ત્યાં હોય તોપણ એ તેને નમ્યા વગર રહી શકતો નથી. વિવેચકની આ વિભૂતિપૂજા એટલી પ્રબળ હોય છે કે બીજી રીતે

પોતાને અપ્રિય હોય એવી વ્યક્તિ કે વસ્તુમાં પણ જો એ કોઇ નહિ ને કોઇ પ્રકારની પણ સાચી શક્તિ, ઉચ્ચતા, ઉત્કૃષ્ટતા નિહાળે છે તો એટલા અંશમાં તો તેને વંદન કર્યા વિના એનાથી રહેવાતું જ નથી. વસ્તુતઃ સાચા વિવેચકને શત્રુ મિત્ર જેવું હોતું જ નથી. એને શત્રુ એક જ હોય છે, અને તે વિરૂપતા, અધમતા, નિકૃષ્ટતા, ને મિત્ર એક જ હોય છે, અને તે સુન્દરતા, ઉદાત્તતા, ઉત્કૃષ્ટતા. જ્યાં જ્યાં એ કોઇ પણ પ્રકારની-રૂપની કે ગુણની, બુદ્ધિની કે બળની, શરીરની મનની કે આત્માની એમ કોઇ પણ પ્રકારની—ઉન્નતિ જુએ છે, ત્યાં ત્યાં એનું મસ્તક પોતાની મેળાએ જ નમન કરે છે, એટલે સાચા સૌન્દર્યભક્ત વિવેચકમાં નિષ્પક્ષપાત પ્રકૃતિથી જ સિદ્ધ હોય છે. વિવેચક સામે એક આક્ષેપ એ કરવામાં આવે છે કે એ પ્રણાલિકાનો પૂજારી હોય છે, કલાનિર્માણના પરંપરાગત નિયમોનો અંધ અનુયાયી હોય છે, અને સર્જક તો સદાએ સૌન્દર્યસર્જનની નવી નવી પદ્ધતિઓ શોધે છે, એટલે વિવેચક સાચી સર્જકતાને વધાવી શકતો નથી એટલું જ નહિ પણ ઘણીવાર એ સર્જકતાના માર્ગમાં અંતરાય રૂપ થઇ પડે છે. પણ વિવેચન એટલે સૌન્દર્યપૂજા એ વાત જો બરાબર સમજવામાં આવે તો આ આક્ષેપ કે ભીતિને અવકાશ નહિ રહે, કેમકે કોઇ પણ કૃતિ નવી શૈલીની હશે, એમાં રસનિષ્પત્તિની કોઇ નવી પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવ્યો હશે, તોપણ એમાં જો સાચું સૌન્દર્ય હશે તો વિવેચકની સહજ બુદ્ધિ એને તરત જ પારખી કાઢશે અને પ્રણાલિકાભંગ બદલ એનો વિરોધ કરવાને બદલે ઊલટું એને અભિનંદન આપશે. વસ્તુતઃ સાચો વિવેચક હોય છે તે તો સૌન્દર્યનું આકલન સૌથી પહેલું તર્કબુદ્ધિથી કે વિદ્વત્તાથી નહિ પણ પોતની સહજોપલબ્ધિથી જ કરે છે, પછી એક વાર એવું આકલન કર્યા પછી તેની કસોટી ને સમર્થન કરવા માટે તર્કબુદ્ધિ તેમ વિદ્વત્તા બન્નેનો ઉપયોગ અવશ્ય કરે છે, પણ સૌન્દર્યનું પ્રથમ આકલન તો એ સહજોપલબ્ધિથી જ કરે છે. એટલે પછી કોઇ કૃતિ નવીન માર્ગે વિચરીને સૌન્દર્ય પ્રકટાવતી

હોય તોપણ તે નિષ્પક્ષ રીતે તેનો આસ્વાદ કરીને તેનું મૂલ્ય આંકી શકશે. આવી રીતે એની સૌન્દર્યભક્તિ એને સર્વથા પૂર્વ-ગ્રહમુક્ત અને નિષ્પક્ષપાત બનાવશે. અને વિવેચકનો બીજો મોટો ગુણ તે એની સમતોલતા. તે પણ એને એની સૌન્દર્યભક્તિમાંથી સ્વયમેવ સાંપડશે, કેમકે સાચો સૌન્દર્યભક્ત વિવેચક જ્યાં જ્યાં સૌન્દર્ય જુએ છે ત્યાં ત્યાં જેમ તેનાં ગુણગાન કરે છે તેમ જ પોતાની સૌન્દર્યભાવના સાથે સરખાવતાં જ્યાં જ્યાં અપૂર્ણતા જુએ છે ત્યાં ત્યાં એટલી એની ક્ષતિઓ દર્શાવ્યા વિના પણ એ રહી શકતો નથી, એટલે એ પોતાના વિવેચનમાં એક પણ બાજૂએ ઢળી પડયા વગર સર્વ પક્ષનું યથાસ્થિત દર્શન કરાવે છે અને એ રીતે એ સદાએ સમતોલતા જાળવી રાખે છે. સાચો વિવેચક હમેશા દુરારાધ્ય હોય છે એનું પણ આ જ કારણ છે. એ જ્યાં જ્યાં સૌન્દર્ય જુએ છે ત્યાં ત્યાં તેને વંદે છે એ ખરૂં, છતાં એ કયાંયે અંજાઇ જતો નથી, કેમકે પોતાની પરમ સૌન્દર્યભાવનાને સર્વથા સંતોષ આપે એવું અનઘ સર્જન તો અતિ અતિ વિરલ પ્રસંગે જ એ જોવા પામે છે, તેથી કોઇ પણ કૃતિમાં જેટલા સૌન્દર્યાંશો હોય તેટલાની મુક્ત કંઠે પ્રશંસા કર્યાં પછી પણ ભાવનાદષ્ટિએ એની જે ઊણપ હોય છે તે તો એને દર્શાવવાની રહે જ છે. આથી જ રસેશ્વરોનો દાસાનુદાસ હોવા છતાં સાચો વિવેચક કોઇ પણ સર્જકથી લેવાઇ જતો નથી, અથવા કોઇ ધુરંધર સાહિત્યસ્વામીની પણ કાનપટ્ટી પકડતાં અચકાતો નથી, કેમકે એવો સાહિત્યસ્વામી પણ આદર્શ દૃષ્ટિએ તો ક્યાંક નહિ ને કયાંક સ્ખલનવશ હોય જ છે, અને એના એ સ્ખલનને દર્શાવવું એ તો વિવેચકનો અપરિહાર્ય ધર્મ જ છે. વિવેચક સર્જકનો સંબંધ આ રીતે વસિષ્ઠ વિશ્વામિત્ર જેવો છે. વિશ્વામિત્ર વરસોનાં વરસો સુધી તપ કરી કરીને મરી જાય, અને પોતાના મનથી અસાધારણ ઋષિવર બન્યાનું માની લે છતાં એનામાં જરા સરખી પણ કચાશ રહેલી જુએ ત્યાં સુધી બીજી રીતે એની સઘળી સિદ્ધિનું પોતાને ભાન હોવા છતાં અને અરુન્ધતી

આગળ એનો સ્વીકાર કરવા છતાં એને પોતાને તો એ બ્રહ્મર્ષિ નહિ પણ રાજર્ષિ શબ્દે જ સંબોધવાનો. એ રીતે વિવેચક પણ, સર્જક ગમે તેટલું કલાકૌશલ્ય બતાવે અને પોતાને મન પાર પામી ગયાનું માની લે, તોપણ એને પોતાની પરમોત્કૃષ્ટ ભાવનાની કસોટીએ જ કસી જોવાનો, અને એ કસોટીએ એનામાં જ્યાં સુધી થોડી પણ ક્યાશ રહેલી માલૂમ પડશે ત્યાં સુધી બીજી રીતે એની સઘળી સિદ્ધિનો સ્વીકાર કરવા છતાં પણ એની ન્યૂનતાઓ દર્શાવ્યા વિના નહિ જ રહેવાનો. આ રીતે જોતાં અહોભાવ એ વિવેચકની અયોગ્યતાનું જ લક્ષણ છે. કોઈ પણ વિવેચક જો ડગલે ને પગલે મુગ્ધ થઈ જતો હોય, તો સમજી જવું કે એને સૌન્દર્યનું યથાર્થ દર્શન થયું જ નથી. નહિ તો જેણે સૌન્દર્યનો પારાવાર જોયો હોય તે ગમે તેવો રમણીય હોય છતાં અહીં તહીં રમતા એના લઘુ સ્રોતથી ચકિત થઈ જ શી રીતે શકે? સામાન્ય રીતે સૌન્દર્યદર્શને સાચો વિવેચક પ્રસન્ન જરૂર થાય છે, પણ મોહિત ભાગ્યે જ થાય છે. સુંદર વસ્તુને જોઈને એ જાણે કે કહે છે કે 'હા, તું સુંદર છે ખરી, પણ પરમોત્કૃષ્ટ સુંદરતા તારામાં આવીને વસી છે એમ માનતી હોય તો ભૂલ કરે છે.' અને વિવેચકની આ દુરારાધ્યતામાં જ એની સાર્થકતા રહેલી છે. માનવપ્રકૃતિની એક મોટી ખામી એ છે કે તે એકદમ સંતોષાઈ જાય છે. જરાક કંઈક કરી શકે છે એટલાથી તૃપ્ત થઈ જાય છે એટલું જ નહિ પણ કેટલીક વાર તો ફુલાઈ જાય છે, એટલે પછી એ આગળ પ્રગતિ કે વિકાસ કરી શકતો નથી. તેથી જરાક અળખામણા બનીને પણ એને એની ક્ષુદ્રતાનું ભાન કરાવે, એણે જે કર્યું છે તેના કરતાં અનેકગણું વિશેષ જે બાકી રહ્યું છે અને જે એ પોતે પણ બરાબર પ્રયત્ન કરે તો કરી શકે એમ છે તેનું સ્મરણ કરાવે, અને એ રીતે the petty done and the vast undone વચ્ચેનો ભેદ એના મન આગળ સદા જાગ્રત રાખે એવા પુરુષની સૌને જરૂર પડે છે. વિવેચક એવો પુરુષ છે. સર્જક જ્યાં પોતાની અલ્પ સિદ્ધિથી સંતુષ્ટ

થઈને પાટે બેસી જતો હોય ત્યાં એ આવીને તેને ટકોરાને કહે છે કે 'બાપ, હજુ તો પાગેરામાં પડેલી પૂણી પણ કંતાઈ નથી તો કૃતકૃત્ય કાં બની જાઓ ? ચાલો, દિલ્હી હજુ બહુ જ દૂર છે.' આથી જ ગોવર્ધનરામ કહે છે તેમ ગુણપરીક્ષા વિનાની ગ્રંથપરીક્ષા અધૂરી છે એ જેમ એક પક્ષે સાચું છે તેમ દોષપરીક્ષા વિનાની ગ્રંથપરીક્ષા અધૂરી છે એ પણ બીજે પક્ષે એટલું જ સાચું છે. જે વિવેચકને સર્વત્ર ગુણ જ જડતા હોય અને દોષ જેવું કંઈ દેખાતું જ ન હોય તેની સૌન્દર્યભાવના છેક જ સામાન્ય હોવી જોઈએ. બાકી માનવ માત્ર જેમ અપૂર્ણ છે તેમ માનવકૃતિમાત્ર પણ કોઈ નહિ ને કોઈ રીતે અપૂર્ણ જ હોય છે. એ અપૂર્ણતા પારખીને બતાવવી અને એ દ્વારા સર્જકને પૂર્ણતાની વિશેષ નિકટ પહોંચવા પ્રેરવો એ જ વિવેચકનું વિશિષ્ટ કર્તવ્ય છે. આ દૃષ્ટિએ જોતાં જેઓ કૃતિનું કેવળ વિવરણ કરીને જ બેસી રહે છે, એનું મૂલ્યાંકન ન કરતાં એના છૂટક અવયવોનું નિરૂપણ જ કરીને સંતોષ માને છે તેઓ અર્ધ વિવેચકો જ છે. સાચો વિવેચક કેવળ નિરૂપક જ નહિ પણ પ્રેરક હોય છે, એટલે જે વિવેચન ઉચ્ચતર આદર્શોની ઝાંખી ન કરાવી શકે, થયું છે તેથી પણ સુન્દરતર થઈ શકે એમ છે એની પ્રતીતિ ન કરાવી શકે, અને 'ઊંચે હજુએ ઊંચે' એમ આગળ ને આગળ ઉત્તુંગ સૌન્દર્યશિખરો સર કરવાની સર્જકના દિલમાં પ્રેરણા ન જગાવી શકે તે પોતાની એક અતિ મહત્ત્વની ફરજ બજાવવામાં ચૂક્યું છે એમ જ ગણવાનું છે.

સૌન્દર્યભક્ત પુરુષ જગતમાં અત્યાર સુધીમાં જે જે સર્વોત્તમ કૃતિઓ સાહિત્યકલાની નિર્માણ હોય તે સર્વની અંદરના સૌન્દર્યરાશિનાં દર્શન કર્યા વિના રહી જ શકતો નથી, એટલે એ રીતે એની સૌન્દર્યભક્તિ પૂરતી ઉત્કટ હોય તો એનામાં વિદ્વત્તા એની મેળાએ આવે છે; પણ એ જો પૂરતી ઉત્કટ ન હોય ને એને પરિણામે જો વિદ્વત્તા સિદ્ધ થઇ ન હોય તો વિવેચકે તે પૃથક્ રૂપે પ્રયત્નપૂર્વક સિદ્ધ કરવાની છે. કેમકે વિવેચક કેવળ સૌન્દર્યપૂજક જ નથી, પણ સાથે સાથે સૌન્દર્યપરીક્ષક, સૌન્દર્યમીમાંસક, સૌન્દર્યશાસ્ત્રી પણ છે, અને તેથી સર્વ પરીક્ષક મીમાંસક શાસ્ત્રીની પેઠે એને માટે પણ વિશાળ જ્ઞાન એ પરમ આવશ્યક વસ્તુ છે. સર્જનમાં પ્રતિભા ને પ્રેરણા સૌથી મહત્ત્વની વસ્તુ હોવા છતાં એ એકલી જેમ અકિંચિત્કર છે, અને એને સાર્થક બનાવવાને માટે જેમ અનુભવ, અભ્યાસ, અવલોકન, આગ્રહ, ઉદ્યોગઆદિ અનેક ગુણોની જરૂર પડે છે, તેમ વિવેચનમાં પણ રસિકતા સૌથી મહત્ત્વની વસ્તુ હોવા છતાં તેને સાર્થક બનાવવાને માટે વિદ્વત્તા, જ્ઞાન, અભ્યાસ, ચિંતન, ઉદ્યોગ આદિ અનેક ગુણોની જરૂર છે. એટલે એક ટકો પ્રતિભા ને નવ્વાણુ ટકા પરિશ્રમ એ સર્જનને માટે જેમ સાચું છે, તેમ એક ટકો રસિકતા ને નવ્વાણુ ટકા પરિશ્રમલબ્ધ વિદ્વત્તા એ વિવેચનને માટે પણ એટલું જ સાચું છે. પોએ કહ્યું છે તેમ પ્રતિભા ઘણામાં હોય છે, પણ તેને પરિણત કરવાનુ આગ્રહ ને ઉદ્યોગબળ બહુ થોડામાં હોય છે એટલે સર્જક બહુ થોડા થઇ શકે છે. એ જ રીતે સૌન્દર્યભક્તિ કે રસિકતા ઘણામાં હોય છે, પણ એને ઉપયોગી બનાવે એવી વિદ્વત્તા—જ્ઞાનસંપાદનનું એવું આગ્રહ ને ઉદ્યોગબળ—બહુ થોડામાં હોય છે, એટલે વિવેચક બહુ થોડા થઇ શકે છે. વિવેચક એટલે એક રીતે સાહિત્યકલાનો ન્યાયાધીશ,—અંગ્રેજી શબ્દ Critic નો મૂળ અર્થ જ એ છે—એટલે ન્યાયાધીશને જેમ ધારાશાસ્ત્રનું પરિપૂર્ણ જ્ઞાન જોઇએ, એટલું જ નહિ પણ એ ધારાશાસ્ત્રનો ભૂતકાળમાં જુદેજુદે પ્રસંગે જુદાજુદા

ન્યાયાધીશોને હાથે કેવી રીતે વિનિયોગ થએલો તેનું પણ સદાનું તાજું રહે એવું ઊંડું જ્ઞાન જોઇએ, તેવી જ રીતે વિવેચકને પણ રસશાસ્ત્રનું પરિપૂર્ણ જ્ઞાન જોઇએ, એટલું જ નહિ પણ એ રસશાસ્ત્રનો ભૂતકાળમાં જુદીજુદી શિષ્ટ કૃતિઓના સંબંધમાં જુદા જુદા વિવેચકોને હાથે કેવી રીતે વિનિયોગ થએલો તેનું પણ જ્યારે જોઇએ ત્યારે ઉપયોગી થઇ શકે એવું તાજું તલસ્પર્શી જ્ઞાન જોઇએ. અર્થાત્ જગતમાં આજસુધીમાં સર્વમાન્ય થઇ ચૂક્યા હોય એ સર્વ Critics તેમ Classics—વિવેચકો તેમ એમના વિવેચનવિષયભૂત શિષ્ટગ્રંથો—ઉભયનો બને તેટલો વિશેષ પરિચય સાધવો, અને દીર્ઘ ને સતત પરિશીલનથી એ પરિચયને તાજો રાખવો એ વિવેચકનો આદર્શ હોવો જોઇએ. વિવેચન એટલે એક રીતે તોલન પરીક્ષણ મૂલ્યાંકનની પ્રવૃત્તિ, એટલે સામાન્ય તોલન પરીક્ષણ આદિને માટે જેમ તાજવાં તોલા નિકષ આદિ સાધનો સદાય હાજર રાખવાં પડે છે, તેમ વિવેચનમાં પણ ભૂતકાળના સર્વોત્તમ સર્જન વિવેચનગ્રંથોરૂપી તોલનપરીક્ષણસાધનો સદા હાજર રાખવાં જોઇએ. એટલે વિવેચકે મેથ્યુ આર્નોલ્ડે કહ્યું છે તેમ કાવ્યપરીક્ષાને માટે અત્યાર સુધીના મહાકવિઓએ રચેલી સર્વાંગસુન્દર કાવ્યપંક્તિઓ જેમ નિકષ રૂપે તૈયાર રાખવાની છે, તેમ સાહિત્યપરીક્ષાને માટે અત્યાર સુધીમાં શ્રેષ્ઠ મનાઇ ચૂકી હોય એવી સર્વાંગસુન્દર સર્જનકૃતિઓ પણ પોતાના સ્મરણપ્રદેશમાં સદાય હાજર રાખવાની છે, એટલું જ નહિ પણ એણે બીજે પ્રસંગે કહ્યું છે તેમ પોતાના સાહિત્યનું યથાયોગ્ય પરીક્ષણ થઇ શકે એટલા માટે પોતાના સિવાયની કોઇ એક બીજી મહાપ્રજાના સાહિત્યરાશિનો પણ બને તેટલો ગાઢ સહવાસ રાખવાનો છે. આવી રીતે જગતસાહિત્યનો એનો સહવાસ જેટલો વિશેષ, અને આજ સુધીમાં સર્વોત્કૃષ્ટ સિદ્ધ થઇ ચૂકેલી સાહિત્યકૃતિઓનું એનું જ્ઞાન જેટલું વિશાળ, તેટલું વિવેચક તરીકેનું એનું કામ વિશેષ સફળ થવાનું. વિવેચનમાં કેવળ

રસિકતા સર્વ પ્રસંગે યથાર્થ નિર્ણયો નહિ આપી શકે, એકલી સહજોપલબ્ધિ પર સર્વ પ્રસંગે આધાર નહિ રાખી શકાય. રસિકતાને વિદ્વત્તાનો ટેકો જોઈશે, સહજોપલબ્ધિમાં અધ્યયનનું બળ ઉમેરવું જોઈશે. તો જ વિવેચક છાતી ઠોકીને કોઈ પણ ચુકાદો આપી શકશે અને તો જ એનો ચુકાદો સર્વસ્વીકાર્ય બની શકશે.

એટલે અખંડ વિદ્યાવ્યાસંગ એ વિવેચકનું બીજું મુખ્ય લક્ષણ છે. એનાં જીવનની મુખ્ય પ્રવૃત્તિ જ જગતનું સર્વશ્રેષ્ઠ હોય એ સઘળું સતત રીતે વાંચ્યા કરવું, વિચાર્યા કરવું, એનું ફરી ફરીને પારાયણ કરવું અને એ રીતે સતત સૌન્દર્યપરિશીલનમાં સઘળો સમય ગાળી પોતાની તોલનશક્તિને પરિપક્વ બનાવવી એ હોવી જોઈએ. વિશાળ અવિશ્રાંત વાચન હશે તો જ એ પોતાની જવાબદારીને કંઈક પહોંચી શકશે. અંગ્રેજ વિવેચકોમાં સેઈન્ટ્સબરીની જે મહત્તા છે તેનાં અનેકોમાંનું એક મુખ્ય કારણ જ તેનું આવું વિશાળ વાચન હતું. એને માટે કહેવાય છે કે જુદી જુદી ભાષાનાં મહા સાહિત્યોનાં જ્ઞાન ઉપરાંત પોતાના અંગ્રેજી સાહિત્યના ૧૫૭૫ થી ૧૮૭૫ સુધીના ત્રણ સૈકા તો એની આંગળીને ટેરવે રમતા હતા. એ ત્રણ સૈકામાં થઈ ગએલા નાનામાં નાના સાહિત્યકારનો પણ એણે એવો ઊંડો અભ્યાસ કરેલો કે એ સૌને માટે એણે સ્વકીય દૃષ્ટિબિંદુથી સ્પષ્ટ ચોક્કસ નિર્ણયો આપેલા. વિવેચનને જીવનવ્યવસાય બનાવનારમાં આવું જ્ઞાન જોઈશે. વિવેચકે કવિની સાથે પંડિત પણ થવાનું છે. અને એને માટે એણે પોતાના જીવનની એકે એક ફાજલ પળ જ્ઞાનસંચય પાછળ—અવ્યવસ્થિત વાચનમાં જ નહિ, કેમકે એવું અવ્યવસ્થિત વાચન તો આજનો એકેએક ભણેલો આદમી કરે છે, પણ ચોક્કસ ધ્યેય રાખીને યોજનાપૂર્વક કરેલા સુવ્યવસ્થિત વાચન પાછળ—ગાળવાની છે. કવિ નહિ વાંચે તો ચાલશે, નાટકકાર નવલિકાકાર નહિ વાંચે તો ચાલશે, નવલકથાકાર પણ નહિ વાંચે તો કદાચ ચાલશે, પણ વિવેચક નહિ વાંચે તો એ કદી નહિ ચાલે. વાચનથી થાકતો હોય,

વાચનથી શરમાતો હોય, વાચનને માટે અવકાશ ન મેળવી શકતો હોય એણે વિવેચનમાં ન પડવું. ગુજરાતમાં વિવેચકોની પુષ્કળ જરૂર છે, છતાં એ ક્ષેત્રમાં બહુ થોડા પડે છે તેનું કારણ જ આ છે કે એમાં સખત મહેનત કરવાની છે ને જીવનનાં સામાન્ય પ્રલોભનોથી પર બનીને એક પ્રકારનું તપસ્વી જીવન ગાળવાનું છે. ગુજરાતમાં વિવેચનના ભાવિ પરત્વે જરા શંકા ને ભીતિ જેવું રહે છે તે પણ એટલા જ માટે કે આપણામાંથી હવે અભ્યાસપ્રેમ કંઇક ઓછો થવા લાગ્યો છે, વિદ્યાવ્યાસંગ ઘટવા માંડ્યો છે, ઉદ્યોગ ને પરિશ્રમની ટેવો ઘસાતી જાય છે, જ્ઞાન અને તપની પ્રતિષ્ઠા ઘટતી જાય છે, અને એ બધાને બદલે દક્ષતા, ચાલાકી, ચમક, ઉપલક ટાપટીપ એ બધાનો મોહ વધતો જાય છે. તેથી આપણી ઊગતી પેઢીને વિવેચનક્ષેત્રમાં નોતરવાને અત્યારે ઊભો થયો છું છતાં કોઇને પણ એ તરફ લલચાવી શકીશ કે કેમ એ વિશે મને જરા શંકા છે, કેમકે આંહીં તો સતત પરસેવો ઉતારવાનો છે, કશી ભભક વિનાનું સાદું વિદ્યાર્થી જીવન ગાળવાનું છે, કેવળ પોતાના જ નહિ પણ સમસ્ત જગતના સાહિત્યનો અવિરત અભ્યાસ કર્યા કરવાનો છે, એનું અખંડ ચિંતન મનન નિદિધ્યાસન કરવામાં જ જીવનની ક્ષણે ક્ષણ વાપરવાની છે. એટલે જે પુરુષ My days among the dead are past એમ સોલ્લાસ અભિમાન પૂર્વક લલકારી ન શકે, ઉચ્ચારથી નહિ પણ અહર્નિશના અખંડ આચારથી લલકારી ન શકે, તેને માટે વિવેચનમાં તો સ્થાન જ નથી.

## શીલમય કોશ

વિવેચક આત્માનું સ્વરૂપ સમજવાને માટે પ્રારંભમાં આપણે બે રૂપકો લીધાં હતાં: એક અધ્યાપક બેઇનના કથકનું અને બીજું ઓલિવ શ્રાઇનરના શિકારીનું. વિવેચક બેઇનના કથક જેવો સૌન્દર્યભક્ત હોય છે તેમ જ શ્રાઇનરના શિકારી જેવો સર્વસ્વને ભોગે સત્યની શોધ કરનારો આતુર સત્યભક્ત પણ હોય છે. આ સત્યભક્તિ એ જ એનો ત્રીજો શીલમય કોશ. વસ્તુને એના ખરા સ્વરૂપમાં

જોવી, એના સૌંદર્યનું યથાસ્થિત દર્શન કરવું, અને જેવા સ્વરૂપમાં દર્શન કર્યું હોય તેવા જ સ્વરૂપમાં તેનું બરાબર નિરૂપણ કરવું એ વિવેચનનું કાર્ય છે, અને એ કાર્ય સિદ્ધ કરવાને માટે કેવળ રસિકતા કે વિદ્વત્તા બસ નથી, પણ તે બન્નેની સાથે સુશીલતાની પણ એટલી જ અનિવાર્ય અગત્ય છે. વિવેચન એ લોકો ધારી લે છે એવી સુલભ વસ્તુ નથી, સર્જનકાર્યમાં નિષ્ફળ ગયો માટે લાગલો જ કોઈ માણસ વિવેચક થઈ શકે એવું એ સહેલુંસટ કામ નથી, પણ એ તો સર્જકને પણ દુર્લભ એવા કેટલાક વિશિષ્ટ ગુણો માગે છે. વિવેચનમાં કેવળ પ્રતિભા પૂરતી નથી. એકલી બુદ્ધિમત્તા, રસિકતા કે વિદ્વત્તા પણ એમાં ચાલે એમ નથી, પણ બુદ્ધિમત્તા, રસિકતા, વિદ્વત્તા, ઉદ્યોગ, શ્રમશક્તિ આદિ ઉપરાંત એમાં બહુ ઊંચા પ્રકારના શીલની જરૂર પડે છે. વિવેચક કેવળ કવિ જ નહિ, કેવળ પંડિત જ નહિ, પણ એ ઉભય ઉપરાંત સુશીલ સત્યનિષ્ઠ પુરુષ હોવો જોઈએ. સેંઇન્ટ બવ જેવા તો કહે છે કે એ પરમહંસની કોટિનો પુરુષ હોવો જોઈએ. પણ એ પરમહંસનો આદર્શ સામાન્યજનને માટે અપ્રાપ્ય ગણીને મૂકી દઈએ તોપણ વિવેચનમાં ઊંચા પ્રકારની સુશીલતા જોઈએ એમાં તો શંકા જ નથી. વિવેચકને આવશ્યક એવી એ સુશીલતાનાં થોડાં લક્ષણો જોઈ જઈએ.

વિવેચકની સુશીલતાનું પહેલું લક્ષણ તે એની અડગ સત્યનિષ્ઠા. શીલની દૃષ્ટિએ વિવેચકનો સૌથી મોટો ગુણ જ એની સચ્ચાઈ અને નિષ્પક્ષતા. સૌન્દર્યની પેઠે સત્યનો ઊંડો અદમ્ય પ્રેમ એ જ સાચા વિવેચકનું વ્યાવર્તક લક્ષણ છે. એવો સત્યપ્રેમ હોય તો જ પોતાની પાસે આવેલી કૃતિને એ યથાર્થ સ્વરૂપમાં સમજવાની મહેનત લે અને સમજ્યા પછી એવા જ સ્વરૂપમાં સમાજ સમક્ષ રજૂ કરી શકે. વિવેચકને દ્વિવિધ કામ કરવાનું હોય છેઃ એક તો વિવેચનને માટે આવેલી રચનાનો અભ્યાસ કરી તેના ગુણ દોષાદિ વિશે જાતે કોઈક નિર્ણય પર આવવાનું હોય છે, અને બીજું, પોતે જે નિર્ણય પર આવેલ હોય તેનું જનતા સમક્ષ નિવેદન

કરવાનું હોય છે. આ બન્ને કામો માટે એને પ્રબળ સત્યપ્રેમની જરૂર પડવાની. ગ્રંથની મૂલવણી કરવાને માટે એને ઘણીવાર આગળનું પાછળનું ઘણું ઘણું વાંચવું પડશે, પોતે વાંચ્યું વિચાર્યું હશે તે શ્રમ લઈને તાજું કરવું પડશે, અને આવો શ્રમ એનામાં જો સત્યનિષ્ઠા હશે—'ગ્રંથને સમજવાને માટે જેટલી તૈયારી કરવી જોઈએ તેટલી કર્યા વગર એને વિશે કોઈ પણ અભિપ્રાય હું બાંધી જ કેમ શકું ?' એ પ્રકારની જવાબદારીના ભાનવાળી સત્યનિષ્ઠા હશે—તો જ એ લેશે. અને ગ્રંથ વિશે એક વાર જાતે અમુક નિર્ણય પર આવ્યા પછી એને જાહેર કરતી વખતે પણ પાછી એટલી જ સત્યનિષ્ઠાની જરૂર પડશે. કેમકે વિવેચકની રસિકતા અને વિદ્વત્તા એને ઘણી વાર સાચા નિર્ણય પર લાવી મૂકે છે, પણ પોતે મનમાં જે નિર્ણય પર આવેલ હોય તે જણાવવાની ઘણી વાર એનામાં કોઈક અંગત રાગ દ્વેષ કે ભીતિને કારણે વૃત્તિ કે શક્તિ હોતી નથી, એટલે એનામાં જો અચળ સત્યનિષ્ઠા નહિ હોય તો પોતે રસ અને જ્ઞાન દૃષ્ટિએ એ ગ્રંથ વિશે અમુક નિર્ણય પર આવેલ હશે તોપણ તે મનમાં દબાવી દેશે અને જાહેર પ્રજાની આગળ ગમે તો સર્વથા મૌન જ રાખશે અથવા પોતાની બુદ્ધિને બળે કોઈ જુદો જ અભિપ્રાય ઉપજાવી કાઢી તે રજૂ કરશે. તેથી વિવેચકમાં જો સત્યનિષ્ઠા નહિ હોય—'મને અંતરમાં ખરેખર લાગતું હોય તે હું છુપાવી કેમ જ શકું, અથવા એથી જુદું હું જનતાને કહી જ કેમ શકું ?' એવા પ્રકારની પાપભીરુતાયુક્ત સત્યનિષ્ઠા નહિ હોય—તો બીજી રીતે એનામાં ગમે તેટલી રસિકતા અને વિદ્વત્તા હશે છતાં એનું વિવેચન નિષ્ફળ જ નીવડવાનું. એટલે બીજી ગમે તેટલી યોગ્યતા છતાં જે પ્રકૃતિથી જ સત્યપ્રિય ન હોય, વસ્તુ જેવી હોય તેથી જુદા રૂપમાં જોતાં ને જણાવતાં જેને કુદરતી રીતે જ કંપારી થતી ન હોય, લાભાલાભના વિચારને દૂર રાખીએ તો પણ સ્વભાવથી જ જેને અસત્યથી અરેરાટી થતી ન હોય, એવો પુરુષ સાચો વિવેચક ન

થઈ શકે. હરભોગે સત્યનું દર્શન કરવું, સત્યની ઉપાસના કરવી, સત્યને વળગી રહેવું, મોર્લી કહે છે તેમ even if the very heavens fall—નર્મદ કહે છે તેમ 'આભ પડો પૃથ્વી ગડો, લય પામો સંસાર' એમ ગમે તે પરિણામ આવે તોપણ તે વેઠીને પણ વસ્તુને સાચા સ્વરૂપમાં જોવી અને જેવી જોઈ હોય તેવી જ કહેવી, પછી એથી ગમે તેટલી કડવાશ વહોરવી પડે કે અળખામણા થવું પડે તોપણ તેની રજ માત્ર પરવા કર્યા વગર બેધડક પોતાનો અભિપ્રાય જેવો હોય તેવો જણાવવો, એ પ્રકારની અચળ સત્યનિષ્ઠા વગર સાચું વિવેચન શક્ય નથી. 'અપ્રિયમપિ સત્યમ્' 'કડવું લાગે તોપણ સાચું કહેવું' એ સાચા વિવેચકનું જીવનસૂત્ર હોય છે. ભલે ને આખી દુનિયાને અપ્રિય લાગે પણ મારે તો સત્ય જ કહેવું છે એ એનો નિત્યનો નિશ્ચય હોય છે. કડવાશ એ તો વિવેચક જીવનની અનિવાર્ય આપત્તિ છે. સત્યને ખાતર કડવા થવાની જેનામાં હિંમત ન હોય, અળખામણા બનીને પણ જેવું હોય તેવું કહી નાખવાનું જેનામાં બળ ન હોય, તેણે વિવેચનમાં ન પડવું. વિવેચકે જે કેટલાક મોહો જીતવાના છે તેમાંનો એક મુખ્ય તે મીઠાશ તે લોકપ્રિયતાનો મોહ છે. સૌની સાથે મીઠાશ રાખવી એ જીવનમાં અન્યથા બહુ સારી વાત છે, પણ વિવેચક જો સૌની સાથે મીઠાશ રાખવા બેસશે તો પોતાની જવાબદારી કદી પણ પાર પાડી નહિ શકે. એ જ રીતે વિવેચક જો લોકપ્રિય બનવાના લોભમાં પડશે તો પછી એનું લક્ષ સત્ય શું છે તે તપાસવા તરફ નહિ રહે, પણ લોકોને શું ગમે છે એના પર જ એ નજર રાખશે એટલે એ પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થશે. વિવેચક લોકપ્રિયતાના લોભમાં પડયો. એટલે પછી એ લોકોનું વલણ જોઈ જોઈને જ વાતો કરશે. એવો માણસ પછી કહેશે કે 'અત્યારે લોકોને મુનશી અને રમણલાલનું ઘેલું લાગ્યું છે, માટે ચાલો આપણે એને ગાડે બેસીને એનાં ધોળ ગાઈએ. અત્યારે સૌને સામ્યવાદ અને કામવાદ—કૉમ્યુનિઝમ અને ફ્રૉઇડિઝમ—નો નાદ લાગ્યો છે, માટે ચાલો આપણે એની જ

પ્રશસ્તિઓ લલકારીએ.' પણ આમ કરતાં સત્ય મારું જ જવાનું. વિવેચકે કેટલીક વિપ્રલંભી વસ્તુઓથી ખાસ સાવચેત રહેવાનું છે. ઉદાહરણ તરીકે સત્યનિષ્ઠા વગરની શુષ્ક બુદ્ધિ, દક્ષતા, ચાલાકી, વકીલના જેવી પટાબાજી એ બધી વસ્તુઓ વ્યવહારમાં ગમે તેટલી ઉપયોગી હોય પણ વિવેચનમાં તો તે વિષવત્ વર્જ્ય ગણવાની છે. કેમકે સચ્ચાઇ વગરની કેવળ બુદ્ધિ એ બહુ ઠગારી વસ્તુ છે. કોઇ પણ સાહિત્યકૃતિને સાચો ન્યાય આપવામાં એ ભારે વિઘ્નરૂપ નીવડે છે. ગુણયુક્ત વસ્તુને દોષયુક્ત બતાવવી અને દોષયુક્તને ગુણયુક્ત બતાવવી એ એને મન રમત વાત છે. એવી દક્ષતા માણસને શરૂઆતમાં આકર્ષક પણ થઇ પડે છે. 'હું કેવો હોશિયાર કે અમુક ગ્રંથમાં ગુણ હતા છતાં મેં એને પ્રતીતિજનક રીતે દૂષિત પુરવાર કરી બતાવ્યો, અથવા અમુકમાં દોષ હતા છતાં એની ગુણવત્તા સાબિત કરી બતાવી !' એમ એને અભિમાન થાય છે, પણ આવું અભિમાન કરતી વખતે જ વિવેચક તરીકે એનો વિનિપાત થઇ રહ્યો છે એ એણે ભુલવાનું નથી. દક્ષતા, ચાલાકી, પટાબાજી એ સઘળી વિવેચનના ધ્યેયથી ચળાવનારી વસ્તુઓ છે. એટલે વિવેચકે જે આદર કરવાનો છે તે એવી ધૂર્તોચિત દક્ષતાનો નહિ પણ બાલોચિત સરળતાનો, નિર્વ્યાજ સચ્ચાઇ અને નિખાલસતાનો—હેન્સ એન્ડરસનની રાજા અને વણકરની પેલી વાતમાં આખું નગર રાજાને દિવ્ય પોશાકમાં સજ્જ થએલો ગણીને વાહવાહ કરતું હતું તે વખતે પણ 'રાજાજી તો દિગંબર છે' એમ ભોળેભાવે ખુલ્લેખુલ્લું કહી દેનાર બાલકના જેવી નિર્વ્યાજ નિખાલસતાનો એણે આદર કરવાનો છે. કશો પણ ઢાંકપિછોડો કર્યા વગર, કોઇની પણ બીક કે શરમ રાખ્યા વગર જેવું હોય તેવું કહી નાખવું. Heart within and God overhead—છાતી પર હાથ મૂકીને ને ઇશ્વરને માથે રાખીને—જેવું હોય તેવું સાફસાફ કહી નાખવું. એ પ્રકારની પ્રમાણિક નિખાલસતા—એ પ્રકારનું સત્યમય સ્પષ્ટવક્તૃત્વ—નહિ હોય તો વિવેચકમાં બીજી ગમે તેટલી ગુણસંપત્તિ હશે તોપણ તે નકામી

નીવડવાની. વિવેચકને આવશ્યક એવા ગુણો તો અનેક ગણાવી શકાય એમ છે, પણ એ સઘળામાં અનિવાર્ય અગત્યના એવા બે જ છે: સૌન્દર્યનિષ્ઠા અને સત્યનિષ્ઠા. કોઇ પણ માણસમાં આ બે ગુણો જો સિદ્ધ હશે તો મહાભારતમાંથી ઇંદ્ર પ્રહ્લાદની આખ્યાયિકામાં શીલની પાછળ અન્ય સર્વગુણો જેમ એની મેળાએ આવી રહે છે તેમ આ બે મહાગુણોની પાછળ અન્ય સર્વ આવશ્યક ગુણો એની મેળાએ ખેંચાઇ આવશે અને તે સમર્થ વિવેચક થઇ શકશે.

## સ્વાતંત્ર્ય

વિવેચકની સુશીલતાનું બીજું લક્ષણ તે એનું સ્વાતંત્ર્ય. વિવેચન એટલે સત્યદર્શન અને સત્યકથન એમ દ્વિવિધ વ્યાપાર, અને તેથી એમાં એ દ્વિવિધ વ્યાપારને અનુરૂપ એવું બે પ્રકારનું સ્વાતંત્ર્ય આવશ્યક છે. વિવેચકનું પહેલું કામ સાહિત્યકૃતિને એ હોય તેવા જ સ્વરૂપમાં બરાબર જોવાનું છે. આને માટે જે સ્વાતંત્ર્ય જરૂરનું છે તેને આપણે બીજા શબ્દોમાં પૂર્વગ્રહમુક્ત કહી શકીએ. ધર્મ, સમાજ, રાજકારણ, સાહિત્ય, કલા આદિ સર્વ પ્રકરણોમાં સાચા વિવેચકનું ચિત્ત સદા પૂર્વગ્રહરહિત હોય છે. આનો અર્થ એમ નહિ કે આ બધી બાબતોમાં એને અંગત મત કે વિચાર જેવું કશું હોતું નથી. અંગત મત ને વિચારો તો એને પણ અલબત્ત હોય છે જ, પણ એ વિચારોને તે કોઇ કૃતિના વિવેચનમાં કદી આડે આવવા દેતો નથી. જીવનમાં જુદા જુદા વિષયોમાં એ સ્વકીય મંતવ્યો ધરાવતો હોવા છતાં એ મંતવ્યોને અનુસરે તે જ સુન્દર અને બીજું બધું વિરૂપ એવું એ પહેલેથી માની લેતો નથી. વિવેચન કરતી વખતે તો એ જાણે કે સર્વ પ્રકારના પરંપરા–લક્ષી વાદોથી પર બનીને કેવળ નિર્મળ સૌન્દર્યપરાયણ રસમયી દૃષ્ટિથી જ સઘળી કૃતિઓનું નિરીક્ષણ કરે છે, અને પોતાનાથી ભિન્નમતાનુસારી હોવા છતાં બીજી રીતે જો એમાં સાચું સૌન્દર્ય

હોય તો તેની કદર કરતાં એ અચકાતો નથી. આપણે આગળ કહી ગયા તેમ સૌન્દર્યનું મુખ્ય લક્ષણ જ નવીનતા છે. 'ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ તદેવ રૂપં રમણીયતાયાઃ' એ નિયમ પ્રમાણે નવીનતા જ રમણીયતાનું મુખ્ય તત્ત્વ છે, અને તેથી વિવેચક સર્વ વિષયોમાં સાંપ્રદાયિકતાથી પર બનીને સ્વતંત્ર દૃષ્ટિએ સાહિત્યપરીક્ષા કરી શકશે તો જ એ સૌન્દર્યને સમજી શકશે. આવી સ્વતંત્ર નિર્મળ દૃષ્ટિ નહિ હોવાથી વિવેચન જેવું વિપથગામી બની જાય છે એનું ઉદાહરણ જોઇતું હોય તો મણિલાલ નભુભાઇનાં 'કુસુમમાળા' અને 'હૃદયવીણા'નાં અવલોકનો વાંચવાં. મણિલાલ બીજી રીતે સમર્થ વિવેચક હોવા છતાં આ બન્ને પ્રસંગોએ ધર્મ સંસ્કૃતિ આદિ વિશેનાં પોતાના અંગત મંતવ્યોથી મુક્ત થઇને સ્વતંત્ર દૃષ્ટિએ ગ્રંથપરીક્ષા ન કરી શક્યા તેથી વસ્તુતઃ જે ગુજરાતમાં નવીન કવિતાનો યુગ પ્રવર્તાવનારી કૃતિઓ બની છે તેનું સાચું મૂલ્ય નહિ સમજી શકેલા. આ રીતે વિવેચનમાં સત્યદર્શનને માટે જો પૂર્વગ્રહમુક્તિ રૂપ સ્વાતંત્ર્યની જરૂર છે, તો સત્યકથનને માટે નિઃસ્પૃહતા અને નિર્ભયતારૂપી સ્વાતંત્ર્યની જરૂર છે. આપણે જોયું તેમ વિવેચકનું કામ ન્યાયાધીશનું છે. એટલે કોઇથી પણ દબાય નહિ કે કશાથી પણ લલચાય નહિ એવી સ્વતંત્ર પ્રકૃતિનો પુરુષ એ હોવો જોઇએ. વ્યાવહારિક લાભહાનિના વિચારથી ચળ્યા વગર પોતાને જેવું લાગતું હોય તેવું બેધડક કહી નાખવાની નૈતિક હિંમત એનામાં હશે તો જ એ વિવેચનની સાચી સેવા બજાવી શકશે. સુવ્યવસ્થિત સમાજની અંદર તો વિવેચક આર્થિક વિષયમાં સર્વથા સ્વતંત્ર જ હોવો જોઇએ. કેમકે પોતાના નિત્યના નિભાવને માટે એ નિશ્ચિન્ત હોય તો જ વિવેચનને માટે આવશ્યક એવું શુદ્ધ વિદ્યાપરાયણ જીવન એ ગાળી શકે, અને તો જ એ કોઇથી પણ ડર્યા વિના યથાર્થ નિર્ણય આપી શકે. પણ એવી આર્થિક સ્વતંત્રતા તો અત્યારે કેવળ કલ્પનાપ્રદેશની જ વાત છે.

એટલે આર્થિક વિષયમાં સ્વતંત્ર ન બનાય તોપણ નિઃસ્પૃહ ને નિર્ભય તો એણે અવશ્ય બનવાનું છે, અને પોતાનું વિવેચન અંગત લાભાલાભના વિચારથી કદી પણ જરાએ ન રંગાય એની સતત કાળજી રાખવાની છે. Duty clear of consequences એ આ વિષયમાં સાચા વિવેચકનો મુદ્રાલેખ હોવો જોઈએ. સાંસારિક દૃષ્ટિએ પરિણામ ગમે તેવું આવે, પણ પોતે તો જેવું હોય તેવું જ કહેશે એ જાતનો આગ્રહ એણે સદાયે રાખવાનો છે. લેખક દુનિયાદારી દૃષ્ટિએ ગમે તેવો મોટો હોય છતાં કૃતિ પોતે જો નીરસ હોય તો તેને ઉતારી પાડતાં એણે અચકાવાનું નથી, અને કૃતિ સરસ હોય તો એનો લેખક ગમે તેવો મુફલીસ હોય છતાં એને વધાવતાં એણે સંકોચાવાનું નથી. વસ્તુતઃ સાચા આ વિવેચકને મન વ્યક્તિમાત્ર તુચ્છ હોય છે અને કૃતિ જ સર્વસ્વ હોય છે, એટલે એ વ્યક્તિનો વિચાર કર્યા વિના કૃતિની જ નિર્ભય રીતે સમીક્ષા કરે છે. એ જ રીતે લોકમતથી પણ તે સર્વથા અલિપ્ત રહે છે. અમુક વસ્તુ લોકોને ગમે છે માટે એને અનુકૂળ અભિપ્રાય આપવો એવી નિંદ્ય નિર્બળતા એ કદી પોતાનામાં પેસવા દેતો નથી. એટલું જ નહિ પણ આખી દુનિયા પોતાની સામે હોય તોપણ 'એકલો જાને રે' કહેતો એ પોતાનો પ્રમાણિક નિર્ણય દર્શાવતા કદી ડરતો નથી. એનો પ્રયત્ન સદાએ પોતાની સૌન્દર્યદૃષ્ટિ, જ્ઞાનદૃષ્ટિ, અને ન્યાયદૃષ્ટિને વફાદાર રહેવાનો જ હોય છે, અને એવી વફાદારીપૂર્વક એણે ઉચ્ચારેલો નિર્ણય પ્રારંભમાં કદાચ લોકોમાં વિરોધ જગાવે તોપણ વહેલો મોડો એનો સ્વીકાર જ થાય છે.

### તાટસ્થ્યની આવશ્યકતા

વિવેચકની સુશીલતાનું ત્રીજું લક્ષણ તે એનું તાટસ્થ્ય. સાચો વિવેચક જેમ અંગત મંતવ્યોથી પર હોય છે તેમ અંગત સંબંધોથી પણ સદાએ પર હોય છે. માનવી તરીકે એના સંબંધો ભલેને ગમે તેટલા હોય, પણ વિવેચક તરીકે તો એ કૃતિ સિવાય બીજા કોઈને

ઓળખતો નથી. જીવનમાં એને શત્રુમિત્ર ભલે ગમે તેટલા હોય પણ વિવેચનમાં તો એ કેવળ અજાતશત્રુ જ નહિ પણ અજાતમિત્ર પણ હોય છે. સાચા વિવેચકનું લક્ષણ જ એ હોય છે કે અંગત રાગદ્વેષની ગંધ સરખી આવે ત્યાં એ વિવેચનમાંથી ખસી જવાનો એટલે કે મૌન રાખવાનો પ્રયત્ન કરે છે, અને છતાં કોઇ અનિવાર્ય કારણે એને મૌન તોડવું પડે, તો શત્રુ જેવા ગણાતા પુરુષના ગ્રંથના ગુણપક્ષે ન્યાયપૂર્વક જેટલું વિશેષ કહી શકાય તેટલું કહેવાનો તેમ મિત્ર ગણાતા પુરુષના દોષપક્ષે કર્તવ્યપૂર્વક જેટલું વિશેષ કહેવું પડે તેટલું કહેવાનો જ એનો સદાએ પ્રયત્ન હોય છે. સાચો વિવેચક વિવેચનને કદી પણ સ્વપક્ષીઓને ચડાવવાનું અથવા પરપક્ષીઓને તોડી પાડવાનું સાધન માનતો નથી, પણ એ તો તેને સદાએ સ્વપરતા ભાવોથી નિર્લેપ રહીને સત્ય અને સૌન્દર્યની પૂજા કરવાની જ પવિત્ર પ્રવૃત્તિ ગણે છે, અને વિવેચનની એ પવિત્રતા નિત્ય અખંડિત રહે ને પોતાને હાથે અજાણતાં પણ ભૂલેચૂકે એનો કદી ભંગ થવા ન પામે એટલા માટે અંગત સંબંધો જેવું પણ એ ઓછામાં ઓછું જ રાખવાનું પસંદ કરે છે. આ સંબંધમાં 'અમૃતબઝારપત્રિકા'વાળા બાબુ મોતીલાલ ઘોષનો દાખલો જાણવા જેવો છે. એ સમાજમાં હળવા-મળવાનું બહુ ઓછું રાખતા તેથી કોઇએ એમને પૂછેલું કે 'તમે કેમ પ્રતિષ્ઠિત લોકોમાં જવા આવવાનું રાખતા નથી?' એટલે એમણે જવાબ આપેલો કે 'હું રહ્યો પત્રકાર, અને પત્રકાર તરીકે કોઇ પણ પ્રતિષ્ઠિત વ્યક્તિ વિશે કંઇ પણ સારું માઠું લખવાની ફરજ મારે માથે ગમે તે ઘડીએ આવી પડે. એટલે એની સાથે જો મેં અંગત સંબંધ રાખ્યો હોય તો એને વિશે મારે જે ખરેખરું કહેવું ઘટે તે કદાચ ન કહી શકું. તેથી પત્રકાર તરીકેનો મારો ધર્મ બરાબર બજાવવા માટે અંગત સંબંધો ઓછામાં ઓછા રાખવા એ જ મારે માટે ઇષ્ટ છે.' અને આ વિષયમાં વિવેચકની સ્થિતિ પણ પત્રકારના જેવી જ છે, એટલે બાબુ મોતીલાલ ઘોષની પેઠે એને પણ સામાજિક સંબંધોનો હમેશાં ડર રહે છે અને અંગત પિછાન દ્વારા ભોળવીને કોઇ પોતાની

તટસ્થતાને ચલાયમાન ન કરે તેની એને હંમેશાં સાવચેતી રાખવી પડે છે, કેમકે તટસ્થતા એ જ વિવેચકનું મોટામાં મોટું બળ છે. વિવેચકે તટસ્થતા ગુમાવી એટલે એની મોટામાં મોટી શક્તિ જે શ્રદ્ધેયતા તે જ એણે ગુમાવી એમ સમજી લેવું. પછી તે ગમે તેટલી વિદ્વત્તાપૂર્વક પોતાના નિર્ણયો રજૂ કરશે તોપણ લોકો એ માનવાના નહિ ને કહેવાના કે 'હાં, તમે તો એવો જ અભિપ્રાય આપો ને! તમારો તો એ દુશ્મન રહ્યો, એટલે તમે એને માટે સારૂં શાનું બોલો?' અથવા તો મિત્રના સંબંધમાં એમ કહેવાના કે 'હાં, તમે તો એવો જ અભિપ્રાય આપો ને! તમારો તો એ દોસ્ત રહ્યો, એટલે તમે એનાં વખાણ કરો એમાં શી નવાઇ?' એટલે વિવેચકે કેવળ ધર્મદૃષ્ટિથી જ નહિ, પણ પોતાના અભિપ્રાય સર્વસ્વીકાર્ય બને એવી સ્વાર્થદૃષ્ટિથી પણ પોતાનું તાટસ્થ્ય સદા અક્ષત રાખવાનું છે.

આ ઉપરાંત વિવેચક એક વિશેષ અર્થમાં પણ તટસ્થ હોય છે. સાહિત્યસર્જનનો જે સ્રોત વહી રહ્યો હોય છે તેમાં જાતે ન પડતાં એ તટ ઉપર જ ઊભો રહે છે, અને ત્યાં ઊભો ઊભો સૌ સર્જકોની સર્જનલીલા એ રસપૂર્વક નિહાળ્યા કરે છે અને સાહિત્યસર્જન કરવાનો મોહ ન રાખતાં એ ઇતર સર્જકોની કૃતિઓ જોઇને રાચે છે, અને તેના વિવેચનથી પોતે એમને કંઇક અંશે પણ માર્ગદર્શક બની શકે તો એટલાથી પોતાની જાતને ધન્ય માને છે. સેંઇન્ટ બવે એક આદર્શ વિવેચકનો પરિચય આપતાં કહ્યું છે તેમ પોતાનું વિવેચનકાર્ય નિષ્પક્ષપાતપણે થઇ શકે એટલા માટે એ જાતે કાવ્ય, નાટક, વાર્તા આદિ રૂઢ અર્થના સર્જનથી દૂર જ રહે છે. કેમકે વિવેચક જ્યારે સર્જનમાં પડે છે ત્યારે એની દૃષ્ટિ સંકુચિત થઇ જાય છે. પછી પોતાની સર્જનપદ્ધતિ જ ખરી અને બીજાની ખોટી એવા પૂર્વગ્રહો એના ચિત્તમાં જાગે છે, અને ઇતર સર્જકો પ્રત્યેના સ્પર્ધા, ઇર્ષ્યા આદિ માનવસહજ ભાવોથી પણ એ સર્વથા મુક્ત રહી શકતો નથી, એટલે પછી એ યથાર્થ વિવેચન કરી શકતો નથી. તેથી વણરંગાએલી દૃષ્ટિએ વિવેચન કરવું હોય

તો વિવેચકે જાતે સર્જનપ્રવાહમાં ન પડતાં કાંઠે જ ઊભા રહેવું અને ત્યાં ઊભા ઊભા સૌના સર્જનનું અલિપ્ત વૃત્તિથી નિરીક્ષણ કરવું એવી સેઇન્ટ બવના સલાહ છે. વિવેચકને કેટલાક વંધ્ય કહીને વગોવે છે, પણ આ દૃષ્ટિએ જો બરાબર વિચાર કરવામાં આવશે તો જણાશે કે વંધ્યતામાં જ વિવેચકની વિશિષ્ટતા રહેલી છે. એ વંધ્ય હોય છે તેથી જ સ્પર્ધા, ઇર્ષ્યા આદિજન્ય રાગદ્વેષથી રહિત નિર્મળ દૃષ્ટિથી સૌના સર્જનની પરીક્ષા કરી શકે છે. ચાતુર્વર્ણ્યની પરિભાષામાં કહીએ તો વિવેચક એક રીતે બ્રાહ્મણ જેવો છે. 'સૌ ધનવાન બને, સૌ બળવાન બને, સૌ સમૃદ્ધિ ભોગવે, અને હું તો મારે નિષ્કંચન રહીને સૌને ધનવાન બળવાન સમૃદ્ધ બનવાના માર્ગ જ બતાવીશ, એવા ઉપાયોનું જ બેઠો બેઠો ચિંતન કરીશ' એમ જાણે કે એ કહી રહ્યો છે. એટલે વિવેચકને વંધ્ય કહીને વગોવવો એ તો વિદ્યાપરાયણ તપસ્વી બ્રાહ્મણને એની સ્વેચ્છાસ્વીકૃત નિષ્કંચનતા બદલ ગાળો ભાંડવા જેવું છે. જે સર્જક હોય છે તે મોટે ભાગે પોતાની નાનકડી દુનિયા અને તેમાંના ગણતર નમૂનાઓથી જ મુગ્ધ થઇ જાય છે, એટલે એની બહારનું જે વિશાળ જગત અને એની અંદરની અખૂટ સૌન્દર્યસમૃદ્ધિ તેનો સત્કાર કરવામાં એનું અંગત સર્જન કેટલેક અંશે અંતરાયરૂપ થઇ પડે છે. એ સત્કાર તો જેને અંગત સર્જનનું વળગણ ન હોય અને જે વ્યાપકદૃષ્ટિથી નિહાળી શકતો હોય તે જ કરી શકે છે. એથી સાચો વિવેચક તો હેઝ્લીટની પેઠે હમેશાં એમ જ કહે છે કે: 'I would rather be a man of disinterested taste and liberal feeling to see and acknowledge truth and beauty wherever I found it than a man of greater and more original genius to hate, envy, and deny all excellence but my own—but that poor scanty pittance of it, which I had myself produced!'

## સમભાવ : આત્મીયભાવ

વિવેચકની સુશીલતાનું ચોથું લક્ષણ તે એનો સમભાવ છે. આપણે આગળ કહ્યું તેમ વિવેચનમાં બે કામ કરવાનાં છેઃ એક તો સાહિત્યકૃતિને તે હોય એવા સ્વરૂપમાં બરાબર સમજવાની છે અને પછી એની મૂલવણી કરવાની છે. એટલે વિવેચકે પહેલાં લેખક પોતાની કૃતિનું નિર્માણ કરતી વખતે જ્યાં ઊભો હોય અને જે દૃષ્ટિથી જોતો હોય તે બરાબર સમજી લેવાનું છે, અને પછી પોતાની સ્વતંત્ર નિર્મળ દૃષ્ટિથી તેનું પરીક્ષણ કરવાનું છે. વિવેચક જાણે કે પ્રથમ લેખકના રંગબેરંગી કાચવાળા મકાનમાં જઈને એણે ત્યાંથી સૃષ્ટિનું જે રીતે દર્શન કર્યું હોય તે સમજી લે છે, અને પછી એ લેખકના મકાનમાંથી બહાર આવી ઊંચે ઊભો રહી લેખકના એ દર્શનની યોગ્યાયોગ્યતાનો વિચાર કરે છે. વિવેચકને આપણે સર્જક કહ્યો છે તે આ અર્થમાં પણ ખરો. અમુક કૃતિનું નિર્માણ કરતી વખતે લેખકની જે મનોદશા હોય તે જાતે અનુભવવી, એ કૃતિનાં અંગોપાંગો લેખકના ચિત્તમાં પહેલેથી જે રીતે સાકાર બનવા લાગ્યાં હોય તેનું જાણે પોતે એ સર્જતો હોય એવી રીતે આત્મીયભાવે અવલોકન કરવું, અને એ રીતે લેખકની સાથે એ કૃતિ પૂરતા એકરૂપ બની જવું, એ કૃતિનિર્માણના પ્રસંગની એની ચિત્તાવસ્થામાં પોતાની જાતને સંક્રાંત કરવી એ જ વિવેચકના સર્જનનો એક મહત્ત્વનો ભાગ છે, અને આવું ચિત્તસંક્રમણરૂપ સર્જન એનામાં લેખક પ્રત્યે ઊંડી સહાનુભૂતિ હશે તો જ એ કરી શકશે. વિવેચક એટલે કોઈ ક્રૂર નિષ્ઠુર ન્યાયાધીશ,—લેખક પોતાના હાથમાં આવ્યો છે તો એને ગરદન મારવો એમ માનીને વ્યવહાર કરતો ક્રૂર નિષ્ઠુર ન્યાયાધીશ—એ મત તો 'એડિનબરો રિવ્યુ'વાળા લોર્ડ જેફ્રીની સાથે ઘણા દહાડાથી નષ્ટ થયો છે. વિવેચકને ન્યાય આપવાનો છે એ ખરું, પણ ન્યાય આપતાં પહેલાં લેખકને ઊંડા સમભાવપૂર્વક પૂરેપૂરો સમજી લેવાનો છે. એટલે વિવેચકનું પહેલું કર્તવ્ય તે આત્મસમર્પણનું છે. પોતાનું સઘળું સ્વત્વ સર્જકને

ચરણે ધરી દઈ અને 'શિષ્યસ્તેઽહમ્ શાધિ માં ત્વાં પ્રપન્નમ્' એવા નમ્ર ભાવે કોરી પાટી જેવા થઈને સર્જક પોતાના ચિત્ત પર જે કંઈ સંસ્કારો પાડે તે બદ્ધાંજલિ બનીને એણે આદરપૂર્વક ઝીલવાના છે. એ રીતે જ્યારે સર્જકને પોતાના ચિત્ત પર જે કંઈ જાદૂ કરવો હોય તે કરી લે એટલે પછી 'જી, આપે કર્યું તે બધું ચિત્તમાં બરાબર ધારણ કર્યું. હવે બીજી કંઈ આપની આજ્ઞા?' એમ પૂછી સર્જક જ્યારે એને રજા આપે ત્યારે જ એના ચરણ આગળથી ઊભા થઈને ન્યાયાસને બેસવાનું છે, અને પછી પોતાના ચિત્તની પાટી પર સર્જકે જે સંસ્કાર પાડ્યા હોય તેનું પૃથક્કરણ કરી પોતાની સૌન્દર્યભાવનાના પ્રકાશમાં એના સર્જન વિશે ચુકાદો આપવાનો છે. વિવેચકે હમેશાં યાદ રાખવાનું છે કે પોતાનું કામ કેવળ પરીક્ષકનું જ નહિ, પણ પ્રેરકનું પણ છે. પોતે જ પરીક્ષા કરવાની છે તે પણ લેખકને હેઠો પાડવા માટે નહિ પણ એને ઊંચે ચડવાની પ્રેરણા આપવા માટે. એકલી ગ્રંથપરીક્ષા કરીને બેસી રહેવાથી જ સાચા વિવેચકને કદી તૃપ્તિ થતી નથી, પણ એના વિવેચનનું અંતિમ લક્ષ્ય તો પોતાની ભાષાના સાહિત્યને વિવેચન દ્વારા સર્વાંગસુંદર બનાવવાનું હોય છે. એ દૃષ્ટિએ એ સાહિત્યોદ્યાનના માળી જેવો છે, એટલે એમાં પડતા આખડતાને ટેકો આપવો, નિરાશની પીઠ થાબડવી, આત્મસંતુષ્ટની ઉચ્ચતર શિખરો ભણી દૃષ્ટિ દોરી એને અધિક સિદ્ધિ માટે ઉત્તેજન આપવું, અને એ રીતે સૌ સર્જકરૂપી રોપાઓના સતત વિકાસ દ્વારા પોતાની સાહિત્યરૂપી વાડીને પ્રફુલ્લ બનાવવી એને એ પોતાનું કર્તવ્ય માને છે. અને આ કર્તવ્ય એના અંતરમાં લેખક પ્રત્યે પ્રેમવાત્સલ્યભરી ઊંડી અનુકમ્પાની લાગણી હશે તો જ એ બજાવી શકશે. આ વિષયમાં વિવેચકે એક વાત પોતાના અંતરમાં સદાને માટે કોતરી રાખવાની છે કે વિવેચન એટલે પ્રધાનપણે દોષદર્શન નહિ પણ ગુણદર્શનની પ્રવૃત્તિ છે. વિવેચન એટલે કેવળ દોષદર્શન એવી વ્યાખ્યા તો કોઈ છેક જ હૃદયશૂન્ય પુરુષ જ માની શકે. સર્જકને સર્જનમાં કેટલી જાતની

વેદના થાય છે! કેટલી મહેનત, આશા નિરાશા ને ધડમથલને અંતે એ કંઇક સર્જી શકે છે? આ બધું કેવળ દોષદર્શનને માટે જ નિર્માયું છે એમ તો કોઇ અત્યંત નિષ્ઠુર પુરુષ સિવાય કોણ માની શકે? સાચો વિવેચક તો ગુણદર્શનને જ પોતાનું પ્રધાનકાર્ય ગણે છે. એ દોષો દર્શાવે છે, પણ ફરજ તરીકે. ફરજ તરીકે તે પણ સર્જકના હિતને ખાતર એને એમ કરવું પડે છે તેથી. બાકી એ વિવેચન આદરે છે તે તો સૌંદર્યપૂજા અને ગુણકીર્તનના જ આશયથી. એટલે સૌના ગુણો બતાવવા, હોય તેટલા સઘળા રસપૂર્વક બતાવવા એ જ સાચા વિવેચકનો સદાનો આદર્શ હોય છે. ગુણનો બરાબર સ્વીકાર ન થાય તો માણસ બારવટિયો બની જાય છે. અને સર્જક જેવો પ્રતિભાશાળી પુરુષ બહારવટિયો બની જાય એના જેવી બીજી શી આફત સમાજને માટે હોઇ શકે? સર્જક એટલે અત્યંત સૂક્ષ્મ સંવેદનશીલ, ભાવક્ષમ, પટુકરણ આત્મા, એટલે પોતાના વિવેચનથી એના આળા અંતરને ક્યાંયે અકારણ આઘાત ન થાય એની અખંડ સાવધાની રાખીને પૂરા સમભાવથી જ વિવેચકે પોતાનું કામ કરવાનું છે.

બહેનો અને ભાઇઓ, મારી અલ્પ મતિ પ્રમાણે સાચા વિવેચકનો આદર્શ કંઇક આવો હોય છે. અલબત્ત, આ આદર્શ બહુ આકરો લાગે એવો છે, પણ કયો સાચો આદર્શ આકરો નથી હોતો? આકરો છતાં આદર્શ તો કંઇક આવો જ રાખવાનો છે. એને કેટલે અંશે એ પહોંચી શકે છે એનો એની પ્રકૃતિ અને પરિસ્થિતિનાં અનેક સંકુલ બળો પર આધાર રાખે છે. અમુક થવું એ સર્વથા માનવીના હાથની વાત નથી, પણ અમુક થવાને સાચા હૃદયથી મથવું એ તો નિઃશંક એના હાથની વાત છે. તેથી સાચો વિવેચનસેવક આવા કોઇક આદર્શને નિરંતર પોતાની દૃષ્ટિ સમક્ષ રાખીને કંઇક એવો થવાને અખંડ રીતે મથ્યા કરે છે. એટલે એના અંતરની તો નિરંતર પ્રાર્થના હોય છે કે: 'હે વિવેચનદેવતા, હે વાગીશ્વરી, મને સાચો સૌન્દર્યભક્ત બનાવ. જ્યાં જ્યાં સૌન્દર્ય હોય—રૂપનું, ગુણનું, બુદ્ધિનું, બળનું, શરીરનું, મનનું

આત્માનું,—એમ બધે તે પ્રકારનું સૌન્દર્ય હોય, જ્યાં જ્યાં કોઈ પણ પ્રકારની શ્રેષ્ઠતા, ઉચ્ચતા, વિભૂતિ હોય ત્યાં ત્યાં મારૂં માથું આપોઆપ નમે, અને મારી જીભ સ્વયમેવ ગુણગાન કરે એવી સાચી સૌન્દર્યભક્તિ મને આપ. ને મને જ્ઞાનભક્ત બનાવ. જગતમાં જે કંઈ સુન્દર, ઉત્તમ રચાયું હોય, લખાયું હોય, વિચારાયું હોય, તેના અભ્યાસમાં મને નિરંતર મશગુલ રાખ. મારે ધન ન જોઈએ, મારે માન ન જોઈએ, મારે કેવળ જ્ઞાન જોઈએ. તો રાત અને દિવસ, મારા સમયની પળેપળ અને મારા સામર્થ્યનો કણેકણ જ્ઞાનાર્જન પાછળ ખરચાય એવું કર. અને મને સત્યભક્ત બનાવ. કશાથી લલચાયા કે દબાયા વિના સાહિત્યકલાને એના યથાર્થ સ્વરૂપમાં જોવાની, અને જોયું હોય તેવા જ સ્વરૂપમાં બરાબર બતાવવાની મને શક્તિ આપ. કોઈના પણ ગુણનો સ્વીકાર કરતાં મને સંકોચ ન થવો જોઈએ, કોઈના પણ દોષ દર્શાવતાં મને ડર ન લાગવો જોઈએ. માનવીની માનવતાનો સર્વોત્તમ સાર, સંસારનો ફૂલબાગ તે એનું સાહિત્ય, એની કલા, એની સંસ્કારિતા, એનું વિચારજીવન, એ સઘળાની શુદ્ધિ, બળ, નિર્દોષતાને અર્થે મારે મારી અલ્પ શક્તિ ખરચવી છે, તો એને માટે તું મને યોગ્ય બનાવ!'

**પામર ન બનો**

જીવન એટલું ટૂંકું છે કે આપણે કોઈ પણ જાતના પામરપણાને વશ થવામાં વખત બગાડવો ન જોઈએ. જેઓ આપણો દ્વેષ કરે છે તેમનો દ્વેષ કરવામાં આપણે ક્ષણ પણ ન બગાડવી જોઈએ; તેમ જ, મિત્રોનો વિચાર કરી શકીએ તેમ હોય ત્યારે શત્રુનો વિચાર પળવાર પણ ન કરવો. વળી, જે મહત્ત્વાકાંક્ષાએ કે જરૂરતે આપણા હૃદયમાં સ્થાન લીધું ન હોય તેના દાસ બનવું પણ આપણને ન ઘટે.

(એની ડાયરીમાંથી) આન્દ્રે મોર્વા

# નિ કે ષ

આ.

ઉપનામ.

કેશવલાલ હિં કામદાર એમ. એ. ( વડોદરા )

વડોદરાની કૉલેજના ઇતિહાસના અધ્યાપક; પોતાના વિષય પ્રત્યે લેખક તરીકે પણ કર્તવ્યનિષ્ઠ એવા થોડાક ગુજરાતી અધ્યાપકોમાંના એક; 'હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ' એ સંમાન્ય પાઠ્યપુસ્તક વગેરેના કર્તા.

મ.

ઉપનામ.

વિ. બી. એ. ( ભાવનગર )

પત્રકાર અને ટીકાકાર.

૧. ગુજરાતનાં શહેરો : ખંભાત ( કે. હિં. કામદાર )

રત્નમણિરાવકૃત 'ખંભાતનો ઇતિહાસ'નું અવલોકન.

૨. જીવનમંગલ ( મ. )

મનુ દેસાઈચિત્રિત 'જીવનમંગલ'નું અવલોકન.

૩. મનોરાજ્યનાં મૌક્તિકો ( અ. )

ધૂમકેતુના 'રજકણ' અને ફિરોજશાહ મહેતાનાં 'ચબરાકિયાં'ના અવલોકનનો પૂર્વાર્ધ.

૪. પરિચયપિડ ( વિ. )

થોડાંક તાજાં પ્રકાશનોની પરિચયનોંધ તથા સંક્ષેપે વિવેચન.

૫. સહુયોગીઓ ( વિ. )

કેટલાંક ( ગુજરાતી ને બીજાં ) સામયિક પત્રોનાં અમુક અમુક લખાણની પિંજન ચર્ચા વગેરે. (આ લખાણને 'ધ્વનિ'માં ભમેળ્યું છે.)

# નિ ક ષ

## ગૂજરાતનાં શહેરો : ખંભાત[1]

ખંભાતનો ઇતિહાસ, નેક નામદાર હિઝ હાઇનેસ નજ્મુદ્દૌલા મુમતાઝ-ઉલ-મુલ્ક મોમીનખાન બહાદુર, દિલાવરજંગ નવાબ મિર્ઝા હુસેનયાવરખાન બહાદુર ખંભાતના નામદાર નવાબ સાહેબ બહાદુરના હુકમથી પ્રસિદ્ધકર્તા રાવબહાદુર પુરૂષોત્તમ ભોગીભાઇ ભટ્ટ, બી. એ. એલએલ. બી., ઑફિશિએટિંગ દીવાન, ખંભાત સ્ટેટ, લેખક રત્નમણિરાવ ભીમરાવ જોટે બી. એ. "ગૂજરાતનું પાટનગર અમદાવાદ"ના કર્તા, સંવત ૧૯૯૧ ઇ. સ. ૧૯૩૫ મુદ્રક : કુમાર પ્રિન્ટરિ, અમદાવાદ. પાનાં ૨૭૬.

ગૂજરાત કાઠિયાવાડનાં શહેરોનો ઇતિહાસ ક્વચિત્ અને હમણાં આસ્તેકરે ચર્ચાયો છે. થોડાં વરસો અગાઉ ભાઇશ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટેએ "ગૂજરાતનું પાટનગર અમદાવાદ" એ વિષય એક વિસ્તૃત ગ્રંથમાં ચર્ચ્યો હતો. આ કૃતિ તેમનું એ દિશામાં બીજું પુસ્તક છે. આવાં પુસ્તકો લખાવવાનો કાર્યક્રમ અમદાવાદની ગૂજરાત સાહિત્યસભા તરફથી એક વાર નક્કી થયો હતો અને તે કાર્યક્રમમાં અમદાવાદ ઉપરનું પુસ્તક પહેલું હતું. તે સભાએ ખંભાત ઉપર એવું જ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો મનસુબો સેવેલો. દરમ્યાન તે કામ લેખકને ખંભાતના નામદાર નવાબસાહેબ તરફથી મળતાં

૧. આવાં ચારેક સ્થળોનો ટૂંકો ઇતિહાસ લખી આપવાનું કામ અવલોકનકારને ગાયકવાડ સરકાર તરફથી આપવામાં આવેલું, જેમાં ખંભાત મુખ્ય હતું. સમયના અભાવે તેનાથી તે કામ થઇ શક્યું નહિ. પણ તેનો થોડોક ભાગ બહુશ્રુત લેખકની કલમે પાર પડ્યો એથી અવલોકનકારને ઘણો હર્ષ થાય છે.

સદરહુ પુસ્તકની પાંચસો નકલો ખરીદી અમદાવાદ સાહિત્યસભાએ પોતાના કાર્યક્રમની અમુક અંશે સિદ્ધિ કરી બતાવી છે.

ગુજરાત કાઠિયાવાડનાં ઘણાં શહેરો અને સ્થળો એવાં છે, જેમનો ઇતિહાસ લખવાની ખાસ જરૂર છે. અત્યાર સુધી આ સાહિત્ય ઇંગ્રેજીમાં હતું. ગુજરાતીમાં એ દિશામાં જૈનોએ કામ સારૂં કર્યું છે. પણ તેમની દૃષ્ટિ સાંપ્રદાયિક હોઇ તે વર્ણન સમગ્ર કહી શકાય નહિ. ભાઇશ્રી રત્નમણિરાવના અમદાવાદ અને ખંભાત એ બે શહેરો ઉપરના પ્રયાસો ગુજરાતીમાં થયા છે અને સમગ્રપણે થયા છે. તેથી ગુજરાતનું ઐતિહાસિક સાહિત્ય સારી રીતે સમૃદ્ધ થયું છે.

સદરહુ ગ્રંથની પ્રથમ યોજના ખંભાતના માજી દિવાન અને ફિલસુફીના અભ્યાસી દિવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતાના વખતમાં એક સમિતિ દ્વારા થઇ હતી. તે જ વિદ્વાન મહાશયે ગ્રંથની ચિત્રયોજના ભાઇ શ્રી રવિશંકર રાવળ પાસે તૈયાર કરાવી હતી. દિવાન બહાદુર પક્ષઘાતની બિમારીથી નિષ્ક્રિય થઇ જતાં ગ્રંથનું પ્રકાશન કામ વર્તમાન દિવાન રા. પુરૂષોત્તમ જોગીભાઇ ભટ્ટ તરફથી કરવામાં આવ્યું છે. ખંભાત ઉપર સારો ગ્રંથ તૈયાર કરાવવાની પ્રથમ ઇચ્છા ત્યાંના નવાબ સાહેબની હતી તે અહીં લખવાની ખાસ જરૂર છે. એવા ઇતિહાસપ્રેમી રાજવીઓ અને ખાસ કરીને મુસ્લીમ રાજવીઓ ગુજરાત–કાઠિયાવાડમાં વિશેષ હોય એમ દરેક અભ્યાસી ઇચ્છે.

ગ્રંથને કુલ અઢાર પ્રકરણોમાં સમાવવામાં આવ્યો છે. એ પ્રકરણોના મુખ્ય પાંચ વિભાગો થઇ શકે. (૧) પૌરાણિક સમય, (૨) મધ્યકાળનો હિન્દુ સમય, (૩) ગુજરાતની સ્વતંત્ર મુસ્લીમ રિયાસતનો સમય, (૪) મોગલ સમય અને (૫) સ્વતંત્ર અથવા માંડળિક સંસ્થાન તરીકે ખંભાત રાજ્યની સ્થાપના. પણ આ ઐતિહાસિક વિભાગો છે. લેખકે ખંભાતનો ઇતિહાસ પૂરો કર્યા પછી તે શહેરની બીજી વિશિષ્ટતાઓનું વર્ણન આપ્યું છે, જે

બારમા પ્રકરણથી શરૂ થાય છે. તેમાં સ્થાપત્ય, વેપાર અને વહાણવટું, ઉદ્યોગ, ધંધેરોજગાર, વહીવટ, કેળવણી, સામાજિક વિકાસ, જોવા લાયક સ્થળો, નવાબ સાહેબની અભિલાષાઓ અને વર્તમાન સમય એટલા વિષયો છ પ્રકરણોમાં ચર્ચવામાં આવ્યા છે; જેમાં સ્તંભતીર્થ, લિંગપૂજા અને લાટદેશ, સરસ્વતીનો પ્રવાહ અને એની સાથે ખંભાતના અખાતનો સંબંધ, અસુરો અને ગૂજરાતનો કિનારો, ભોગવતી અને પાતાલ તથા એની સાથે ગૂજરાતનો સંબંધ, ખંભાતના રાજ્યની વંશાવળી, ખંભાત રાજ્યનાં ગામોની યાદી, સંસ્કૃત, ફારસી લેખો તથા બાદશાહી સનદો, અને છેવટે આધારભૂત સંસ્કૃત, અંગ્રેજી અને ગૂજરાતી ગ્રંથોની યાદી–એટલી બાબતો સમાવવામાં આવી છે. ગ્રંથમાં કુલ પચીસ ચિત્રો આપવામાં આવ્યાં છે. તેમાં કેટલાંક જૂનાં ચિત્રો આવી જાય છે. ઉપયોગી નકશાઓ પણ મૂકવામાં આવ્યા છે. માત્ર એક ઉણપ રહી ગઇ છે, જે ઉપયોગી સૂચીનિર્દેશની છે. એ અપવાદ સિવાય ગ્રંથ સુંદર થઇ શક્યો છે. છપાઇ કાગળ બધું મજાનું છે. અલબત્ત, રાજ્યનો આશ્રય અને કુમારપ્રિન્ટરી એ બંનેનો સંગમ હોય ત્યાં ઉણપ સંભવે તો નહિ જ. માત્ર ભાષા પરત્વે એક નાનુંશું વાક્ય લખી નાખું. પ્રસ્તાવનાની લેખકની ભાષા જેવી છે તેવી ભાષા પાછળની રહી નથી. અલબત્ત, તેવી ભાષા રહી શકે નહિ. પણ કેટલીક વાર ભાષાનાં સ્ખલનો ભાષાદૃષ્ટિએ સહી શકાય નહિ એવાં, મળી આવે છે. તેની વિગતવાર નોંધ અહીં આપીએ તો આવી સારી કૃતિને અન્યાય થયો કહેવાય.

ખંભાત સંસ્કૃતિની દૃષ્ટિએ ગૂજરાતનું છે, વેપારની દૃષ્ટિએ કાઠિયાવાડનું અને ગૂજરાતનું છે, જ્યારે કોઇ કોઇ વાર તે લાટદેશનું પણ બની ગયું છે. તે પૌરાણિક સ્થળ છે, ગુજરાતના ક્ષત્રિય અમલનું વિકસાવેલું મુખ્ય બંદર છે, જૈનોનું તીર્થધામ છે. અને યૂરોપના પ્રવાસીઓનું વર્ણનસ્થળ છે. યૂરોપના પ્રવાસીઓએ કરેલી ત્યાંથી પાંજરાપોળોનું વર્ણન તો હૃદ્ય છે, જો કે લેખકે

તેનો ઉલ્લેખ કર્યો હોય એમ જણાતું નથી. પ્રથમ એ કુમારિકા-ક્ષેત્રનું મુખ્યધામ હતું. ત્યાં અસુરોનો વાસ હતો. અસુરો લિંગપૂજા અને શિવપૂજા કરતા. તારકાસુરનો વધ અહીં થયો હતો. પછી પાશુપતોનું પરિબળ થયું. ભાઇશ્રી રત્નમણિરાવ આ પૌરાણિક કાળને વિગતવાર તપાસે છે. અને તે તપાસ તેમણે ઘણી રસિક બનાવી છે.

પુરાણોમાં હિન્દનો જ નહિ પણ પશ્ચિમ અને દક્ષિણ એશિયાનો અતિ પ્રાક્ઐતિહાસિક ઇતિહાસ છૂપાએલો છે એ હવે બધા અભ્યાસીઓ કબૂલ કરે છે, પણ તેમાં હજુ વિશેષ વિગતવાર સંશોધનની જરૂર છે. પાર્ગિટરે એ દિશા આપણને સૂચવી છે. આપણે તે દિશાને મોહન-જો-ડરો સાથે વારંવાર મેળવી દઇ પુરાણોને, વેદોને, અને ખુદ મોહન-જો-ડરોના અવશેષોને અન્યાય કરીએ છીએ. પુરાણો વાંચવાં જોઇએ, તેમનો તુલનાત્મક અભ્યાસ કરવો જોઇએ, તે અભ્યાસનાં પરિણામોને વૈદિક સાહિત્ય સાથે સરખાવવાં જોઇએ. અને તે બધાંને પ્રાચીન રોમ ગ્રીસ એસિરિયા ઇજિપ્ત ઇરાન વગેરે દેશોના ઇતિહાસો સાથે મેળવવા જોઇએ. દનુ, દૈત્ય, રાક્ષસ, અસુર, એ નામો ઐતિહાસિક છે. એ નિઃશંક છે. પણ તેમને હજુ આપણે એશિયાના ઇતિહાસ સાથે મેળવી શક્યા નથી.

આપણા અભ્યાસીઓએ તો તેથી યે આગળ જવું જોઇએ. માત્ર પૌરાણિક સાહિત્ય જોવાથી આપણા સમસ્ત ઇતિહાસની આંટીઘુંટીઓનો ઉકેલ થઇ શકશે નહિ. પશ્ચિમ એશિયામાં અને હિન્દમાં અસુરો અને નાગલોકો રહેતા, દક્ષિણમાં રાક્ષસકુલો હતાં, મધ્ય ભારતમાં દસ્યુઓ હતા, તો ઉત્તર હિન્દની પેલે પાર, કિરાતો, યક્ષો, વિદ્યાધરો વગેરે રહેતા અને એ યક્ષો અને કિરાતો પાસે અનેક ગુપ્ત મન્ત્રો-એટલે વિદ્યાગુણો હતા, જેમને આપણે અત્યારે "સાયન્સ"ના મોટા નામથી ઓળખીએ છીએ. તેમના અનેક

નિર્દેશો બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન સાહિત્યોમાં મળે છે. આ હિમાલય સંસ્કૃતિનો ઉકેલ આપણે હજુ કરવાનો છે.

ગૂજરાતમાં તે ઉકેલ થવાનો આરંભ થાય છે તે જોઇ હર્ષ થાય છે. રત્નમણિરાવભાઇ કહે છે, પૂરાવાઓ ટાંકી સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે, કે પાતાળ ગૂજરાત કાઠિયાવાડનો પ્રદેશ હતો. આ નવીન સમર્થન છે અને તેને વધારે તપાસવાની જરૂર છે. એ જ પ્રમાણે તેમનું સરસ્વતી નદી વિશેનું સમર્થન પણ બારીક તપાસ માંગે છે. ભૂસ્તરવિદ્યા, વનસ્પતિવિદ્યા, પુરાણો, એ આપણને આ સમર્થન માટે ઉપકારક થઇ શકે. ગૂજરાતમાં એટલે મહાગૂજરાતમાં એમના અભ્યાસીઓ જોઇએ.

અહીં એક બાબતનો હું નિર્દેશ કરી શકું. આ તપાસમાં પ્રાચીન, પ્રાક્–ઐતિહાસિક સ્થળોનું ખોદકામ યોગ્ય પરિણામો બતાવી શકે પણ ખોદકામ મહાગૂજરાતને લગતું હોય તેમાં ગૂજરાતીઓનો સાથ હોવો જોઇએ. સવાલ તો એ છે કે એવા અભ્યાસીઓ ગૂજરાતમાં તૈયાર થઇ શકતા નથી. આ શક્તિ માટે લોકકથાનું જ્ઞાન, સ્થાનિક પરિચય, સંસ્કૃતપ્રાકૃતનો અભ્યાસ, વિજ્ઞાન, કલ્પનાશક્તિ, તથા ઇતિહાસબુદ્ધિ જોઇએ. પણ મહાગૂજરાત એક રાષ્ટ્ર નથી અને તેનાં સંસ્થાનોના સંચાલકોમાં બધા ખંભાતના નવાબો નથી કે સર સયાજીરાવ ગાયકવાડો નથી.

લેખક એ પૌરાણિક ઇતિહાસમાં ઊતરે છે ત્યારે તેઓ ખંભાતના પ્રાચીન નામની ચર્ચા કરે છે. આ ચર્ચા એક વાર મેં વિદ્યાર્થી અવસ્થામાં "વસંત"નાં પાનાંમાં વાંચેલી. રત્નમણિરાવભાઇ એ ચર્ચાને તાજી કરે છે. અને તે પ્રયત્નમાં તેઓ લિંગપૂજા, અંબીઓ, યૂપ, શિશ્નપૂજા, પાશુપત મત, અસુરોનો ધર્મ એ રસિક વિષયોની ચર્ચાઓમાં ઉતરે છે. એ સુર–અસુર સંગ્રામમાં સુરોનો આર્ય સંસ્કૃતિનો વિજય થયો ત્યારે ખંભાત સ્તંભનપુર નામે પ્રસિદ્ધ થયું અને ત્યાં બ્રાહ્મણ સંસ્થાન એટલે કે મહાસ્થાન વસ્યું.

લેખક મુસ્લીમ સંસ્કૃતિના પ્રશંસક છે તેટલા જ અસુર સંસ્કૃતિના પ્રશંસક હોય એમ જણાય છે. વસ્તુતઃ મને તો એમ લાગે છે કે એક વાર ગંગા નદીના કાંઠાથી તે પશ્ચિમે હેલિસ નદી સુધી એટલે કે એશિયા માઇનોરના કાંઠા સુધી આર્ય સંસ્થાનો છુટાંછવાયાં પડ્યાં હતાં, અને સ્થાનિક અને પ્રાંતિક ભેદોથી રંગાએલી વિગતોની બાબતમાં જુદી જુદી, પણ સિદ્ધાંતે એક, સંસ્કૃતિ આ મોટા પ્રદેશમાં પ્રસરી રહી હતી. લિંગપૂજા, શિશ્નપૂજા, એ બધા આ સંસ્કૃતિના જૂનાનવા ગુણો હતા, જે બધાં લક્ષણો અત્યારે હિન્દુ સંસ્કૃતિમાં જોવામાં આવે છે. પણ તેથી આપણે એમ કહી શકીએ નહિ કે અસુરો, રાક્ષસો, નાગલોકો યક્ષો કે વિદ્યાધરો આર્ય પ્રજાની કરતાં સંસ્કૃતિમાં તે વખતે ચડી જતા હતા.

ખંભાતનો ખરો ઉદય તો ગૂર્જરરાષ્ટ્રના ઉદય પછી થયો અને તે ઉદયસાધનામાં કેટલેક ઠેકાણે બહુ વગોવાતા જૈનો ઉદયન વસ્તુપાળ અને તેજપાળ એ ખાસ જવાબદાર હતા. ત્યાં બૌદ્ધ પરિબળ હશે. પણ સોલંકી યુગ પછી તે બળ ખાસ કરી જૈનો અને બ્રાહ્મણોનું બન્યું. અલબત્ત, રાષ્ટ્રકૂટો ગૂજરાતમાં મોટી સત્તા ધરાવતા હતા. પણ તેમના વખતમાં સ્તંભનપુર કે સ્કંભનપુર અગત્યનું સ્થળ હશે તે સિદ્ધ થઇ શકતું નથી, જો કે વલ્લભી રાજ્યના અને રાષ્ટ્રકૂટી સરદારોના યુદ્ધમાં આ વિભાગનું મહત્ત્વ સારું હતું તે એ વખતનાં તામ્રપત્રોથી ચોક્કસ થઇ શકે છે. આ સોલંકી યુગમાં અરબ મુસાફરો ગૂજરાતમાં આવતા, ખંભાતમાં મુસ્લીમો અને પારસીઓ વસતા હતા તે વખતે, ખંભાત ગૂજરાતનું મુખ્ય નૌકાનગર હતું.

સોલંકી યુગ પછી મુસ્લીમ યુગ આવે છે. ખંભાત તે વખતે ગુજરાતનું મુખ્ય બંદર બને છે. તેનો મુખ્ય વિધાતા મહમુદ બેગડો હતો, આ વિધાનમાં રુમી એટલે તુર્કી સરદારોએ સારો ભાગ ભજવેલો. જો કે લેખક તે વિશે બહુ લખતા નથી. યુરોપના

પ્રવાસીઓ તે વખતે ખંભાત આવવું ચૂકતા નહિ, અને તેમનાં એ બંદરનાં વર્ણનો તો આખાં ને આખાં ઉતારવા જેવાં છે.

આ યુગ ખંભાતનો સુવર્ણયુગ હતો. મોગલાઇના વખતમાં સુરત પ્રસિદ્ધિને પામ્યું. ઔરંગઝેબના વખતથી તો ખંભાતની પડતી થઇ. ત્યાર પછી આવ્યો મરાઠી યુગ. તે વખતે હાલના મુસ્લીમ વંશે ખંભાતની ગાદી સ્થાપી અને ખંભાતને બ્રિટિશોનું માંડળિક રાજ્ય બનાવ્યું. લેખક લખે છે કે ખંભાતની ગાદીનો સ્થાપક મોગલ સરદાર મોમીનખાં હૈદરાબાદ સંસ્થાનના સ્થાપક મિનકલીનખાં નિઝામ-ઉલ-મુલ્ક જેવો જ બાહોશ મુસદ્દી હતો. પણ સ્થળફેરને લીધે તે નિઝામ જેવી સત્તા ગુજરાતમાં સ્થાપી શક્યો નહિ. મોમીનખાન ઉપરનો લેખકનો પક્ષપાત વિશેષ પડતો કહી શકાય.

આ પછી લેખક ખંભાત સંસ્થાનનો ઇતિહાસ આપે છે, તે ઇતિહાસ મરાઠી યુગનો છે, ઇંગ્રેજ યુગનો છે, વસ્તુતઃ સ્થાનિક અને વ્યક્તિગત છે. તેથી તેને અહીં વધારે અવલોકન આપવાની જરૂર નથી.

લેખક ખંભાતના સ્થાપત્યને તપાસતાં ગૂજરાતીઓની સ્થાપત્ય-કળાને વખાણે છે. પણ જ્યારે તેઓ એમ કહે છે કે ગૂજરાતીઓ કમાનની કલાને તથા અલંકારોને માપસર કરવાના કામને મુસ્લીમો પાસેથી શીખ્યા, ત્યારે કહેવું જોઇએ કે વસ્તુતઃ તેમ નહોતું. કેટલાક અનુભવી સ્થાપત્યશાસ્ત્રીઓનું તો કહેવું એવું છે કે કમાનની કળા હિંદુઓની અજાણી નહોતી. અને અલંકારોના માપને તેઓ સારી રીતે જાણતા હતા. તેથી જ મૌલિક તત્ત્વે ગૂજરાતનું સ્થાપત્ય હિન્દુ જ રહ્યું: બહુધા તે જૈન આડંબરવાળું બન્યું. ખંભાતમાં જૂની જ્યાદિત્યની પ્રતિમા મળી આવી છે તે ઉપરથી માલમ પડે છે કે ગુજરાતમાં સૂર્યમંદિરો તે વખતે ઘણે ઠેકાણે હશે.

લેખક ખંભાતના વેપારને સારી રીતે તપાસે છે અને તેમાં આયાતનિકાસની ચીઝોને જણાવે છે. કેટલેક સ્થળે તો તેઓ

માર્મિક વચનો કહે છે. દૃષ્ટાંતમાં, "ગૂજરાતના વેપારમાં દલાલની સત્તાની જે પ્રથા પડેલી છે તે પરદેશીઓને બહુ ન પેસવા દેવામાં એક કારણભૂત થઇ છે એમ મનાય," (પા. ૧૧૫) તેઓ ખંભાતની અકીકની કારીગરીનું સાફ બ્યાન આપે છે.

અત્યારની ખંભાત સરકારની વહીવટી સંસ્થાઓનું વર્ણન આપણને કેટલીક ઉપયોગી માહિતી આપે છે. અલબત્ત, ૧૭ તોપો, (કામમાં આવે એવી ત્રણ !) ૧૧ સવાર અને ૧૫૦ પાયદળો જેમાં છે એવી વ્યવસ્થાને લશ્કરનું નામ આપવું કે કેમ તે સવાલની વાત છે. તેવી જ રીતે દિ. બ. નર્મદાશંકરભાઇના નામને ચેસ્ટરફીલ્ડને લૉર્ડ મૅકોલેને આપેલા Double firstના ઉપનામ સાથે જોડી દેવાનો પ્રયાસ લેખક તરફથી થતો વાંચવામાં આવે (પા. ૧૩૯) ત્યારે વાચકની બુદ્ધિને આશ્ચર્ય તો લાગે. પણ જ્યારે એમ કહેવામાં આવે કે આ સંસ્થાનમાં દિવાની ફોજદારી ન્યાય કરતી ૮૫ ગ્રામ-પંચાયતો છે, કે રાજ્ય તરફથી વૈદિક પાઠશાળા નિભાવવામાં આવે છે, તથા એક અર્બન બૅંક છે, બાર ખાનગી ગૂજરાતી નિશાળો છે, (પા. ૧૪૬–૧૪૭) પ્રાથમિક શિક્ષણ મફત છે તથા રાજ્યમાં સહકારી મંડળીઓનું કામ સાફ ચાલે છે ત્યારે, અલબત્ત, ઘણાં શિથિલ કારભારવાળાં સંસ્થાનોને ઉત્તમ કોટિમાં મૂકતા આ પ્રચારયુગમાં વાચકને નિઃશંક ખંભાતના નવાબ સાહેબના વહીવટ પ્રત્યે સન્માન ઉદ્ભવે. તે સન્માન કાયમ રહે અને એ સંસ્થાનના નવાબ સાહેબની અભિલાષાઓનું અઢારમા પ્રકરણમાં જે વર્ણન આપવામાં આવ્યું છે તે ફળીભૂત થાય તેટલું દરેક વાચક ઇચ્છે.

ખંભાત શહેરનો આ ઇતિહાસ તેવા જ બીજા ઇતિહાસોનો પુરોગામી થાય તેટલી અભિલાષા પ્રકટ કરી આ અવલોકન હવે પૂરૂં થતું જોઇએ.

૧૦–૧૧–૧૯૩૫
વડોદરા કૉલેજ
મજમુદાર કેશવલાલ હિંમતરામ

## જીવનમંગલ

**જીવનમંગલ :** ગાર્હસ્થ્ય આલેખતાં આઠ રેખાચિત્રો : ચિત્રકાર–કનુ દેસાઇ : ( કુમાર કાર્યાલય, અમદાવાદ; રૂ. ૧ )

અમદાવાદના આ તરુણ ચિત્રકારનો પરિચય ચિત્રકલાના રસિયા ગુજરાતીઓને આપવાની આવશ્યકતા હવે ન જ હોય. આ ચિત્રકારે આ ચિત્રમાલા સિવાય બીજી છ ચિત્રમાલા પ્રગટ કરી છે અને તે જુદી જુદી ચિત્રમાલાના જુદા જુદા કલાવિધાનથી કલારસિકો અતિ પરિચિત છે–હોવાં જોઇએ. તેમની છેલ્લી ચિત્રમાલા 'મંગલાષ્ટક'માં દામ્પત્યજીવનના ઉષઃકાલના આઠ ચિત્રો છે. આ 'જીવનમંગલ' તેના અનુસંધાન રૂપે દામ્પત્યજીવનનું બીજું પગલું આઠ ચિત્રો દ્વારા આલેખે છે. એટલે એક રીતે જોતાં આ ચિત્રમાલા 'મંગલાષ્ટક'નો દ્વિતીય ખંડ છે; છતાં આ બે માલાઓમાંનાં ચિત્રો કનુ દેસાઇનાં બે જુદાં જુદાં કલાવિધાન વ્યક્ત કરે છે અને તે પણ સરલ સ્પષ્ટતાથી. 'મંગલાષ્ટક'માં એકેક ચિત્ર લગ્નનું ભાવનામય સ્વરૂપ આલેખે છે. પ્રતીક–ચિત્રો દ્વારા લગ્નમાં રહેલ કાવ્યમયતા નિરખનારની દૃષ્ટિ સન્મુખ ખડી કરે છે. અને સંજ્ઞા અને ભાવનાને મૂર્ત સ્વરૂપે આલેખવામાં કનુ દેસાઇએ ગુજરાતી ચિત્રકળામાં અમુક વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ચિત્રકલાના વિશાળ ક્ષેત્રમાં કનુ દેસાઇએ અનેક જુદી જુદી દિશામાં સફલ પ્રયાસ કર્યો છે તેમાં પુસ્તકોનાં 'કવર–જેકેટ' ઉપરના Symbolic ચિત્રોમાં એમણે જેટલું સાફલ્ય પ્રાપ્ત કર્યું છે તેટલું અન્ય કલાકારોએ કર્યું નથી એ નિર્વિવાદ છે. હિંદુસ્તાનની અન્ય ભાષામાં પ્રગટ થતાં પુસ્તકોના કવર–જેકેટ ગુજરાતી પુસ્તકોના કવર જેકેટ આગળ ઝાંખાં પડે છે એ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં કનુની આ દિશામાં સધાયેલ પ્રગતિ અભિનન્દનીય છે. Symbolic રેખાચિત્રોમાં આ ચિત્રકાર મનુષ્યાકૃતિના આલેખન વડે અદ્ભુત સૌંદર્યનાં પાન આપણને કરાવે છે. મનુષ્યાકૃતિના અંગના વિવિધ

મરોડમાં નૃત્યકલાના ઉચ્ચ સ્વરૂપમાં તે આપણને દર્શન કરાવે છે.

'જીવનમંગલ'માં ચિત્રકાર Symbolismને છોડી વાસ્તવિકતા પ્રત્યે વધે છે. ભાવનાઓનાં પ્રતિબિંબોને કાવ્યમય ચિત્રોનું રૂપ આપવાને બદલે, ગૃહસ્થજીવનમાં બનતા વાસ્તવિક, સરલ પ્રસગોને કોમળ રેખાઓથી ચિત્રોમાં ગૂંથી લેવામાં આવ્યા છે. આવી ચિત્રમાલાઓમાં દરેકે દરેક ચિત્રની બાંધણી અને વિધાનમાં એકસરખી સરસતા નથી હોતી—ન હોઇ શકે. આ માલા પણ એમાં અપવાદરૂપ નથી. આઠમું ચિત્ર જીવનમંગલ વાસ્તવિકતાની ભૂમિ ઉપર નથી પણ જેમાં કનુ વધારે દીપી નીકળે છે તે ભાવનામય ભૂમિ ઉપરનું છે. વાસ્તવિક ચિત્રોમાં પાંચમું 'બાધા' અને છઠ્ઠું "મસ્તી" બીજાં ચિત્રોમાં તરી આવે છે. 'બાધા'માં દેવની વિરાટ મૂર્તિ, તેમાં રહેલ પરમ શાંતિ, માનવીઓ પ્રત્યે રહેલ દયા અને કરુણા, એની તુલનામાં ક્ષુદ્ર છતાં એ જ વિરાટ તત્ત્વની રજકણ સમી લાગતી મા અને બાલકની સ્પષ્ટ રેખાંકનથી દોરાએલ આકૃતિ, પ્રચંડ સ્થંભ વગેરેના આલેખનથી આખું ચિત્ર નિરખનારના હૈયામાં અજબ શાંતિ પ્રેરે છે, મનુષ્યની ક્ષુદ્રતા પ્રભુનો પ્રેમ વગેરે જુદાં જુદાં સનાતન સત્યનાં દર્શન કરાવે છે.

મસ્તી દરેક સ્નેહાળ માના જીવનમાં બનતા સાધારણ પ્રસંગનું અસાધારણ કલામય આલેખન છે. આવા પ્રસગો જેમના જીવનમાં દુર્લભ નથી એમને જીવનનાં અનેક દુઃખો સહન કરવાં સહેલાં થઇ પડે છે.

ચિત્રોની રેખાઓ અતિ કોમલ છે. તેમાં ય કેટલાંક ચિત્રોની રેખાઓ તો એવી ઝીણી છતાં સ્પષ્ટ છે કે જોનારને 'એચીંગ'નું ભાન થઇ આવે છે. પરંતુ 'એચીંગ' તૈયાર કરવાં હજી ગુજરાતના ચિત્રકારોને પરવડે તેમ નથી એટલે આવાં 'એચીંગ' જેવાં જણાતાં ચિત્રોમાં જ ચિત્રકારોને પોતાની કલા બતાવવાની રહી.

કનુ દેસાઇ હજી પોતાને પ્રયોગદશામાં માને છે એ ગુજરાતની ચિત્રકળા માટે આનંદનો વિષય છે. જુદી જુદી દિશામાં એમના

પ્રયોગ ઓછી વધતી સફળતા પ્રાપ્ત કરી શક્યા છે. પીંછી દિનપ્રતિદિન દૃઢતા સરલતા અને મૌલિકતાને વધુ પ્રમાણમાં વરતી જાય એટલે ભવિષ્યમાં આથી પણ વધુ કલામય કૃતિઓ તેમની પીંછીમાંથી પ્રકટ થશે જ એવી ગુજરાતને ખાતરી છે.—"મ"

## મનોરાજ્યનાં મૌક્તિકો[1]

**મારાં સાહિત્યરસિક ઇંદિરાભાભી**

તમારો પત્ર મળ્યો. તમે તો દહાડેદિયે વધુ વધુ સાહિત્યપ્રિય થતાં જાઓ છો કે શું? એનો તો જાણે કુછ વાંધો નહિ, પણ તમે તે મને સાહિત્યવિવેચનનો કોઇ સચો તો નથી માની બેઠાં ને, કે જ્યારે ને ત્યારે બસ તાકીદે આજ અમુક પુસ્તક વિશે, તો કાલ અમુક લેખક કે કવિ વિશે મારો અભિપ્રાય તમને પત્ર દ્વારા જણાવવાનાં ફરમાન બહાર પાડયે જ રાખો છો? જૂની લોકવાર્તાઓમાંની વખાની મારી વિજંન વનવગડે એકલી પડેલી સ્ત્રીને જ્યારે અન્ય કોઇ માનવીનો ભેટો થાય અને પેલું માનવી તેને માનવેતર સત્ત્વ માનવા પ્રેરાય, ત્યારે પેલી કહે "ના બાપુ, હું દેવી યે નથી ને ડાકણે નથી. હું તો છું વખાનું માર્યું કાળા માથાનું માનવી." એમ મને ય તમને સાફ સાફ સ્પષ્ટ કહેવાનું મન થાય છે કે મને હમેશાં સર્વજ્ઞ માનવાની ભૂલમાં ન પડતાં. હું ય એક અદનો માનવી છું અને વધુમાં થોડો ઘણો સાહિત્યશોખી પણ અલબત્ત વખાનો માર્યો નહિ જ. આ તો ઠીક છે કે આપણા સમર્થ વાર્તા-

૧. રજકણ : લેખક અને પ્રકાશક ધૂમકેતુ : મૂલ્ય સવા રૂપીઓ : પૃષ્ઠ સંખ્યા ૬+૨૦૮. વિક્રયસ્થાન, ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ. ચબરાકિયાં : લે. પ્ર. ફિરોજશાહ રૂસ્તમજી મહેતા : ૧૪, પારસી કોલોની, કરાંચી.

લેખક ધૂમકેતુ તો મારા પ્રિય લેખકોમાંના એક હોઈ એમનું થોડા સમય પરનું પ્રકાશન 'રજકણ' તો મેં તમારા કરતાં વ્હેલું કે'દા'ડાનું વાંચી કાઢ્યું છે, બાકી નહિતર તો તમે મારી આબરૂ જ લ્યો ને?

વારુ, ત્યારે તમે 'રજકણ' વિશે મારો અભિપ્રાય માગો છો, નહિ? તો એક જ વાક્યમાં કહી નાખું છું કે આપણા અગ્રિમ નવલિકાકાર અને શિષ્ટ ગદ્યલેખકના એકાન્ત સ્વાનુભવનિષ્ઠ ચિન્તનનો વૈવિધ્યભર્યો બસો પાનાંથી ય વધારેનો આ અમૂલ્ય સંગ્રહ આપણા સૌના એટલે કે સાહિત્યમાં થોડો ઝાઝો કંઈકે રસ જેઓ લે છે તે સૌના હાર્દિક સત્કારનો અધિકારી છે. આકર્ષક છપાઈ અને રૂપરંગમાં માત્ર વીસ આનાની કિંમતે આ પુસ્તક મળે એ સાવ પાણીને મૂલે મળે છે એમ જ હું તો કહું. પણ તમે તરત જ બોલી ઉઠવાનાં, "ના એમ નહિ, દાખલાદલીલો આપી સમજાવો કે શા માટે એ સારૂં છે કે અમૂલ્ય છે વગેરે." મને ખાતરી છે કે આજનું તર્કવાદી વિજ્ઞાનિયું માનસ ખાત્રી પુરાવાની લાંબી કતાર ખડી કર્યા વિના કશું એમ ને એમ ગળે ઉતારે જ નહિ. તો ચાલો સહેજ વિગતથી વાત કરૂં.

પણ તમે તો મૂળથી જ વાત ઉપાડો છો કે વાર્તાલેખકે પોતાનું વાર્તાઓ લખવાનું કામ મૂકીને આવા છૂટક વિચારો તે શું પ્રકાશિત કરવા? તો તો પછી તમારી દલીલ આગળ વધારીએ તો તમારી શાહી ઑફિસમાંથી બીજાં ય ફરમાન છૂટવાનાં કે કવિ ન્હાનાલાલે કવિતા જ લખવી અને 'પાંખડીઓ' જેવી ખંડવાર્તાઓ કે 'કવીશ્વર દલપતરામ' જેવું જીવનચરિત્ર લખવાં નહિ, કનૈયાલાલ મુનશીએ નવલકથાઓ સિવાય ટૂંકી વાર્તાઓ કે જીવનચરિત્ર કે સંશોધન કે નાટકોમાં હાથ અજમાવવો ન જોઈએ, કે આપણા જુવાન કવિઓ 'સુંદરમ્' ઉમાશંકર ને 'સ્નેહરશ્મિ'એ માત્ર કવિતા જ લખવી અને વાર્તાઓ નહિ. સદ્‌ભાગ્યે હજુ તમારાં જેવાનાં મંતવ્યે એ કોઈની પ્રવૃત્તિ આડા

હાથ દીધા નથી, એમ થઈ શક્યું છે મૂળે અશક્ય પણ એ જવા દઈએ. કવિએ લખ્યું છેઃ 'મણિમંડિત આકાશને માટે, ધૂમકેતુ કલા સંકેલી વિચરતો.' તેમ આપણા 'ધૂમકેતુ' પણ થોડોઘણો વખત પોતાની વાર્તાકલાને સંકેલી પોતાનાં મનોરાજ્યમાં યથેચ્છ રમણભ્રમણ કરે તો એટલો એને હક છે, અને એ મનોરાજ્ય આમ પુસ્તકાકારે પ્રકાશિત કરે, તો મને લાગે છે, કે કોઈને એમની જોડે કજીઓ કરવાનું કારણ નથી. તમે એટલું તો કબૂલ કરશો જ કે માણસ એ વિચારશીલ પ્રાણી છે, ખરી રીતે પશુમાં અને મનુષ્યમાં ફેર જ એ છે કે માણસને વિચાર કરવા મગજ, કલ્પના દોડાવવા મન, અને લાગણીઓ અનુભવવા હૃદય છે. દિવસરાત માણસના મગજમાંથી કંઈ કંઈ વિચાર તણખાઓ ઝબકીઝબકીને ચાલ્યા જાય છે, પણ એમને પકડી લઈ કાગળ પર યથાભાવ ઝડપી લેવાની સૂઝ, આવડત, કે કલા સહુમાં નથી હોતી; એમની તો એવા વિચારો "...બહુ બહુ હવામાં વહી ગયા." જેવી જ સ્થિતિ હોય છે. ખરો સાહિત્યકાર કે કવિ અન્ય મનુષ્યોથી જુદો પડે છે તે આ જ બાબતમાં. રા. ધૂમકેતુએ આવી, સાહિત્યકારને મન મહામૂલી, તકો જવા નથી દીધી, અને પોતે આજન્મ સાહિત્યકાર હોવાથી સુષ્ઠુ વાણીમાં એમને અક્ષરદેહ આપ્યો છે.

વળી આ વિચારસંગ્રહ એ એક કે સામટા બેચાર દહાડાનાં એકધારાં ચિન્તનમનનનું પરિણામ ન હોય એ સમજી શકાય એવી વાત છે. આ 'રજકણ'માંનાં કેટલાંક વિચારમૌક્તિકો અવારનવાર આપણાં કેટલાંક સામયિકોમાં પ્રસિદ્ધ થતાં રહેતાં હતાં એ પણ નોંધપાત્ર બિના છે. એટલે હું તો પ્રસ્તુત સંગ્રહને રા. ધૂમકેતુની ડાયરી કે નોંધપોથી તરીકે જ લેખું છું, જેમાં અવારનવાર મગજના પડદાને સ્પર્શી જતા અને કેટલીક વાર હાથતાળી આપીને નાસી જતાં પકડાઈ ગએલા વિચારો, કોઈ આજ, કોઈ કાલ, એમ કરતાં ટપકાવે ગયા હશે. આપણા આખાબોલા સોની વેદાંતીકવિ અખાના પેલા જાણીતા લગભગ સાડા સાતસો જેટલા છપ્પા

પણ આવી જ નોંધપોથી છે એમ મારુ માનવું છે. હું તો ઇચ્છું કે દરેક પ્રતિભાશાળી સાહિત્યકાર પોતાનું મનોરાજ્ય આવી ડાયરીમાં નોંધી છેવટે પ્રગટ કરવા જેવું પ્રકાશમાં લાવતો રહે તો ઘણું બધું સબળ ચિન્તન આપણને મળે.

'રજકણ'ની સમીક્ષા કરતાં પહેલાં એક વાત તમને કહી દઉં. કર્તાનાં અર્પણ કાવ્યમાંની

ન રૂપ કે રંગ સુગંધ આમાં
વૈવિધ્યવાળી રચના મળે ના

—એ પંક્તિઓને ગંભીરતાથી સમજવાની ઉતાવળ કદાચ તમે કરી બેસશો એવો મને ભય છે, જો કે આખું ય પુસ્તક વાંચી લીધા પછી તો એથી ઉલટી જ પ્રતીતિ તમને થશે એની મને ખાતરી છે. એ પંક્તિઓનું વક્તવ્ય પોતાનું સર્જન પોતાને પૂરતો સંતોષ આપી ન શક્યાના લેખકના વિનમ્ર સ્વભાવનું ઘોતક હું સમજું છું. આવી જ વિનમ્રતા આપણા અત્યારના અનુતીય નવલકથાકાર રા. રમણલાલ દેસાઇની દરેક કૃતિની પ્રસ્તાવનામાં અચૂક દેખા દે છે, જે જોઇને પ્રદ્યોત તો એક વાર ચીડાઇને બોલી ઉઠ્યો હતો કેઃ 'આ દેસાઇને આત્મમાન છે કે નહિ!' અર્પણમા તો જાણે ઠીક, પણ 'રજકણ'ની કાવ્યમય પ્રસ્તાવનામાં કર્તા પેલા 'નિસ્તેજ, લઘરવઘર, અકિંચન, અજાણ્યા...આદમી'માં પોતાની જાતને ઉદ્દિષ્ટ રાખતા હોય એમ મને તો લાગે છે ત્યારે તો આ વિનમ્રતા લગભગ લઘુતાની કોટિએ જઇ બેસે છે. મને તો એ વખતે કાન્તે પેલા રાજવી કવિને ઉદ્દેશેલી 'નહિ નહિ કદી તારે શબ્દે જરી લઘુતા ઘટે' એ પંક્તિ એમને જ સંબોધવાનું મન થઇ જાય છે. જો કે મને તો ત્યાં પોતાની કૃતિઓની ઘટતી કદર ન થયાનો 'ધૂમકેતુ'નો અસંતોષ ધ્વનિત થતો લાગે છે; ઉપહાસ, બેદરકારીભર્યું ઠંડું મૌન, દંભી આશ્વાસન આદિ તરફ સીધું સૂચન એમાં મળે છે. વળી પોતાની યત્કિંચિત સાહિત્યસેવા માટે તો

શારદામૈયાએ તેના કરેલા સ્વીકારને વ્યંજિત કરી આત્મસંતોષ દાખવ્યો છે, એટલે પોતાના સર્જનવિષયક અસંતોષ કરતાં તેના પ્રત્યેની ઉપેક્ષાને લીધે જન્મેલો ઉકળાટ નથી લાગતો થોડોક અહીં? વળી પૃષ્ટ ૧૫માંના છેલ્લા મુક્તકમાંથી પણ આવો જ સૂર નીકળે છે. પણ તમે ચીડાઈને બોલી ઉઠશો, "તમને તો બાપ્સાહેબ, આવું તાણીખેંચીને બેસારતાં ઠીક ફાવે છે. આપણને તો એવું કાંઈ નથી લાગતું." તો કંઈ નહિ, જવા દો એ વાત.

પણ હું શું કહેતો હતો? હાં, મારે કહેવું એ છે કે કર્તા ભલે ના કહે, બાકી અહીં રંગ છે ને સુગંધ પણ છે. તેમ જ વૈવિધ્યનો પણ અભાવ નથી. 'રજકણ'માં અર્થપૂર્ણ ટૂંકબોલાં સૂત્રો છે, ગંભીર પર્યેષણો છે, નીડર સ્પષ્ટવક્તૃત્વે અંકિત એવાં મંતવ્યો છે, મનોરમ દિલ સળવળાવે એવી કલ્પનાઓ છે, ક્રાન્તિ નોતરતાં સળગતાં ઉબાડિયાં છે, કર્તૃહૃદયની અસ્ફુટ મધુર વાંછાઓ છે, મોહક શૈલીમાં વર્ણવેલા સુંદર પ્રસંગો છે, અને છંદને વાંકે જ—જો કે કવિતા અછાંદસ પણ હોઈ શકે છે એ કવિ ન્હાનાલાલે ક્યારનું ય સિદ્ધ કરી આપ્યું છે, એટલે આ બહુ મોટો વાંધો ન ગણાય—કવિતા ન ગણાય બાકી બીજી બધી વાતે કવિતાનાં તત્ત્વો પોતામાં સમાવનાર ગદ્યકાવ્યો પણ અહીં છે. ટૂંકમાં કહીએ તો સાહિત્ય તેમ જ કર્તાના વાજબી મંતવ્ય પ્રમાણે (જુઓ, પૃષ્ટ ૮૨, બે) સાહિત્ય જેનો પડછાયો જ માત્ર છે એવો જીવનનાં વ્યાપક ક્ષેત્રને પોતાની વિચારણા માટે કર્તાએ લીધાં છે, અને તેમાંથી તાજાં, સ્વચ્છ અને એમની કલમને ઝેબ આપે તેવાં ચિન્તનો નિષ્પન્ન કર્યાં છે. અને એવાં એક બે નહિ પણ અનેક 'તાજાં સુમન' એમને લાધ્યાં છે. આ બધું હું કહું છું તે ખરૂં છે કે કેમ એની ખાતરી માટે તો આખું પુસ્તક જ તમારી આગળ ધરી દઉં, પણ તો ય તમને થોડીક વાનગી વગર સંતોષ થાય નહિ એ હું ક્યાં નથી જાણતો? જુઓ ત્યારે, ઉઘાડો પાનું ૨૭મું, વાંચોઃ

અશક્યતાની ખડક ઉપર સત્યની ખાતર ભુક્કેભુક્કા થઇ જવું એનું નામ જ પુરુષાર્થ : જીવન : મનુષ્યત્વ.

હજુ જુઓ :

એક ધ્યેયની પાછળ જે જીવનસમર્પણની આશા સ્ફુરતો નથી તે જુવાન નથી.........વસ્તુને જીવનધ્યેય તરીકે સ્વીકારી તેના ત્યાગની વાત જે કાઢે નહિ તે નિત્ય જુવાન રહેવાનો......... (પૃષ્ઠ ૮૩)

મુડદું લઇને શું કરશો આ ? હેતુ વિનાનાં જીવનની દરેકે દરેક વાત એકેક મુડદું છે. (પૃષ્ઠ ૬૭)

કેવી તેજસ્વી લખાવટમાં પ્રેરણાવાહી સૂત્રો અહિં રજુ થયાં છે ? પૃષ્ઠ નવમે જુઓ :

જે મજા સંગ્રામમાં છે તે મજા ખોઇને મૂર્ખાઓ વિજય વાંછે છે—વાંછવા દો. વિજયના જેવો મોટો પરાજય જોઇ કોણ નથી પસ્તાયું ?

આ વિચારનો પૂર્વાર્ધ પંડિત જવાહરલાલનાં 'I revel in warfare'ની ઘોષણાની યાદ નથી આપતો ? કેવી સુંદર રીતે આ મૂકાયો છે એ જોવાનું છે. પૃષ્ઠ ૮૭મે વાંચીએ છીએ :

કંદર્પના આશ્રય નીચેથી લગ્નને શંકરના આશ્રય નીચે લઇ જવાં. લગ્નના સઘળા ફેરફારોમાં એ પ્રધાનસ્વર હોવો જોઇએ.

કવિ કુલગુરુએ કુમાર સંભવમાં મૂર્ત કરેલી અને આપણે ત્યાં ગોવર્ધનરામ ન્હાનાલાલ આદિએ પ્રતિપાદિત કરેલી લગ્નમીમાંસા એક જ સૂત્રમાં મૂકવી હોય તો આથી બીજી કઇ વધુ સારી રીતે મૂકી શકાશે ?

પણ આમ જ્યાં ત્યાંથી આડેધડ અવતરણો કરવાથી મને મુદ્દલ સંતોષ નથી થતો. વળી સરેરાશ ત્રણ વિચારમૌક્તિકો એક પાનાં દીઠ ગણીએ તો ય કુલ સંખ્યા સાડાત્રણસો-ચારસોને આંકડે પહોંચવા જાય. વળી આમાંનાં ચિન્તનો ટૂંકામાં ટૂંકાં એક

લીટીનાં અને કેટલાક મોટમાં મોટી તો પાનાં જેટલા વિસ્તારમાં હોય છે. એને અંગે તેમાંથી ઉતારા આપવાનું જરા મુશ્કેલ થઇ પડે છે. મને તો લાગે છે કે રા. ધૂમકેતુએ દરેક મુક્તકને કંઇ નહિ તો સંખ્ય નંબર આપ્યો હોત તો હું તમને બતાવી શકત કે આટલામો, આટલામો વિચાર આવો છે કે તેવો છે. પણ જેમ છે તેમ તો મારે બહુ ઉતારા કરીને લંબાણ કરવું નથી માટે તમને પૃષ્ટનો આંકડો બતાવીશ, તેમાંથી ક્યા વિચારને ઉદ્દેશીને હું કહું છું તે તમારે જોઇ લેવું પડશે.

આજનાં સમાજતંત્ર વિશે બે જ લીટીઓનું ફરિયાદનામું સાંભળવું છે? સાંભળો ત્યારે.

આજનું દરેકે દરેક ઘર પોતપોતાની યાતના ભોગવી રહ્યું છે. એ થોડા જ વખતમાં ફના થઇ જનાર છે. (પૃષ્ઠ ૪૮)

તેમ જ ૩૮ મે પાને પ્રથમ મુક્તક પણ જોઇ લેજો. સામ્ય, ધૂમકેતુને એધડક, પેલાં 'સૌરાષ્ટ્ર' વાળાની ભાષામાં કહીયે તો 'સાફ સાફ,' મંતવ્યો નીડર સ્પષ્ટ–વક્તૃત્વથી જાહેર કરતા જોવા હોય તો પૃષ્ઠ ૩૬–૩૭ જોઇ જજો એટલે ખબર પડશે. અલબત્ત પોતાનાં વિધાનને ધારદાર અને સચોટ બનાવવા માટે થોડીક તીખાશનો પ્રાશ્નો દેવામાં આવ્યો છે, એમ જોઇ શકાશે. આ ઉપરાંત પૃષ્ઠ ૪૬–૪૭ માં પણ આપણી લગ્નસંસ્થા તેમ જ સમાજ-વ્યવસ્થા પર ઠીક સપાટા છે. ધર્મને તમે પેલું રશિયન સાહિત્ય વાંચ્યા પછી કેફ તરીકે ઓળખતાં થયાં છો એ મને ખબર છે. પણ ધર્મ એક આનુવંશિક રોગ કઇ રીતે બને છે તે જાણવું હોય તો ૬૯ મું પાનું વાંચી જજો, તેવી જ રીતે હિંસા–અહિંસા પર એક નાનકડું ભાષ્ય વાંચવું હોય તો પૃષ્ઠ ૫૯–૬૦ ઉપર રા. ધૂમકેતુ તમને તે સમજાવશે.

તમને 'તણખા'માં એક વાત ખાસ ગમી હતી કે સમાજના નીચલા થરોમાંથી એમાંની કેટલીક વાર્તાઓની પાત્રસૃષ્ટિ નિર્માણ

હતી, અને કોઈ ભૈયાદાદા, કે કોઈ ભીસ્તી કે પછી રખડતા ભિખારી પ્રત્યેના કર્તાના સમભાવે તમને ખૂબ આકર્ષ્યાં હતાં, નહિ વારુ? એ ગિના જેનાં પરિણામ કે અસરરૂપ છે એ સમાજવાદના નવા વિચારપ્રવાહનાં થોડાંક છાંટણાં, ગરીબો પ્રત્યેનો એ અનુકંપાજન્ય સમભાવ, અને તેનાં પરિણામરૂપ એવી નવી સમાજવ્યવસ્થા માટે ઝંખના, તમને 'રજકણ'નાં ૪૯–૫૦મે તથા ૨૯મે પાને જોવા મળે છે. અને એમની કેટલીક વાર્તાઓમાં દેખાતી કટાક્ષવૃત્તિ પણ અહિં સાવ ગેરહાજર રહે એ કેમ બને! એક બે દાખલા જોઈએ :

મશ્કરી શા માટે કરો છો?—માનપત્ર એ પણ કર મશ્કરી જ છે નાં? ( પૃષ્ઠ ૯ )

તમે કલાની વાત કરો છો?—હાં, હાં, સમજ્યો. એવી વસ્તુ, જેને લોકો જીવનમાંથી બહાર કાઢે છે: અરે પ્રદર્શનમાં જોવા જાય છે એ જ કલા કે? ( પૃષ્ઠ ૮ )

"શક્તિ વિના કેળવેલો એનો સંયમ જોઈને કેટલાંક ગધેડાં હસ્યાં: 'અરે સાઈ! તમે પણ ઠીક છો! અમને જ નાતબહાર રાખો છો.' ( પૃષ્ઠ ૧૬ )

સાહિત્ય વિશે રા. ધૂમકેતુની વિચારસરણી જાણવી હોય તો તમને હું મારા શબ્દોમાં જ એનો સાર આપી દઉં: એ સાહિત્યને જીવનનો પડછાયો માત્ર માને છે, કલ્પનાનું મહત્ત્વ તો ખાસ સ્વીકારે છે, અને જીવનની નબળાઈઓ કવિતામાં ગવાતી જોઈ તેમને બેચેની થાય છે. સાહિત્યની વ્યાખ્યા એ આમ કરે છે: "જેમાંથી પ્રજાના આદર્શો ઘડાય એનું નામ સાહિત્ય." પણ મને સૌથી સરસ ગમ્યું તે આ :

જ્યારે સૃષ્ટિમાં ક્યાંય પણ વિસંવાદ જોવામાં નહિ આવે ત્યારે કવિ, કલ્પના ને પૃથ્વી ત્રણેમાંથી કોઈ નહિ હોય. ( પૃષ્ઠ ૫૬ )

સત્તર આના સાચી વાત! નથી લાગતું કે પૃથ્વી છે ત્યાં લગી "ઘટ સાથે રે ઘડિયાં" જેવો વિસંવાદ તો રહેવાનો જ,

અને ત્યાં સુધી એ વિસંવાદને તીવ્રતાથી અનુભવતા કવિઓ વાસ્તવિક દુનિયા પર અશ્રુ સાર્યાં કરી એ વિસંવાદની રેખા ય જ્યાં ન હોય એવી કોઇ સોમની કલ્પનામાં રાચ્યે જ જવાના ? પણ આમ ટાંકયે પાર નહિ આવે હું તો તમને પૃષ્ઠ ૭, ૧૬, ૨૦, ૨૨. ૨૮, ૩૧, ૩૯, ૪૧, ૬૧, ૬૬, ૬૭, ૭૫, ૭૬, ૭૭, ૮૦, ૮૨, ૮૮, ૯૦, ૯૧, બતાવી દઉં છું. એમાંથી તમને ઘણું મળશે.

પણ આ સૌ કરતાં વધુ ધ્યાન ખેંચે છે તે એ છે કે ધૂમકેતુ ઘણીવાર દિલમાંથી સાદ કરતી કોઇ આરઝૂને, કોઇ અસ્ફુટ મધુર વાઞ્છાને જ્યારે જ્યારે વ્યક્ત કરે છે ત્યારે એ વત્તાઓછા 'રોમેન્ટિક' વાતાવરણમાં વિહરી કવિ બની જાય છે. દાખલા તરીકે ૧૦૫મે તથા ૧૦૬ઠે પાને લેખક 'દૂરદૂરના અજાણ્યા પ્રદેશમાં એકલઠોકલ ભટકતા મુસાફર' જેવા બની 'પૃથ્વીપટ પરનાં લાખ્ખો માનવીઓમાં એક બિન્દુની માફક ભળી જઇ,' એ લાંબી મજલને અંતે પોતાની 'સ્વપ્નરાણી'ને મંદિરિયે પહોંચી તેના હેતાળ ખોળામાં પોતાનો સર્વ થાક ઉતારવાની મીઠી દર્દમય ઉત્કંઠા સેવે છે, એ વખતે એ કવિ જ બની જતા લાગે છે. ૪૫મે પાને એવી જ કલ્પનામૂર્તિ કે સ્વપ્નસુંદરીનાં દર્શનની ઝંખના, સુરદાસની 'અખિયાં હરિદરસનકી પ્યાસી'માં મૂર્ત થતા તલસાટ જેવી રજુ થાય છે; અને ૪૩મે પાને "એ અષાઢી મેઘલી રાત, જમનાનાં જળ, પેલી માધુરી બંસરી, અને એ શ્યામસુંદર કનૈયો" ...એ આખું ય દશ્ય માત્ર પળવાર જોવા માટે મૃત્યુની ચાહ સો વ્યથા સહન કરી લેવા તૈયાર થવાની ભાવના વાચકહૃદયમાં પણ કોમળ સ્પન્દનો જગાડે તેવી છે. ગોકુળ વૃન્દાવનની ગોપ-વધૂઓ એ અહિર કિશોર અને તેની વાંસળી પર શા માટે આટલી બધી વારી જતી એનું કારણ હવે તમે મને ન પૂછતાં. ઘડીભર કલ્પનાવિમાનમાં ચડો તો તમને પોતાને ય આવું દિલાવર દશ્ય જોતાં એવા કનૈયા કને ગોપી બની દોડી જવાની તમન્ના જાગે તો નવાઇ નહિ; જો કે તમે બોલી ઉઠવાનાં, "છટ અમે એવાં વેવલાં

નહિ તો, જે મન ભૂલી ત્યાં દોડવા મંડી જઇએ ? અમારું સ્વતંત્ર વ્યક્તિત્વ વિસારીને......." સાચી વાત, બાપુ, એ આત્મવિલોપનનો આ જમાનો જ નહિ. પણ તમે ખીજાશો એ મોટી બીક છે, માટે નહિ બોલું. હું, પણ હું કહેતો હતો તે એ કે આવી ભાવનાઓ લેખક હૃદયમાં જાગે છે તે એમને એમ નહિ, પણ અમુક વાતાવરણમાં જ. એ વાતાવરણ કયું તે કહું ? લીલાછમ ડુંગરા, ઝીણી બુંદે ટપકતો વરસાદ, ધોળી રૂપેરી ચાંદની, કાળી મેઘલી રાત, હિમાલય શા નગાધિરાજની કોઇ લાં....બી...સી...ધી પગદંડી, પત્થર કે ખડકમાંનું કોઇ એકલ લાલ ફુલ, કે રાતે આકાશમાં પલકતા તારાઓ: કર્તાના આ પ્રિય પ્રકૃતિ દશ્યો છે. એટલાં પ્રિય કે એમને જોતાં કે એમાંનાં કોઇનાં સ્મરણો જાગતાં એમનાં હૃદયમાં માતાના વત્સલ ખોળામાં ફરી એક વાર લપાવાની કે વર્ષોથી હૃદયમાં સંઘરી રાખેલી કોઇ કલ્પનામૂર્તિ કે સ્વપ્નરાણીનાં મિલનની ઝંખના જાગે છે, અને એવે વખતે ભાવ અને કલ્પનાસમૃદ્ધિને એવી જોડતી વાણી આવી મળે છે કે ગદ્યકવિતાની રસમધુર સેરો જ ફૂટવા લાગે છે. રા. ધૂમકેતુએ દાર્જીલિંગ અને તેની આસપાસના પ્રદેશમાં કરેલા પ્રવાસનાં સ્મરણોરૂપે આવાં દશ્યો હૃદયમાં સંઘરી લીધાં છે, એની તમને ખબર ન હોય તો હવે હું આપું છું.

અને આ ઉપરાંત 'ફુલોનું શોકગીત' જેવું ગદ્યકાવ્ય તેમ જ અભિનવ શૈલીચમત્કારે ઓપતા બે પ્રસંગો (એક ૧૦૭-૧૧૨ પાનાં સુધીનો, બીજો લખી વણઝારાનાં ભવ્ય મૂક આત્મસમર્પણનો) ગણાવ્યા વિના 'રજકણ'ની વિવિધ સમૃદ્ધિ પૂરી થાય નહિ. આ બધું જોયા પછી કોણ કહેશે કે આ પુષ્પપરાગમાં સુગંધ કે રૂપ નથી, કે વૈવિધ્ય નથી ? છતાં પ્રસંગ છે એટલે કહી પણ નાખું કે આ સંગ્રહમાં કેટલાક વિચારોનું હાર્દ જુદી ભાષામાં પોશાકના ફેરફાર સહિત નવા તરીકે પુનરાવૃત્ત થાય છે. પુસ્તક ઝીણવટથી વાંચનારને એ દીવા જેવું સ્પષ્ટ થશે, છતાં દાખલા બતાવવા હોય

તો ૫ મે પાને નીરસ સંયમ (પુસ્તકમાં 'નિરસ' છપાયું છે એ જોડણીદોષ છે) વિશેનું વિધાન ૬૬ માં પાનાંનાં વક્તવ્યથી ખાસ ભિન્ન નથી. એવી જ રીતે

પૃષ્ઠ ૧૭·૩ = પૃ. ૭૦·૨

,, ૧૯·૩ = ,, ૫૬·૫

,, ૩૦ = ,, ૭૧·૪

,, ૩૨·૨ = ,, ૩૨·૩

,, ૧૮·૪ = ,, ૫૮·૫

,, ૧૦·૨ = ,, ૬૭·૪

ના, મને ગણિતશાસ્ત્રી રખે માનતાં, મારા અભ્યાસકાળમાં મારે કોઈની સાથે બારમો ચંદ્રમા હોય તો ગણિતના વિષય સાથે જ હતો. દરેક પૃષ્ઠની સંખ્યાની આગળ જે આંકડો મૂકયો છે તે તે પૃષ્ઠ પરનો તે વિચારનો છપાયાનો અનુક્રમ છે એટલું જાણી લેજો. તમે જોશો કે મેં ઉપર બતાવ્યા છે તે તે જોડકાંનો કેન્દ્રવર્તી વિચાર કે હાર્દ તો એક જ હોય છે. અલબત્ત ભાષાની માંડણી તથા તેની રજુઆત જુદી રીતે હોય છે તેની ના નહિ. અને પૃ. ૪૮ મે છેલ્લું છપાએલું સૂત્ર, "દોષ હોય છતાં દેખાતો ન હોય તો માણસ પોતાને સહીસલામત માને છે." એમ ને એમ શબ્દશઃ ૬૯ મે પાને અંતમાં છપાયું છે, પણ એને તો કર્તાની શરતચૂકનું જ પરિણામ લેખીએ. મારી ઝીણી નજર માટે તમે મને શાબાશી આપશો કે મારા પર છેડાઈ પડી તમે બોલી ઉઠશો, "બળ્યું, તમારી વિવેચકોની રીત જ એવી, બેધીલી સાસુ-નણંદો જેમ નવી વહુવારૂઓના દોષ શોધ્યા જ કરે છે તેમ દૂધમાંથી પોરા કાઢવાની." એની મને ખબર નથી. પણ મારી પોતાની દૃષ્ટિએ જે લાગ્યું તે કહી નાખવાની આ વ્યક્તિસ્વાતંત્ર્ય ને મતસ્વાતંત્ર્યના જમાનામાં મેં મારી ફરજ માની લીધી છે.

—અ.

## પરિચાયિકા

[ આ પેટાવિભાગમાં નોંધવાના પુષ્કળ ગ્રંથો ભેગા થઈ ગયા, કેમ કે એને ગયા અંકમાં શૂન્યની સંખ્યાએ અને આ વખતે નાની જ સંખ્યાએ પાનાં આપી શકાયાં છે. સ્થળના સંકોચ ઉપરાંત આ કાર્યને એક જ માણસે પહોંચી વળવાની ભારે મુશ્કેલીઓ પ્રકાશકો ધ્યાનમાં લેશે તો એમને ધીરજ આપોઆપ રહેશે. બાકી રહે છે એ ગ્રંથોને નછૂટકે આવતા અંકો પર રાખ્યા છે. ]

### સર્વ શિક્ષિતો માટે

૧. અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખં. ૧: હીરાલાલ ત્રિ. પારેખ (ગુજ.વર્ના. સોસાયટી, અમદાવાદ; રૂ. ૧)—આગલા વર્ષવાળા કર્તાના સોસાયટી-ઇતિહાસ માટેનાં સંશોધનોમાંથી ઉદ્ભવેલા અને અત્યારે અલ્પજ્ઞાત કે દુર્મિલ (મુખ્યત્વે ગુજરાતી ને અંગ્રેજી) સામગ્રીને આધારે ગૂંથાયલા આ ગ્રંથમાં ગુજરાતમાંના ૧૮૦૧–૫૭ દરમ્યાનના રાજકીય અને સામાજિક પ્રવાહોની સારી પિછાન આપણને થાય છે. કર્તા પોતે જાણે અને સ્વીકારે છે તેમ, વિષયના રીતસરના (વિસ્તૃત ઇતિહાસ કરતાં એની પ્રત્યે અંગુલિનિર્દેશ જેવો આ ગ્રંથ વધુ અંશે બન્યો છે. લખાવટ પણ સારી છે પરંતુ ઘણા દાખલામાં નિર્દેશ માટે ચૂંટેલા ઉતારા જ—કચ્છનો ધરતીકંપ, સહજાનંદપ્રકરણ, અરદેશર કોટવાલ—બહુ રસમય હોઈ, તત્કાલીન ગુજરાતનું ચિત્ર ઉપજાવવામાં વાચકને મદદરૂપ થાય છે. એ જમાના સંક્રાંતિકાલીન વાઙ્મયવિકાસનું જુદું પ્રકરણ ભેગટ ઉમેર્યું હોત સમગ્રદર્શી બનત)

૨. કાળાપાણીને પેલે પાર : રામનારાયણ ના. પાઠક (અંજલિ ગ્રંથમાળા, કરાચી; આના ૪ કે[1] ૬.)—સુગુંફિત પ્રવાસવર્ણન કરતાં નોંધસંગ્રહ જેવી આ પુસ્તિકા વધુ અંશે બની છે. કર્તાએ પૂર્વ આફ્રિકાના પોતાના પ્રવાસ વિશે લખીને મેળવેલી પ્રતિષ્ઠાને ટકાવી રાખે તેવું આ નથી. રંગુન ઉપરાંત માંડલેમોલમીન વગેરે વિશે ત્રુટક ત્રુટક પણ આપણે ત્યાં ઘણે ભાગે પહેલી વાર જ સંપાતી માહિતી આમાં હોઈને,

૧. જ્યાં જ્યાં આમ બે કિંમત છે, ત્યાં નાનો આંકડો માલામાલો માટે તથા મોટો બીજા માટે સમજવો.

'ખુશ્કી અને તરી'માં નથી તેવું કેટલુંક, (એની પૂર્તિરૂપે), વાચક આમાંથી જાણી શકશે.

૩. **ખંડિત મૂર્તિઓ** : ઇંદુલાલ ગાંધી, કરાચી (રૂ. ૧)—'જીવનનાં જળ' તો એક અનોખી જ કૃતિ થઇ ગઇ. એના કવિનાં બીજાં ખંડકાવ્યો તથા ઊર્મિકાવ્યોનો સંગ્રહ થવાની જરૂર હતી, તે આ લઘુ ગ્રંથમાં આપણને મળે છે. બીજા શક્તિશાળી યુવાન કવિઓની સમગ્ર કવિતાનો પ્રધાન સૂર એક જ શબ્દમાં વ્યક્ત કરવો સહેલો નથી. એથી ઉલટું, 'વિષાદ' શબ્દમાં આ કવિની કલાનો આત્મા આવી જાય છે. ઘણે ભાગે એ ગુણવાળી સાઠેક રચના આ સંગ્રહમાં છે અને તેમાંથી ૧૫થી૨૦—'ધા' 'કુલ્લજાન્હવી' 'અખંડલીલા' તેમણે જેને અર્ધનગ્ના' કહી છે તે 'પ્રજ્ઞા' 'ચક્ષુપાવની' 'એક તારો' 'ખંડિત મૂર્તિઓ' વગેરે—સવિશેષ પ્રભાવી છે. એ છેલ્લી તો સર્વોત્તમ છે. 'કુલ્લજાન્હવી'નો અંત પ્રાકૃતભાવી ને ઊર્મિલ તથા 'અખંડલીલા'ની છેલ્લી પાંચ લીટી અસ્થાને, અનુચિતઃ અન્યથા સારાં કાવ્યોની આ જરા ગંભીર ખામીઓ છે.

૪. **ચમકારા** : જેહાંગીર મા. દેસાઇ, નવસારી; (રૂ. ૧)—બીજા વિવેચકોએ અત્યાર પહેલાં ધ્યાન ખેંચ્યું છે તેમ, મલબારી અને ખબરદાર પછી, પદ્યલખાણ પર સારી સફળતાથી હાથ અજમાવનાર કોઇ પણ હોય તો તે આ સંગ્રહમાંનાં સુપદ્યો અને પદ્યોના કર્તા જ છે. હિંદુ ગુજરાતીઓની ભાષા માટે તેમ હિંદુ સંસ્કૃતિ માટે પણ તેમને પક્ષપાત હોઇ, તેમને હાથે 'ૐ' જેવી, કોઇ પણ સારી સુવચનમાલામાં શોભે તેવી રચના થઇ છે. પ્રભુભક્તિનાં બીજાં કેટલાંક પણ નિષ્ઠાવંત કાવ્યો તેમણે આપણને આપ્યાં છે. આમાંનાં રમૂજી પદ્યોમાં મૂળ ખ્યાલ—ગધેડાની સારી બાજુ કે કવિપદેચ્છુની બુરી હાલત જેવો—ખોટો નથી હોતો પણ વિધાનકૌશલ એટલી જ ઊંચી કક્ષાએ ચઢ્યું નથી એ ઊણપ છે. કેટલાંક પદ્યોમાં વિશિષ્ટતા વિનાના ભાવોદ્ગાર અને સામાન્યમાં સામાન્ય પ્રાસંગિકતા છે, તેને બાતલ રાખ્યાં હોત તો ગ્રંથ કદે નાનો પણ એકંદરે વધુ સુડોળ અને વધુ તૃપ્તિદાયક થાત.

૫. **તવારીખની તેજછાયા** : ગુણવંતરાય આચાર્ય (ખં. ૧, ૨) અને વેણીલાલ બૂચ (ખં. ૩ થી ૫) ... (સૌરાષ્ટ્ર કાર્યા. રાણપુર; ખંડ-દીઠ રૂ. ાા)—"હિંદની આઝાદીના આશકની અને દુનિયાસમસ્તની નવરચના માગતા આદર્શવાદીની દૃષ્ટિએ" ઇતિહાસનો અર્થ ઉકેલવા માટે પં. જવાહરલાલ નેહરૂએ પોતાની બારેક વર્ષની પુત્રીને અંગ્રેજીમાં લખેલા,

અઢીગણું દળ આ ચોથીનું છે. આ પરથી કહી શકાય કે કર્તાએ જો કે આ ચારેક વર્ષથી નવલિકા લખી નથી, તો પણ ત્યાર પહેલાં તેઓ અવારનવાર આ પ્રદેશ-ખેડતા રહ્યા છે. પરિણામે (અને યોગ્ય રીતે) આપણા પ્રથમ પંક્તિના નવલિકાકારોમાં તેમની ગણતરી આપણે કરીએ છીએ એ તો બરાબર, પણ, આ જ નવલિકાઓમાં ઘણે સ્થળે ચમકતા એમના મર્મ–નર્મ બાજુ વિવેચકોનું ધ્યાન ગયું લાગતું નથી; કેમ કે સમકાલીન મર્મવિદો વિશે (કોઇ પ્રવેશક કે ઉપોદ્‌ઘાતમાં; કેમ કે આવા વિષયના ગ્રંથોની વિસ્તૃત શાસ્ત્રીય સમાલોચના તો આવતા જમાનામાં કોઇક કરશે ત્યારે થશે)-વિશે લખતી વેળા તેમને કોઇ સંભારતું નથી. એ વિસ્મરણ આપણા કર્તાને અન્યાયકર છે; કારણ, શુદ્ધ અને નિર્દોષ મર્મ ઉપરાંત સરળ કટાક્ષકથન (ગોમતીદાદા, શ્રેષ્ઠ કવિવર 'નવી...તમાસા' વગેરે), વિડંબના ('ખાનગી કારભારી' ને 'કંકુ આખ્યાન') અને નિર્ભર્ત્સના (સ્ત્રીશોધકમંડળના કેટલાક ભાગ, તંત્રી-શાસ્ત્રીઓ વગેરે) જેવા મર્મના ઉપપ્રકારોને પણ તેમણે સફળતાથી સેવ્યા છે. ગુજરાતી મર્મસાહિત્યને તેમણે કરેલું અર્પણ (જેમ આ ગ્રંથમાંનું તેમ નવલો–નાટકોમાંનું પણ) ઘણી રીતે વિશિષ્ટ અને કેટલીક બાબતોમાં અદ્વિતીય છે. અને કેવળ નવલિકાઓ તરીકે પણ, અલબત્ત, અવિસ્મરણીય 'કોકિલા,' સુકુમારપણે રંગભાવી 'સ્મરણદેશની સુંદરી' જરા મેલોડ્રામેટિક છતાં બીજી રીતે સરસ 'અગ્નિહોત્રી' તથા બીજી બેત્રણ–એ સર્વ આપણા નવલિકાસાહિત્યમાં અગ્રપદે સોહે તેવી છે. આપણે આશા રાખીએ કે કર્તાએ જ જેને અન્યત્ર અર્વાચીન સાહિત્યના અપૂર્વ પુષ્પ તરીકે ઓળખાવ્યો છે તે સાહિત્યપ્રકારનાં વધુ (પણ 'મારી કા. ચ. ધર્મપત્ની' કે 'ફો. દા. સાહેબ' જેવાં નહિ) અને સુંદરતર સર્જનો કરવાનું તેઓ ફરીથી ચાલુ કરશે.

૭. ભારતભક્ત ગોખલેજીનાં સંસ્મરણો : છોટાલાલ મા. કામદાર; વાંકાનેર, કાઠિ. (બે આના)—સ્વ. સર દિનશા વાચ્છાના એક મહત્ત્વના લેખનું સુવાચ્ય ભાષાંતર, રસભર્યા પ્રસંગો ને બીજી વિગતોથી ભરેલું. વાચનીય તેમ જ અનુકરણીય.

૮. મહાસભાનો ઇતિહાસ : નવજીવન પ્ર. મંદિર; (રૂ. ૨)—ડૉ. સીતારામૈયાના જાણીતા અંગ્રેજી ગ્રંથનું કેટલેક અંશે ટૂંકાવેલું ભાષાંતર. ટૂંકું કર્યા છતાં મોટાં આઠસો પાનાં થયાં છે એ બતાવે છે કે કર્તાએ કેવું અસામાન્ય સંશોધન કર્યું છે અને કેટલી બધી વિગતો રજૂ કરી છે.

ઉપોદ્ઘાતના લેખક બાબુ રાજેન્દ્રપ્રસાદે પણ સ્વીકાર્યા પ્રમાણે, અત્યારે લખાતા આવા ગ્રંથમાં વ્યક્તિગત અભિપ્રાયો અને કેટલીક પક્ષિલતા પણ આવ્યા વિના રહે નહિ. તેમ છતાં, આ ઇતિહાસ (વર્ણાનુક્રમણી નથી એ અક્ષમ્ય ત્રુટીને જો ભૂલી શકો તો) વિષયના એક અગત્યના ગુજરાતી આકરગ્રંથ જેવો થયો છે. મૂળની પેઠે ભાષાંતરની ભાષા પણ બધા શિક્ષિતોને સમજાય તેવી સહેલી અને સાથોસાથ ગૌરવયુક્ત રહી શકી છે એ સંતોષજનક છે.

૯. વેરાનમાં : ઝ. મેઘાણી (અંજલિ ગ્રંથમાળા, કરાચી; રૂ. ૦ાા કે ૧.)—માત્ર અક્ષરજ્ઞાની હોય તેવા જનતાના વર્ગોને ઊંચે–સામાન્ય કરતાં થોડીઘણી ઊંચી મનોભૂમિએ–લેવામાં, વાર્તા ઉપરાંત ગ્રંથકારોના જીવનપ્રસંગો વગેરે આલેખતાં લખાણોવાળી આવી પુસ્તિકા સારો ભાગ ભજવી શકે. એ દૃષ્ટિએ આ ઘણી આવકારપાત્ર છે. પ્રારંભિક અંગત નોંધ સમકાલીન પત્રકારત્વનું એક રસિક પાનું આપણી આગળ ખુલ્લું કરે છે. નોંધના એ સ્વરૂપને સત્કાર્યા પછી વિવેકી અવલોકનકારોને માથે જે ફરજ આવે છે, તે પુસ્તકમાંનું લખાણ પત્રકારત્વ નથી પણ સાહિત્ય છે એવો કર્તાનો ત્યાં ઊભરાતે ઉત્સાહે રજૂ થએલો વાદ ( 'કન્ટેન્શન' ). એ ઘણો પ્રશ્નાસ્પદ છે. દૈનિક છાપાની છમછમતી બાનીમાં 'માનવતા'વાળો પ્રસંગ મુકાય એટલા જ પરથી એ સાહિત્ય રચના બને છે, એવું વળી કોણે કહ્યું? સ્થાયી સર્જન તો ધબકતા અંતઃપ્રાણ સાથે મર્મની સમતોલતા માગે છે; અકોટબંધ લખાવટ માગે છે; સબળ સમગ્ર સંસ્કાર પાડનારી વિશદતા માગે છે. આ ગુણો જો કર્તા કે તેમના કોઇ પણ પક્ષકાર પુસ્તિકામાંથી બતાવી શકે તેમ હોય તો એ અમારે જોવા છે; ત્યાં લગી એ તાત્કાલિક સુહેતુ સાધી જનારું પત્રકારત્વ જ રહેવાનું, એટલું સખેદ તેમ જ સદર્પ કહેવાની જરૂર જોઇએ છીએ.

૧૦. રશિયાનું ઘડતર : બબલભાઇ મહેતા (પ્રસ્થાન કાર્યા. અમદાવાદ; રૂ. ૨)—આ નાના ગ્રંથમાં, મુખ્યત્વે અંગ્રેજીને આધારે, ૧૮૧૭–૧૯૧૭ના સૈકાની વિપ્લવપ્રવૃત્તિનો વિગતવાર તથા ત્યાર પછીનો સંક્ષિપ્ત ઇતિહાસ છે. એ વિષયમાં રસ લેનારને માટે આ એક સારો પ્રવેશક ગ્રંથ છે. આધારરૂપ અંગ્રેજી ગ્રંથોમાંથી ત્રણનાં નામ આપ્યાં છે; પછી 'બીજાં પુસ્તકો' શબ્દોથી પતાવ્યું છે. પણ એ 'બીજાં'માં જ્યારે આ જ પ્રકાશકનું ) ગુજરાતી કોઇ એવું પુસ્તક છે જેમાંથી આખી કંડિકાઓ ઉપાડાઇ છે ( જુઓ પૃ. ૨૫૦–૭૦ ) ત્યારે એનો અલગ ચોખ્ખો સ્વીકાર કાં નથી થતો?

૧૧. **શ્રીરામકથા, ૬–૭ :** વાલજી ગો. દેસાઇ (નવજીવન પ્રે. મં. અમદા. આના અઢી)–યોગ્યતાપૂર્વક લોકપ્રિય થએલા પહેલા ભાગો પછીના બે, યુદ્ધકાંડ અને ઉત્તરકાંડ વિશેના. રામાયણના બધું સુકૃત સંક્ષેપોમાં આનું સ્થાન જરૂર છે.

૧૨. **સૌરભ :** પુરુષોત્તમ સોલાણી (નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; રૂ. ના કે ના.)–નૃત્યકળા ને રંગભૂમિ; સૌંદર્ય અને શિષ્ટાચાર; પ્રવાસ-વર્ણન, ઉત્સવો, સાહિત્યવિવેચન, અનુભવકથન, સમાજચર્ચા : એ વિષયો પરનાં ટૂંકાંટૂંકાં ઉત્સાહપ્રધાન લખાણોનો નાનો સંગ્રહ. 'વેરાનમાં'ની જેમ (જો કે એટલું જ ગુણવાન નહિ) આ પણ, અક્ષરજ્ઞાનીઓને વિચારલક્ષી વાચન ભણી ખેંચવાનો એક નોંધવા જેવો પ્રયાસ છે. સાતીપોષ–ઉત્સવ જેવાં કોઇ કોઇ તો શિક્ષિતો પણ રસથી વાંચે તેવાં છે.

૧૩. **સંજીવન :** સનાતન જ. બુચ, કોલ્હાપુર (૧૦ આના)–કચ-દેવયાનીના જાણીતા પૌરાણિક પ્રસંગની આસપાસ આ નાનું ચારઅંકી કરુણાન્ત નાટક રચાયું છે. વસ્તુ પુરાણમાંથી લીધું એટલે તેને 'માનવતા'ને નામે મરડવાની કે એનું એક જ ગલગલિયાં કરનાર પાસું ચિતરવામાં રાચવાની ફરજ પણ સાહિત્યકારને માથે ઊભી થાય છે એવા હાલના એક બળવાન સંપ્રદાયના અનુયાયી આપણા કર્તા નથી એ જોઇને આનંદ થાય છે. ઊલટું, તેમણે તો ઋજુ છતાં હૃદયંગમ કલાથી દેવયાનીને વિલાસ–વિમુખ, નિર્મળપ્રેમી તથા કચને કર્તવ્યનિષ્ઠ ચિતરેલ છે. સંભાષણો જો ચમકવાળાં નથી તો નીરસ પણ નથી. ગીતોમાંના જેમાં પારકી અસર ઝાઝી નથી તે (પૃ. ૧૫, ૨૭, ૫૫, ૮૧ વગેરે) મીઠી હલકનાં, સાદા સૌંદર્યવાળાં છે.

## વિશેષજ્ઞો માટે

૧૪. **અભ્રકસર્વસ્વમ્** (રસાયનાચાર્યપદવી માટે સ્વીકારાયેલો મહાનિબંધ યાને 'થીસિસ') : વાસુદેવ મૂ. દ્વિવેદી (ડૉ. પોપટ યુનિ. ઑફ આયુર્વેદ, મુંબાઇ.) 'ગૌરીતેજઃપરમમૃતમ્' અને દેશી વૈદ્યકના 'સર્વાંગસુંદર નિર્દોષ રસાયન' અભ્રકના પ્રકારો અને ગુણો, એની ભસ્મ બનાવવાની શાસ્ત્રીય પદ્ધતિ તથા તેનો ઉપયોગ : આમ એ મૂલ્યવતી ઔષધી વિશે સાચી અને સર્વદેશીય માહિતી વીશેક ગ્રંથોને આધારે લખાયેલી આ પુસ્તિકામાં આપી છે. તે ઉપલી પ્રકાશક સંસ્થાની છાપ તથા રા. દુર્ગાશંકર શાસ્ત્રી જેવા વિદ્વાનની પ્રશંસા પામી શકી છે એટલું એની ગુણવત્તા પૂરવાર કરવા બસ છે.

૧૫. આર્ટ એન્ડ મોરેલિટી : ફિરોઝ કા. દાવર (તારપોરવાળા એન્ડ સન્સ, મુંબાઇ; રૂ. ૫)—ગ્રંથ પાંચસોથી ય વધુ પાનાંનો; અને એના સોળ વિષયોમાં, જે ગ્રંથનામથી સૂચવાય છે તે ઉપરાંત શ્રીકૃષ્ણ ને ગીતા, ડાન્ટે ને ફિર્દુસી, ગેટે ને ઇબ્સન જેવા : આ પ્રકારના અભ્યાસયુક્ત ને વિચારપૂર્ણ તેટલા જ ઉત્સાહભર શૈલીના પ્રકારાનને થોડી લીટીમાં ન્યાય આપવો અશક્ય જ; એટલે વધુ લખવું ભવિષ્ય પર રાખી, ઊંચી કોટિના શાસ્ત્રીય સાહિત્યવિવેચનના દરેક પ્રેમીને ગ્રંથ ધ્યાનથી વાંચવા સૂચવીને જ વિરમીએ.

૧૬. ગીતામીમાંસા : વેદાંતકવિ હીરાલાલ જા. બુચ, ભાવનગર (રૂ. ૩) કેટલાક પ્રસિદ્ધ ટીકાગ્રંથોની 'અનુકરણદૃષ્ટિથી' તેમજ કોઇ સ્થળે સ્વતંત્ર 'નિરાકરણદૃષ્ટિથી' ગીતામાંના વિષયો પર લખાયલાં પંદર પ્રકરણ. આપણી જૂની પ્રણાલીના ગીતાવિચારનો એક નમૂનો. એ પ્રકારના ધાર્મિક વાચનના પ્રેમીઓને આનું ખાસ ખેંચાણ થશે.

૧૭. ગુજરાતની વનસ્પતિ : સુરેશ દીક્ષિત, સાંતાક્રુઝ—"વનસ્પતિવિજ્ઞાનમાં ગુજરાતી ભાષામાં લીટી દોરવાની શરૂઆત" કરનાર આ ગ્રંથિકા શાસ્ત્રીય તેટલી જ રસિક છે. વિષયના ઇતિહાસ વગેરે વિશેનાં પાંચ ટૂંકાં પ્રકરણો પછીનું પ્રકરણ સૌથી વિસ્તૃત છે અને તેમાં ગુજરાતમાં થતા ફળફૂલ વગેરેના રોપા તથા વૃક્ષો વિશે નોંધરૂપે જ પણ વાંચતાં ગમે તેવી માહિતી કર્તાએ આપી છે. વિષય માટેના તેમનો પ્રેમ તથા વિદ્વત્તાનો લાભ આપણને કોઇક સારી વિદ્યાસેવી સંસ્થા આપવા ઇચ્છતી હોય તો તેણે તેમની પાસે અપ્રસિદ્ધ રહેવા દેવાં પડ્યાં છે તે આપણી વનસ્પતિનાં વર્ણનો, એની ઉપયોગિતા વધારવા ચિત્રો સહિત જ, સત્વર પ્રકાશમાં લાવવા જોઇએ. આ લઘુ ગ્રંથ માટે કર્તાને અભિનંદન આપી એ બૃહત બહુમૂલ્ય ગ્રંથની આતુર નયને રાહ જોઇએ.

૧૮. ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ : એની ૧૯૩૪ની 'કાર્યવાહી' (૨ આા.)— બીજા વિભાગમાંનાં (એક સદ્‌ગૃહસ્થ. સારા સમાજસેવક પણ લેભાગુ સાહિત્યસેવકનાં) લખાણો છેક છાપાગરાં હોઇને, એ સો પાનાંને ભ્રષ્ટ કરવામાં પૈસાનું પાણી જ થયું છે. એનાથી સારો એટલે પાંચમો (રણજિતરામ વિશેનો) વિભાગ, જેમાં એમનાં સંસ્મરણો તથા થોડું ઉપયોગી અંચંદ્રકવાઙ્મય છે. પણ હોવો સારા અને કાયમી ઉપયોગનો તો પહેલો અને ચોથો વિભાગ છે. આ ચોથો વિભાગ એટલે પ્રો. અનંતરાય રાવળલિખિત કીમતી સંશોધનયુક્ત વિવેચનલેખ

'ગુજરાતી નાટકસાહિત્યનું રેખાદર્શન'—જે અલબત્ત માસિકમાંથી લઈને ગ્રંથાકાર પમાડવાને સર્વથા યોગ્ય છે; અને પહેલો એટલે, ૧૦૮ જેવી પવિત્ર સંખ્યાનાં પાનાંમાં રા. જ્યોતીન્દ્ર દવેએ કરેલી ચોત્રીસના ગ્રંથસ્થ વાઙ્મયની વેધક હિંમતભરી તટસ્થ દૃષ્ટિએ લખાયલી અને (ખાસ કરી આરંભમાં) મર્મનર્મની આછીઘેરી છાંટ વાળી (અને તેથી, વાઙ્મયવિષયક ઘણાખરા પાવિત્ર્યની ધારનારી) સ્મરણીય સમીક્ષા.

૧૯. ચતુર્વિંશતિ પ્રબંધ (ગુજ. ભાષાંતર) : હીરાલાલ ર. કાપડિયા ફોર્બસ ગુજ. સભા, મુંબાઇ; રૂ. ૧)—મ. ન. દ્વિવેદીવાળું ભાષાંતર હવે અપ્રાપ્ય તેથી તેમ જ તેમાંની ઊણપો પણ અહીં પુરાઇ છે એટલે, આ ભાષાંતર જરૂરી હતું. મૂળને પણ આ જ સંશોધકે ચારેક વર્ષ પર સંસ્કારેલ એટલે તેમને હાથે ગુજરાતી આવૃત્તિ (ગ્રંથ ને એના કર્તા વિશેની પ્રસ્તાવના સહિત) સારી બની છે. ઇતિહાસસાધન ઉપરાંત વાર્તા તરીકે પણ કેટલાક પ્રબંધો વાંચતાં મઝા આવે તેવું છે.

## વિદ્યાર્થીઓ બાળકો વગેરે માટે

૨૦ એકલવ્ય : સૌ. શ્રીમતી મજમુદાર (આર્ય સુધા. પ્રેસ વડોદરા; છ આના.) શ્રી સયાજી બાલજ્ઞાન માલાનું આ ૧૧૯મું પુષ્પ છે. પૌરાણિક પાત્રોનાં બાલગમ્ય ભાષામાં લખવાનાં ચરિત્રોની એ માલાની યોજનાને અંગે, આ જ ઉત્સાહી અને સુસંસ્કારી લેખિકાએ પ્રલ્હાદ વિશેની પુસ્તિકા લખેલી તેમ હવે એકલવ્ય જેવા પ્રાચીન આર્યાવર્તના એક અદ્ભુત કુમાર વિશેનાં આ એકવીશ નાનાં રસાળ પ્રકરણો વડે બાલજગતને તેમણે ઉપકારમાં મૂક્યું છે.

૨૧. કરણઘેલો : નંદશંકર તુળજાશંકર (એન. એમ. ત્રિપાઠીની કં. મુંબાઇ; રૂ. ૧ાા.) મૂળ ગ્રંથની સંપૂર્ણાવૃત્તિ, નવમી તરીકે, બે વર્ષ પર સાદા તેમ જ અલંકૃત રૂપમાં બહાર પડેલી. આ દસમી અને શાળોપયોગી આવૃત્તિ છે. કદ આ પ્રકારની આગલી આવૃત્તિઓ કરતાં વધારે સુઘડતાવાળું છે એ સંતોષજનક છે. નવમી આવૃત્તિવાળાં મેસર્સ રાવલ એન્ડ કનુ દેસાઇનાં ચિત્રોમાંથી પણ અહીં છે એ એક વધુ આકર્ષણ ગણાય. અહીં પહેલી જ વાર અપાતું સૌ. વિશાખા દીક્ષિતનું સુંદર ઉપરણા–ચિત્ર ('જેકેટ–ડીઝાઇન') એ એક વધુ વિશેષતા છે. આ સર્વ કારણે તથા સોંઘી કિંમતને લીધે આપણી આ સર્વપ્રથમ રસવંતી ઐતિહાસિક નવલ (જેમાંના ઇતિહાસને, પૂરતાં વિધાનાત્મક પ્રમાણો વિના જ,

હમણાં કાઇકે નિરર્થક પડકાર્યો છે, તે) કિશોરો અને કુમારોમાં ખૂબ વંચાશે એવી આશા રાખીએ.

૨૨. કૂતરાંની કહાણી : રમણલાલ ના. શાહ (ગુર્જર ગ્રંથરત્ન કાર્યા. અમદાવાદ; રૂ. ૦ા.)—"જાનવરોની સાચી બનેલી વાતો દ્વારા એ પ્રાણીઓનો બાળકોને જે પરિચય થાય છે એ...સચોટ સંગીન ને રસપ્રદ હોય" છે તેથી કુતરાંની બુદ્ધિશક્તિ, સાહસો, દયાળુપણું વગેરેની સાચી વાતો જુદાંજુદાં સાધનોને આધારે અહીં બાળકો માટે રસિક રીતે કહેવાઇ છે. છેડે કુતરાંની જાતોની માહિતી ઉમેરી ચોપડીને વિશેષ ઉપયોગી બનાવી છે.

૨૩. ગુજરાતી સાહિત્ય પ્રવેશ, પુ. ૧લું : ચન્દ્રવદન ચુ. શાહ (કરસનદાસ ના. એંડ સન્સ, સુરત; રૂ. ૦ા.)—માધ્યમિક શાળાના પહેલા ધોરણ માટેના આ ગદ્યપદ્ય સંગ્રહમાં, વિદ્યાર્થીઓને સાહિત્યની અભિરુચિ થાય એ દૃષ્ટિએ જૂના નવા શિષ્ટમાન્ય ગ્રંથકારોમાંથી નમૂના લઇને કેટલાક નવા પાઠ લખાવીને આપવામાં આવ્યા છે. ફકરા એમ ને એમ છાપી દેવાને બદલે, ફકરા તથા લેખક વિશે નોંધ, સમજૂતી, પ્રશ્નો, એમ બીજાં જરૂરી અંગો ઉમેરીને શિક્ષણશાસ્ત્રીય દૃષ્ટિએ સંગ્રહને સારો બનાવવાની મહેનત, 'સાહિત્યમુકુર'ની જેમ અહીં પણ લેવામાં આવી છે. અમારે પ્રતિકૂલ ટીકા એક જ બાબત વિશે કરવાની છે : ગમે તેવા શુભાશયથી પણ, મૂળકર્તાની ભાષાને સહેલી બનાવવાની છૂટ લીધી છે કેટલીક જગ્યાએ, તે ઘણું અયોગ્ય થયું છે. જો બાળકને આપણે આપણા સાહિત્યનાં 'વિવિધ સ્વરૂપોનું પ્રતિનિધિત્વ' કેવું છે એ શીખવવાની શરૂઆત કરવાનો ધર્મ બજાવવા નીકળીએ છીએ તો એ સાહિત્ય પર કાનસ ફેરવીને એને લીસું લાસું કેમ કરી શકીએ? પછી એ અસલ ગ્રંથકારની કૃતિ રહેતી નથી; એ સાહિત્ય સ્વરૂપનું ખરું પ્રતિનિધિત્વ પણ, તમે ગમે તેટલી સંભાળ લીધી છતાં, તેમાં રહેતું નથી. આવે વખતે ખરી રીત એ છે કે અમુક ફકરાની શૈલી અઘરી લાગે તો એને જતો કરવો તથા એનો જ વિષય લઇને આપણે નવોપાઠ લખવો. આ એક બાબત સિવાય સંગ્રહ ઘણો આદર અને ઉત્તેજનને પાત્ર થયો છે.

૨૪. બાળસંવાદો તથા નાટકો : વિઠ્ઠલરાય ચ. આવસથી, ભાવનગર (૧૦ આના)—ગુજરાતી તથા બીજા ઇતિહાસને આધારે થએલી ૨૧ નાની રચનાઓ. એના વિદ્વાન ઉદ્ઘાટનકાર પ્રો. રવિશંકર જોષી એને સંપૂર્ણ રીતે સફળ કહે છે. કર્તાનો બાળકો માટેનો ઉત્સાહ પણ પારદર્શક છે.

—વિ.

# ધ્વ નિ

કેશવરામ કા. શાસ્ત્રી (અમદાવાદ)
ગુજરાતી ભાષાશાસ્ત્રના એક અગ્રિમ સંશોધક; લિપિસુધારણાના સ્વતંત્ર ચિંતક.

ગોવર્ધનરાય ર. માંકડ એમ. એ. (કરાચી)
ડી. જે. સિંધ કૉલેજના સંસ્કૃત અને ગુજરાતીના અધ્યાપક, આપણા ભાષાશાસ્ત્રના એક તલસ્પર્શી અભ્યાસી; 'ઊર્મિ'ના મુખ્ય તંત્રી.

ધનસુખલાલ કૃ. મહેતા એલ. ઇ. ઇ. (સાંતાક્રુઝ)
સુપ્રસિદ્ધ મર્મવિદ; 'સાસુજી' વગેરેના કર્તા; રસજ્ઞ એટલા જ સ્વતંત્ર કલાવિવેચક.

હ. ઠ. એમ. એસસી., પીએચ. ડી. (મુંબાઈ)
જગત અને ભારતની ઉચ્ચતર વિજ્ઞાનપ્રવૃત્તિઓનો વીર કર્તવ્યબુદ્ધિએ અને નિયમસર ગુજરાતને પરિચય કરાવનાર આજના એકમાત્ર ગુજરાતી લેખક.

વિ. બી. એ. (ભાવનગર)
પત્રકાર.

१. ભાષા અને સાહિત્ય (વિ. ડો. માંકડ)
નર્મદાવસાનની અર્ધશતાબ્દી; દુહાની ભાષા વિશે શાસ્ત્રીય ચર્ચા.

२. લિપિવિચાર (કે. કા. શાસ્ત્રી)
રાષ્ટ્રલિપિની સુધારણાના પ્રશ્નનું વિવેચન તથા એ વિશે નવી સૂચનાઓ.

૩. નાટક અને ચલચિત્ર (વિ.)
એક નાટ્યસંમેલનના કાર્યનો ટૂંકો પરિચય.

૪. કલા (ધ. કૃ. મહેતા)
નાટ્યકલાના બિનધંધાદારી પ્રયોગોનું નિરૂપણ.

૫. કેળવણી (વિવિધ લેખકો)
આપણી એક કૉલેજની પ્રારંભિક જ્વલંત કારકિર્દી વિશેની ચાર નોંધ.

૬. ધર્મ અને તત્ત્વજ્ઞાન (વિ.)
ત્રણ વિરલ વિભૂતિઓના જીવન અને સંદેશ વિશે થોડું પ્રસંગોચિત મનન.

૭. વિજ્ઞાન (ભ. ક.—વિ.)
બે અગત્યનાં સંમેલનો, વ્યાખ્યાનો; પ્રાચીન આર્યગણિત.

૮. ગ્રંથપ્રકાશન (વિ.)
ઇન્ટરનૅશનલ કૉપીરાઇટ કન્વેન્શનની પિછાન.

૯. ઉપધ્વનિ, વાસરિકા, સહયોગીઓ (વિ.)
એ વિભાગોની વિવિધ લાંબીટૂંકી નોંધો.

# ધ્વનિ

## ભાષા અને સાહિત્ય

### નર્મદની ૫૦મી પુણ્યતિથિ

કવિ નર્મદાશંકરના મૃત્યુની અર્ધશતાબ્દીના દિવસ તા. ૨૫મી ફેબ્રુઆરી ૧૯૩૬ને, સુરત સિવાયનું આખું ગુજરાત ભૂલી ગયું. અઢી વર્ષ પરની એની જન્મશતાબ્દીપ્રસંગનાં થોડાં કામ ને ઘણી વાતોથી ગુજરાતીઓ એટલા ધરાઇ ગયા કે એ મહાપુરુષ આપણી વચ્ચેથી ગયાને અર્ધી સદી પૂરી થવાના સમયને માટે જાણે—

But yesterday
The word of caesar might have stood against
the world
Now none so poor to do him
reverence

એવું કૈંક બનતું લાગે છે. એક ઊર્મિલ વ્યવહારજડ તમાસાપ્રેમી પ્રજામાં બીજું બને પણ શું?

સને ૧૮૮૬માં નીપજેલા નર્મદના અવસાનનો વિચાર કરતા સૌથી પહેલું તો એ યાદ આવે છે કે, એની આસપાસનાં વર્ષોમાં 'કુસુમમાળા' (૧૮૮૫) અને 'સરસ્વતીચંદ્ર' (૧૮૮૭) પ્રકટ થયાં હતાં એ હકીકતો ધ્યાનમાં લઇને, એ વર્ષોથી બેઠેલા નવા યુગથી આરંભીને, જો કોઇકે 'નર્મદ પછીનું વાઙ્મય' નામે ગ્રંથ લખ્યો કે લખાવ્યો હોત અને આ વર્ષે એ પ્રસિદ્ધ કર્યો હોત તો તેમાં આપણે જેમ નર્મદે વાવેલાં ભાવનાબીજનો વિકાસ

કેવો અને કેટલો થયો એ જોઇ શકત, તેમ, એ ગ્રંથમાં મહત્ત્વપૂર્ણ એવા આખા ગોવર્ધનયુગનો (૧૮૮૫-૧૯૧૪) ઇતિહાસ તથા એની પછીનાં વીસ એકવીસ વર્ષમાં પ્રવર્તમાન યુગે કરેલા કાર્યનો વૃત્તાંત પણ મળી જાત. પણ એ ન થયું. મહારાષ્ટ્રીઓએ કોઇ ખાસ પ્રસંગ વિના ગયાં ૬૦ વર્ષનો પોતાનો અપૂર્વ વાઙ્મયેતિહાસ હમણાં જ પ્રકાશિત કર્યો; ગુજરાતીઓએ, ખાસ પ્રસંગ છતાં, એતદ્વિષયક અંધારામાં જ અટવાયા કરવાની અપૂર્વતા સાધી. એ હતભાગીઓ તો પૈસાનાં સરવૈયાં કાઢવામાંથી પરવારે ત્યારે સાહિત્યનાં કાઢે ને ?

કોઇ પણ ગ્રંથકર્તાના મરણને પચાસ વર્ષ પૂરાં થાય એટલે તેના ગ્રંથોનો કૉપીરાઇટ એના વારસોનો રહેતો નથી; એ ગ્રંથો પ્રજાકીય મિલકત બને છે. નર્મદના સંબંધમાં એ હક ધરાવનાર 'ગુજરાતી' પ્રેસે એનો એકંદરે સદુપયોગ કરી ગુજરાતને ઋણી કર્યું છે. એની આ પ્રકારની છેલ્લી સેવા તે 'રાજ્યરંગ ભા.૨'નું તેણે ગયે વર્ષે ફૉર્બ્સસભા પાસે કરાવેલ પ્રકાશન. કૉપીરાઇટ એ પ્રેસનો મટે છે તે અવસરે અમારે એની પ્રત્યે સહાનુભૂતિ પણ દર્શાવવાની છેઃ અત્યંત દુર્લભ બનેલા 'નર્મકોશ'ની મુખમુદ્રા કે પ્રસ્તાવના કોઇ માસિક કે ત્રૈમાસિક અભ્યાસીઓના ઉપયોગ માટે નિઃસ્વાર્થ ભાવે છાપશે છપાવશે તો એ પ્રેસના સંચાલકો એવા છાપનારનો પાંચ હજાર રૂપિયા દંડ કરવા હવે (અઢી વર્ષ પર થએલા તેમ) શક્તિમાન થશે નહિ. આવા વધતી જતી નાણાંભીડના સમયમાં એવી હજારોની ખોટ ખમવી એ એ વણિગ્વરો માટે સહેલી વાત ન હોય; તેથી જ, ઉપર કર્યું તેમ, સહાનુભૂતિપ્રદર્શન. અને એમને છોડતાં પહેલાં બે પ્રસ્તુત પ્રશ્નોઃ આપનાં વારંવારનાં વચનો પ્રમાણે સમગ્ર અસલ 'નર્મકોશ'ની નવી આવૃત્તિ પ્રગટાવવી છે ખરી કે આખર લગી ઉઘરાવ્યા જ કરવાના ? જેનો 'ગુજરાતી' સ્થાપનામાં હાથ હતો તેની આ સ્મરણીય પુણ્યતિથિના પ્રસંગે એ વ્યક્તિ વિશે એ જ સામાહિકમાં એક અક્ષર પણ કેમ ન આવ્યો ?

### ચરિત્રનાં ય ઠેકાણાં ન મળે

નર્મદનું વિસ્તૃત અને પ્રમાણભૂત ચરિત્ર પણ આપણે હજી નથી રચ્યું. એને વિશેનું કેટલુંક અગત્યનું વાઙ્મય ૧૯૩૩વાળી મહાપર્વણીએ આપણને મળ્યું. પણ એ તેમ જ ત્યાર. પહેલાંનું બધું દુર્વ્યવસ્થિત દશામાં—ઉત્તરાવસ્થાની જીવનકથા તૂટક જ રહી છે—રવડે છે. નર્મદનો સમસ્ત યુગ, એનું અદ્ભુત વ્યક્તિત્વ, ત્રેપન વર્ષનો એનો બહુરંગી જીવનકાળ, એના ગ્રંથોનો રસવિવેકાત્મક, સારાંશાત્મક પરિચય અને નવેસરની મૂલવણીઃ આ સર્વ અંગોવાળું નર્મદચરિત્ર એક બાજુએ રચાવાની રાહ જોતું બેઠું છે; બીજી બાજુ, જેમની એ રચાવવાની ફરજ છે તે સંસ્થાઓ આ વિષયમાં કર્તવ્યશૂન્ય છે, જેમની એ રચવાની ફરજ છે તે ગુજરાતના અધ્યાપકો, ઇતર વિષયોમાં તેમ આમાં પણ, "વિદ્યાના પરિપાકની ભાવના સેવવાને બદલે જ્ઞાનની સુવર્ણમુદ્રાને ક્ષણે ક્ષણે વટાવવાની ઉતાવળ કરી રહ્યા છે."[१]—મતલબ, એક યા બીજે બહાને પોતપોતાની કૉલેજો અને યુનિવર્સિટીનાં ખીસાં હલકાં કરવામાં બેહદપણે પરોવાઈ રહેતા હોવાથી, તેમનામાંના ઘણાખરા વિદ્યાસેવકો તરીકે હલકા ને હલકા પડતા જાય છે.

નર્મદના ચરિત્ર માટેની નવી સામગ્રી હવે ભાગ્યે હાથ લાગે. સવિતાગૌરીના પત્રો સુરતમાં ક્યાંક છુપાયા હોવાનું વચ્ચે સંભળાયલું. પણ એ ઘણું કરીને સાચું નથી. કવિને વિશે અંગત માહિતી ધરાવનારા રા. છબિલારામ (રા. જ્યોતીન્દ્ર દવેના માતામહ), પં. ઇંદિરાનંદ, જમિયતરામ સોલીસીટરઃ ત્રણે ગયાં થોડાં વર્ષમાં વિદેહ થયા. એ હકીના કોઈક જ હવે મુંબાઈમાં હોય તો હોય. બાકી તો, નાગપુરમાં છે તે નર્મદમિત્ર રા. ખાપર્ડેએ શતાબ્દી-ગ્રંથમાં જે અદ્વિતીય નિબંધ લખ્યો છે તેવું કેટલુંક તેઓ કદાચ હજી આપી શકે. અતિમોડું થયા પહેલાં કોઈ એ મેળવશે?

૧. 'વસંત' ભાદ્રપદ ૧૯૯૧; પૃ. ૨૯૨–૯૩.

નર્મદનું સરસ્વતીમંદિર નર્મદે બાંધેલું તેવું હવે રહ્યું નથી. એની એ ભવ્ય ભાવનાને ગુજરાતે—આખા ય પશ્ચિમ હિંદની (કે હિંદુસ્તાની) લક્ષ્મીના મહિયર સમાન ગુજરાતે—આઠ દસ હજાર જેવી તેને માટે પ્રમાણમાં નાની રકમ ખર્ચીને પણ અપનાવ્યું નહિ. કાલ સવારે કોઇ એ મકાન પ્રજા માટે ખરીદવા તૈયાર થાય તો ય એ મોડો પડવાનો, કેમ કે મૂળ મકાનમાં હવે ઘણા ફેરફાર થયા છે ને એને રૂપે તે એની અસલ ભાવનાનું પોષક ન બને. વાઙ્મયવિષયમાં ગુજરાતે પોતાના વિશાળ કપાળે જે કેટલાક શ્યામરંગના ચક્રચિહ્ન ચાંલ્લા કર્યા છે, તેવો આ એક વધારે—કદાચ, સૌથી મોટો.

છેલ્લી વાત કલમજીવી નર્મદની. એના એ ઉચ્ચઆદર્શને, એ જ સ્વરૂપે સેવી શકનાર એની પછી કોઇ ગયા અર્ધા સૈકામાં પાક્યો નથી. જરા જુદા પ્રકારના બે દાખલા આપવા હોય તો ગોવર્ધનરામની ઉત્તર વયનો નિવૃત્તિનિવાસ અને ન્હાનાલાલનું ગઇ પંદરવર્ષીનું સ્વતંત્ર સાહિત્યજીવન,—એ બે છે ખરા, નામ દેવા પૂરતા. એવે એવે રૂપે પણ, ગ્રંથલેખનને જ જીવનધ્યેય ગણનાર ત્રીજો કોઇ આ ભૂમિમાં પેદા જ થઇ શકે નહિ એ વાતની ખબરદારી રાખ્યા બદલ ભૂમિને અને ભૂમિપુત્રોને જેટલી શાબાશી આપીએ તેટલી ઓછી છે.

—વિ.

૨

જૂના ગુજ. દુહા : એક ચર્ચા

બુદ્ધિપ્રકાશ ( પુ. ૮૦, અં ૧–૨ ) માં ભાઇ મધુસૂદન મોદીએ કેટલાક કવિત્વપૂર્ણ 'જૂના ગુજરાતી દુહા'નું સંપાદન કર્યું હતું. આમ જૂની ભાષાનાં મૂળ રૂપમાં લખાયલી હાથપ્રતો પરથી જે સંપાદન થાય તે ભાષાઓના અભ્યાસને ઘણું જ ઉપકારક થાય તે દેખીતું જ છે. અહીં જે સંપાદના થઇ છે તે ચિન્તાભરી છે, પણ કેટલીક જગ્યાએ અશાસ્ત્રીય તેમ જ અયોગ્ય છે એમ

મને લાગવાથી એ દોષો અહીં બતાવું છું. એ દુહાઓની પ્રત સંપાદકને પાટણના સાગર ઉપાશ્રયમાંથી મળી છે અને તેમના મતે એ "સોળમા સૈકાની મોડામાં મોડી લાગે છે. જો કે પ્રતમાં કંઇ કાળ સંબંધે ઉલ્લેખ નથી," વળી તેમનું એમ માનવું છે કે આ દુહાઓની ભાષા તળપદી ગુજરાતી છે.

મૂળની સંપાદનામાં, તેના અર્થ આપવામાં તેમ જ ઉપર જે બાબતો લખી તેમાં કેટલાંક સ્થળો વાદગ્રસ્ત છે એમ મને લાગ્યું છે. અને એ બતાવવાનો પ્રયત્ન અહીં કરું છું. આવા પ્રયત્નથી અંગત હુમલા જેવું કોઇને ન લાગી જાય તો ઠીક; આવી બાબતો જેમ વધુ છણાય તેમ સત્ય વધુ બહાર આવે એવી માન્યતાથી જ આ લખું છું.

અર્થભેદ

(૧) શ્લોક ૧ લોડઉં વટ્ટ: મૂળમાં આનો અર્થ 'વાટ જોઉં છું' એમ આપ્યો છે. લોડઉં નો અર્થ 'જોઉં છું' ન થાય. આજે કચ્છીમાં 'લુડનું' શબ્દ વપરાય છે, જેનો અર્થ 'લટકવું, ફરવું' થાય છે. અહીં તે અર્થ અનુકૂળ છે. 'લોડઉં વટ્ટ' એટલે 'રસ્તા ઉપર ફરું છું.' અંતિમ અર્થ 'વાટ જોઉં છું' એમ થાય તે જુદી વાત છે. આ શબ્દ શ્લોક ૧૫માં પણ વપરાયો છે, ત્યાં પ્રયોગ આમ છે. आछी लोडी ओढणी. તેનો અર્થ ભાઇ મોદીએ 'ઝીણી ઓઢણી એણે પહેરી છે' આપ્યો છે, તે પણ અયોગ્ય છે. તેનો ખરો અર્થ "ઓઢણી થોડી થોડી ફરકે છે" એવો જ થાય.

(૨) ત્રીજો શ્લોક : ખટ્ટનો અર્થ 'ખાટલી'ના કરતાં 'હીંચકો, હીંડોળો' વધુ બંધબેસતો છે.

(૩) બારમો દુહો: 'ચંદન કરરસ'નો અર્થ 'ચંદનના કટોરા કરતાં' એમ આપ્યો છે; પણ આખી લીટી–વર કસ્તૂરી નખ ભલી નહિ ચંદન કરરસ–ધ્યાનમાં લેતાં નખ અને કર વચ્ચેનો

વિરોધ જણાયા વિના નહીં રહે. તે મુજબ 'કરસ્સ'નો અર્થ 'ખોબો ભરીને' કરવો વધુ ઠીક છે.

(૪) સોળમો દુહો : કરીરનો અર્થ 'ઝાડવું' કર્યો છે, પણ કરીર એટલે 'કેરડો' એ જાણીતું છે. (સરખાવોઃ पत्रं नैव करीरविटपे दोषो वसन्तस्य किम्। ૪૧મા દુહામાં કરીરનો અર્થ થોર કર્યો છે તે પણ ( કેરડો એક જાતનો થોર છે છતાં ) બરાબર નથી, ત્યાં પણ 'કેરડો' અર્થ જ યોગ્ય છે. ૬૪મા દુહામાં પણ એ જ અર્થ છે. 'કેરડા'નો રાતો રસ પણ જાણીતો છે.

(૫) ૨૬મા દુહામાં 'થંભિ થંભિ દીવા બલઇ'નો અર્થ 'દીવો થંભી થંભી બળે છે' એમ આપ્યો છે તે ખોટું લાગે છે. 'થાંભલીએ થાંભલીએ દીવા બળે છે' એ અર્થ જ યોગ્ય છે. હીંડોળાને નાનો કઠેડો હોય અને કઠેડાને થાંભલીઓ હોય.

(૬) ૩૪મા દુહામાં 'સાહિ'નો અર્થ 'છોડી' આપ્યો છે તે પણ અયોગ્ય છે. 'મૂઠિ સાહિ ઊડાડિઇ મન સીંચાણા જિમ્મ'નો બાજ પંખીની પેઠે 'મૂઠીમાં પકડીને ઉડાડીએ' એ યોગ્ય અર્થ છે. બાજ પંખીને મૂઠીમાં પકડે છે, તેમજ એને ઊડાડ્યા પછી એની દોરીને મૂઠીમાં પકડી રાખે છે તે જાણીતી વાત છે.

(૭) ૩૭મા દુહામાં 'સુરંગ'નો અર્થ સુરંગ ( દારૂથી ફોડાય તે ) આપ્યો છે. પણ જિણિ વાટઇ સજ્જન ગયા તી વાટડી સુરંગ—નો અર્થ તો 'જે રસ્તે પ્રિય ગયો તે રસ્તો પણ સુન્દર છે' એમ થાય.

(૮) ૪૧મા દુહામાં મૂળ પાઠ 'પતિ' છે તેને સુધારીને 'પતિજ' લખ્યું છે અને તેનો અર્થ 'ભાન' કર્યો છે, તે પણ ઠીક નથી. પત કે પતિજ નો અર્થ 'આબરુ' છે અને તે અહીં બરાબર લાગુ પડે છે.

(૯) ૫૮મા દુહામાં ' किम् 'નો અર્થ 'શીદ' કર્યો છે, તેના કરતાં 'કેવી રીતે' વધુ બંધબેસતો છે.

(૧૦) ૬૩મા દુહામાં 'પાડલ'નો અર્થ 'ગુલાબ' કર્યો છે તે ક્યા આધારે? પાટલ નામે લાલ ફૂલ સંસ્કૃત સાહિત્યમાં જાણીતું છે.

(૧૧) ૭૦મો દુહો: 'વાલિંભ દીવઉ પવન-ભય અંચલ સિર ચુ પયઠ'નો અર્થ '(આમ) વ્હાલા છે; (હાથમાં) દીવો છે; પવનનો ભય છે;' વગેરે કર્યો છે. પણ 'હે વ્હાલા, દીવાને પવનનો ભય છે' એમ અર્થ વધુ યોગ્ય જણાશે.

(૧૨) ૮૧મો દુહો: 'લાઇ તિ લાવણહાર પરજાલી પાછઉ થક્ર'–નો અર્થ 'હૃદયને ચેતાવનારો ચેતાવી ગયો; પણ સળગાવીને પાછો વળી ગયો' એમ કર્યો છે. ખરી રીતે 'લાવણહાર'નો અર્થ 'લાવનાર' જ થાય, 'ચેતાવનાર' કરવાની જરૂર નથી. '(મને અહીં) લાવનાર લાય (આગ) ચેતાવીને પાછો થયો.' 'પાછો થયો'નો અર્થ પણ 'મરી ગયો' વધુ ઠીક છે, કારણ કે એનો લૌકિક અર્થ એ જ છે. 'પાછો ગયો' અને 'પાછો થયો' વચ્ચે એ ભેદ છે. મને લાવનાર એટલે પરણીને લાવનાર મારાં હૃદયમાં આગ સળગાવીને ચાલ્યો ગયો એટલે મરી ગયો. આમ અર્થ વધુ ઠીક લાગે છે.

**પાઠભેદ**

આ દુહાઓની એક જ હાથપ્રત મળી છે એટલે પાઠાન્તર જેવું તો આમાં કંઇ સમ્ભવતું જ નથી. છતાં સંપાદકે ઘણાં સ્થળોએ સુધારા કર્યા છે. આવા કાલ્પનિક સુધારા કરવાના ઉત્સાહમાં ઘણું આગળ ન વધવું જોઇએ, એ મુદ્દો બતાવવાને માટે નીચે કેટલાક એવા પાઠો ટપકાવું છું જેને બદલાવવાથી અર્થહાનિ થઇ છે અથવા જેને બદલાવવાનું બિનજરૂરી હતું.

(૧) બીજા દુહામાં મૂળ 'વસ્યું'નું 'વસ્યઉ' કર્યું છે, તેથી ભાષાશાસ્ત્રાત્મક અસત્ય ઊભું થાય છે.

(૨) ચોથો દુહો: મૂળ પાઠ 'સાજનિયા થિર વસુ ભલા ઊચલ ચિંત મ ડીઠ' છે તેને બદલે સુધારીને સંપાદકે 'ચિત્ત મિ ડીઠ' એમ કર્યું છે. પણ એમ કરવાની જરૂર નથી. 'હે સજ્જન, સ્થિર

રહેઃ ભલા, અસ્થિર મનવાળો ન દેખા' આમ મૂળનો અર્થ શક્ય છે. તો પછી નકામો પાઠભેદ ઊભો કરવાનું પ્રયોજન શું ?

(૩) મૂળ ૬ઠ્ઠો દુહો આમ છેઃ

**સાજન ચાલ્યાં હે સખી ગુણ-જલ સીંચલણહાર**
**સુકણ લાગી વેલડી ગયા તે સીંચણહાર.**

આમાં સંપાદકે બે ફેર કર્યા છે. પહેલી લીટીમાં 'સીંચલણહાર'-ને બદલે 'સીંચણહાર' કર્યું છે તે વાંધા ભરેલું નથી. પણ બીજી લીટીમાં 'સીંચણહાર' ને બદલે 'સાચણહાર' કરીને તેનો અર્થ 'સાચવનાર' કર્યો છે તે તો અયોગ્ય જ છે. સીંચણહારથી અર્થ બરાબર મળી રહે છે તો પછી સુધારો કરવાની શી જરૂર છે?

(૪) દુહા ૧૯-૨૦-૨૧મામાં અમ્હે-તમ્હે મૂળમાં છે તેને સુધારીને 'અમ્હિ'-'તુમ્હિ' કર્યું છે તેથી પણ ભાષાવિકાસનું અસત્ય-દર્શન કરાવવા જેવું છે. ૨૭મા દુહામાં મૂળનાં 'ભક્ષા' ને બદલે 'ભિક્ષા' કરવાથી પણ એવી જ સ્થિતિ ઊભી થાય છે.

ઉપરાન્ત સંપાદકે કરેલા સુધારા સં. ૨૭,૨૮,૩૭,૩૮, ૪૦, ૪૯, ૫૨, ૫૬ વગેરે પણ બિનજરૂરી છે. ખરી રીતે તો સુધારા કરવાનું એક નિર્ણયાત્મક પ્રમાણ અંત્યપ્રાસ છે. આમાં અંત્યપ્રાસ આવશ્યક છે, તેનો જ્યાં ભંગ થાય છે ત્યાં બીજો પાઠ કલ્પવો આવશ્યક બને. દા. ત. ૨૮મા દુહામાં છેલ્લે 'તુમ્હારા'ને બદલે 'તુમ્હાર' મૂકવો જરૂરી છે, વગેરે.

અહીં એક આનુષંગિક બાબત નોંધી લઉં. સંપાદક બાઇ, (બુ. પ્ર. વ. ૮૦, પૃ. ૧૮૯) ધ્વન્યાલોકમાં (નિ. પ્રે. પૃ. ૨૪૩) એક દુહો છે એમ નોંધે છે. જે શ્લોકની વાત તેમણે કરી છે તે મૂળમાં અપભ્રષ્ટ સ્થિતિમાં આમ છે.

યથા મમૈવ
વદ્દુમહ ઇન્તિ ભણન્તઉ વં ઓઘ કલિજ્જુસ્સ તે ઘણદે ।
ઓ ન્નણુદલુઓત્રિઆઅરિમો તિમિણ'........સાઇત્થમ્ ॥

આ ભલે અપભ્રષ્ટ સ્વરૂપમાં છે, પણ એ આર્યા છે તે તો સ્પષ્ટ જ છે. પણ ભાઈ મોદી કહે છે કે પિશલે આપેલું એનું પાઠાન્તર એને દુહો પૂરવાર કરે છે. એ પાઠાન્તર આમ છે :

મહુ મહુ ત્તિ ભણન્તઅહો વચ્ચઇ કાલુ જણસ્સુ ।
તો વિ ણુ દેઉ જણદ્દણઉ ગોઅરિહોઇ મણસ્સુ ॥

પિશલે આ પાઠાન્તર ક્યાંથી ઉપજાવ્યું ? ડૉ. સુશીલ કુમાર દેએ ધ્વન્યાલોકના આ ભાગ ઉપરની અભિનવાચાર્યની ટીકા છપાવી છે ( જુવો Journal of the Departments of Letters, Calcutta Univercity, 1922) તેમાં અભિનવ આ શ્લોકની છાયા નીચે મુજબ આપે છેઃ

મમ મમ (મધુમથન?) ઇતિ ભણતો વ્રજતિ કાલો જનસ્ય ।
તથાપિ ન દેવો જનાર્દનો ગોચરો ભવતિ મનસો ॥

અહીં પહેલા ચાર અક્ષરો આ શ્લોકમાં મૂળમાં **મહ મહ** રૂપે છે એમ પણ અભિનવ નોંધે છે. આટલી હકીકત આપ્યા અહીં લંબાણનો પ્રસંગ નથી તેથી માત્ર એટલું જ નોંધું છું કે આ શ્લોક આનન્દવર્ધનનો પોતાનો છે અને ધ્વન્યાલોકમાં અવતારેલ એના બીજા શ્લોકો જોતાં એ આર્યા હોવાનો પૂરતો સમ્ભવ છે. બીજું છન્દોદૃષ્ટિએ એનું જે રૂપ અહીં દેખાય છે તેવાં રૂપવાળી બીજી આર્યાઓ ધ્વન્યાલોકમાં મળે પણ છે. ત્રીજું એનું ચોથું ચરણ તો પિશલનાં પાઠાન્તર પ્રમાણે પણ આર્યાનું જ છે. આમ બહુ બહુ તો એ આર્યામાં છે કે નહિ તેને વિશે શંકા કરી શકાય. તેને બદલે એવી શંકાશીલ બાબતોને સિદ્ધ ગણી લેવી તેમાં પણ શાસ્ત્રીય પદ્ધતિ નથી જ.

અર્થભેદ—પાઠભેદ

પંદરમા દુહાથી બાવીસમા સુધી અમુક પ્રસંગાત્મક દુહાઓ છે. આ આખો પ્રશ્ન સમજાય માટે એ દુહાઓ અહીં ટાંકું છું.

આછી લોડી ઓઢણાઇ ઉન્હાલઇ લૂ વાય
કુંણ પનુતી ચ પરણિઉ[1] કરહિ ચડિઉ જાઇ ! ૧૫

ઊતરિ છોકરી છાસિ પીઅ કરહુ બંધિ કરીર
મઝ સરખી ગોરડી લાઈ[2] ન તોરન્ઇ સરીર. ૧૬

કરહુ ન બંધઉં બંધણઇ ન પિઉં તોરી છાસિ
તઝ સરખી ગોરડી અમ્હ ઘરિ ઘણી-ઇ દાસી. ૧૭

ફૂટિ ફૂટિ છાંડુ બોલિઉ અરમી તણઇ ઉ [ કેઇ ]
અમ્હ સરખી ગોરડી નહી હરણથલે ઇ. ૧૮

હરણથલાં મઇ જોઇઆં જોઇઉં પટ્ટણ-પીઠ
તમ્હ સરખી ગોરડી અમ્હિ ગોરૂ ચારત દીઠ. ૧૯

પાલિ રાલા રાઉતો નહ-નીચંતા કેસ
તમ્હ ઘરિ કિસી છઇ ગોરડી તમ્હિ તુ બાલીવેસ. ૨૦

સાત-ઇ સાગર નવ-ઇ અહુ ચંબી રહિય થણે-ઉ
અમ્હ ઘરિ ઇસી છઇ ગોરડી જે ન-હિ હરણ-થલે ઉ. ૨૧

આંગણડઉં બહારતી કડિહિ રલંતા કેશ
તમ્હ ઘરિ કરસું નાહલુ[4] તમ્હિ તુ બાલી-વેસ. ૨૨

સાયર ખારઉ રવિ તપઇ સસિ ખંડઉ સકલંક
મેરૂ પર્વત તુ ચાચલ કણહિ મેલવુ મોરૂ કંત. ૨૩

રા. મોદી આ સંવાદ બાવીસમા સુધી જ ચાલે છે એમ ગણે છે

૧. 'પનુતી ચ પરણિઉ'નો અર્થ 'પનોતીનો પરણ્યો' નહિ, પણ 'પનોતી અને પરણ્યો' એમ યોગ્ય છે. ૨. અહીં 'લાઇ'નો અર્થ 'માટે' છે. સિંધીમાં 'લાઇ' ચતુર્થીના પ્રત્યયના અર્થમાં વપરાય છે. 'મું લાઇ' =મારા માટે. 'મારા સરખી ગોરી માટે તારું શરીર નથી' એમ અર્થ થાય ૩. પહેલાં ચરણનો અર્થ 'ફુટ્ ફુટ્ ખીના ઓઢથી ખરાબ બોલાય છે' એમ નહિ, પણ ફાટયું ફાટયું બોલવું છોડ. ! એમ થાય. ૪. આ ચરણનો અર્થ 'તમારે ઘેર શું સ્વામી છે ?' એમ નહિ, પણ 'તમારે ઘેર કેવો નાવલીઓ છે ?' એમ છે. એ અર્થ લેતાં ૨૩મો દુહો આપોઆપ એના જવાબ તરીકે ગોઠવાઇ જાય છે. રા. મોદીના મતે ૨૩મો દુહો સંવાદમાંનો નથી, પણ તે યોગ્ય નથી, એ તો સ્પષ્ટ જ છે.

પણ મારા સમજવા મુજબ એ ત્રેવીસમા સુધી ચાલે છે તેથી મેં ઉપર ત્રેવીસમો પણ નોંધ્યો છે. આના સંબંધમાં રા. મોદી નીચે મુજબ નોંધ લખે છેઃ "કોઈ રાજકુંવર રાજકુંવરીને લાવી હરિણસ્થળ નામના ગામડા આગળ થઈ પસાર થાય છે. હરિણ–સ્થળની કોઈક રૂપાળી કન્યા ઘરને ઓટલે ઊભી હશે તેના ઘર આગળ આ યુગલ આવે છે, પેલી રાજકુંવરી તોરમાં ને તોરમાં પેલી ગામડાની કન્યાને નીચે ઉતરી ઊંટ બાંધવા કહે છે. ગામડાની કન્યા ય કંઈ દબાય એવી નથી, એને ય પોતાના રૂપનો ગર્વ છે. આ રાજકુંવરી અને હરિણ–સ્થલ ગામની રૂપાળી કન્યા વચ્ચે પ્રશ્નોત્તરી છે." પછી તેઓ નીચે મુજબ પ્રશ્નોત્તરી સૂચવે છે: ૧૫મો દુહો ગામની કન્યા બોલે છે, ૧૬મો રાજકુંવરી, ૧૭મો ગામની કન્યા, ૧૮મો રાજકુંવરી, ૧૯મો ગામની કન્યા, ૨૦મો ગામની કન્યા, ૨૧મો રાજકુંવરી અને ૨૨મો ગામની કન્યા બોલે છે–એમ રા. મોદીનું કહેવું છે.

એમણે આપેલ વસ્તુસંબંધ તદ્દન સ્પષ્ટ તો નથી જ, પણ એ વિષયને સ્પર્સ્યા વગર, આ પ્રશ્નોત્તરી વિશે જ નોંધું છું કે રા. મોદીએ આપેલ ક્રમ બરાબર નથી. મારા મતે ૧૫મો ગામની કન્યા સ્વગત બોલે છે, ૧૬મો ગામની કન્યા ઊંટવાળીને સંબોધે છે. અને પછી ૨૩મા સુધી ક્રમવાર, ઊંટવાળી ગામવાળી એમ બોલ્યા કરે છે. ૧૬મો ઊંટવાળી કન્યા બોલે એ સયુક્તિક નથી જ, કેમકે પહેલી લીટીમાંના શબ્દો તેની સામે જાય છે. 'હે છોકરી, ઉતર અને ઊંટને કેરડા સાથે બાંધ' એમ ગામવાળી જ નિમંત્રણ આપે. 'છાસ પી' એમ કહેવાનું ઊંટવાળીને શું પ્રયોજન? અને તે પછીના બધા દુહાનો અર્થ મેં સૂચવ્યો છે તે ક્રમ પાળતાં કેવો મળી રહે છે તે તજ્જ્ઞોને બતાવવું પડે એમ નથી.

હરિણસ્થલ ગામ કયું? મૂળમાં હરણ–યલ છે. એના ઉપરથી હેણથલ, હેંથલ, હેંતલ, હેંસ્થલ અને ઠંસ્થળ એવા વિકારો સંભવે છે. આ રૂપોમાં બોલાતો એક શબ્દ મેં સાંભળ્યો છે. મારાં મૂળ વતન જોડિયા (જામનગર તાબે)માં એક હેંથલનું નાકું છે. તેને

હિંચલનું, હિંતલનું૦ હરણથળનું નાકું કહેવાય છે. એનું એ નામ શા માટે પડ્યું હશે તેની કોઈને ખબર નથી, જોડિયામાં ચાર દરવાજા છે, તેમાંથી ત્રણનાં નામ, એ દિશાથી જે ગામ જવાય છે તે ગામનાં નામ ઉપરથી પડ્યાં છે. (દા.ત. નગરનું નાકું, બાલંભાનું નાકું, ધ્રોળનું નાકું) એટલે આ ચોથું પણ કોઈ ગામનાં નામ ઉપરથી હોય તો હોય. પણ એ દરવાજેથી જતાં એ નામનું કોઈ ગામ આવતું નથી, આવે છે ૨॥–૩ માઈલ છેટે રહેલ દરિયાની ખાડી. પણ એક બીજી વાત મારે નોંધવી જોઈએ. એ ખાડીના કાંઠાના પ્રદેશના, (જ્યાં ચેર વગેરે લીલા છોડ ઉગેલા છે તેનો) અમુક ભાગને કેટલાક ખારવાઓ હિંતલ કહે છે. એ પ્રમાણે 'જ્યાં હરણાં ચરવા આવે તે હિંથળ–હિંતલ' એમ મનાય. કચ્છમાં આ શબ્દ આ અર્થમાં વપરાય છે એમ મને કહેવામાં આવ્યું છે. પણ આ અર્થ કંઈ આ દુહાઓના પ્રસંગને લાગુ પડે?

**દુહાની ભાષા**

૨૧. મોદી લખે છે: 'દુહા તો કાઠીઆવાડના જ એ ભ્રમ પ્રાકૃત જનોના મનમાં સામાન્ય છે તે હું ધારૂં છું કે આ દુહા–સંગ્રહથી દૂર થશે.' એનો ધ્વનિ એવો છે કે એમના મતે આ દુહા તળ ગુજરાતમાં રચાયા હતા. એમ માનવાને એની પ્રત પાટણના ભંડારમાંથી મળી છે તે વાત સિવાય બીજો કશો આધાર છે ખરો? હું અહીં સૂચવવા ઇચ્છું છું કે એની ભાષા હાલારી–કચ્છી હોય એમ વધુ સંભવિત છે. તેનાં કારણો આમ:

(૧) એની ભાષામાં કાઠિયાવાડી કચ્છી વિશિષ્ટ સ્વરૂપો ઘણાં છે.

૧. 'લોડઉ' શબ્દ 'લુડ્ડુ'નાં રૂપમાં હજી પણ કચ્છમાં તેમ જ હાલારના નાખવા વગેરેમાં વપરાય છે.

૨. 'દ'નો 'ડ' કરવાની વિશિષ્ટતા કાઠિયાવાડ–કચ્છમાં ઘણી છે. ચોથા દુહાનો 'ડીય,' અને ૩૧ વગેરેમાંનો 'બઉ-

ડિહ' (બહુ દિવસે), આ દુહાઓની ભાષાને કાઠિયાવાડી–કચ્છી જ બનાવે છે. આ બન્ને શબ્દો આ જ સ્વરૂપમાં (એટલે કે, ડીહો અને 'ડી'નાં સ્વરૂપમાં) હજી પણ એક બાજુ વપરાય છે.

૩. 'ઇ' અને 'ઉ' નો 'અ' કરવાની વૃત્તિ તળ ગુજરાત કરતાં પણ કાઠિયાવાડ–કચ્છમાં વધુ છે આ દુહાઓના વદેસ (૨), ભક્ષા (૨૭), કભારિયા (૫૦) અને દખ (૫૬) વગેરે પ્રયોગો લાક્ષણિક છે.

૪. સકણુ (૬), ઊડણુ (૩૬) વગેરે હેત્વર્થ કૃદંતો પણ કચ્છીને વધુ મળતાં છે. સિંધીમાં તો ક્રિયાપદ જ 'સકણું' 'ઊડણુ' એમ રૂપ લે છે.

૫. 'રાઉ' (૭), 'રાઉત' (૨૦) કચ્છના રાવની યાદ દેવરાવે.

૬. થી=થઇને, થઇ (૮) ના અર્થમાં હજી પણ કચ્છી-સિંધીમાં વપરાય છે.

૭. 'કરહુ' અને 'લાઇ' શુદ્ધ સિંધી શબ્દો છે. તે કાઠિયાવાડી કચ્છમાં જ સમ્ભવે, તલ ગુજરાતની બોલીમાં નહિ.

૮. નિષેધવાચક 'મ' કાઠિયાવાડી–કચ્છની ખાસ વિશિષ્ટતા છે. તે આમાં ઘણી વાર વપરાયો છે.

૯. 'ઝાડ ઉપર' ને બદલે 'ઝાડ માથે'–એ વિશિષ્ટ કાઠિયાવાડી પ્રયોગ છે. અહીં તેરમા દુહામાં 'સુહડ–મથઇ=સુભટ માથે' માં એ વપરાયો છે.

૧૦. પ્રથમા બહુવચનનો 'આં' પ્રત્યય કાઠીઓની બોલીની વિશિષ્ટતા છે. અહીં ચૌદમામાં 'ઘોડાં' 'લોહાં' વગેરે છે.

૧૧. 'ખૂડવું' કાઠિયાવાડી છે, તળ ગુજરાતી તો 'ડૂબવું' છે. અહીં ૨૩માં 'ખુડઇ' છે.

(૨) આ દુહાઓમાં 'કરીર'નો ઉલ્લેખ ઘણી વાર આવે છે. રણની ભૂમિમાં વધુ ઉગતા આ થોર હાલાર–કચ્છ–સિંધમાં ઘણા થાય છે. તળ ગુજરાતમાં પણ એ ઉગે છે ખરા. પણ કચ્છ બાજુ એનું જ બાહુલ્ય છે.

(૩) નવમામાં કુંજડીઓને 'સિંધવ–દેશ'માં જતી કહી છે, તે તળ ગુજરાતના પ્રદેશમાં રહેનારનારા મોંમાં અયોગ્ય છે. હાલારનો સમુદ્રકાંઠો કે કચ્છનો સમુદ્રકાંઠો જ એને માટે યોગ્ય છે. કુંજડીઓ વર્ષાઋતુમાં ઉત્તર તરફ ઉડતી જાય છે, તે જાણીતું છે. એટલે તળ ગુજરાતનો રહેનાર એને મારવાડ તરફથી જતી કહે, સિંધ તરફ જતી નહિ પણ હાલાર–સોરઠનો રહીશ તો એને સિંધ તરફ જતી જ કહે.

(૪) હરણ–ચળની વાત મેં જે ઉપર નોંધી તે પણ તળ ગુજરાતની વિરુદ્ધ જાય છે. એ નામનું ગામ હતું એમ ગણો કે એનો બીજો અર્થ આપ્યો છે તેને સાચો ગણો, બન્ને રીતે એ દરિયાકાંઠાનો શબ્દ બને છે.

આ કારણોને લીધે [ખાસ કરીને (૧) ૧, ૨, ૪, ૬, ૭, ૯, ૧૦; (૩) અને (૪) ને લીધે] હું આ દુહા તળ ગુજરાતના ગણતાં અચકાઉં છું. આથી, દુહાઓ તો તળ ગુજરાતમાં લખાય જ નથી એમ હું કહેવા નહિ માગતો પણ આ દુહાઓ તળ ગુજરાતના નથી એમ કહું છું ખરો. આ દુહાઓની હાથપ્રત કયા માણસે લખી હતી એનો ઉલ્લેખ એમાં છે કે નહિ.?

ડોલરરાય ર. માંકડ

# લિપિવિચાર

## ૩

### રાષ્ટ્રલિપિ અને લિપિ-સુધારણા

૧. ગયા ઇસ્ટરના તહેવારોમાં ઇન્દોર મુકામે ૨૪ મું હિન્દી સાહિત્ય સમ્મેલન થયું હતું. ભાઇ કિશનસિંહ ચાવડાએ માનસીના પ્રથમ અઙ્કમાં તે સમ્મેલનનું વિહઙ્ગાવલોકન આપ્યું છે, તે વાંચવામાં આવ્યું. આખા સમ્મેલનમાં ઉપયોગી અને ધ્યાન ખેંચાય તેવું કાર્ય થયું હોય તો તે કાકા કાલેલકરનો લિપિની નવેસરથી વિચારણા કરવા માટે સમિતિ નીમવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો તે. વર્તમાનપત્રોમાં વાંચવામાં આવ્યું કે–લિપિસુધારણા માટે નીમાયેલી સમિતિની એક બેઠક ગયા જૂનમાં થઇ અને તેમાં સોળ ઉપયોગી ઠરાવો પસાર થયા. પ્રસિદ્ધ થયેલા આ ઠરાવોમાંના ૧૪ ઠરાવ નાગરી લિપિમાં કરવા જોઇતા સુધારાઓનું સ્વરૂપ બતાવે છે. સૂચવવામાં આવેલા આ સુધારાઓ નાગરી લિપિને સાર્વદેશિક તેમજ સરલ જરૂર બનાવી શકે તેવા છે. ઉક્ત ઠરાવો અન્તિમ નિર્ણય આપનારા નથી; તેમ છતાં અન્તિમ નિર્ણયના સ્વરૂપને ઘણુંજ નજીક છે, એમ નિષ્ણાતોને જરૂર લાગ્યા વિના નહીં રહે.

૨. વિજ્ઞાનના જમાનામાં સર્વકાંઇ વૈજ્ઞાનિક દૃષ્ટિએ શુદ્ધ હોવું જોઇએ, એમ સૌ કોઇ ઇચ્છે, એ સ્વાભાવિક છે. આજે વિદ્વત્તા કૃત્રિમ અલઙ્કારોથી ભરચક જડબાંતોડ સામાસિક શબ્દોથી ખદબદતી માત્ર વિદ્વદ્ભોગ્ય ભાષામાં નથી સમાયેલી, કિન્તુ સરલમાં સરલ સર્વગ્રાહ્ય ઘરગથ્થૂ છતાં ભાષાશાસ્ત્રના સ્વાભાવિક નિયમોનો સમાદર કરવામાં પછાત ન રહેતી તેવી ભાષા અર્પવાની કુશલતામાં સમાયેલી છે. સો. મા. ગાંધીજીએ નવજીવન-દ્વારા આ અભિનવ છતાં સમાદરને સર્વથા યોગ્ય તેવી ભાષાશૈલી પ્રચારમાં આણી છે. માત્ર ગુજરાતી ભાષા નહીં પણ હિન્દી ભાષા પણ આ નવીન શૈલીનો સમાદર કરતી અત્યારે પ્રાપ્ત થાય છે. તેનો સારામાં સારો પુરાવો

ગોરખપુરથી પ્રસિદ્ધ થતું "કલ્યાણ" માસિક છે. છાપવાના સારલ્ય સાથે લિપિ કિંવા અક્ષરવિન્યાસ પણ શુદ્ધ અને સ્વાભાવિક હોવો જોઇએ, તે તરફ દેશના અગ્રગણ્ય વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું છે, એટલુંજ નહીં પણ તે તરફ સર્વસાધારણ જનતાનું પણ ધ્યાન ખેંચાય તે માટે હિન્દી સાહિત્ય સમ્મેલન દ્વારા તે વિષયમાં શાન્ત પ્રચારકાર્યનો આરમ્ભ થઇ ગયેલો વર્તમાન પત્રોમાં વાંચવામાં આવે છે. લો. મા. ગાંધીજીએ સુધારેલી લિપિ સર્વગ્રાહ્ય થઇ શકે કે કેમ તેનો અખતરો કરવાનું પણ માથે લીધું છે, તેમ પણ વાંચવામાં આવ્યું છે. ઉક્તસમિતિએ પસાર કરેલા ઠરાવોની દિશાએ કામ કરવા માત્રથી પણ જરૂર એ અખતરો પાર ઊતરશે, એમ નિષ્ણાતોને જણાયા વિના નહીં રહે.

૩. લેખનમાં લિપિની સરળતાની આવશ્યકતા છે, તેના કરતાં મુદ્રણમાં તેવા પ્રકારની સરળતાની વધુ આવશ્યકતા છે, તે માત્ર મુદ્રણ-ખાતાના નિષ્ણાતોજ જાણે છે. મુદ્રણકાર્યમાં સરળતા ત્યારેજ ગણી શકાય કે જ્યારે લિપિમાં વપરાતા સઙ્કેતો માત્રનાં સ્વતન્ત્ર બીબાંથી કાર્ય ચલાવી શકાય. રોમનલિપિમા આ ખુબી રહેલી છે, તે તેનાં ઓછામાં ઓછાં વર્ણમાલાના અક્ષરો અને વિરામાદિ ચિહ્નોનાં બીબાંથી સમજી શકાય છે. આર્યલિપિઓમાં વર્ણો સ્વરયુક્ત અને સ્વરવિહીન એમ બે પ્રકાર છે. એટલે જેટલા વર્ણો છે, તેટલાનાં તેમાંથી બમણા બીબાંઓ તૈયાર કરવા માત્રથી જો મુદ્રણકાર્ય સરળ થઇ જતું હોય તો તે સરલતાથી ભરેલું છે, એમ કહેવામાં કાંઇ પણ વાંધો નથી. છાપખાનામાં અખણ્ડ ઓડી ટાઇપ ઓછામાં ઓછા હોવા જોઇએ, ઉનાં કાર્ય સમયનો પૂરો બચાવ કરી પાર પડતું હોવું જોઇએ. અત્યારે નાગરીલિપિના ટાઇપ લિયો કે આપણી ગૂજરાતી લિપિના ટાઇપ લિયો, આથી જુદીજ જાતની સ્થિતિ પ્રાપ્ત થાય છે. એકનો એક વર્ણ અર્ધો, અકારથી મિશ્રિત, હ્રસ્વ અનુસ્વારવાળો, દીર્ઘ અનુસ્વારવાળો, હ્રસ્વ વરડુવાળો, દીર્ઘ વરડુવાળો, ઋકારવાળો, એકારવાળો, આટલાં તો સાદાં અને સર્વ-

માન્ય બીબાં ધરાવે છે, તે ઉપરાંત જુદા જુદા વર્ણો સાથે સંયુક્ત બનતાં તેજ વર્ણનાં અનેકાનેક બીબાંઓ હોય તે તો જુદાંજ. આમ એકજ વર્ણના આઠ તો ઓછામાં ઓછાં અને ૫, ત, દ એ વગેરે વર્ણોનાં અનેક બીબાંઓ છાપખાનાવાળાએ વસાવવાં પડે છે. અક્ષર ગોઠવવાળાઓને એકી સાથે કેટલાં ભિન્ન ભિન્ન બીબાંઓ સાથે કામ લેવૂં પડે છે, તે આથી સમઝાશે. ઉપર સામાન્ય આઠ પ્રકારનાં બીબાં ઉપરાંત ઊપર નીચેની ડીગ્રીવાળા (૧) ઊપરની ડીગ્રીવાળો ટાઇપ, (૨) નીચેની ડીગ્રીવાળો ટાઇપ અને (૩) બન્ને ડીગ્રીવાળો ટાઇપ, ઉપરાંત હ્રસ્વ અને દીર્ઘ વરડૂનાં અનુનાસિક ( કિંવા કહેવાતા અનુસ્વાર ) વાળાં બીબાં તો જુદાંજ ડીગ્રીવાળા ટાઇપો એ માટે કે કદી કોઇ વરડૂવાળૂં બીબૂં અથવા સંયુક્તાક્ષરમાં ઊપર નીચે મૂકવાનું હોય કે સૌ સૌની માત્રા માથે અનુસ્વારનું ટપકૂં વગેરે મૂકવાનું હોય ત્યારે ડીગ્રીવાળા ટાઇપ ન હોય તો ક્લિષ્ટ વર્ણ ઊપજાવવો કેવી રીતે ? કેટલીકવાર તેવો ડીગ્રીવાળો ટાઇપ ન મળવાથી ટાઇપ કાપવાના સંચાથી ઊપર નીચે ડીગ્રી માટે ચાલતે કમ્પોઝીંગે ઊઠી ટાઇપ કાપી વરડીયો બેસાડવી પડે છે. આ મુસ્કેલીનો અનુભવ છાપખાનાના અનુભવીઓનેજ સમઝાય તેવો છે.

આવા પ્રકારની કડાકૂટમાંથી ઉદ્ધાર કરવા માટે ઉક્ત સ્થિર નિર્ણય કરવા પ્રવૃત્તિ થઇ છે; તે સર્વથા સમાદરણીય છે.

વિદેશી લિપિયોમાં નથી, તેવી જબ્બર મુસ્કેલી આપણે ત્યાં દરેક વર્ણની બારાખડી બનાવવામાં છે. બારાખડી બનાવવા વરડીયો ક્યાંક વર્ણની ડાબી બાજૂએ, ક્યાંક જમણી બાજૂએ, ક્યાંક નીચે છેઃ જેવી કે વર્ણની ડાબી બાજૂએ કિ; વર્ણની જમણી બાજૂએ કા, કી; ઉપરની બાજૂએ કે, કૈ, કં; વર્ણની નીચેની બાજૂએ કુ, કૂ, કૃ અને ઓ–ઔ–ઔમાં ઊપર અને જમણી બાજૂએ. કિ–કીમાં યદ્યપિ ગૂજરાતીમાં તેને માટે સ્વતન્ત્ર આવતાં બીબાં ડાબી જમણી બાજૂએ મૂકાતાં તે તે વર્ણ પ્રાપ્ત

થાય છે, તો પણ દેવનાગરી ટાઇપમાં પ્રાયઃ વર્ણ ઊપરની ડીગ્રી-વાળો લઘ ि અને ी આ પ્રકારે ઊપર અને પડખે અન્ન્જૂનું બીબૂં મૂકાય છે. તેમાં જો ખાંચો રહી જાય તો તેને માટે આવતી ચોરસ કે લમ્બચોરસ માપની ડીગ્રી-સળીયો ભરવી પડે છે. નાગરી ટાઇપના े ै માં પણ આ સ્થિતિ છે. આવી વિકટતામાં સમિતિનો નીચેનો નિર્ણય આવકારવા લાયક છેઃ—

[ २ ] बाराखड़ी में स्वरों की सब मात्राएं अक्षरों के आगे रक्खी जायं । सिर पर या पाई के नीचे नहीं । ह्रस्व ' ि ' के सम्बन्ध में यह निर्णय हुआ कि उच्चारण के क्रमसे वह भी आगे ही लिखी जाय, किन्तु उसके स्वरूप को निश्चित करने के लिए विशेषज्ञों से सूचनाएं मंगवायी जायं। तब तक वर्तमान पद्धति से ह्रस्व ' ि ' भले ही लिखी जाय ।

સમિતિ વિશેષજ્ઞોને હ્રસ્વ અર્દ્ધનાં સ્વરૂપના વિષયમાં સૂચના કરવા માટે આમન્ત્રણ આપે છે. પ્રાચીન બ્રાહ્મી લિપિમાં વર્ણની જમણી બાજૂએ ઊપરના ભાગમાં હ્રસ્વ-દીર્ઘ અર્દ્ધ ⌐, ⌐⌐ આવા સ્વરૂપમાં ક્રમે લખવામાં આવતી. ધીમે ધીમે હ્રસ્વ અર્દ્ધ ઊપરથી વળતી વળતી ડાબી બાજૂ લઈ ગયેલી થતાં થતાં અર્વાચીન ' ि ' અને ' ि ' આ સ્વરૂપમાં આવી ગઇ છે. વર્તમાન નાગરી, શારદા, ટાકરી, ગુરુમુખી, કૈથી, ગૂજરાતી, બંગાલા અને મૈથિલ લિપિમાં આ પ્રમાણે ડાબી બાજૂએ આવી રહી છે. તેમ છતાં ઉડિયા, મોડી, ગ્રન્થ, મલાયમ, તુળૂ અને તામિલ લિપિમાં તે જમણીજ બાજૂએ રહેવા પામી છે. તેલગૂ અને કન્નડમાં તે ઊપરજ રહી ગઇ છે. સમિતિની સૂચના જમણી બાજૂએ હ્રસ્વ-અર્દ્ધ લખવાના નિર્ણય તરફ છે. હ્રસ્વ અર્દ્ધ અને દીર્ઘ અર્દ્ધમાં થોડો ભેદ રાખવાથી લેખન તેમજ મુદ્રણ એ ઉભયમાં અનુકૂળ થાય તેવું સ્વરૂપ આપણે મેળવી શકીશું.

પં. અહીં ગુજરાતી લિપિમાં અનુકૂળ થાય તેવી રીતે સ્વરોની માત્રાઓ સર્વ જ જમણી બાજુએ આવી રહે, તેવી બારાખડી બતાવું છું:—

## અ આ અાં અી અ૭ અ‿ અ/ અ‘

## અ// આ/ આ‘ આ// અ· અ° અઃ

[સૂચનાઃ—સુધારેલી દેવનાગરીની બારાખડી આ સાથે છપાયેલા બ્લોકમાં જોવા વીનતી છે.]

અકારની બારાખડી માફકજ સર્વ વ્યઞ્જનોની બારાખડી બનાવવાની. એકાર અને ઓકારનાં બે* સ્વરૂપ છે, તે ચાલૂ એ–ઓ અને વિવૃત ઍ–ઑ બતાવવા માટે છે. હ્રસ્વ વરડૂ અને દીર્ઘ વરડૂ અત્યારે ચાલુ ‿ અને ‿ આ ચિહ્નોથી લેખન–મુદ્રણમાં છે; આમાંના હ્રસ્વ વરડનાં બીઆંને વર્ણની નીચે ન મૂકતાં જમણી બાજૂએ અક્ષરના નીચેના અર્ધ ભાગમાં સમાઇ જાય તેમ ઊભૂં મૂકવું. દીર્ઘ વરડૂનાં બીઆંને તેજ સ્વરૂપમાં ઊપરનાજ સ્થળે મૂકવું. અનુનાસિક અને અનુસ્વારનાં ઉચ્ચારણોનો ભેદ બતાવવો અત્યાવશ્યક છે. સદ્ગત પ્રિન્સિપાલ માધવલાલભાઇએ વર્ષો પૂર્વે તેની હિમાયત કરી છે. લિપિસુધારણા–સમિતિયે એક ઠરાવમાં આનો અનુરોધ કર્યો છેઃ—

* દક્ષિણ દેશની ભાષામાં એક હ્રસ્વ એકાર–ઓકાર પણ છે. ઉક્ત સમિતિ તેનો નિર્દેશ કરતાં લખે છે કેઃ—

[૪] दक्षिण की लिपियों के स्वरो में ह्रस्व ए और ह्रस्व ओ के रूप आते है, उनके लिये मात्रा [S] इस प्रकार लगायी जाय ।

ગુજરાતી લિપિમાં આની જરૂર નથી. પ્રચલિત દેવનાગરીમાં આ ઉક્ત નિર્ણય પ્રમાણે સર્વથા આદરણીય છે. આ લેખ સાથે છાપેલા બ્લોકમાં ત્રણે એકાર તેમજ ત્રણે ઓકારનાં સ્વરૂપ બતાવ્યાં છેજ.

[૬] पूर्ण अनुस्वार के स्थान पर [°] लगाया जाय और चन्द्रबिन्दु की जगह केवल [˙] लगाया जाय। उक्त अनुस्वार के लिये वैज्ञानिक रूप से स्वरहीन ङ्, ञ्, ण्, न्, म् भी लिखे जा सकते हैं।

—આને ગુજરાતી લિપિમાં-શા માટે ન અપનાવી લેવો? વિસર્ગ અને કોલનનો ભેદ બતાવવા વિસર્ગને પોલાં બે મીંડાંથી બતાવવો આવશ્યક છે. માત્ર ગુજરાતી લિપિમાંજ નહીં પણ નક્કી કરવા ધારેલી સુધારેલી દેવનાગરી લિપિમાં પણ વિસર્ગ એ પોલાં મીંડાંથી બતાવવામાં સૌકર્ય સ્પષ્ટ છે.

આવા પ્રકારની બારાખડી બનાવવાથી લેખન અને મુદ્રણમાં ધારેલું સાફલ્ય મેળવી શકાશે.

[ **નોંધ:**—હ્રસ્વ વરડૂં અને દીર્ઘ વરડૂં જુની નાગરી લિપિમાં વર્ણની જમણી બાજુએ લખાતાં, જેનો અવશેષ રુ તેમ જ રૂમાં રહેવા પામેલ છે; એટલે આ આપણને નવીન નથી. માત્ર રુમાં છે, તે બધા વર્ણોમાં અપનાવવું રહ્યું. ]

આવા પ્રકારે મુદ્રણમાં માત્રાઓનાં બીબાંઓ જમણી બાજુએ ગોઠવવાથી એક એક વર્ણનાં આઠ આઠ ઓછામાં ઓછાં બીબાં બનાવવાં પડે છે, ત્યાં માત્ર અર્ધો વર્ણ અને આખો વર્ણ, આવાં બેજ પ્રકારનાં બીબાં બનાવવાં પડશે.

૬. સંયુક્તાક્ષરના પૂર્વ વર્ણ તરીકે અર્ધા વર્ણોની આવશ્યકતા છેજ. હવે જે વર્ણોમાં કાનો અન્તર્ગત છે, તેનો તે કાનો દૂર કરવાથી અર્ધો વર્ણ પ્રાપ્ત થાય છે; પરન્તુ લિપિમાં બધાજ કાનાવાળા વર્ણો નથી. જ્યાં જ્યાં કાનાવાળા વર્ણો નથી, ત્યાં તે વર્ણ નીચે હલ્ ચિહ્નવાળા જેવાં કે–ક્, ઙ્, છ્, જ્, ઞ્, ટ્, ઠ્, ડ્, ઢ્, દ્, ફ્, ર્, હ્ આ સ્વરૂપમાં ફાઉન્ડ્રીવાળાઓ તૈયાર કરે. આમ પણ સરવાળે એક વર્ણનાં બે જ બીબાં બનાવવાં પડશે.

જેને કાનો નથી તેવા અક્ષરોને પછીના વ્યઞ્જન સાથે જોડતાં વચ્ચે–આડી રેખા કરવાની ભલામણ ઉક્ત સમિતિયે કરી છે. જુવોઃ—

> [૧૪] संयुक्ताक्षर बनाने में जिन अक्षरों में पाई है, उन की पाई हटा दि जाय और विना पाईवाले अक्षरों के आगे–ऐसा संयोजक चिह्न लगानेसे वे अक्षर हलन्त समझे जायं। शब्द के अन्त या स्वतन्त्ररूप से जब किसी व्यञ्जन को हलन्त बनाना हो तो उसे पुरानी पद्धति के अनुसार ही हलन्त चिह्न द्वारा ही बनाया जाय। जैसे विराट्, अर्थात् आदि।

—વચ્ચે આડી રેખા કરવી ગૌરવદોષથી ગ્રસ્ત લાગે છે, સમ્પૂર્ણ ઉક્ત ઠરાવના ઉત્તરાર્ધની સૂચનાને સર્વત્ર સ્વીકારવી–ખાસ કરી કાના વિનાના અક્ષરોમાંજ. હલ્ચિહ્નવાળું બીબું આમે પણ અન્ય વર્ણ ખોડો લખવાને પ્રસઙ્ગે જોઇશેજ. તેવું બીબું પ્રાપ્ત હોવાથી વચ્ચે આડ કરવાની લપમાં પડવા કોઇ પણ જાતની કશી આવશ્યકતા સહૃદય વિદ્વાનોને જણાશે નહિ. નાગરી લિપિમાં क–फ અર્ધા કરવા ટાણે क़–फ़ આવા પ્રચલિત સ્વરૂપના આવે, બાકીના માટે ङ्क ङ्ख ट्ट ट्ठ ड्ड ड्ग ड्ढ द्ग द्द द्ध ळ આવા સ્વરૂપનાં શ્લોકમાં બતાવ્યા મુજબનાં સુધારેલી લિપિનાં બીબાં જોઇયે.

રકાર જ્યારે સંયુક્તાક્ષરના પૂર્વ વર્ણ તરીકે હોય છે, ત્યારે વર્ણની જમણી બાજૂએ રેફના સ્વરૂપમાં આવે છે. ઉચ્ચારણ વર્ણની પૂર્વે હોવા છતાં અત્યારે તેનું સ્થાન વર્ણની પાછળ રૂહે છે. પ્રાચીન બ્રાહ્મી લિપિમાં રેફ અર્વાચીન સ્વરૂપમાં છે, તેવી જ રીતનો વર્ણની ઊપર લખાતોઃ અત્યારે પણ આપણે લખિયે છિયે ઊપર, પરન્તુ છાપવામાં તો તે વર્ણની પાછળ આવે છે. આ મુશ્કેલીમાંથી બચવા પૂર્વ વર્ણ તરીકે

ર્ કે ર્ ના રૂપમાંજ લખવો યુક્ત છે. કાના વિનાના વર્ણો ખોડા તો લખવાનાજ છે, એટલે તેનું ર્, ર્ આવું બીજું પણ રૂહેવાનુંજ. આજ રકાર સંયુક્તાક્ષરના અન્ત્ય વર્ણ તરીકે હોય છે, ત્યારે / કે ^ આ સ્વરૂપમાં આવે છે; તેવા ચિહ્નની હવે જરૂર નહીં રૂહે. કેમકે પૂર્વ વર્ણ ઊપર સૂચવ્યા મુજબ આવવાનોજ; તેની બાજૂમાં આ·રકાર ગોઠવાઇ રૂહેશે. ( શાસ્ત્રી=શાસ્તરી ) અને સ્વરોની માત્રાઓ તેના પછી ગોઠવાઇ રૂહેશે.

૭. પ્રચલિત લોકભાષામાં ડ ઢ નાં બે ઉચ્ચારણો સ્પષ્ટ છે. વસ્તુસ્થિતિયે વૈદિક કાલથી આ ઉચ્ચારણો પૃથક્ ચાલ્યાં આવે છે. પ્રાચીન બ્રાહ્મીમાં ડ ના આ મૂર્ધન્યતર ઉચ્ચારણ માટે સઙ્કેત અલગ હતો. પ્રાચીન તામિલમાં ઢ ના મૂર્ધન્યતર ઉચ્ચારણ માટે સઙ્કેત હતો. અત્યારે આપણે નવા સઙ્કેતો ઊપજાવવા કાંઇ પણ જરૂર નથી. હિન્દી લિપિમાં સ્વીકારાયેલ નુક્તાવાળા ડ઼–ઢ઼ ગૂજરાતી લિપિમાં સ્વીકારી લેવાથી કાર્ય સરી જાય છે. આ નુક્તાનૂં સ્થાન વર્ણની ડાબી બાજૂયે નીચેના ભાગમાં રાખવાની લિપિસુધારણા સમિતિયે હિમાયત કરી છે. ઉર્દૂ–ફારસીના કેટલાક શબ્દો તેમ જ અઙ્ગ્રેજી ભાષાના શબ્દોનાં સાચાં ઉચ્ચારણો આપણી ભાષાઓમાં બતાવવા લેખનમાં આ નુક્તાનો ઉપયોગ આવશ્યક છે. સુધારેલી દેવનાગરી લિપિમાં તે સમિતિની સૂચના મુજબ યોજાય તે ઇચ્છવા યોગ્ય છે. ગૂજરાતી ગ્રામીણ પાત્રોના ઉચ્ચારણોમાં અઙ્ગ્રેજી Z જેવૂં એક ઉચ્ચારણ છે જે શુદ્ધ જ–ઝ ને સ્થળે ગ્રામીણો પ્રયોજે છે. આ ઉચ્ચારણ જ–ઝકાર નીચે ડાબી બાજૂયે નુક્તાથી બતાવવૂં. વળી શ–ષ–સને સ્થળે ગ્રામીણો એક વિશિષ્ટ પ્રકારનૂં કણ્ઠ્ય ઉચ્ચારણ કરે છે. તે બતાવવા હકાર શક્તિમાન નથી. આ માટે નુક્તાવાળો સકાર પ્રયોજાય એજ ઇષ્ટ છે. સુધારેલી નાગરી લિપિમાં સમિતિના [ ૭ ] મા નિયમનૂં પાલન આવકારવા લાયક છે.

૮. સર્વઆદ્ય નાગરીમાં ह्य આ સઙ્કેત र+च આ બે વર્ણો જેવો છે. તેને માટે સમિતિ ગૂજરાતી ખની ભલામણ કરે છે.

[ उससे तो गुजराती ખ अच्छा है—જુવો નિયમ ૧૦ મો. ] કૈથીમાં પણ આવો જ ખ કાર છે. [ ખ બ્લોકમાં જુવો. ]

૯. अ, झ, ण, श આ સ્વરૂપ સમિતિએ માન્ય રાખ્યાં છે. ळકારનું હિન્દી સ્વરૂપ સમિતિ સૂચવે છે. પરન્તુ મને લાગે છે કે હિન્દી લિપિના આ ल માથેથી શિરોરેખા ચાલી જતાં ચાલૂ ગૂજરાતી ભ જેવો જ તે થઇ રહે છે. તે માટે તેનું જૈન કિંવા ગૂજરાતી સ્વરૂપ અપનાવવું વધારે યોગ્ય છે. (તેનું સ્વરૂપ જુવો સાથે છપાયેલા બ્લોકમાં) क्ष આ સાચો જોડાક્ષર ચાલૂ લખાણમાં સ્વતઃ સ્વીકૃત છેજ. ભૂમિતિ વગેરેમાં क्ष કે ज्ञ ભલે સ્વીકારાય. ज्ञ અત્યારે ज्ञ આ સ્વરૂપમાં ઉચ્ચારાતો નથી; માટે સ્વતન્ત્ર સઙ્કેતે રહે, તે વધારે સરલ થશે.

૧૦. સ્વરોમાં ऋ, ॠ, ऌમાંનો ऋકાર સંસ્કૃત તત્સમ શબ્દોમાં દેશભાષાઓમાં સ્વીકારવામાં આવે છે, તે બ્લોકમાંના સ્વરૂપમાં રહે. દીર્ઘ ॠ ની સંસ્કૃત શ્રેઢિ સુધારેલી નાગરીમાં લખતાં જરૂર પડે છે, ત્યાં બ્લોકમાંના સ્વરૂપે વર્ણની જમણી બાજૂએ લખવો. ऌકાર માત્ર क्लृप् ધાતુ પરથી આવેલા क्लृप्ति શબ્દમાં જ છે. ત્યાં તે લૃ–ऌ સ્વરૂપમાં ભલે પડ્યો. તે માટે અલગ બીજું ન કરવું હોય તો લ–ळની જમણી બાજૂએ ऋકારના ચિહ્ન સાથે લખવાથી સરલતા થશે.

૧૧. घ અને धનો સુધારેલી નાગરીમાં ભેદ રાખવો જરૂરનો છે. આ માટે घના ઊપરના અર્ધ વર્તુલનો ઊપરનો છેડો घ માફક વાળવો; જ્યારે ध જૂની નાગરીમાં છે, તેવો રાખવો. આમ કરવાથી તેનો તફાવત તરત પકડી શકાય.

૧૨. भकार માથેથી શિરોરેખા ચાલી જતાં म અને भમાં કાંઇ પણ ભેદ નથી રહેતો; તે માટે भકારનું જુદું સ્વરૂપ સ્વીકારવું. (તે માટે જુવો બ્લોકમાં આપેલો તે વર્ણ.)

૧૩. ઇન્દોરની લિપિસમિતિને જે જાતની લિપિની આવશ્યકતા છે, તેવી વૈજ્ઞાનિક દૃષ્ટિયે શુદ્ધ લિપિ કેવા પ્રકારની હોઇ શકે, તે બતાવવાનો આ મારો પ્રયત્ન છે. તેમાં "સાપ ભેળા વીંછીના," એ ન્યાયે ગૂજરાતી લિપિમાં પણ કરવા જોઇતા તદનુકૂળ સુધારાઓ આ લેખમાં સૂચવ્યા છે, છાપખાનાંવાળાઓને ઓછામાં ઓછાં બીબાંથી સમ્પૂર્ણ કાર્ય સાધી શકાય, તેવો પૂરો ખ્યાલ રાખી અત્રે સૂચનાઓ રજૂ કરવામાં આવી છે. ઉપર સૂચવ્યા મુજબનાં બીબાં ઉપરાંત જુદાં જુદાં વિરામચિહ્નો, કૌંસો, નાની મોટી–ડેશો......ટપકાંઓ વગેરે અત્યારે છે, તેનાં તેજ ઉપયોગમાં ચાલી શકશે; તેમાં કશો ફેરફાર કરવાની જરૂર નહીં રૂહે. જોડાક્ષરનાં અનેક ગણાં બીબાંઓ, સ્વરની માત્રાવાળા અખણ્ડ બોડી ટાઇપો વગેરેની જરૂર રહેશેજ નહીં. મારા સામાન્ય અનુભવથી મને જે સૂઝયૂં છે, તે અહીં સૂચવવાની ધૃષ્ટતા કરવામાં આવી છે. આ વિષયના નિષ્ણાતો જરૂર આ વિષયમાં સારામાં સારો તેમ છતાં સ્હેલામાં સ્હેલો રસ્તો શોધી કાઢી આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિથી સરલમાં સરલ ઉચ્ચારણના ક્રમને જાળવી રાખનારી વર્ણમાલા જનતા સમક્ષ મૂકશેજ, ત્યાંસુધીમાં મારી અલ્પ સૂચનાઓ પણ જનતાને માર્ગદર્શક નીવડશે, તો મારા યત્નની હું સાર્થકતા સમજીશ. (સાં. ૧૯૯૧ જન્માષ્ટમી—માંગરોળ કાઠિયાવાડઃ ૨૧ : ૮ : ૩૫)

કેશવરામ કાશીરામ શાસ્ત્રી

તા. ક. આ નિબન્ધ લખાયા પછી નવેમ્બરમાં મુમ્બાઇમાં મળેલી સમિતિયે નિર્ણય બ્હાર પાડ્યો છે. તે જોઇ સન્તોષ થયો છે. સાથેનો બ્લોક બનાવતી વેળાએ તે સૂચનાઓમાંની ઇષ્ટને અમલ મૂકવામાં આવી છે; તેની અહીં સહર્ષ સાભાર નોંધ લઉં છું. તાઃ ૧૭ : ૩ : ૩૬, મીઠાખળી–(અમદાવાદ). —લેખક.

# નાટક અને ચલચિત્ર

## ૪

**૨૭મું ભારતનાટ્ય સંમેલન[૧]**

[ શાળાકૉલેજોમાં તેમ જ અન્યથા ] નાટ્યશિક્ષણ અપાવાથી નાટ્યકલાનો જ ઉદ્ધાર થશે એમ નથી તો પ્રત્યેક ક્ષેત્રમાં નાટ્યકલાનો ઉપયોગ કરી લઇને તેમાં આ સાધન દ્વારા પૂરેપૂરી સંગીન કામગીરી કરવા જેવી છે. નાટ્યકલા એ વેદતુલ્ય કલા છે, "ઑલ આયર્લૉંડ વોઝ એ સ્ટેજ." એમ ક્યારે હતું, તો કે' હોમરૂલ મગરા અગાઉ. પણ રાજકીય બાબત વિશે બોલવાનું આ સ્થાન નથી. અસ્તુ. સામાજિક, આર્થિક, રાજકીય, એ ક્ષેત્રોમાં કામ કરવાની સૌથી અધિક શક્તિ નાટ્યકલામાં છે.

આ શબ્દો ભારતનાટ્ય સંમેલનના ગયા ઑક્ટોબર આખરે પ્રગટેલા વૃત્તાંતના ઉપાંત્ય પૃષ્ઠમાંથી લીધા છે. સંમેલન ગયા ઉનાળામાં પુનામાં ભરાયલું. સને ૧૯૦૪માં આરંભાયલી એ પ્રવૃત્તિનું પ્રસ્તુત સંમેલન ૨૭મું ઉપવેશન હતું અને તેનું કાર્ય, સંસ્કારી ગુજરાતને પરિચિત મહારાષ્ટ્રીય સાક્ષર રા. શ્રીકૃષ્ણપંત ચાપેકરની સ્વાગતાધ્યક્ષતાએ તથા તેમણે જેમની પ્રાપ્તિને 'રત્નકાંચનયોગ' કહ્યો તે રા. ગોવિંદરાવ ટેંબેની—"સિનેમા અને નાટક એ બંને સંસ્થાના ઋણાનુબંધી" એવા એક, ગુજરાતમાં અલભ્ય અને મહારાષ્ટ્રમાં પણ કદાચ દુર્લભ, વાઙ્મયસેવકની—પ્રમુખતાએ યશસ્વીપણે પાર પડ્યું હતું. તેમના પ્રમુખ તરીકેના સમારોપમાંથી ઉપરનું અર્થગર્ભ અને ચિંતનીય અવતરણ આપ્યું છે.

સમકાલીન ભારતવર્ષમાં નાટ્યસંસ્થાનો હ્રાસ થયો છ તે ચલચિત્રોની પ્રવૃત્તિને પરિણામે થયો છે કે શી રીતે એ એક, અને, નાટ્યસંસ્થાને સુરક્ષિત રાખવા માટે શું કરવું જોઇએ એ બીજો: આ બે મહત્ત્વના પ્રશ્નોનાં જુદાંજુદાં સ્વરૂપની ચર્ચા સંમેલનના કર્ણધારોનાં વ્યાખ્યાનોમાં તથા ઠરાવો પરનાં ભાષણોમાં થઇ હતી.

૧. અતીકમાંથી બાકી રહેલી નોંધ

એ પ્રશ્નોનું પ્રમુખવ્યાખ્યાનમાં થએલું તલસ્પર્શી વિગતવાર વિવેચન આ વિષયમાં રસ લેનાર દરેક ગુજરાતી વિચારકે પણ વાંચવા-વિચારવા જેવું છે, કેમ કે ત્યાંની ગૂંચવણો કે મુશ્કેલીઓ, આશાસ્થાનો તેમજ ભયસ્થાનો અહીંનાં પણ છે.

નાટકની અધોગતિ થઇ છે તે ચલચિત્ર-વ્યવસાયને લીધે નહિ, પણ નાટકનો મૂળ હેતુ જે કલાવિકાસ, તેની પ્રતારણાને લીધે, શિષ્ટ સમાજનું રંજન કરવામાં નિષ્ફળ નિવડે તેવા માર્ગ એ લે છે તેને લીધે, તેમજ દૂરદર્શિતાના અભાવને લીધે. ચલચિત્ર પ્રધાનપણે ધંધો છે; નાટક પ્રધાનપણે કલા છે. યાંત્રિક ચલચિત્રથી મળતું સુખ દષ્ટિગમ્ય છે, પણ સજીવ નટોનું નાટક સમજવામાં દષ્ટિ ઉપરાંત શ્રવણ[1] બુદ્ધિ અને હૃદયની સંસ્કારિતાની જરૂર પડે છે. ચલચિત્રે જે ઘટનાને પ્રત્યક્ષ બતાવવા ભારે 'ખટાટોપ' કરવો પડે, તેને નાટકમાં સૂચકપણે ધ્વનિથી રજૂ કરી શકાય છે. આ કારણે ચલચિત્રને આશ્રય આપનાર વર્ગ (સામાન્ય જનતા 'સુસંસ્કૃત' નહિ, તેથી.) મોટો રહેવાનો; નાટક માટેનો વર્ગ નાનો, પણ હૃદયમનની સંસ્કારિતાના વિષયમાં ઊંચો. પરંતુ આ વર્ગને હાલનાં નાટકો સંતોષતાં નથી, જેમ અનવાનાં કારણો પ્રસિદ્ધ છે. સમાજમાં નટોનો દરજ્જો નીચો હતો કે છે, તે નટોનાં વ્યસનો તથા સ્વેચ્છાચારીપણાને લીધે; તેમને બદલે હવે તરુણ પેઢીનાં કુલીન (એટલે કુલપરંપરાએ ખાનદાન એટલું જ નહિ પણ સામાજિક નીતિબંધનો ચીવટથી પાળનાર) સ્ત્રીપુરુષો જો કુશળતાથી અને હિંમતથી નાટ્યકલાની સેવા કરવાનું સ્વીકારે, તથા, સમાજનેતાઓનું પીઠબળ તેને મળે, તો સમાજનો દષ્ટિકોણ બદલાયા વિના રહેશે જ નહિ. ... ... આ પ્રકારના વિશાલદૃષ્ટિ છતાં પ્રજાહિતના અવિરોધી વિચાર પ્રમુખશ્રીએ દર્શાવ્યા હતા. સમેલનના ઠરાવોમાં, કોલેજોમાં

૧. બોલપટોમાં મજા હોય છે પણ એ કારણે દૃષ્ટિનું તત્ત્વ ગૌણ બનતું નથી, ઉત્તેજક છે.

નાટ્યકલાના અભ્યાસ તથા પ્રયોગો માટેનાં નાટ્યમંડળો કાઢવાની ભલામણ કરનારો; સ્ત્રીઓનો પાઠ સ્ત્રીઓ જ ભજવે એવા આગ્રહનો; શહેરસુધરાઈઓએ નાટકગૃહો યોગ્ય સાધનસામગ્રીવાળાં ને નૈતિક શુદ્ધિવાળાં સ્થાપવાં ને ચલાવવાં જોઈએ એ વિશેનો; તથા નાટ્યશિક્ષણની સંસ્થા 'ભારતવિદ્યામંદિર' સ્થાપવાની યોજના વિશેનો: એટલા સૌથી વધુ ધ્યાન ખેંચે તેવા હતા. —વિ.

## કલા

### ૧

### 'એમેચ્યોર' નાટ્ય પ્રયોગો

કૉન્સર્ટોના જેટલા પ્રમાણમાં તો નહિ પણ તો યે હાલમાં 'એમેચ્યોર'* નાટ્યપ્રયોગો મુંબઈ, ભાવનગર અમદાવાદ, વડોદરા, સુરત વગેરે સ્થળોએ ઠીક ઠીક પ્રમાણમાં થાય છે ખરા. છતાં આ વિષયમાં બિનધંધાર્થી નટ–નટીઓનું ખરૂં લક્ષ્ય શું તેનો નિર્ણય થયો નથી, એટલું જ નહિ પણ અમુક લક્ષ્ય પણ જનતા સમક્ષ મૂકવામાં આવ્યું નથી. આ ઉપરથી એટલું તો ચોક્કસ છે કે જેમ આપણે ત્યાં ઘણાં ક્ષેત્રોમાં છે તેમ આ ક્ષેત્રમાં પણ સારા પ્રમાણમાં અરાજકતા વ્યાપી રહેલ છે. અત્યારે આવી લલિત કલાઓ પ્રત્યે યુવક–યુવતીઓનું ધ્યાન ખેંચાયું છે અને બિન ધંધાર્થી કલારસિકો નાટકો ભજવવા લાગ્યાં છે તે વેળા આ પ્રશ્ન સંબંધી ચર્ચા અસ્થાને નહિ ગણાય.

* આ શબ્દ માટે કેટલાક લેખકો 'કલાપ્રિય' શબ્દ યોજે છે પણ એ વાજબી નથી કારણ કે એથી તો ધંધાર્થી કલાકારો કલાપ્રિય નથી એમ ફલિત થાય છે, જે સાવ ખોટું છે. એથી જ્યાં સુધી 'પ્રોફેશનલ' અને 'એમેચ્યોર' એ બે શબ્દો માટે કલાના ક્ષેત્રમાં શોભે તેવા શબ્દો યોજાયા નથી ત્યાં સુધી ધંધાર્થી અને બિનધંધાર્થી શબ્દો ઉપર જ આધાર રાખવો ઠીક પડશે.

પાશ્ચાત્ય દેશોમાં બિનધંધાર્થી નટ–નટીઓ નાટ્યકલામાં એટલાં પારંગત છે કે એમને સુધારવાનાં કે અમુક દિશાઓનાં સૂચન કરવાનાં કાર્યો ત્યાંના બિનધંધાર્થીઓએ કરવાનાં રહેતાં નથી. એના પ્રમાણમાં એમનું લક્ષ્ય વધારે સાદું અને સંકુચિત કહી શકાય. અમુક નાટકો કમાણીની નજરે ફત્તેહમંદ નહિ થતાં હોય છતાં સાહિત્યની કલાની દૃષ્ટિએ સુંદર હોય તો તેવાં નાટકો ભજવવાનું સાહસ આ બિનધંધાર્થી મંડળો સહેલાઈથી ખેડી શકે. વળી ભવિષ્યમાં જેમને ધંધાર્થી થવું હોય તેમને બિનધંધાર્થી તરીકે એ કલામાં પ્રવેશવાનું સુગમ અને લાભદાયી થઈ પડે છે અને એથી એમને થોડી ઘણી તાલીમ પણ મળી રહે છે. આ ઉપરાંત અમુક સંસ્થાઓને આર્થિક મદદ આપવા અર્થે, અમુક મંડળોના ઉત્સવો નિમિત્તે અને આનંદને માટે જ આનંદ કરવા ખાતર પણ પાશ્ચાત્ય દેશોનાં બિનધંધાર્થી નટ–નટીઓ નાટકો ભજવે છે, એમનું લક્ષ્ય શું છે તે પણ આટલા ઉપરથી સમજાય તેમ છે. એમાં ધંધાર્થી નાટ્ય પ્રયોગોને ઉતારી પાડવાનો તેમનો આશય નથી, ધંધાર્થી નટ-નટીઓને અભિનયકલામાં, 'સીનરી' અને 'બેકગ્રાઉન્ડ'માં ઉચ્ચતર જ્ઞાન આપવાના અભિલાષ નથી; ધંધાર્થીઓની સાથે કોઈપણ પ્રકારની હરીફાઈ કરવાની બિનધંધાર્થીઓની ઉત્કંઠા નથી.

ગુજરાતમાં બિનધંધાર્થી નટ–નટીઓ પાસે જુદા સંજોગો ખડા છે, આપણે ત્યાં ભજવાતાં ધંધાર્થી નાટકો નીચી ભૂમિકાનાં છે અને અભિનય, પ્રકાશયોજના, સંગીત, વગેરે બાબતોમાં એ ધંધાર્થી થીએટરોમાં અનેક પ્રકારની ઊણપ અસ્તિત્વ ધરાવે છે. આને પરિણામે પાશ્ચાત્ય દેશોમાં બિનધંધાર્થી થીએટરો આગળ જે લક્ષ્ય છે તેના કરતાં અહિંની બિનધંધાર્થી રંગભૂમિનું લક્ષ્ય વિશાળતર રાખવું ઘટે. નાટ્યપ્રયોગો ભજવવામાં રહેલ આનંદ, તેની સહાયતાવડે અમુક પ્રવૃત્તિઓને આપી શકાતી આર્થિક મદદ, બિનધંધાર્થી અભિનયકલાની પ્રવૃત્તિ ગ્રહણ કરવાથી મનુષ્યની અમુક શક્તિઓમાં ( વક્તૃત્વ, સમયસૂચકતા વગેરે ) સાધી

શકાતો વિકાસ, ધંધાર્થી રંગભૂમિઓ ઉપર ભજવાતાં નાટ્યો કરતાં ઉચ્ચતર નાટકો પ્રત્યે જનતાની અભિરૂચિ ઉત્પન્ન કરવાનો આશય, હાલમાં એ રંગભૂમિઓ ઉપર બહુધા જોવામાં આવતી અભિનય-કળા, પ્રકાશયોજના વગેરેમાં સુંદર માર્ગસૂચન—આટલું આપણું—બિનધંધાર્થી નટ—નટીઓનું—લક્ષ્ય.

આ લક્ષ્યમાં બિનધંધાર્થી નટ—નટીઓ ધંધાર્થીઓના હરીફો છે કે ઉપદેશકો છે એવું ઘમંડ રાખવાની આવશ્યકતા નથી એટલું જ નહિ પણ એ ઘમંડ ધંધાર્થી રંગપીઠ સુધારવાના મહત્ત્વના કાર્યમાં વિઘ્નકર્તા જ નીવડે છે. તે ઉપરાંત, આવાં બિન-ધંધાર્થી નાટકોમાંથી ઘણાં નાટકો જોવાથી કલારસિક જોનારના હૃદયમાં આ ઘમંડથી બિનધંધાર્થી પ્રત્યે દયા જ ઉત્પન્ન થાય છે. કારણ સ્પષ્ટ છે: ધંધાર્થીઓની વર્ષોની તાલીમ એમના અનેક દોષો સહેલાઈથી ઢાંકી શકે છે. બિનધંધાર્થીઓમાં માંહોમાંહ પ્રસરી રહેલી અરાજકતા ધંધાર્થીઓમાં ભાગ્યે જ જોવામાં આવે છે. એમને એ પરવડે જ નહિ! તે ઉપરાંત ધંધાર્થી રંગભૂમિ ઉપર કામ કરતાં સર્વ નટ-નટીઓ નાટ્યકલાના વિવિધ અંગોમાં છેક જ અજ્ઞાન છે એવું માની લેવું એ પણ ભ્રમમૂલક જ છે. એમાં પણ કેટલાંક નટ—નટીઓ પોતાની કલામાં ઘણાં નિષ્ણાત છે. આવાં કુશળ નટ—નટીઓના હરીફ અથવા ઉપદેશક તરીકે તાલીમ વગરના બિનધંધાર્થી નટ—નટીઓએ ઉભા રહેવાનાં સ્વપ્ન સેવવાં એ માત્ર બાલિશતા જ કહેવાય!

આ પ્રમાણે ગુજરાતનાં બિનધંધાર્થી નાટ્યકલારસિકોનું લક્ષ્ય અને તેટલું સરળ અને ટૂંકામાં જણાવ્યું છે તે પછી આ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે: કે આ લક્ષ્યપ્રાપ્તિને અર્થે આપણે સૌએ—એ દિશામાં પોતપોતાની શક્તિઅનુસાર કાર્ય કરી રહેલ બિનધંધાર્થી કલારસિકોએ—શું કરવું?

આનો ઉત્તર કોઈ પણ એક વ્યક્તિ આપી શકે નહિ. એનો ઉત્તર આપવા માટે આ લેખ લખાયો નથી આ દિશામાં હાલમાં

ચાલતી અરાજકતા અમુક અંશે દૂર થાય, આ ક્ષેત્રમાં રસ લેનાર નરનારીઓ પોતપોતાના અભિપ્રાય જાહેરમાં વ્યક્ત કરે, પરિણામે લક્ષ્યપ્રાપ્તિનો માર્ગ સરલ બને, એ આશયથી આ લેખ લખવામાં આવ્યો છે. હાલમાં એક બંગાળી કલાકાર મુંબઈમાં 'નેશનલ થીએટર'ની યોજના રજૂ કરવા ઇંતેજાર છે એવું જાણ્યું એ આ લેખનું બીજું મહત્ત્વનું કારણ છે. એટલા માટે કે જ્યારે આપણે ગુજરાતીઓ વર્ષો થયાં 'રાંટરોડિયા' નાટકોની સામા વિરોધ દર્શાવી એમના તરફ માત્ર મોં મચડીને બેશી રહ્યા છીએ ત્યારે એક પરપ્રાન્તનો કળાકાર 'નેશનલ થીએટર'-ની યોજના વ્યવહારમાં મૂકવાના સતત પ્રયાસ કરી રહ્યો છે!

ગમે તે હેતુની સિદ્ધિ માટે બિનધંધાર્થી નાટ્યપ્રયોગ કરવામાં આવતો હોય ત્યાં અમુક વાતો ખાસ ધ્યાન રાખવા જેવી છે. આવા નાટ્યપ્રયોગ કરનાર મંડળોમાં દરેકમાં માત્ર એક જ કુશળ ડીરેક્ટર હોવો જોઈએ—જેટલાં ખેલાડી એમાં ઉતર્યાં હોય તે બધાંએ ડીરેક્ટરો તરીકે ન વર્તવું જોઈએ! પ્રકાશ, સંગીત, સીનસીનરી, પાત્રોના પોષાક, અભિનય વગેરે બાબતમાં પણ ધ્યાનપૂર્વક સંયોજન થવું જોઈએ. અનેક બિનધંધાર્થી નાટ્યપ્રયોગોમાં સીનસીનરી અને અભિનયની બાબતમાં પેલાં ધૂતકારી કાઢેલ 'રાંટરોડિયાં' નાટકોનાં જ અનુકરણ થાય છે, આ ખોટું છે. બિનધંધાર્થી નાટ્યપ્રયોગોમાં તો જેમ બને તેમ સાદી 'બેક ગ્રાઉન્ડ'-થીજ કામ કરવું જોઈએ.

હમણાં જ્યાં જ્યાં આવા નાટ્યપ્રયોગો થાય છે ત્યાં ત્યાં એકેક, બબ્બે, ચારચાર—સૌને ફાવે તેટલાં અને તેવાં આ દિશામાં કામ કરનાર નરનારીઓના મંડળો સ્થપાવાં જોઈએ અને આવાં બધાંય મંડળોમાં પરસ્પર Coordination સાહચર્યની ભાવના ઉત્પન્ન કરવા પ્રયાસ કરવો જોઈએ. એક શહેરનું મંડળ બીજાં શહેરમાં નાટ્યપ્રયોગો કરવા જાય અને બીજાં શહેરનું મંડળ પેલાં શહેરમાં પોતાના પ્રયોગો કરી બતાવે. આવા નાટ્યપ્રયોગો માત્ર નાટ્ય-

પ્રયોગો જ રહે અને એમાં અરણા, સંગીત અને નૃત્યના પ્રયોગો ઘુસાડવાના યત્નો નહિ થાય એ ઇષ્ટ છે કારણ કે એ કલાઓના ક્ષેત્રો જુદાં છે અને એમાં રસ લેતાં બિનધંધાર્થી કલારસિકોના લક્ષ્ય પણ જુદાં જ છે. ભેળભેળાની જાત્રાથી પરિણામે એ દરેક ક્ષેત્રમાં વિકાસ થતો અટકે છે. બિનધંધાર્થી નાટ્યપ્રયોગોનું અવલોકન પોતપોતાના 'બીસ્તરાબાંધુ' મિત્રો પાસે નહિ પણ તટસ્થ વૃત્તિના સાચા કલાકાર પાસે અમુક માસિકો કે ત્રૈમાસિકોએ કરાવવું ઘટે છે અને તે અવલોકનકારે પણ પોતાની આગળ સાચું લક્ષ્ય રાખીને જ એવા પ્રયોગોનું અવલોકન કરવું જોઇએ. સાહિત્ય-પરિષદો ભરાય ત્યારે આ ક્ષેત્રમાં રસ લેનાર રસિયાંઓ પણ એકાદ દિવસ ભેગાં મળી વિચાર કરે તો તેથી પણ લાભ થવાનો સંભવ ખરો.

આ પ્રમાણે આવા નાટ્યપ્રયોગો ભજવવામાં એક જ લક્ષ્ય રાખવામાં આવે, અમુક Progressive method અમલમાં મુકવામાં આવે, જુદા જુદા નાટ્યકારોનાં નાટકો ભજવાયા કરે અને પરસ્પર Coordination સાહચર્યની ભાવનાથી કાર્ય કરવામાં આવે તો જ આપણી ગુજરાતી ધંધાર્થી રંગભૂમિમાં વિકાસ સધાય, બિનધંધાર્થી રંગભૂમિમાં પણ કાંઇક નવું ચેતન આવે અને જુદાં જુદાં વિધાનનાં નાટકોને રંગપીઠ ઉપર લાવવાનું સામર્થ્ય આવે. તેમ જ હાલના નાટ્યકારો રંગભૂમિને યોગ્ય નાટકો લખવા પ્રેરાય અને એ દિશામાં હાથ જેમણે યત્ન કર્યો નથી એવાં લેખક-લેખિકાઓ પણ એ દિશામાં પગલાં માંડે. પરિણામે ગુજરાતી સાહિત્ય તેમ જ ધંધાર્થી અને બિનધંધાર્થી રંગભૂમિ સર્વ દિશામાં ઉચ્ચતર સ્વરૂપ પ્રાપ્ત કરી શકે.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# કેળવણી

૬

## શામળદાસ કૉલેજનાં પ્રારંભવર્ષો

[ અહીંની શામળદાસ કૉલેજની સ્થાપનાનું કનકપર્વ ગઇ નાતાલમાં ઉજવાયું. એ પ્રસંગનિમિત્તે નીચેનો નોંધસંગ્રહ, કૉલેજ ૧૮૮૫માં સ્થપાઇ ત્યારના તેના ચાર વિદ્યાર્થીઓ સાથેના વાર્તાલાપને આધારે તૈયાર કર્યો છે. વાંચનાર એ પરથી જોશે કે ૧૮૮૫–૯૦ની શામળદાસ કૉલેજ એટલે કેટલીક બાબતોમાં આખા ય ઇલાકાની અગ્રગણ્ય કૉલેજ; અને તેનાં ઇતિહાસનું આ પાનું એટલે ગુજરાતી શિક્ષણવિકાસનું એક કીમતી પાનું. એટલા મહત્ત્વની સંસ્થા વિશેનું આ લખાણ તૈયાર કરવામાં અમને મમતાથી સહકાર આપનાર નીચેના ચારે માનવંત સજ્જનોનું 'માનસી' ઋણી છે અને રહેશે. પહેલી ત્રણ નોંધ, અનુક્રમે, રા. રા. શ્રી માનશંકર પીતાંબરદાસ મહેતા, સ્વ. રા. રા. શ્રી ભૂપતરાય લક્ષ્મીશંકર ઓઝા અને રા. રા. શ્રી મણિલાલ હરિલાલ મહેતાએ પૂરી પાડેલી હકીકતો પરથી લખી છે; ચોથી, રા. રા. શ્રી શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતાએ લખી આપી છે. રા. ભૂપતરાયભાઇ પાસેથી થોડી વધુ વિગતો મેળવવાની હતી, પણ એ માટે એમની બીજી મુલાકાત લઇ શકાય ત્યાર પહેલાં તેમનો દેહાંત થયો એમ નોંધતાં ખેદ થાય છે.—તંત્રી ]

૧

૧. કૉલેજ સને ૧૮૮૫માં (સં. ૧૯૪૧માં) સ્થપાઇ ત્યારે તેમાં માત્ર ૧૨ વિદ્યાર્થીઓ હતાં; તેમાંનાં ૧૦ વડનગરાં નાગર ગૃહસ્થો હતા. બીજે બધે તેમ ભાવનગરમાં પણ, ઉચ્ચતર નવી કેળવણીનો લાભ લેવામાં નાગરોએ પહેલ અને હિંમત કરેલી. એમનો દાખલો લઇને બીજા પણ કૉલેજમાં આવતાં, સંખ્યા વધી.

૨. કૉલેજ હાલની આલ્ફ્રેડ હાઇસ્કૂલવાળા મકાનમાં શરૂ થઇ હતી; અને પછીથી, સામેના મકાનમાં, જ્યાં હમણાં કેળવણી-ખાતાની ઑફિસ છે ત્યાં. ૧૮૮૬માં પીલગાર્ડનની પાસેનું મકાન ( જે હમણાં થોડાં વર્ષ પર જ છોડાયું, તે ) બંધાયલું.

૩. કેળવણીને ઉત્તેજન આપવા રાજ્ય તરફથી પ્રીવિયસ પાસ થાય તેને બી. એ. થઈ જતાં સુધી આપવા માટે દસ શિષ્યવૃત્તિઓ શરૂ કરવામાં આવી હતી.

૪. એ વખતે ભાવનગરનરેશ સ્વ. તખ્તસિંહજી મહારાજ હતા; અને દિવાન, સ્વ. વિઠ્ઠલભાઈસાહેબ. કૉલેજને ખુલ્લી મૂકેલી સ્વ. દાદાભાઈ નવરોજજીએ, એક ટૂંકું અસરકારક પ્રાસંગિક ભાષણ કરીને.

૫. પ્રિન્સિપલો : શરૂઆતમાં કામચલાઉ તરીકે સ્વ. જમશેદજી ઉનવાળા[1] હતા; પછી ગ્રેનિયન આવેલા, તેઓ જતાં, ફરીથી ઉનવાળા. એમની પછી, મેસર્સ એન્ટી સંજાણા વગેરે.

૬. પ્રોફેસરોમાં, પ્રિન્સિપલ ઉપરાંત, એ પંચવર્ષીમાં હતા મેસર્સ ફરદુનજી દસ્તુર, મણિલાલ ન. દ્વિવેદી, કેશવલાલ હ. ધ્રુવ, કમળાશંકર પ્રા. ત્રિવેદી; દક્ષિણી પ્રોફેસરોમાં હતા પ્રો. લિમયે અને પ્રો. આર્તે જેમાંના પહેલાનું જ્ઞાન વધારે ઊંડું તો બીજાની વાક્‌છટા વધારે સરસ હતી.

૭. ગ્રેનિયન શીખવતા ઇંગ્લિશ અને ઇતિહાસ અને સંસ્કૃત પણ સારું જાણતા. શેક્સપીઅર શીખવવામાં ખાસ નિષ્ણાત હતા. એ વિષય પર તેમ જ બેકન 'ગોલ્ડન ટ્રેઝરી' અને બર્ક[2] પર તેઓ જે નોટ્સ લખાવે તેમાંથી જ ( પરીક્ષક તેઓ નહિ પણ મુંબાઈ બાજુના પ્રોફેસરો હોવા છતાં ) ઘણા પ્રશ્નો આવતા.

૮. એન્ટી લૉજિક બહુ સરસ શીખવતા. સેંટ ઝેવિયર્સવાળા પ્રો. વેસ્રો કાઢેલા લૉજિકના પ્રશ્નોથી જે વર્ષે એલ્ફિન્સ્ટન જેવી

૧. તેઓ ભાવનગર છોડ્યા બાદ કાશી સેંટ્રલ હિંદુ કૉલેજમાં ગયા હતા અને અહીંથી ગયેલા કોઈ ગૃહસ્થ એમને ત્યાં મળવા જાય ત્યારે હરખાઈ ઊઠતા.

૨. એનો 'ફ્રેંચ રેવોલ્યુશન' તેમને હસ્તગત આખો ટેપ થઈ ગયેલો, તેથી શીખવતી વખત એ ચોપડીનો ઉપયોગ બહુ ઓછો કરતા.

કૉલેજના વિદ્યાર્થીઓ પણ ગભરાયલા, એ પ્રશ્નો આ કૉલેજના વિદ્યાર્થીઓને સરળ લાગેલા.

૯. દસ્તુરજી ગણિતના અસામાન્ય નિષ્ણાત અને એમની શીખવવાની પદ્ધતિ ઘણી આકર્ષક હતી.

૧૦. ઉનવાળા ફિઝિક્સના પ્રોફેસર હતા; અને ફારસી, એ વિષયના એક અનન્ય વિદ્વાન આગાસાહેબ ઇસ્પહાની[૧] શીખવતા.

૧૧. મણિલાલ દ્વિવેદી અહીં હતા ત્યારે તેમણે એ સમયમાં ખાસ ધ્યાન ખેંચે તેવી, ગુજરાતી સાહિત્યમંડળ કૉલેજમાં કાઢવાની પ્રવૃત્તિ આદરી હતી. એવી જ એમની બીજી સૂચના તે, યુનિવર્સિટીમાં ગુજરાતી દાખલ કરવા વિશેની હતી.

૧૨. ત્યારના બધા પ્રોફેસરોની અદ્વિતીય વિદ્વત્તાને કારણે, પૂનામુંબાઇમાં કૉલેજો હતી છતાં, ત્યાંના ઘણા વિદ્યાર્થી અહીં ભણવા આવતા.

## ૨

૧૩. બ્રિટિશ અમલ પછીના નવા જમાનામાં ભાવનગર રાજ્યે રાજધાનીમાં બે લક્ષ્ય નજર આગળ રાખેલાં : પ્રજાની સુખાકારી અને પ્રજાની ઊંચી કેળવણી. પહેલું લક્ષ્ય સાધવા રાજ્યે ગગાભાઇસાહેબના સ્મારક તરીકે ગૌરીશંકર સરોવર બંધાવ્યું; બીજું લક્ષ્ય સાધવા, કૉલેજ સ્થાપી.

૧૪. "શામળભાઇનું સ્મારક કેવી રીતે કરીએ?" એમ તખ્તસિંહજીએ પોતાના દિવાનના મુખ્ય સેક્રેટરી સ્વ. લક્ષ્મીશંકર હરિપ્રસાદ ઓઝાને પુછતાં તેમણે કહ્યું: "કૉલેજ સ્થાપીને"; અને

૧. એમને વિશે જુદો લેખ પ્રો. વિઠ્ઠલરાય મહીપતરામ મહેતા તૈયાર કરે છે. ઘણું કરીને એ આવતા અંકમાં છાપી શકાશે.—તંત્રી

મહારાજશ્રીએ એ સૂચના પોતાના પ્રિય દિવાનનાં[1] માનમાં સ્વીકારી તથા અમલમાં મૂકી.

૧૫. કૉલેજ કાઢવા માટે યુનિવર્સિટીની મંજૂરી મેળવવા લક્ષ્મીશંકરભાઇ અને (ત્યારે હાઇસ્કૂલમાં હેડમાસ્તર હતા તે) ઉનવાળા, મુંબાઇ ગયા હતા; ત્યારે વાઇસ ચૅન્સેલર હતા જ્યૉર્જ બર્ડવૂડ. તેમણે મંજૂરી આપી. પછી પૂછ્યું : "કૉલેજ તો કાઢશો, પણ મુંબાઇનું જીવન જે કેળવણી આપે છે તે તો ભાવનગરનું જીવન ક્યાંથી આપશે?" આ પ્રશ્નનો ઉત્તર લક્ષ્મીશંકરભાઇએ આપ્યો હતો: "મુંબાઇ જેવી કેળવણી, મુંબાઇ જેવું જીવન ભાવનગરમાં આણશે." આ ઉત્તર સ્પષ્ટ કરે છે કે કૉલેજની કેળવણીનો આદર્શ એટલો ઊંચો રાખવામાં આવ્યો કે અધ્યાપકમંડળ એ સમયમાં જે ઉત્તમોત્તમ મળી શકે, તેમનું રચાયું હતુ.

૧૬. ગનિયન સંસ્કૃતનો વર્ગ ચાલતો હોય ત્યારે તેમાં પણ જઇને બેસતા. તેઓ પાંચ વર્ષ અહીં રહ્યા હતા. ૧૮૮૯માં તેમની સામે ખટપટ શરૂ થએલી, ત્યાર પછી પણ બે વર્ષ ટક્યા હતા તેમને ભાવનગર કૉલેજને માટે વિલાયતથી મોકલનાર હતા. સ્વ. સર મંચેરજી ભાવનગરી, કેમ કે અહીંથી એમને (સર મં.ને) એ કામ પત્ર દ્વારા સોંપાયલું. ગનિયન સેલ્બી જેવા પંડિતની બેકન પરની નોટ્સમાંના કોઇ ભાગ માટે પણ પ્રસંગવશાત્ નિખાલસપણે વર્ગમાં કહી નાંખતા : "No, Selby has not here properly understood Bacon."

૧. તેઓ (સ્વ. શામળદાસ પરમાનંદદાસ મહેતા) પોતે પણ ઘણા વિદ્યાપ્રેમી તથા ફાર્સીના સારા જાણકાર હતા. ગોવર્ધનરામને બુદ્ધિ ધન ધરવાની પ્રેરણા શામળભાઇના પ્રભાવી વ્યક્તિત્વ અને જીવનમાંથી મળેલી એ જાણીતું છે.—તંત્રી

૩

૧૭. સને ૧૮૮૯–૯૦ના ગાળામાં એક વાર, ગાંધીજી એક ટર્મ અહીં વિદ્યાર્થી હતા.

૧૮. કૉલેજનાં પહેલાં પાંચ વર્ષ એટલે એની આખી કારકિર્દીમાં ખરેખરાં જાહોજલાલીનાં કહેવા જેવાં વર્ષ. ૧૮૯૦માં ગનિયન તથા દસ્તુરજી ગયા એટલે પ્રોફેસરોની બાબતમાં તે નબળી થઇ અને રહી. વિદ્યાર્થીઓ ઘટવા માંડ્યા. ૧૮૯૬–૯૭માં કેટલોક સંખ્યાનો વધારો થએલો તે તો, કોઇ અસાધારણ પ્રોફેસરોને પ્રતાપે નહિ, પણ એ વર્ષોમાં મુંબાઇ બાજુ પ્લેગનું જોર હોવાથી.

૧૯. દસ્તુરજીને ભાવનગર છોડવું પડ્યું હતું તે, એમના સ્પષ્ટવક્તાપણા તથા પારદર્શક નિખાલસપણાને લીધે. ગામનાં એક કે બે અગ્રણી કુટુંબો પર રાજ્યની ખફાનજર તેવામાં હતી. એ કુટુંબોમાં દસ્તુરજીને મિત્રાચારી તથા મીઠો સંબંધ હોઇ, તેમણે એ તોડવાની ખટપટિયાની સૂચના સ્વીકારી નહિ. ઉલટું, સંબંધને વધુ ગાઢ બનાવ્યો. પરિણામ એમનો ભાવનગરત્યાગ.

૨૦. ગનિયનનો ભાવનગરત્યાગ ત્યારના એક ગોરા રાજ્યાધિકારીને આભારી હતો. એ અધિકારીએ પોતાની ઑફિસનું મકાન ઝટપટ બાંધ્યું પણ કૉલેજના મકાનના કામને ઢીલમાં નાંખ્યા કરતા હતા. ગનિયને એ સામે સબળ વાંધો ઉઠાવવાથી તેમ જ દસ્તુરજી સાથેની તેમની મૈત્રી પણ ત્યારના વાતાવરણમાં અમુક અમલદારોને ખૂંચતી હોઇ, ગનિયનને કાઢવાનાં ચક્રો ચાલુ કરવામાં આવેલ.

૨૧. એમની સાથેનો રાજ્યનો કરાર તા. ૧૧–૨–૧૮૯૦ને દિને પૂરો થવાનો હતો, ત્યાર પહેલાં અઠવાડિયે જ એમની પર આવેલ વાઇસરોયના તારને પ્રતાપે ઇંદોરની હોલ્કર કૉલેજમાં તેઓ નીમાયા ને ગયા હતા. તેમને આપવાના વિદાયમાનની પ્રવૃત્તિમાં પણ ઘણી પક્ષાપક્ષી-અને મનદુઃખ થયાં હતાં. (પાછળથી પ્રો. લિમયે પણ ઇંદોર ગયેલા અને ત્યાં સંસ્કૃતવિશારદ તરીકે સારી ખ્યાતિ પામેલા.)

૨૨. ગનિયન સ્વભાવે ઉગ્ર હતા પણ પ્રસંગ આવ્યે ખરી ખાનદાનીથી પણ વર્તતા. એક વાર મ. ન. દ્વિવેદીને તેમના ચારિત્ર્યને અંગે ગનિયને આકરાબાણ જેવા બે શબ્દ કહી નાંખેલ પણ પછી એક વાર જ્યારે મ. ન. દ્વિ. ની ભલામણ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ જ ગનિયને તેમને "એ મેન ઓફ યુરોપીઅન રેપ્યુટેશન" તરીકે ઓળખાવ્યા હતા.

૨૩. લિમયેનું સંસ્કૃતજ્ઞાન કેટલું સરસ હતું તેનું એક દૃષ્ટાંતઃ અહીંના ભાનુશંકર શાસ્ત્રીને અંગ્રેજી ન આવડે અને લિ.ને ગુજરાતી ન આવડે. પણ, બંને મળતાં ભા.એ સંસ્કૃતમાં વાતચિત શરૂ કરી એટલે લિ.એ તે મુદ્દલ સંકોચ વિના ચાલુ રાખી હતી.

૨૪. પછીથી આવેલ ગણિતના એક પ્રોફેસરનું જ્ઞાન વિશાળ, પણ શીખવવાની શક્તિ પ્રમાણમાં ઓછી હતી. દસ્તુરજીનું તેવું નહોતું. જ્ઞાન ને શક્તિ બંનેના તેઓ સ્વામી હતા અને મહારાષ્ટ્રકર્ણાટકથી વિદ્યાર્થીઓને આકર્ષતા.

પોતે ઘણા દૃઢ ચારિત્ર હતા. એક વાર, તેમના એક સહકારી અમુક મોટા રાજ્યઅધિકારીનું ખૂબ વાંકું બોલતા હતા, દસ્તુરજી પાસે. થોડી વારમાં તેઓ બંને બેઠા હતા ત્યાં જ એ અધિકારી આવ્યા. તેમની ખુશામત દ.ના પેલા મિત્રે આદરી તેથી એ દિવસથી દ.એ તેની મૈત્રી તોડી નાંખી.

૨૫. દસ્તુરજીને તો અભિલાષ હતા આ કૉલેજને પ્રાંતનું કેમ્બ્રિજ બનાવવાના, પણ પોતાના સિદ્ધાંતવાદને ખાતર તેમને ઉપર કહ્યા પ્રમાણે ભાવનગર છોડવું પડયું, એટલે મનની મનમાં રહી ગઇ. તેઓ ગયા, ને ગનિયનની પછી થોડે મહિને, જુનમાં. તેમણે અહીંના રૂ. ૫૦૦) છોડીને પૂનાની એન્જનેર કૉલેજમાં રેકટર તરીકે રૂ. ૧૨૫) સ્વીકારેલ, ને ત્યાંથી ડક્કન કૉ.માં ને છેવટ યુનિ.માં-યુનિ.વાળી નીમણુક સેલ્બીને આભારી. દસ્તુરજીએ તો ના કહેલી કે મને કૅન્વાસિંગ ને એવું નથી ફાવવાનું ને નહિ કરૂં. પણ સેલ્બીએ કહેલું: "તમારે ફક્ત અરજી પર સહી કરવાની છે; બીજું

બધું હું કરીશ." તે પ્રમાણે થયું. હ.ને ઘેર વિદ્યાર્થીઓ વારંવાર જાય પણ, પરીક્ષા પાસે આવે ત્યારથી, પેપર કાઢવાની તારીખથી, બધાને આવવાની મનાઇ થતી. પોતાને ભાવનગર છોડવાનું હતું તેવામાં, વિદ્યાર્થીઓની વિનંતિ પરથી, તેમને સવાર સાંજ ઘેર બોલાવીને પણ 'કોર્સ' વહેલો વહેલો પૂરો કરાવી દીધો હતો. પોતે ગણિતના જ પ્રો. કૉલેજમાં, પણ વિદ્યાર્થીઓની માગણી પરથી, તેમને સ્માઇલ્સનું 'કેરેક્ટર' પણ પોતાને ઘેર સરસ રીતે શીખવતા.

૪

જે અરસાની વાત અહીં કરવામાં આવે છે તે ઇ. સ. ૧૮૪૨-૩-૪૫-નો છે. તે સમયમાં પ્રીવીઅસ, ઇન્ટરમીજીયેટ, અને જુનીઅર-સીનીઅર બી. એ.એ પરીક્ષાઓના વર્ગો હતા-તેમાં અનુક્રમે વિદ્યાર્થીઓની સંખ્યા ૨૫-૩૦; ૧૫-૨૦; ૮-૧૦ અને ૫-૬ એમ હોયાનું યાદ રહેલ છે. પ્રીન્સીપાલ તે વખતે ઘણાજ હોળા અનુભવી અને વિશાળ જ્ઞાન ધરાવનાર સ્વ. જમસેદજી નવરોજી ઉનવાળા; વાઇસ પ્રીન્સીપાલ પ્રોફેસર બરજોરજી અરદેસર એન્ટી અને તે સિવાય પ્રોફેસર કાવસજી જમસેદજી સંજાણા; પ્રો. જેઠીસનદાસ જે. ક્ણીઆ, પ્રો. ઇસ્પહાની-આગાસાહેબ વગેરે હતા. પોતપોતાની પવિત્ર ફરજ અદા કરવામાં પ્રત્યેક વ્યક્તિને જીગરથી કામ કરવાની બાબત હોય જ તે હકીકત સામાન્ય છે; પરંતુ તે ઉપરાંત એક કુટુંબ-બાળમાં વ્યક્તિગત તેમજ સમષ્ટિગત સુખ કેમ ઉપજાવાય તે સમજીને પ્રત્યેક કુટુંબના માણસને કાળજી રહે ત્યારે તે કુટુંબ બધી રીતે સમૃદ્ધ બને અને વ્યવહારનું સુખ પ્રાપ્ત કરે; તેવી જ રીતે આ મહાસમર્થ શિક્ષકોનો સમુદાય ગમે તે વિષય પોતાના ખાસ વિષય ઉપરાંત શિખવવાને માટે લાયક બની જઇ મહાખંત તથા ઉદ્યોગ વડે શિક્ષણનું કામ સિદ્ધ કરી આપે તેવા હતા-ઉચ્ચ કોટિની પ્રતિભા ધરાવનાર પ્રોફેસર-પછીથી પ્રીન્સીપાલ—સંજાણા સાહેબ પોતાના ગણિતના વિષય ઉપરાંત અંગ્રેજી શિખવવામાં એટલે દરજ્જે સફળ થયા હતા કે આ લખનારને (વોલંટરી) ઐચ્છિક અંગ્રેજી ભાષાના

વિષયપરત્વે મીલ્ટન વગેરે કાવ્યોનું શિક્ષણ આપેલ તે, તેમ જ ગદ્યનાં અંગ્રેજીનાં પુસ્તકો ઉપર વ્યાખ્યાનો આપેલ તે એવાં સચોટ રીતે યાદ છે કે હજી સ્મરણમાં તે અવશેષોનો આનંદ કોઇ કોઇ વખતે પેદા થાય છે. એ સમર્થ વિદ્વાનની આખો વીયાઇ ને સાર રૂપે-તારણ રૂપે-શિક્ષણપ્રવાહ વહ્યો જાય તેમાં અવગાહન કરવાનું અત્યંત નીરોગી નિવડતું. એ સમયચિત્ર હજી મનમાં આલેખાયેલું જેમનું તેમ જ છે. તેઓએ લખાવેલી નોંધો બીજી કોલેજ-ભગિનીઓમાં સરખાવટ કરવા જતાં ઉંચા પ્રકારની કાયમ નિવડતી.

તે જ રીતે વળી સ્વ. પ્રો. એંટી સાહેબ પણ "હીસ્ટરી ઓફ ઇંગ્લીશ લીટ્રેચર"-અંગ્રેજી સાહિત્યના ઇતિહાસના વિષય ઉપર વ્યાખ્યાન આપતાં તેમાં જીગરથી કરેલા ઉદ્યોગને પરિણામે શિષ્યોને પણ ઉત્તમ લાભ પ્રાપ્ત થતો અને નોંધ-નોટ-પણ તેઓએ કરાવેલી તે બીજી કોલેજો કરતાં ઉંચા પ્રકારની નિવડતી; તેઓ જાતે તો ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર હતા; છતાં આ પૂર્વોક્ત વિષયમાં વિશાળ વાંચનથી ઉત્પન્ન થયેલા જ્ઞાનને લીધે શિખનારને ઘણો લાભ થતો.

અનેક દેશી જ્ઞાન ધરાવતા અને પ્રવીણતા પામેલા લગભગ બધા પ્રોફેસરો હતા એમ કહેવામાં અનુચિતપણું નથી. એક દૃષ્ટાંતથી સમજી શકાશે. કોલેજમાં રીતિસર અને ધોરણ-નીતિસર શિક્ષણકાર્ય ખતમ થયા બાદ કોઇ કોઇ પ્રસંગે એવું બનતું કે બી. એ.ના વિદ્યાર્થીઓને બેસવાના વર્ગમાં "માસ્તર સાહેબ" એટલે કે પ્રીન્સીપાલ ઉનવાળા જેઓ હાઇસ્કૂલના હેડ માસ્તર પણ હતા તેમને "માસ્તર સાહેબ"ની સંજ્ઞાથી સહુ કોઇ બોલાવતા અને એઓ પણ સર્વની સાથે પિતા તુલ્ય પ્રીતિથી અને પરિચયથી વર્તન કરતા હતા-તેઓ ત્યાં બેસતા; અને વાર્તચીતમાં પણ જ્ઞાન આપવાના ઉદ્દેશથી તેઓ ફરમાવે કે "ચાલો હવે 'કૅપિંગ વર્સીસ'"ની સ્પર્ધામાં ઉતરીએ" એટલે કે શ્લોકો મોટે ભાગે અને કવિતાઓ પણ ચાલે-તેવી પદ્યની "અંતા-

ક્ષરી"ની સ્પર્ધા–વધારે સ્પષ્ટતાથી કહેતાં, એમ સમજવાનું કે ચાર પાંચ કે બે ત્રણ જણામાં એક શ્લોક કોઇ એક માણસ બોલી જાય, તેનો છેલ્લો અક્ષર તે બીજા બોલનારાનો પહેલો અક્ષર હોવો જોઇએ તેવો શ્લોક તે બોલે; અને તેવી જ રીતે ત્રીજો માણસ; પરંતુ આ પ્રસ્તુત સમયમાં માસ્તર સાહેબ જોડીઓ નક્કી કરે તેમાં પોતે અને મારા મિત્ર સાક્ષરવર્ય રા. રા. દોલતરાય સાકરલાલ મહેતા (હાલ નામીચા વકીલોમાં અગ્રગણ્ય) અને આ લખનાર તથા સામેની બાજુમાં પ્રો. સંજાણા સાહેબ તથા પ્રો. આગા સાહેબ તથા પ્રો. કણીઆ સાહેબ; આ બાબતમાં પ્રો. એંટી સાહેબ માત્ર સાક્ષીભૂત કે ન્યાયાધીશ કે અમ્પાયરને સ્થાને રહેતા–હવે માસ્તર સાહેબને અંગ્રેજી–લેટીન ને ફારસી એવી ત્રણ ભાષામાં બોલવાનો અધિકાર–ક્વચિત્ સંસ્કૃત–ગુજરાતી પણ ચાલે; અમારે બે વિદ્યાર્થીઓને સંસ્કૃત–ગુજરાતી–અંગ્રેજીની કવિતાનો અધિકાર; પ્રો. સંજાણા સાહેબને સંસ્કૃત (કે જે હિંદુઓને થોડે દરજ્જે હંફાવે એવા ઉચ્ચારો અને અર્થના સ્પષ્ટીકરણો સહિત આવડતું) તે ઉપરાંત ફારસી, ગુજરાતી, અંગ્રેજીનો અધિકાર. પ્રો. આગા સાહેબને તો આરબી, ફારસી અને પ્રો. કણીઆ સાહેબને અંગ્રેજી, સંસ્કૃત, ગુજરાતીનો અધિકાર–એ રીતે સ્પર્ધા ઘણી રસાકસી સહિત લગભગ દોઢ બે કલાક સુધી ચાલતી–આ બાબતમાં સહુ કોઇને અજાયબી ઉત્પન્ન કરે તેવી બાબત તો એ કે જ્યારે પ્રો. સંજાણા સાહેબ, માલતી માધવના "દંડકવૃત્ત"માં લખાયેલો મશહુર લાંબો શ્લોક : प्रचलितकरिकृत्ति ઇત્યાદિ અક્ષરેઅક્ષરનો સ્પષ્ટ ઉચ્ચાર કરી બનતી ઝડપથી બોલી જાય ત્યારે સઘળાને સંપૂર્ણ આનંદ પેદા થતો. સ્પર્ધા કોઇ વખત બે ત્રણ દિવસ સુધી "કોઇ હારે ને કોઇ નવ જીતે રે અંબિકા આનંદી"ને ન્યાયે ચાલુ રહેતી.

ક્રીકેટનો વખત થાય ત્યાં સુધી આ વિનોદ થતો એટલે કે તે પછી કોલેજ તેમજ હાઇસ્કુલમાં ક્રીકેટ ફરજીઆત થએલ હોવાથી વિદ્યાર્થીઓ સર્વેને જવું પડતું. પ્રો. સંજાણા સાહેબ તે

રમતમાં પારંગત હોવાથી· પોતે શિખવવા આવત, અને આ લખનારને બરાબર યાદ છે કે જમણો એક જ હાથ બેટ પકડવામાં તેમ ફટકો મારવામાં કામે લાગે તેમાં બીજો ડાબો હાથ સાથે જોડેલ હોય તો પણ સાહજિક રીતે છૂટી જાય-કે તુરત પ્રો. સંજાણા સાહેબ બૂમ મારે:–There you are; you are again the same, Mr. Shambhuprasad! You ought to be more careful; વારંવાર બૂમ પાડવાથી બધા વિદ્યાર્થીઓમાં હસાહસ થાય તેમાં પોતે પણ સંજાણા સાહેબ ભળી જાય. પુરાણા કાળના ગુરુઓની પ્રીતિ અને છૂટ એવું ચિત્ર આ સમયમાં અમને સહજ આવી શકતું. ક્રીકેટનો શોખ તો એ અરસામાં પરાણે જાગૃત કરવામાં આવ્યો હશે તે અગાઉ ક્રીકેટનાં સાધન રૂપી અમુક આકૃતિવાળાં લાકડાં તરફ આકર્ષણ કુદરતી રીતે મોટી સંખ્યામાં રમનારાઓનું થાય તે વાત ક્વચિત્ જ બનતી. ઘણું કરીને લોર્ડ હેરીસ ગવર્નર હતા ત્યારથી એ તરફ લોકોનું વલણ વધ્યું અને રાજાઓ પણ પોતાની ટીમ લઇ એકથી બીજે સ્થળે રમત રમવા નીકળી પડતા, શાળા મહાશાળા વગેરેમાં ફરજીઆત કરવામાં આવી હતી; પરંતુ બાળકપણમાં તો મોઇદાંડીઆની–ગિલ્લીદાંડાની–રમત રમેલા એવાઓને ક્રીકેટમાં મઝા તો પડે; પણ એકદમ હાથ બેસી જાય નહિ, જેથી આવું કફાડું થઇ જાય તે સ્વાભાવિક છે.

જે વખતે અમે —"પ્રીવીઅસ"ની પરીક્ષાવાળા–વર્ગમાં હતા તે વખતે કોલેજની મુલાકાત લેવા માટે સ્વ. નામદાર મહારાજા સાહેબ તખ્તસિંહજી તથા તે વખતના દિવાન સ્વ. મે. વિઠ્ઠલદાસભાઇ પોતાના પરોણા નામીચા અને પ્રખર વિદ્વાન સ્વ. શંકરરાવ પાંડુરંગ પંડિત સાથે આવ્યા. ઘણું કરીને સ્વ. પંડિત સાહેબ પોરબંદરના એડમીનીસ્ટ્રેટર નિમાઇ ચૂકયા હતા. તે અગાઉ તો તેઓ મુંબઇ સરકારના ઓરીએન્ટલ ટ્રાન્સ્લેટરની પદવી પર હતા. વર્ગમાં પ્રવેશ કરીને ઉભા જ રહ્યા અને સ્વ. મહારાજાએ ઇચ્છા

બતાવી તે પ્રમાણે ર૫. પંડિત સાહેબે અંગ્રેજી પુસ્તકમાંથી એક વિદ્યાર્થીએ વાચન કર્યું તે સાંભળીને પુસ્તક બનાવનારના સંબંધમાં પ્રશ્નો પૂછ્યા પણ તુરત સંસ્કૃત પુસ્તક વિષે તજવીજ કરી, જે ચાલતી હતી તે "રત્નાવલિ" નાટિકામાંથી વંચાવ્યું. શ્લોકો એક બે જ માત્ર વંચાવીને પ્રશ્નો પૂછ્યા; તરજુમાથી પ્રસન્ન થયા અને વ્યુત્પત્તિ પર ઉતર્યા; સમાસ અને વ્યુત્પત્તિમાં મેટ્રીકમાંથી અવતીર્ણ થઇ પ્રીવીઅસમાં આવેલા વિદ્યાર્થીઓ થોડે ઘણે અંશે નિપુણ ન હોય તેમ સમજીને કે ગમે તે કારણથી વ્યુત્પત્તિ પૂછવામાં તેમને બહુ રસ પડતો હોય એવું લાગ્યું. છેવટે "જગત્" શબ્દ આવ્યો તેનો અર્થ વ્યુત્પત્તિ સાથે ઘટાવીને સમજાવવાનું ફરમાન થયું. કોઇએ સરખો જવાબ ન આપ્યો અને મોટે ભાગે "જગ" શબ્દ તરીકે રજુ કરવામાં આવ્યો ત્યારે પોતે સૂચના કરી કે "ગત્" શબ્દ લઇને આગળ વધો; જેથી સહુ કોઇને ભાન થયું કે "ગમ્" ધાતુ પણ તે છતાં "જ" અક્ષર કેવી રીતે જોડાયો ! એ પ્રશ્ન આગળ વળી અટકવાનું બનતાં સૂચના કર્યા બાદ સહુને ખરું રૂપ સૂઝ્યું, જેથી વ્યુત્પત્તિ પર વિશેષ ધ્યાન આપવાની બાબત સહુ કોઇને અસરકારક રીતે ખ્યાલમાં આવી રહી.

આવા પ્રસંગો વિરલ બને; પણ તેનાથી ઉતરતા યાદ રાખવા જેવા બીજા અનેક બન્યા હશે, છતાં મને જેટલું સ્મરણ થયું તેટલું મારી આવડત પ્રમાણે લખ્યું. લખવાનું કે બોલવાનું કાર્ય શરીરની અશક્તિને લીધે ઘણે ભાગે છોડી દીધું છે; પણ આ લખાણ મીઠી ફરજ તરીકે લખ્યું છે.

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા

# ધર્મ અને તત્ત્વજ્ઞાન

૭

નવી જ્યોતિ, નવી સૃષ્ટિ[1]

ચોવીસમી નવેમ્બર એટલે શ્રી અરવિન્દનો સાક્ષાત્કારદિન. એ પુણ્યદિન એટલે માનવ ઇતિહાસનાં બધાં મળીને પંદરથી વીસ હજાર વર્ષોના ઇતિહાસમાં સૌથી સોનેરી દિન. તે એક એવો દિન છે જેણે પૃથ્વી પર જ સાચો સુવર્ણયુગ પ્રગટાવવાનાં સંસ્કૃતિમાન માનવીનાં ગયાં ૭ આઠ હજાર વર્ષનાં સ્વપ્નો અને મનોરાજ્યોને એક ડગલું પાસે ખરેખર આણ્યો છે. તે દિને સ્વર્લોકમાં

માની મહાસમય માનવસામ્રાજ્યનો, હો !
કલ્યાણમંગલ ભણે સુરમંડલીઓ

—એવું પરમ સુભગ દૃશ્ય અમે જોયું· છે એમ જો જગતના યોગીઓ કોઇ વાર જાહેર કરે તો જગતને આશ્ચર્ય થવાનું કારણ નથી. પૂર્ણયોગના એ આદ્ય દ્રષ્ટા વિશેનું * આ પ્રગલ્ભ લાગતું વિધાન સકારણ કરવામાં આવ્યું છે. આ (ગયા) અંકના એક અવલોકનમાં સ્પષ્ટ કરવાનો પ્રયાસ થયો છે તેમ, એ અપૂર્વ યોગ-માર્ગનું લક્ષ્ય એવું છે કે ભગવાનની દિવ્ય ચેતનાને સમસ્ત ભૂલોક પર અવતારવી વિસ્તારવી, સ્થાયી કરવી. એ માર્ગને આપણે એક વાર બરાબર સમજી લઇએ અને સ્વીકારીએ એટલે ઉપલા વિધાનમાં પ્રગલ્ભ કે અશક્ય કશું લાગતું નથી. એ અશક્ય—ખાસ કરી, અત્યારના પ્રભુવિહોણા જનકુલમાં, એની અવદશા વિચારતાં ને એનું એકંદર વલણ જોતાં, નાસ્તિકતામાં મસ્તેર પડકારમેર રાચતાં એનાં ઘણાંખરાં માનવીઓનું વલણ જોતાં—ભાસે છે એ ખરું: આજે જનકુલમાં તો—

૧. ગતાંકમાંથી બાકી રહેલી નોંધ

All the established forces of the ordinary ignorant world-consciousness are opposed to it and deny it and try to prevent it, and the Sadhaka [સાધક] will find his own mind, life and body full of the most obstinate impediments to its realisation.[૧]

આમ, પુર્ણયોગની ભાવનાએ અને તેના સાધકોએ અંદરના ષડ્રિપુઓ અને બહારના કદાચ શતકોટિ રિપુઓનો સામનો કરી, એની સામે ટકી રહેવાનું અને જીતવાનું છે. આ એક એવો પરમ ઉચ્ચગ્રાહ છે જેની તરફ આજનું દ્રવ્યવાદી જગત આંખીને જોવાની પણ ના પાડે તો નવાઈ નહિ. પરંતુ જગત કાયમ દ્રવ્યવાદી રહેવાનું નથી—રહી શકે તેમ જ નથી, એવું રહેવાના તેના તનતોડ પ્રયાસો છતાં એને માટે જગન્નિયંતાએ કરેલું નિર્માણ જુદું છે. જેમને જગતનું ભવિષ્ય ખરી દિવ્ય દૃષ્ટિએ જોવાનો લહાવો મળ્યો છે, તેમને તો એના મંગલ ભાવિમાં શ્રદ્ધા પૂરેપૂરી છે, બલકે એ અંતે કલ્યાણમય જ નીવડશે એવી તેમની ખાતરી છે:

પૃથ્વી ઉપર એક નવીન જ્યોતિ પ્રગટશે; નવીન સૃષ્ટિ આ પૃથ્વી ઉપર અવતરશે, અપાએલાં વચનો સાર્થક થશે.[૨]

હમણાં જગદ્વ્યાપી જેવા બનેલા નાસ્તિકતાના ઝેરી ગૅસથી મુક્ત રહીને જો આપણે આ પરમાશાસ્પદ સંદેશ ઝીલશું, અને તે ઝીલવું સુકર થાય માટે પૂર્ણયોગનો શિષ્યભાવે અભ્યાસ કરીશું, તો એ સિદ્ધિ 'અશક્ય' હોવાની વાતો સહેજે ભૂલી જઈશું. —વિ.

૧. શ્રી અરવિંદ: 'લાઇટ્સ ઑન યોગ' પૃ. ૧

૨. શ્રી અરવિંદઆશ્રમનાં શ્રી. માતાજીનાં આ વાક્યો 'વિજ્ઞાનયોગ'ની ભૂમિકાને મથાળેથી લીધાં છે.

૮

**પ્રસંગોપાત્ત થોડું મનન**

શ્રી રામકૃષ્ણ પરમહંસનો જીવનસંદેશ અહીંથી છેક અમેરિકા સુધી પ્રસર્યો; અને એ સંદેશના વાહકોએ કેટલીક અને સારી અમેરિકન પ્રચારપદ્ધતિને અહીં સુધી આણી, પોતાના વિષયમાં એનો ઉપયોગ કર્યો. આને પરિણામે. ગયા ફેબ્રુઆરીમાં રીતસર શરૂ થયો એ ઉત્સવની જાણ જેમ પેલી તરફ મહિનાઓ અગાઉથી આપણને હતી, તેમ, ઉત્સવના દિનોમાં વર્તમાનપત્રો અને સભાઓ ઉપરાંત, આવા કાર્યમાં તો અશ્રુતપૂર્વ જ છે એવો રેડિયોનો સદુપયોગ પણ થયો; વધુમાં, એ પુણ્યવંત શતાબ્દ્યુત્સવ વિસ્તરીને આવતા ફેબ્રુઆરી લગી પણ લંબાવાનો છે.

આ બધું યોગ્ય થાય છે, પણ એ અપૂરતું છે. ચોવીસમી ફેબ્રુઆરીની આસપાસના દિવસોમાં સતતપણે અને એની પછીના બારેક મહિનામાં ક્વચિત્–ક્વચિત્, પરમહંસ અને એમના જીવન-મત તથા જીવનકાર્ય વિશે આપણે ઘણું વાંચીએ કે સાંભળીએ, એમ કરવા છતાં પણ આપણાં આચરણ તો જે હોય તે જ રહે, અને વર્ષાન્તે તો ( પછી છાપાંચોપાનિયાંમાં તેમને વિશે કંઈ આંખે ચઢવાનું નહિ તેથી ) વાંચવાસાંભળવાની તકલીફમાંથી પણ ઉગરી ગયા હોઈએ, આ બનાવપરંપરાને દૃમણાંથી જ નિશ્ચિત જેવી કહી શકાય તેમ નથી શું? અને એ કેટલી બધી શોચનીય છે!

બ્રહ્મનિષ્ઠ રામકૃષ્ણના જ પટ્ટશિષ્યે પોતાના એક અમેરિકન સાધકમિત્રને અદ્વૈતદર્શન સંબંધી લખેલું: "એના ગ્રંથો તો લક્ષાવધિ છે; ચપટીભર પણ આચરણ થાય તો કેવું સારું!"[1] શતકો ને શતકો લગી આર્યાવર્તની આ શ્રેષ્ઠ ફિલસૂફીને એ જ બાધા

૧. "ધેર આર બુક્સ બાઇ ધ મિલિયન; ઓહ, ફૉર એન આઉંસ ઑફ પ્રેક્ટિસ."

નક્કી કરી છે કે, સાક્ષાત્કારથી બહુધા વંચિત એવા પંડિતો અને કર્મઠોએ એને વિશે વધુપડતી 'ગ્રંથ ગરબડ કરી' પણ એમાંના લગભગ કોઈએ 'વાત નવ કરી ખરી.' ક્યાંથી કરે? જેણે ઈશ્વર વિશે અફવાઓ જ સાંભળી હોય તે એના ખરા ખબર ક્યાંથી આપે? એ જ પત્ર લખતાં સ્વામી વિવેકાનંદે એક ક્ષણે તો એટલો નિર્વેદ અનુભવ્યો છે કે, તેઓ આવી મતલબનું કહી દે છે: અદ્વૈતમાર્ગની સિદ્ધિ (એમાં દેશ-વિદેશ જેવું નથી તેથી) પાશ્ચાત્યો વધારે ઝડપથી કરશે; પૌરસ્ત્યોને તો એ માર્ગ ધરતાં ધરતાં જ ઘણો થાક ચઢી ગયો તેથી તેઓ આત્મસિદ્ધિનાં છૂટક દૃષ્ટાંતો જ રજૂ કરી શક્યા છે ... આ કથન ખરું હોય તેમ લાગે છે, તે એટલા પૂરતું કે, પ્રભાવશીલ અપવાદોને બાદ કરતાં, આપણા ઉપદેશકો તેમ જ ઉપદેસ્યોએ અદ્વૈતજ્ઞાનને એવો ચલણી સિક્કો બનાવી નાંખ્યો છે કે એની આપણી વાતો કે લખાણોમાં ચલણી સિક્કાની જડતા કે ઘસારો આવ્યા વિના રહે જ નહિ. આપણા જીવનમાં તો, નહિ ધ્યાન ને નહિ સમાધિ; નહિ ચિત્તશુદ્ધિ કે ચિત્તવૃત્તિનો નિરોધ; નહિ જ્ઞાન, નહિ ખરી ભક્તિ, નહિ પ્રભુપ્રીત્યર્થ કર્મપરતાઃ અને તેથી, રામ હરિ કે ભગવાન જેટલી વાર આપણી જીભે તરી આવે છે તેટલી વાર હૈયે ઊગી શકતા નથી. વળી, જેઓ મુખેથી પણ હરિનામ લેવા જેટલા જૂની પરંપરામાં સ્થિત રહ્યા નથી, તે પોતાને 'અર્વાચીન' કહેવરાવીને ઈશ્વરના છાલકા ઈનકારી યા તો 'અભિનવ ચાર્વાક' તરીકે પોતાને જાહેર કરવામાં વડાઈ લે છે—હીનતર પાશ્ચાત્યોની અસર હેઠળ.

પરંતુ પશ્ચિમમાંએ, ત્યાંના ચિન્તકો વિવેકાનંદની ઉક્તિને ખરી પાડવાને પંથે હોય તેવું હવે વધુ ને વધુ લાગતું જાય છે. તેમનામાંના જેણે જેણે હોંસેહોંસે જ જાણે અધોગતિ સાધી કે સધાવી છે તેમની વાત દૂર મૂકો તો અર્વાચીન માનવીને એ સમજે તેવી ઢબથી, એના પોતાના વાક્પ્રચાર ('ઇડિયમ') દ્વારા તેને ઉચ્ચતર અધ્યાત્મજ્ઞાન પ્રબોધનાર યુરોપીઓ કે અમેરિ-

કને પ્રતિદિન વધતા જ જાય છે, એમાં શંકા નથી. હમણાં જાન્યુઆરીમાં જ સર ઓલિવર લૉજે પોતાની પ્રતીતિ ફરી એક વાર 'પ્રીડિકશન'ના મુલાકાતી પ્રતિનિધિને નિવેદિત કરતાં કહ્યું હતું કે ઇહલોક ખોટો નથી પણ પરલોક છે જ, બંને વચ્ચે પરસ્પર નિકટનો સંબંધ છે અને આ પૃથ્વી કૈં આપણું ગૃહ નથી કેમ કે અન્યત્ર અનંત વિકાસની શક્યતા છે; એલેક્સિસ કેરેલ જેવો રૉકફેલર ઇન્સ્ટિટ્યુટનો જગવિખ્યાત વૈજ્ઞાનિક પોતાના નવા ગ્રંથ 'મેન ધી અનનોન'માં સ્થૂલ સિવાયની શક્તિઓને સ્વીકારી, એનું અન્વેષણ ચાહે છે; અર્થશાસ્ત્રીઓમાંથી દૃષ્ટાંત જોઇતું હોય તો, જેરલ્ડ હર્ડના થોડા માસ પરના 'સોર્સીસ ઑફ સિવિલિઝેશન'માં તેણે કહ્યું છે કે અર્થદાસી બનેલી જગતની મનોદશાનું ખસેલું સમતોલપણું તેને ભારતીય યોગક્રિયાઓથી પાછું મળી શકે ને એ રીતે માનસિક શાંતિસમતા આપણે સૌ કમાઇએ તો હાલની બેહયા લોભવૃત્તિ કાબૂમાં આવતાં વર્ગો તથા દેશોના વિગ્રહ ટળે; ગયે વર્ષે ફ્રેંચમાં લખાએલો આપણી સંસ્કૃતિનો જે પ્રો. મેસન–ઑર્સેલ વગેરેકૃત ઇતિહાસ પ્રકટ થયો છે તેના કર્તાઓએ દૃઢ આશા દર્શાવી છે કે આ યુગના જગતને ભારતનાં તંત્રશાસ્ત્ર અને યોગવિદ્યામાંથી હજી ઘણું શીખીને આચરવાનું બાકી છે; વિ. કિંગ્સલૅંડના 'રૅશનલ મિસ્ટિસિઝમ'ને દસકો થઇ ગયો, પણ ઇહલોકને અવગણ્યા વિના તેમાં તર્ક અને વિજ્ઞાનની મદદથી જેવો વેદાંતવિચાર થયો છે તેવો પશ્ચિમના વિચારકોમાં બીજે ભાગ્યે મળશે; મેજર યેટ્સ–બ્રાઉન તથા શ્રીરમણમહર્ષિના શિષ્ય પૉલ બ્રન્ટનનાં અધ્યાત્મચિંતનોથી વાચકો છેક અપરિચિત નથી અથવા હવે ઝાઝો વખત રહેશે નહિ. એ પ્રકારના બે વધુ પાશ્ચાત્ય ગ્રંથકારો એટલે જેમની સિત્તેરમી જયંતી હમણાં જ ઉજવાઇ તે પ્રો. રોમેં રોલાં અને જાન્યુઆરીમાં સ્વર્ગવાસી થયા તે 'શક્તિ ઍંડ શાક્ત' વગેરેના કર્તા 'આર્થર એવેલૉં' ઊર્ફે સર જૉન વૂડરૉફ.

દેશી વિષયો પરના પરદેશી લેખકોની ઉજળી હારમાળા અમે

અહીં બે કારણથી મૂકી છે : આપણામાંથી જેઓ સંસ્કૃતના અશિક્ષિત કે દુઃશિક્ષિત છે તેમને ઉપહ્ના કે તેના જેવા ગ્રંથોમાંથી મૂળ વસ્તુ પ્રત્યે અભિરુચિ થવી વધુ સરળ છે; અને બીજું કારણ તે, આપણામાંના જેઓ એમ માની બેઠા છે કે વાંચવા લાયક શાસ્ત્રીય લેખકો પશ્ચિમમાં આ જમાનામાં ફ્રોઇડ ને માર્ક્સ વિનાના પાક્યાજ નથી, તેવાઓનો એ દુષ્ટ ભ્રમ ભાંગવો. બાકી તો, આજ સંદર્ભમાં સ્વદેશી નામો દેવાં હોય તો કાર્લાઇલના ઋણી[1]બનીને કહેવું જોઇએ: તમારો ફ્રોઇડ[2] બંધ કરો, તમારો વિવેકાનંદ ઉઘાડો; તમારો માર્ક્સ બીડી દો, તમારો રાધાકૃષ્ણન્[3] ઉઘાડો.

જનસેવા એ શ્રીરામકૃષ્ણના જીવનસંદેશના એક અગત્યના અંગ તરીકે વર્ણવાઇ છે. એ વર્ણન પોતે તો બરાબર છે, પણ, અમારું માનવું એવું થાય છે કે આ સંદર્ભમાં સેવા એટલે સામાન્ય અર્થની સેવા નથી—રોમહર્ષક[4] ('સેન્સેશન-મોંગરિંગ'), કીર્તિલોભવાળી, વર્ગદ્વેષવર્ધક, સેવકપણાના ઉગ્ર ભાનવાળી, આત્મ-સંતોષ આપનારી આ સેવા ન હોય. જે સેવક 'આપોપું' છેક વિસારે નાંખીને સેવ્ય સ્ત્રી કે પુરુષમાં નારાયણનો અનુભવ સૂક્ષ્મ ભાવે કરે છે ને એ રીતે અભેદ–સંવેદનમય ચેતનાથી ગરીબને ધન કે અબૂઝને જ્ઞાન અર્પે છે તે જ ખરામાં ખરો સેવક છે. આવી ચેતના આપણામાં, આપણે જ્યાં લગી ભાવો–વિચારોની ભૂમિકામાં જીવીને સેવાનાં કર્મો કરતા હોઇએ છીએ ત્યાં લગી શક્ય નથી.

૧. "ક્લોઝ યોર બાયરન; ઓપન યોર ગેટે."

૨. એની ધર્મવિરોધી ગ્રંથિકા 'ધ ફ્યુચર ઑફ એન ઇલ્યુઝન'નો સીધો સચોટ રદિયો એટલે શ્રીરામકૃષ્ણ અને વિવેકાનંદ સરખા આપ્ત યોગીઓનાં જીવન-ક્રમ, ઘણા વિદ્યમાન યોગીનાં પણ.

૩. જુઓ એમનું 'એન આઇડીએલિસ્ટ વ્યુ ઑફ લાઇફ.' તેઓ એમાં સમાજસત્તાવાદીના દૃષ્ટિબિંદુને સમભાવથી વિચારે છે (પૃ. ૪૭, ૪૮) એ ખરું, પણ સાચી ધર્મભાવના.ની અગત્ય પર પણ ભાર મૂકે છે. (પૃ. ૫૦)

૪. મરાઠીમાંથી.

આવી આ અનેકવિધ આવતી–જતી ગાંઠો અને ગૂંચોવાળી ભૂમિકામાં થતાં હાલનાં આપણાં સર્વે સમાજસેવાનાં કાર્યો નકામાં તો નથી, પણ એ ઘણાં અધૂરાં ગણાય. એ ખામી શ્રી રામકૃષ્ણ અનુભવતા તેવું સતત પ્રભુસાન્નિધ્ય અનુભવ્યા વિના દૂર નહિ થાય. એ સાન્નિધ્ય સહિતની હરકોઇ ક્ષેત્રની જનસેવા કરતાં માનવ જેટલો વહેલો અને જેટલા વ્યાપક પ્રમાણમાં શીખશે તેટલો વહેલો તે ત્રિવિધ તાપોને ટાળીને જીવન્મુક્તિનો ભોગી થશે; અને એ રીતે જે પૂજ્ય જીવન્મુક્તનાં યશોગાન આજે પૃથ્વીભરમાં થાય છે, તેના અવતારને ધન્ય અને ધન્યતર કરશે.

—વિ૰

૯

**એક ચિન્તનીય પ્રયોગ**

સમય સવારના છનો; ઉત્તર હિંદની એક ઐતિહાસિક નગરીની પાડોશનું એક આધુનિક ઉપનગર; એની મધ્યે વિશાળ એક તંબુમાં, સવારની શીતળતા, કુમળા તડકા અને પંખીરવોથી તાજગી પામતા એવા સર્વે ઉપનગરવાસીઓ, શાંત ચિત્તે ને ગંભીર વદને દાખલ થાય છે, વચ્ચોવચના વ્યાસપીઠ ફરતા જમીન પર ગોઠવાય છે; પીઠ પરની ખુરશીએ એમના ગુરુ આવીને બિરાજે છે; પછી, બે જણે પા કલાક ગાએલાં હિંદી પ્રાર્થનાગીત—એની અસરે આખા ય તંબુમાં નીરવ શાંતિ—અર્ધા કલાક લગી એકેએક સભાજન ધ્યાનસ્થ કે પ્રાર્થનાસ્થ—સભાનું વિસર્જન.

સભા છોડીને દરેક જણ પોતપોતાને કામે લાગે : કોઇ ઉપનગરના દુગ્ધાલયમાં જાય તો કોઇ ચર્માલયમાં; કોઇ કાપડની મિલમાં, કોઇ ઇજનેરી કારખાનામાં, કોઇ સ્ત્રવિણી[૧] બનાવવાના કારખાનામાં, કોઇ મહિલાવિદ્યાલયમાં તો કેટલાક વળી અમહિલા-

૧. મરાઠીમાં 'ફાઉન્ટન પેન' માટે સૂચવાયેલો શબ્દ.

ઓની શાળાકૉલેજના શિક્ષકો શિષ્યો કે કારકુનો તરીકે; બાકીના ઉપનગરના રુગ્ણાલયમાં કે જાહેર રસ્તે પોલિસને પદે.

દરેક કાર્યકર આખો દિવસ પોતાનું નિયત કાર્ય, પછી એ નાનું હોય કે મોટું, માત્ર સંતુષ્ટ રહીને નહિ પણ ઉત્સાહથી કરે; વેઠ ઉતારતા હોય તેમ નહિ, લૂખી ફરજ તરીકે નહિ, દિલના આનંદથી કરે.

સાંજે સૌ એ જ તંબુમાં ફરીથી ભેગા થાય અને તે પળે જે વિષય સ્ફુરે તેની પર ગુરુશ્રીનું આધ્યાત્મિક પ્રેરણાશીલ પ્રવચન થાય.

એ નગરી એટલે આગ્રા; એ નમૂનેદાર, નાદયોગની કે સુરત-શબ્દની વિશિષ્ટ યોગક્રિયાથી દિનારંભ કરતું, સ્વયંપર્યાપ્ત ઉપનગર એટલે દયાળબાગ; એ ગુરુ એટલે સાહેબજી મહારાજ આનંદ-સ્વરૂપ, જેમને આ વર્ષના જાન્યુઆરીમાં બ્રિટિશ સરકારે નાઇટ-હુડ બક્ષ્યું છે અને જેઓ યુક્ત પ્રાંતની સરકારે નીમેલી તાજેતરની બેકારીવિષયક સપ્રુસમિતિના સભ્યોમાંના એક છે. સિત્તેરેક વર્ષથી શરૂ થએલા રાધાસ્વામી સંપ્રદાયના એ હાલના આચાર્યનો ઉચ્ચ-આશય એવો છે કે, ઉપર અમે જેનું બહુ અછડતું જ વર્ણન કરી શક્યા છીએ, તે આજનો દયાળબાગ આવતી કાલના હિંદની પહેલી નાની શી આવૃત્તિ બને—અત્યારે અનેક રીતે પછાત અને પતિત એવો આ દેશ પોતાના વેપારઉદ્યોગથી માંડીને બધી ય પ્રવૃત્તિ-ઓના પાયા પ્રેરણા અને પ્રગતિલક્ષ્ય તરીકે યોગમાર્ગને સ્વીકારે. માત્ર ઉપરટપકેથી જોનારને સુઘડ ઔદ્યોગિક કેન્દ્ર દેખાતું એ અર્વાચીન ઉપનગર તેમણે આપણા ઐહિક જીવનને શુદ્ધ કરવા અને ઊંચું કરવા યોજ્યું અને સફળતાથી ચલાવ્યું છે એ જેમ અગત્યની એક નાની હકીકત છે, તેમ, એ જીવનને વિશ્વમાં અવિરતપણે કાર્ય કરતી સૂક્ષ્મ શક્તિઓના અનુભવને ખાતર આપણે જીવવાનું છે, એ અનુભવોનો પાકો રંગ આપણા પળેપળના વ્યવહારને નિયમિતપણે અને ધૈર્યથી કરેલી યોગક્રિયાની સહાયતાથી ચડાવવાનો છે,

અમલ્યની બીજી અને મોટી હકીકત છે. આવા પુરુષ, અમને લાગે છે કે, ભાવિ હિંદની તેમ જગતની પણ સંસ્કૃતિના પૂજાર્હ અગસ્ત્યોમાંના એક છે. પહેલાં સ્થૂલની વાત કરો, પહેલાં શરીરો સુધારો, મનો સંસ્કારો, ઉદ્યોગ અને દોલત વધારો, આત્મા-બાત્માનું પછી ચઇ રહેશે થવાનું હશે તો—એવી મતલબની સોંઘી, સર્વત્ર ગાડરિયા શૈલીએ પોકારાતી બાંગોના જમાનામાં, જિંદગીમાં, સૂક્ષ્મનું સ્થાન પહેલું અને સ્થૂલનું સ્થાન સ્વીકારવું ખરું પણ સૂક્ષ્મની પછી, કેમ કે જે તત્ત્વ છે તે સૂક્ષ્મ છે અને સ્થૂલ તો છે તેનો માત્ર એક આધાર, એક આવિર્ભાવ, આવી મનોવૃત્તિથી દયાળબાગના જેવો પ્રયોગ કરનાર પુરુષોનું કાર્ય અતીવ વિકટ છે, બેશક. એવી વ્યક્તિઓ આપણાથી એકદમ સમજાતી નથી એ પણ ખરું, પરંતુ, યોગીની આર્ષદૃષ્ટિ સમતા અને પ્રેરકતાની સાથે અમેરિકન ઉદ્યોગવીરની વિચક્ષણતાનો તથા એક પ્રકારના વિશિષ્ટ પરિશુદ્ધ અભિનવ સમાજવાદનો સમન્વય પોતાના જીવનમાં અને પ્રવૃત્તિમાં સાધી બતાવનાર સર સાહેબજી મહારાજ જેવાના પ્રયોગો અને પદ્ધતિઓને ઓછામાં લેખવ્યા પહેલાં આપણે સાત વાર સાવચેત બનીએ; આપણે અખંડ શ્રદ્ધા સેવીએ (અને તદનુસાર રોજેરોજ વર્તીએ) કે જગતનું ભવિષ્ય સુમંગલ તો છે જ, જગત ઉદ્ધરવાનું છે જ, પણ તે આપણાથી ઉચ્ચતર એવી શક્તિઓ સાથે આપણી ચલણી શક્તિઓ નિર્મળ બની સર્વથા, સંપૂર્ણપણે સંકળાવાથી જ — ન અન્યથા.[1]

—વિ.

૧. જિજ્ઞાસુઓ દયાળબાગ વિશેની વધુ અને વધુ રસભરી વિગતો (ઉપલી નોંધમાં વપરાએલ) 'એ સર્ચ ઇન સીક્રેટ ઇંડિયા'ના (રાઇડર્ કંપની; શિ. ૧૫) તેરમા પ્રકરણમાં વાંચી શકશે. એ ગ્રંથના યોગાભ્યાસી કર્તા શ્રી. પૉલ બ્રન્ટન એમાં સાહેબજી મહારાજના કેટલાક નિકટના પરિચય પછી તેમને "તેજસ્વી અને ચકિત કરે તેવા પુરુષ" તરીકે વર્ણવીને કહે છે કે "હિંદમાં કે આખી દુનિયામાં એમના જેવા પુરુષને જોવાની આશા મને નથી."

# વિજ્ઞાન

## ૧૦

### બે વૈજ્ઞાનિક સંમેલનો (ઇંડીઅન ઍકેડેમિ ઑફ સાયન્સ, મુંબઇ, ડીસેંબર ૧૯૩૫).

#### પૂર્વ ઇતિહાસ

ઇ. સ. ૧૯૩૪ના જાન્યુઆરી માસમાં મુંબઇમાં મળેલી હિન્દી વૈજ્ઞાનિક પરિષદે એક અખિલ હિન્દી વૈજ્ઞાનિક સંસ્થા–'ઇંડીયન ઍકેડેમિ ઑફ સાયન્સ'–સ્થાપવાનું નક્કી કર્યું. લંડનની રૉયલ સોસાઇટીને અનુસરી સંસ્થાનું બંધારણ ઘડાયું અને આ ધોરણ પ્રમાણે નામાંકિત વૈજ્ઞાનિકોને સંસ્થાના 'ફેલો' ચૂંટી તેમને માનભર્યું પદ આપવાનું તેમ જ સંસ્થાનું એક ઊંચા પ્રકારનું પત્ર પ્રકાશિત કરવાનું વગેરે પ્રવૃત્તિ, પરિષદે સ્થાપેલી એક મંડળીએ હાથ ઉપર લીધી. આ મંડળીમાં સરકારના વૈજ્ઞાનિક ખાતાના કેટલાક યુરોપીઅનો, અને બંગાળીઓ તેમ જ ઇતરપ્રાન્તી વૈજ્ઞાનિકો સભાસદો તરીકે હતા, અને તેમનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે કરી કલકત્તામાં હતું.

આ ઘટનાની લગભગ એક વર્ષ પહેલાં જાણીતા વૈજ્ઞાનિક સર સી.વી. રામનની નિમણૂક બેંગલોરમાં, ઇંડીયન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સના નિયંતા અને ભૌતિકશાસ્ત્રના અધ્યાપક તરીકે થઇ ચૂકી હતી. ૧૯૩૩ના એપ્રિલ માસમાં તેની બેંગલોર-કારકિર્દી શરૂ થઇ. કલકત્તા યુનિવર્સિટિમાંથી બેંગલોર આવવા પહેલાં જ તેમને બંગાળીઓ સાથે વિરોધ થયો હતો, અને ઝાઝે ભાગે બંગાળીઓની જ સહાયતાથી ઉભી થએલી નવી સંસ્થા 'ઇન્ડીયન ઍકેડેમિ ઑફ સાયન્સ' પ્રત્યે તેમને મમતા નહોતી. એમના ગર્વિષ્ટ સ્વભાવને કાંઇક નવું જ અને પોતાનું પ્રતિબિંબ હંમેશાં દુનિયા તરફ ફેંકાય એવું કાંઇક કરી બતાવવું હતું. એ સ્વભાવને પોષે

એવા સંયોગો એમને બેંગલોરમાં મળ્યા. 'ઇંડીયન એકેડેમી ઓફ સાયન્સ', એટલે પોતે તેમાં અગ્ર પદે જોઇએ એવા વિચારથી, વિજ્ઞાનપરિષદ. આ નવી સંસ્થાને કાયદેસર રજીસ્ટર કરાવે તે પહેલાં જ અચાનક બીજાઓએ સૂચવેલું નામ પોતે ઝડપી લઇ ' ઇંડીઅન એકેડેમિ ઓફ સાયન્સ 'ને ૧૯૩૪ ના એપ્રીલ માસમાં બેંગલોરમાં તેમણે રજીસ્ટર કરાવી નાંખી, પોતે એનું પ્રમુખ પદ લીધું, 'એકેડેમી'ના આશ્રય નીચે વૈજ્ઞાનિક વિષયો ઉપર ભાષણો અને ચર્ચા શરૂ થઇ ગયાં, માસિક બેઠકો ભરાવા લાગી અને સંસ્થાનું માસિક–'જર્નલ ઓફ ધી ઇંડીઅન એકેડેમી ઓફ સાયન્સ, ' નિયમિત ચાલવા લાગ્યું. સર વેંકટ રામન એટલે અત્યંત પ્રવૃત્તિશાળી અને યુક્તિબાજ વ્યક્તિ. બંગાળીઓ સિવાય હિંદના ઘણાખરા વૈજ્ઞાનિકોને પોતાની એકેડેમીના 'ફેલો' તરીકે ચૂંટી સૌને પોતા તરફ આકર્ષ્યા અને એકેડેમી માટે સરકાર તરફથી તેમ જ કેટલાંક દેશી રાજ્યો તરફથી આશ્રય મેળવ્યો.

બીજી બાજુ, હિંદી વિજ્ઞાનપરિષદે, ૧૯૩૫ના કલકત્તા સમેલનમાં એક વર્ષ પહેલાં જે નિયમો અને બંધારણ નવી સંસ્થા માટે યોજ્યાં હતાં તેમાં થોડા ફેરફાર કરી, નવી સંસ્થા માટે "નેશનલ ઇન્સ્ટિટ્યુટ ઓફ સાયન્સીસ" નામ ઠરાવ્યું અને જાણીતા વૈજ્ઞાનિકોની 'ફેલોઝ' તરીકે ચૂંટણી કરી. નવા બંધારણ પ્રમાણે નેશનલ ઇન્સ્ટિટ્યુટનું મુખ્ય કામ બીજા પ્રાન્તોની નાની વૈજ્ઞાનિક સંસ્થાઓની પ્રવૃત્તિઓ એકત્રિત કરવાનું થયું. આવી વૈજ્ઞાનિક સંસ્થાઓમાં, એશિઆટિક સોસાઇટી ઓફ બેંગાલ, બેંગલોરની ઇંડીઅન એકેડેમી અને સંયુક્ત પ્રાન્તોની એકેડેમીની ગણના થઇ. આ પ્રકારની યોજના સર સી. વી. રામનને રૂચી હોય કે નહિ પણ તેમણે 'નેશનલ ઇન્સ્ટિટ્યુટના 'ફેલો' તરીકે ચૂંટાવા હા પાડી.

વિજ્ઞાનપરિષદ અને નેશનલ ઇન્સ્ટિટ્યુટના છત્ર નીચે બેંગલોરની ઇંડીઅન એકેડેમી રહે તો તેનું કાર્યક્ષેત્ર દક્ષિણ હિંદમાં જ સંકુચિત થઇ જાય એમ સર વેંકટ રામનને પાછળથી લાગવા

માંડ્યું. એમને વળી એક નવી યુક્તિ સૂઝી. ઇંડીઅન એકેડેમીની વાર્ષિક સભાઓ હિંદના જુદાંજુદાં સ્થળોએ ભરી પોતાનો અને ઇંડીઅન એકેડેમીનો ડંકો ભારતને ખૂણેથી દર વર્ષે વગાડવો. સાથે કાર્યક્રમ પણ એવો ગોઠવવો કે એકેડેમિનું વાર્ષિક સમ્મેલન, વિજ્ઞાનપરિષદના વાર્ષિક સંમેલન જેવું જ જણાય.

પહેલું ઉપવેશન

આવી રીતે ઉદ્‌ભવ પામેલી ઇંડિઅન એકેડેમી ઓફ સાયન્સનું પહેલું વાર્ષિક ઉપવેશન ગયા વર્ષની આખરે ડીસેમ્બર માસમાં મુંબઇમાં થયું. તા. ૧૮મીની સાંજે સંમેલનને પ્રજા સમક્ષ મૂકતાં લોર્ડ બ્રેબર્ને આનંદ પ્રદર્શિત કર્યો અને હિંદમાં દિવસે દિવસે વિજ્ઞાનનું સ્થાન વધુ મહત્ત્વ પામતું જાય, લોકો એને સમજતાં શીખે તેમજ વૈજ્ઞાનિકો હમેશા બહુ ઉંચે ઉડ્યા કરવા કરતાં કોઇવાર જરા પૃથ્વી ઉપર આવી સાધારણ જનતાને વૈજ્ઞાનિક અન્વેષણોથી પરિચિત કરે અને ઉદ્યોગવિકાસમાં તેનો ઉપયોગ સૂચવી દેશને સમૃદ્ધ કરે એવી ઇચ્છા બતાવી. સ્વાગતસમિતિના પ્રમુખ અને મુંબઇ યુનિવર્સિટિના વાઇસચેન્સલર રા. ચંદાવરકરે તેમના ભાષણમાં મુંબઇ યુનિવર્સિટિમાં વિજ્ઞાન શિક્ષણનો ટૂંકો ઇતિહાસ કહેતાં આ શિક્ષણ ખાસ કરી વૈજ્ઞાનિક અન્વેષણોમાં, હિંદની બીજી યુનિવર્સિટિઓ કરતાં હજી પછાત છે એમ કબૂલ કર્યું, છતાં પણ છેલ્લાં બે વર્ષોથી આ યુનિવર્સિટિએ રસાયનિક ઉદ્યોગ–વિજ્ઞાનની શાળા સ્થાપી, મુંબઇના અને હિન્દના ઉદ્યોગો, અને વૈજ્ઞાનિક અન્વેષણો સાથે સંબંધ યોજ્યો છે; એ શાળા સર્વસાધનસંપન્ન હોઇ માત્ર મુંબઇમાં કે મુંબઇ ઇલાકામાં જ નહિ પણ હિન્દભરમાં ઉદ્યોગ–વિજ્ઞાનક્ષેત્રનાં શિક્ષણ અને અન્વેષણોમાં મહત્ત્વનો ફાળો આપશે. ગવર્નરને અનુસરી વાઇસચેન્સેલરે પણ ફરીને એક વખત વૈજ્ઞાનિક–શ્રોતાઓનું લક્ષ ઉદ્યોગવિકાસ તરફ દોર્યું.

એકેડેમીના પ્રમુખ સર વેંકટ રામનનું વ્યાખ્યાન–તેમનાં

વ્યાખ્યાનો હમેશાં હોય છે તેવું-સબળ અને વેગવાન અસ્ખલિત પ્રવાહના જેવું હતું. શરૂઆતમાં તેમણે એકેડેમીનો ઇતિહાસ કહી સંભળાવ્યો (આમાં વિજ્ઞાનપરિષદ કે નૅશનલ ઇન્સ્ટિટ્યૂટનો કશો ઉલ્લેખ જ નહોતો), એકેડેમિને હિંદના તેમજ દેશાવરના સર્વ નામાંકિત વૈજ્ઞાનિકોએ માન સાથે સત્કાર કર્યો છે એમ કહ્યું; એકેડેમી મહત્ત્વના વિષયો ઉપર ચર્ચા કરે છે અને ઉત્તમ પ્રકારનાં સ્વતંત્ર અન્વેષણોનો અહેવાલ દર માસે નિયમિત પ્રગટ કરે છે તેમ પણ જણાવ્યું. વ્યાખ્યાનના બીજા ભાગ ઉપર આવતાં પ્રોફેસર રામને, ઉદ્યોગવિકાસમાં વિજ્ઞાનનો ઉપયોગ વધુ કરવો એવી ગવર્નર અને વાઇસ ચૅન્સેલરની દલીલનો બહુ મક્કમપણે જવાબ આપ્યો. દુનિયા ઉપર જે જે વૈજ્ઞાનિક શોધોથી આર્થિક સમૃદ્ધિ થઇ છે, તે શોધોના શોધકોએ આર્થિક લાભનો કદી પણ વિચાર કર્યો નથી. કોઇ ગૂઢ પ્રશ્નનો ઉકેલ મળે એ જ વૈજ્ઞાનિકને મન ધન અને દોલત છે. આનું નામ જ ઉચ્ચકોટિનો વૈજ્ઞાનિક. વિજ્ઞાનની સહાયતાથી ધન મેળવવું એ પામર કોટિના વૈજ્ઞાનિકનું કામ. આનો અર્થ તદ્દન એમ જ નહિ કે ઉદ્યોગને સહાયકારી અન્વેષણો ન કરવાં, કારણ કે વિજ્ઞાનનું જ્ઞાન પામેલા દરેક મનુષ્યનું લક્ષ કુદરતનાં ઊંડાં રહસ્યો ઉકેલવા તરફ હોતું નથી અને તે માટે તે શક્તિમાન પણ નથી. આગ્રહ તો માત્ર એટલો જ કરવાનો કે દેશના ઉત્તમ વૈજ્ઞાનિકોનું જીવન ઉદ્યોગવિકાસની સાધનામાં વેડફાવું જોઇએ નહિ.

એકેડેમીસંમેલનનો બીજો સર્વ કાર્યક્રમ—અન્વેષણો ઉપર ચર્ચા, જાહેર વ્યાખ્યાનો, સહેલગાહો, ચા પાર્ટી, લંચ વગેરે સર્વ સુયોગ્ય હતું.

હિંદી વિજ્ઞાનપરિષદ, ઇંદોર: જાન્યુઆરી, ૧૯૩૬.

રાય બહાદુર સર ઉપેન્દ્રનાથ બ્રહ્મચારીના અધ્યક્ષપણા નીચે હિંદી વિજ્ઞાનપરિષદનું ૨૩મું વાર્ષિક સંમેલન, આ વર્ષની ટર-

આતમાં ઈંદોરમાં થયું હતું. કલકત્તાની હસ્પિતાલોના જાણીતા અને અનુભવી અગ્રણી તબીબોમાં રાય બહાદુર મહત્ત્વનું સ્થાન ભોગવે છે. પરિષદના દસ વિભાગો–ભૌતિક અને ગણિતશાસ્ત્ર, રસાયન, ભૂસ્તર અને ભૂગોળવિદ્યા, વનસ્પતિ વિદ્યા, પ્રાણીશાસ્ત્ર, માનવવંશશાસ્ત્ર, કૃષિવિજ્ઞાન, તબીબી સંશોધન, આંતર શરીરક્રિયા (Physiology) અને માનસશાસ્ત્ર એ સર્વ તે તે વિદ્યાઓના હિંદી અથવા યુરોપી વિદ્વાનોના પ્રમુખપદ નીચે હતા.

સન્માનકારિણી સમિતિના પ્રમુખ આગ્રા–યુનિવર્સિટિના વાઇસ-ચેન્સેલર અને ઈંદોરની હોલ્કર કોલેજના પ્રિન્સિપાલ ડોક્ટર બસુએ સભ્યોને આવકાર આપતાં, વિજ્ઞાનની પ્રત્યેક શાળાઓએ મનુષ્યના જ્ઞાનનો વિસ્તાર કરવામાં જે અગત્યનો ફાળો આપ્યો છે તેનો ઉલ્લેખ કર્યો. તેમણે કહ્યું કે ઘણા વખત સુધી વૈજ્ઞાનિક વિચારોને મનુષ્ય પોતાના ધર્મપાલનમાં લાવી શક્યો નહિ કારણ કે આરૂઢ ટેવો, પ્રણાલિકાઓ અને સુસ્તી તેની આડે આવ્યા કરતાં હતાં. સત્ય ઉકેલવા જે વિચારપદ્ધતિ વૈજ્ઞાનિક ગ્રહણ કરે છે, તે પદ્ધતિ–પહેલાં શંકા, પછી તેનું નિવારણ અને છેવટે સત્ય-પ્રતીતિઃ એ રીત અત્યારે મનુષ્યે મેળવેલા જ્ઞાનની શાખામાત્રમાં ઓતપ્રોત થઇ રહી છે. પણ વિજ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રો અત્યારે એટલાં સંયુક્ત થઇ ગયાં છે કે તેઓનો એકબીજા સાથેનો સંબંધ ઘણીવાર નિષ્ણાતોને પણ જલ્દીથી સમજાતો નથી. એ દરેક ક્ષેત્રમાં જણાએલાં મહત્ત્વનાં પરિણામોને સંકલિત કરી મનુષ્યનો જીવનક્રમ વધારે સુખદાયી અને હમણાં કરતાં વધારે ઉચ્ચ પ્રકારનો બનાવવો એ આપણું કર્તવ્ય છે.

પ્રમુખનું વ્યાખ્યાન

સર ઉપેન્દ્રનાથે તેમના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં શરૂઆતમાં, ઈંગ્લંડના જાણીતા વૈજ્ઞાનિક લોર્ડ રૂથરફર્ડના શબ્દો ટાંક્યા કે જગતની આશા અત્યારે દાક્તરો ઉપર છે. આકાશપ્રવાસ, આકાશ-

વાણી, (રેડિયો) ને સંજ્યદષ્ટિ (ટેલીવિઝન) એ સર્વ સિદ્ધિઓ વિજ્ઞાને મેળવી છે, પણ હજી એક સૌથી મહત્ત્વની સિદ્ધિ–શરીર-સુખ અને દીર્ઘાયુ મેળવવાં બાકી છે, અને તે મનુષ્યને અપાવવાનું કાર્ય ભિષગ્વરોના હાથમાં છે કારણ કે જીવનનો સર્વ આનંદ શરીરસુખાકારીમાં છે.

મનુષ્યના જીવનનો આધાર તેને મળતા ખોરાકમાંનાં પૌષ્ટિક તત્ત્વો ઉપર રહેલો છે. વીસ વર્ષ પહેલાં એમ મનાતું હતું કે સૌથી વધારે ગરમી આપી શકે તેવો ખોરાક સૌથી શ્રેષ્ઠ. પછી 'વિટેમિન' તત્ત્વો શોધાયાં જેની ખોરાકમાં ઘણી અગત્ય જણાઇ અને એકલી ગરમી આપનાર પદાર્થોનું સ્થાન ગૌણ જણાયું. વળી સૌથી ઉત્તમ ખોરાક પસંદ કરવા પહેલાં બીજા પણ કેટલાક જરૂરી પ્રશ્નો વિચારવાના છે. શરીરમાં નાઇટ્રોજનનું સમતોલન ટકાવી રાખવાને તત્ત્વના ખોરાકનું પણ અમુક ઓછામાં ઓછું પ્રમાણ લેવું જરૂરનું છે. આ સાથે એમ પણ જણાયું છે કે પ્રાણી-શરીરમાંથી મળતા નાઇટ્રોજનવાળા પદાર્થો ('પ્રોટીન્સ') વનસ્પતિમાંથી મળતા તેવા પદાર્થો કરતાં ચઢીઆતા છે. ઉંદરો અને કેટલીક માછલીઓ ઉપરના અન્વેષણોથી એમ પણ સિદ્ધ થયું છે કે બચપણમાં ઉછેરકાળ ધીરો અને શરીરવિકાસ ઓછી ગતિએ થયો હોય તો જીવન ઘણું લંબાઇ શકે છે. આ પ્રમાણે ઓછા ખોરાકથી પોષેલાં પ્રાણીઓ, ધરાઇને ખોરાક લેતાં પ્રાણીઓથી ઘણું વધુ જીવ્યાં છે.

સર્વ પૌષ્ટિક તત્ત્વોનો સમાવેશ કરે, ખાસ કરી હિન્દના વતનીઓને અનુકૂળ પડે તેવા ખોરાક વિષે પણ કેટલીક સૂચનાઓ થઇ છે, આ રીતે હિંદમાં પાકનું સર્વ પ્રકારનું અનાજ, સોયાબીન્સ, સફરજનું અને તર કાઢી નાખેલું દૂધ, ચોખ્ખાનીસાળ, શીંગના તેલનો તાજો ખોળ અને શણગાવેલો કઠોળ એ સર્વનો મિશ્રિત ખોરાક ઉત્તમ ગણાયો છે. જો આ પ્રમાણે હોય તો માત્ર પાંચથી સાત રૂપીઆની અંદર માસિક નિભાવ શરીરસુખાકારીને જરાપણ આંચ આવ્યા વગર

થઇ શકે. ચેપી રોગોથી બચવા સાથે સ્વચ્છતા પણ જાળવવી જોઇએ એ કહેવું જરૂરનું નથી.

મનુષ્યના શરીરમાં જુદે જુદે ઠેકાણે આવેલી નસો વિનાની ગ્રંથીઓ (ductless glands) ઉપર પણ અગત્યનાં અન્વેષણો થયાં છે. આ ગ્રંથીઓમાંનો રસ જે લોહી ઉપર આપોઆપ અસર કરે છે તેનાથી મનુષ્યનું મન, બુદ્ધિ, પ્રતિભા, ચારિત્ર અને સ્વરૂપ વધતે ઓછે અંશે ઘડાય છે એમ નક્કી જણાયું છે.

વંશપરંપરા મળતો વારસો એ પણ મનુષ્યજીવનનું એક ચમત્કારિક દૃશ્ય છે. વારસામાં મળતી શારીરિક નબળાઇ અને કેટલાક રોગો, દિવસે દિવસે પ્રગતિ કરતી ઉછેરવિદ્યા (Genetics) અને સુખદ વાતાવરણની આવશ્યકતાના જ્ઞાનથી, નાબૂદ થતા લાગ્યા છે. ભવિષ્યની માનવજાતને આથી શરીર અને મનના રોગો, જે માબાપ અને તેમની પ્રજા મારફત જગતમાં વિસ્તરતા જતા હતા, તેનાથી તદ્દન નિર્ભય બનાવવી એ વાત સાધ્ય થઇ શકી છે.

રસાયનવિદ્યા તરફથી તબીબી જ્ઞાનને મળેલા ફાળા પણ ઘણા અગત્યના છે. તંદ્રા લાવનાર (Anxalsthetic) કૃત્રિમ ઔષધિઓનાં માત્ર ઇન્જેક્શન આપીને હવે ગંભીરમાં ગંભીર ઓપરેશન થઇ શકે છે. શ્વાસવાટે અપાતી ઔષધિઓ—ક્લોરોફોર્મ કે ઇથરથી કેટલીકવાર જે હૃદય ઉપર અસર થઇ જાય છે તે ઇન્જેક્શન—ઔષધિઓથી થતી નથી. આ સિવાય શરીરના અવયવોને કે ત્વચાને થોડો વખત નિર્જીવ બનાવનાર કોકેનના કરતાં પણ વધુ અસરકારક અને સરલ બીજી ઔષધિઓથી ઉત્તેજનકારક પરિણામ મળ્યાં છે. રસાયનશાસ્ત્રે વનસ્પતિ અને પ્રાણીજીવનના પદાર્થો સાથે 'એન્ટીમની' ધાતુને સંયુક્ત કરી કાલાઆઝારના ભયંકર રોગને લગભગ નિર્મૂળ કર્યો છે. આ રોગથી પહેલાં ૯૯ ટકા મૃત્યુ થતાં તે હવે ઘટીને માત્ર બે ટકા જેટલા થઇ ગયાં છે. કાલાઆઝારથી ઝડ-

પાતાં હજારો સ્ત્રીપુરુષો રસાયનવિદ્યાએ નિપજાવેલા 'સ્ટિમોમાઇન'થી છૂટી શક્યાં છે.

ભૌતિકવિજ્ઞાને સરજેલાં દાક્તરી ઉપયોગનાં સાધનોમાં ઇલેક્ટ્રોકાર્ડિઓગ્રાફ યંત્ર જીવન અને મૃત્યુ વચ્ચેના ગહન સંબંધ ઉપરના નિરીક્ષણમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે. આ યંત્રથી હૃદયના અત્યંત ધીરા ધબકારા કાગળ ઉપર આપોઆપ નોંધાય છે. મૃત્યુ પછી છથી વીસ મિનિટ સુધી આ યંત્ર આ પ્રમાણે નોંધ કરી શક્યું છે. આ વખત દરમ્યાન જો કોઇ સબળ માત્રાનું હૃદયમાં ઇન્જેકશન આપવામાં આવે તો ક્લૉરોફૉર્મની સખ્ત અસરથી મૂર્છા પામેલા શરીરના લય પામતા જીવનને અને મૃતદેહે અવતરેલા બાળકને પુનર્જીવન મળ્યું હોય તેવાં દૃષ્ટાંતો મળતાં જાય છે.

માનસશાસ્ત્ર શુદ્ધિવાળા અને બેશુદ્ધ મનને (આંતર મનને –'એન્કોન્શ્યસ માઇન્ડ'ને) હવે સ્પષ્ટ રીતે ઓળખે છે. રૂઢિગ્રસ્ત દાક્તરો પહેલાં બેશુદ્ધ મનને અવગણતા હતા તેને હવે માન્ય રાખી તેવા મનમાં ચાલી રહેલી ક્રિયાઓ અને તેથી શરીર ઉપર થતી અસર વિશે અન્વેષણો કરવા લાગ્યા છે.

આ રીતે વિજ્ઞાનની શાખામાત્ર માનવીનાં દુઃખનો સંહાર કરવા મથી રહી છે- તબીબી જ્ઞાન જે પહેલાં માત્ર રોગોને મટાડવા પ્રયત્ન કરતું તે હવે વિકાસ પામતા જતા–પોષણ, સંસર્ગ અને જનનશાસ્ત્રના જ્ઞાનને લઇ જગતના આરોગ્યની વૃદ્ધિ કરતું જાય છે. વૃદ્ધાવસ્થા ઉપર વિજય અને રોગમાત્રનું નિવારણ એ આનંદદાયક સ્વપ્નને સેવવું હવે અશક્ય નથી.

બે વ્યાખ્યાનો

'પ્રકાશનું સ્વરૂપ' અને 'પરમાણુનું કેન્દ્રસ્થાન' વિજ્ઞાનના એ બે ગહન વિષયો ઉપર દક્ષિણ હિંદમાં ગયા ડીસેમ્બર અને જાન્યુઆરી માસમાં બે વ્યાખ્યાનો અપાયાં હતાં. પહેલું સર વેંકટ રામનનું બેંગ્લોરમાં અને બીજું પ્રોફેસર અપ્પારાવનું મદ્રાસમાં. 'હિંદુ'

પત્રમાં આ વ્યાખ્યાનોના અહેવાલ વાંચતાં, બેમાંથી એકે વ્યાખ્યાનકારોએ તેમના વિષયોને પૂરતો ન્યાય આપ્યો હોય એમ જણાતું નથી.

ડૉક્ટર રામને છેલ્લાં પચાસ વર્ષોમાં પ્રકાશ સંબંધી થએલાં અન્વેષણોનો ઉલ્લેખ કર્યો. મનુષ્યજીવનમાં પ્રકાશનું સ્થાન અને તેની અંતરિક્ષમાં સેકન્ડના ૧,૮૬,૦૦૦ માઇલની વિસ્મયકારક ગતિની ઘટના કહી. પ્રકાશના સ્વરૂપના વીચિસિદ્ધાંત (wave theory) વિશે કહેતાં તેમણે જણાવ્યું કે આ સિદ્ધાંત હજી અધૂરો છે, અને તે સ્વરૂપનો બાકી રહેલો અભ્યાસ અનેક પ્રકારનાં જલ્દીથી ઉત્તેજિત થઇ શકે તેવાં કીમતી યંત્રોથી ચાલી રહેલો છે. પ્રકાશની માત્ર એક જ સપાટી ઉપરની ગતિ (polarised light)-ના અભ્યાસથી આ રીતે એમ જણાવા લાગ્યું છે કે પ્રકાશના કણો ગમે તે દિશામાં સીધા ગતિમાન હોય ત્યારે સાથે ફુદડી પણ ફરતા હોય છે, જો કે આ બાબતનો દૃશ્ય પુરાવો હજી મળ્યો નથી. (પ્રકાશના વીચિ અને કણ-સ્વરૂપના બંને સિદ્ધાંતોની તુલના કરી તેઓ બંને પ્રકાશના મૂળ સ્વરૂપની બે જૂદી જૂદી બાજુઓ બતાવે છે એમ જો વ્યાખ્યાનકારે સ્પષ્ટ કર્યું હોત તો તેમનું વ્યાખ્યાન વધુ ઉપયોગી થાત.)

પ્રોફેસર અય્યારાવે તેમના વ્યાખ્યાનમાં પરમાણુની મધ્યમાં રહેલ કેન્દ્ર (જેમાં પરમાણુનું લગભગ બધું વજન આવી જાય છે) ઉપર અત્યારે યુરોપ અમેરીકામાં ચાલી રહેલાં અન્વેષણો વિશે થોડો ખ્યાલ આપ્યો. વિદ્યુતવાહી 'આલ્ફા' અને 'પ્રોટોન' કણો સિવાય છેલ્લાં પાંચ વર્ષમાં શોધાએલાં 'ન્યુટ્રોન' અને 'ડાયટોરીઅમ'કણોથી મૂળતત્ત્વો (elements)નાં પરમાણુનાં કેન્દ્ર ઉપર આક્રમણ કરવામાં આવે તો તે કહેવાતા મૂળતત્ત્વનો બીજામાં શી રીતે ફેરફાર થાય અને તે ક્રિયામાં કેટલી શક્તિ ઉત્પન્ન થાય તે વિશે તેમણે કેટલુંક કહ્યું. આ ટુંકી નોંધમાં તો આ વિષય પરત્વે આટલો જ ઉલ્લેખ કરી, તે વિશે સરળ રીતે અને વિસ્તારથી કહેવાનું ભવિષ્ય ઉપર મુલ્તવી રાખશું. ભ. ક.

૧૧

આર્ય ગણિતની પ્રાચીનતા

ન્યુ દિલ્હીમાં અઢારમી ડીસેંબરે 'ઇંડિયન મેથેમેટિકલ સોસાયટી'ની નવમી બેઠક મળી હતી, એને ખુલ્લી મૂકતાં સર ગિરજાશંકર વાજપેયીએ ગણિતશાસ્ત્રની મહત્તા તથા ભારતવર્ષે એ અગત્યની જ્ઞાનશાખાને કરેલું અર્પણ નીચેના અસરકારક શબ્દોમાં વર્ણવ્યાં હતાં:

> ગણિતશાસ્ત્રનું ઉચ્ચતર સ્વરૂપ એવું છે કે એ [પદાર્થોનું] પૂર્ણત્વ સાધે છે, સર્વસામાન્ય વ્યાપ્તિઓ બાંધે છે અને [ખગોળ તથા જ્યોતિષમાં] ભવિષ્યનું પૂર્વકથન કરે છે. ગણિત એ અન્ય શાસ્ત્રોની દાસી નથી, નાયક છે; એનું સેવન ફળદાયી થઇ શકે એટલા માટે એને સેવનારમાં સુવિશદતા, સીધાપણું, બલાદયતા અને કલ્પનાશક્તિ જેવા ચિત્તના ઉચ્ચામાં ઉંચા ગુણોની આવશ્યકતા છે. ભારતવર્ષ ગણિતના શાસ્ત્રની જન્મભૂમિ છે અને એના સેવનને જરૂરી એવા ગુણોથી ભારતીય ચિત્ત સમૃદ્ધ છે.

સર્વે ભારતીય નરનારીઓને ગર્વપ્રદ એવું એ છેલ્લું વિધાન થોડો વિસ્તાર માગી લે છે. ગણિતશાસ્ત્ર આપણા દેશમાં જ જન્મ્યું એમ વિદ્વાન ભાષણકર્તાએ જે કહ્યું છે તે હવે વિદ્વાનોમાં સ્વીકારાતી હકીકતોને આધારે, પણ એ હકીકતો જોઇએ તેટલી જાણીતી નથી એટલે એને બે ત્રણ માનનીય આકારગ્રંથોને આધારે અહીં તારવવાની તક લઇએ છીએ.

પહેલી દૃષ્ટિએ તો, વિવાદ સહેલમાં ઊભો થાય તેવું લાગે છે. થેલ્સ અને પાયથેગોરસ જેવા ગ્રીક ગણિતના સૌથી પ્રાચીન અને પ્રશસ્ત આચાર્યોની સાલ ખ્રિસ્તાબ્દપૂર્વે છઠ્ઠી સદીની કે તેથી વહેલી અને આપણા આર્યભટ્ટ અને વરાહમિહિર, બ્રહ્મગુપ્ત અને ભાસ્કરાચાર્ય તો ખ્રિસ્ત પછીની પાંચમીથી બારમી સદીના, એટલે, આપણું આખું ય ગણિત ગ્રીસમાંથી કેમ ન આવ્યું હોય ? આમ પૂછનાર પૂછી શકે. પણ, સૌરાષ્ટ્રનાં ત્રણ ઘણાં પુરાતન તીર્થસ્થળોનાં તેમ આ વિષયનાં કોઇ કોઇ નામ અને શાસ્ત્ર "ગ્રીસરોમથી ય

જૂનાં, કુરુપાંડવથી યે પ્રાચીન" છે; કેમ કે જે ચાર ગાણિતિકો અને ખગોળવેત્તાનાં નામો આપણે ઉપર દીધાં એ તો આર્યોનો ગણિત-વિકાસ શિખરે પહોંચ્યો ત્યારનાં છે; અને એ પાછલા સમયના 'રોમક સિદ્ધાંત' જેવા (અત્યારે નષ્ટ) ગ્રંથ પર વિદેશી અસર હતી, એની ના નથી.

ભારતવર્ષના જેવી પૌરસ્ત્ય સંસ્કૃતિ બહુ જૂની ગણાવા માંડે એ પાશ્ચાત્ય પંડિતવરોને ગમતું નથી. પરંતુ તેમણે જ આપેલો ખ્રિસ્તાબ્દ પહેલાંના દોઢેક હજાર વર્ષનો સમય ઋગ્વેદકાળ તરીકે સ્વીકારીએ તો પણ, અનેક મોટા યજ્ઞયાગના મંડપ તથા વેદીની રચના જ્યારે વારંવાર કરવાની થતી એવા એ કાળમાં આર્યોનું રેખાગણિત સારા પ્રમાણમાં ખીલ્યું હતું. આ વાતની સાક્ષી કલ્પવેદાંગમાં અંતર્ગત શુલ્વ[1]સૂત્રો હજી ય પૂરે છે. વળી, બ્રહ્મગુપ્તના સાતમી સદીના ગ્રંથમાંનું એ ગ્રંથની પ્રાચીનતા વિશેનું આ વાક્ય ભૂલવા જેવું નથી:"વસિષ્ઠકૃત આ અતિપ્રાચીન ગ્રંથની પુનરાવૃત્તિ વિષ્ણુચંદ્રે કરી હતી" આજે, આર્ય ગણિતના પાંચ અસલ ગ્રંથો જે પૈતામહસિદ્ધાંત, સૂર્યસિદ્ધાંત, વસિષ્ઠસિદ્ધાંત, રોમકસિદ્ધાંત અને પૌલીશ સિદ્ધાંત, તેમાંના બીજા સિવાયના ચારેચાર તૂટક દશામાં મળે છે કે લુપ્તપ્રાય છે. એ બધાનું આર્યાવર્તમાં જ્યારે પઠનપાઠન અને ઉપયોગ થતાં હશે ત્યારે, જે થેલ્સ અને પાયથેગોરાસ આ દેશમાં આવી ગએલા એવો એક મત[2] તો છે જ, તેઓ એ વિષયોનું જ્ઞાન ઉપર્યુક્ત વસિષ્ઠ–વિષ્ણુચંદ્રાદિકને ચરણે બેસીને પામ્યા હોય તો તેમાં અશક્ય શું છે? એક પ્રસિદ્ધ ગુજરાતી વિદ્વાને[3] સૂચવ્યા પ્રમાણે, આર્યોના જે જે પારિભાષિક

૧. શુલ્વ–દોરડું, જેનાં વડે યજ્ઞભૂમિની માપણી થતી તે.

૨. અ. કૃ. મઝુમદાર : 'હિંદુ હિસ્ટરી' પૃ. ૫૫૯, ૫૬૧.

૩. પ્રો. ખુશાલ ત. શાહ : 'ધ સ્પ્લેન્ડર ધેટ વોઝ ઇન્ડ' પૃ. ૧૦૯. એની સામેના જ પાના પર, ત્રિકોણમિતિ, બીજગણિત તથા દશાંશપદ્ધતિ

શાસ્ત્રગ્રંથ અણીશુદ્ધ મળે છે, તેમાંની પ્રગલ્ભતા અપૂર્વતા અને અન્વેષક બુદ્ધિને વિચારમાં લેતાં, ગણિત અને ખગોળના વિષયમાં પણ આર્યો ગ્રીકોના ગુરુ શા માટે ન હોય? આવા પ્રશ્નો બે દસકા પર કદાચ ખોટા દેશાભિમાનના સૂચક ગણાત; પણ નવાં સંશોધન અને દૃષ્ટિબિંદુઓ એને સત્યમૂલક ઠરાવતાં થયાં હોય, એ હવે સાચા, સકારણ દેશાભિમાને પ્રેરિત ગણાવા જોઈએ.

—વિ.

## ગ્રંથપ્રકાશન

### ૧૨

**માલિકીહકનાં વિસ્તરતાં ક્ષિતિજો**

ઘણા ગુજરાતી ગ્રંથકારોને કદાચ ખબર નહિ હોય કે, છેક ૧૮૮૭ની સાલમાં, ગ્રંથો અને કલાકૃતિઓના માલિકીહકના (કૉપીરાઇટ) સંરક્ષણ માટેનાં બહુમાન્ય આધારસૂત્રો સ્વિટ્ઝર્લૅંડની રાજધાની બર્નમાં, એ પ્રવૃત્તિઓના કેટલાક કાર્યકરોએ, એક આંતરરાષ્ટ્રીય સમવાયને રૂપે એકત્ર થઈને સ્વીકાર્યાં છે. હાલના એ વિષયના કાયદાઓ ઘણે ભાગે એ સૂત્રોને સ્વીકારીને ઘડાયા છે. એ સમવાય કે પરિષદની બેઠકો ત્યાર પછી થતી રહી છે. છેવટની ભરાયલી તે ૧૯૨૮માં, રોમમાં. ત્યાર પછીની એટલે આ વર્ષે બ્રસેલ્સમાં (બેલ્જિયમ) મળશે તે.

હમણાંનાં આ ધારાસૂત્રોમાં જરૂરી સુધારા કે ઉમેરા કરવા માટે ગ્રેટબ્રિટનના વેપારખાતાના પ્રમુખે ગયા મેમાં એક સમિતિ નીમી હતી. તેનો કાર્યવૃત્તાંત થોડા વખત પર બહાર પડ્યો

આ દેશમાં ઉદ્ભવેલાં કહ્યાં છે. એ બંને ખાનાં એટલે આ વિષયમાં રસ લેનાર કોઇ પણ સુશિક્ષિત સામાન્ય વાચક માટે રસમય અને દોહનરૂપ પ્રોત્સાહક વાચન.

છે. તેના મુખ્ય મુદ્દા એક ઇંગ્લિશ સાપ્તાહિકમાંના સારાંશ પરથી અહીં ઉતારીએ છીએ.

કૉપીરાઇટની બાબતમાં અર્ધા સૈકા પરની સ્થિતિ હવે રહી નથી એટલે હવે સિનેમા-ફિલ્મને પણ વાઙ્મય અને કલા સાથે સ્થાન મળ્યું છે. ઉપરાંત, ગ્રામોફોન રેકર્ડમાંના ઉચ્ચારણને હાલ કાયદો લાગુ પડે છે તે હવેથી ખુદ રેકર્ડને પણ પાડવો એવી ભલામણ સમિતિ કરે છે. તેણે નવા વિષયોમાં સંજયદર્શન યાને ટેલીવિઝનનો સમાવેશ કરવાનું પણ સૂચવ્યું છે, તે એક તદ્દન નવું પ્રસ્થાન છે. એ જ રીતે, ટાઇપોની વિશિષ્ટ રચના કે તેના અવનવા મરોડને પણ હવે કાયદાનું રક્ષણ મળવાનું છે.[૧] ઉપરાંત, ફોટોગ્રાફોના માલિકીહકની હાલની મુદત વીસ વર્ષ છે તે બીજી કૃતિઓની જેમ પચાસ વર્ષની કરવી એમ પણ સૂચવાયું છે.

અમુક નવલને સિનેમાપાત્ર બનાવવા માટે એ ધંધાવાળાએ નવલમાંના વસ્તુમાં જે ફેરફાર કરવા પડે છે તે ઘણી વાર આવશ્યક હોય છે, પણ એ ફેરફાર જો નવલકારની પ્રતિષ્ઠાને હાનિકર *નીવડે તેવા સ્વૈચ્છાચારી હોય, તો,* ચાલુ કાયદા પ્રમાણે પણ નવલકાર ફિલ્મ કંપની સામે દાવો માંડી શકે છે. આ કાયદામાં એક આંતરરાષ્ટ્રીય સંસ્થાએ જે એવો સુધારો સૂચવ્યો છે કે એ હક નવલકારના વંશવારસો માટે પણ કાયમી કરવો તથા જગતની શિષ્ટમાન્ય સાહિત્યકૃતિઓને લાગૂ પાડવો, તેનો વિરોધ પ્રસ્તુત બ્રિટિશ સમિતિએ કર્યો છે. એવા જ વિરોધનો ભોગ થએલો એ જ સંસ્થાનો એક વધુ સુધારો એટલે: કોઇ હયાત કર્તાના લખાણની હાથપ્રતને તેનો પ્રકાશક કે બીજો કોઇ

૧. એ અમલમાં આવશે ત્યારે જેને શાવતલિપિ કહેવામાં આવી છે તે આપણી લિપિના સુંદર શાવત મરોડનાં હાલ કરાતાં બેફામ અનુકરણોને મોટે ઘસારવાની ઘણી સરળતા થશે એ દેખીતું છે.

હરરાજ કરે, તો એ રીતે વેચનારને મળતા નફામાં કર્તાનો હિસ્સો પણ હોવો ઘટે એવી માગણી.

ક્યાં યુરોપ ને ક્યાં ગુજરાત ? ... ક્યાં બ્રસેલ્સ ને ક્યાં અમદાવાદ !... બાકી તો, એ આંતર રાષ્ટ્રીયસમવાય મળ્યો હોય ત્યારે ત્યાં ધા નાંખવા આપણે આપણું એક શિષ્ટમંડળ મોકલીને બે ત્રણ અમદાવાદી તંત્રીઓ–પ્રકાશકોની અવળી રીતો સામે ફરિયાદ નોંધાવત તથા દાદ માગત કેઃ લખાંણ માસિક માટે ખરીદ્યું એટલે સર્વકાલ માટે ખરીદ્યું એ લુટારુ પ્રથાનો નાશ કરાવી આપો; પહેલી આવૃત્તિ ખરીદાય એટલે બધી ખરીદાય, એવી અમારે ત્યાંની હીણી લોભવૃત્તિને કાપો; કરાર કરતાં દોઢ બે હજાર નકલ વધારે ને છુપી રીતે છપાવનાર પ્રકાશકને (માત્ર કેદખાને નહિ પણ) કાળે પાણીએ કઢાવી શકીએ, તેવું જરા કરો. —વિ

## ઉપ–ધ્વનિ

### ભારતપુત્ર ઓક્સફર્ડમાં

પૂર્વે દ્રાવિડ દેશના આચાર્યોએ બ્રહ્મસૂત્ર પર ભાષ્યો રચીને સમસ્ત ભારતવર્ષને અદ્વિતામૃત પાયાં; સાંપ્રતે, એ જ દ્રાવિડ દેશના એક સમર્થ આચાર્યે એ જ અલૌકિક વિષયને અર્વાચીન જગદ્‌ભાષા ઈંગ્લિશમાં વિવિધ પ્રકારે નિરૂપીને, સમસ્ત સંસ્કારવંત જગતને એવું અમૃતપાન કરાવ્યું. ક્ષણવાર તો આખાની વિરુદ્ધ જઈને પણ કહેવાનું મન થાય છે કે જ્ઞાનગમન ને દેશકાળ જેવું કૈંક થોડુંઘણું હશે જ; નહિ તો, જે દક્ષિણ ભારતે આપણને શંકરરામાનુજ આપ્યા, જે દક્ષિણ ભારતનાં જ અધાર અરુણાચલ[1] અને પોંડીચરીમાં યોગમાર્ગના સિદ્ધો અને સાધકો વિશ્વનાં ગહનતમ સત્યોને શોધી, કે શોધીને માણી, પ્રકટ તેમ જ નિગૂઢ રીતે પ્રસારી પણ, રહ્યા છે, તે જ દક્ષિણ ભારત ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વદર્શનની જયપતાકા ઓક્સફર્ડમાં, મેન્ચેસ્ટર અને લંડનમાં, શિકાગોમાં

૧. શ્રી રમણાશ્રમ, ઉત્તર આર્કટ જિલ્લામાં

ફરકાવનાર સર્વપલ્લી રાધાકૃષ્ણન્ આ દેશને અને સર્વ દેશોને શા માટે આપે ?

રાજા સ્વદેશે પૂજાય છે પણ વિદ્વાન સર્વત્ર પૂજાય છે એ સુભાષિતમાંના તથ્યનું આચાર્ય રાધાકૃષ્ણન્ એક સરસ ઉદાહરણ છે. અહીં તેઓ મદ્રાસ, કલકત્તા અને આંધ્રનાં વિદ્યાપીઠોમાં સત્કારાયા એ એમની એક સંપ્રાપ્તિ; પણ બીજી અને વધારે મોટી સંપ્રાપ્તિ એ કે તેમણે સઘળું શિક્ષણ હિંદમાં જ લીધું હોવા છતાં માત્ર આડત્રીશમે વર્ષે તેમણે ઓક્સફર્ડમાં અપ્ટન લેક્ચરર તરીકે 'ધ હિંદુ વ્યુ ઓફ્ લાઇફ'નાં વ્યાખ્યાનો આપેલાં; અને હવે માત્ર અડતાળીશમે વર્ષે એ જ પુરાતન બ્રિટિશ વિદ્યાપીઠમાં "જ્યાં હમણાં સુધી, સંસ્કારિતા એટલે ગ્રીકલૅટિન એવો અર્થ થતો ત્યાં"—તેઓ પૌરસ્ત્ય ધર્મનીતિના સ્પૉલ્ડિંગ-પ્રોફેસર નીમાય છે, તથા, આવતા જુલાઇની લંડન ખાતેની સર્વધર્મપરિષદના બીજા ઉપવેશનમાં હિંદુ ધર્મના સર્વાગ્રણી વ્યાખ્યાતા તરીકે વરાય છે. તેમણે અનેક વિદ્યાપીઠોમાં આપેલાં ભાવનાતેજે પ્રદીપ્ત માંગલિક પ્રવચનો અને પ્રજાસંઘની સંસ્કાર-સમિતિમાંનું તેમનું કાર્ય, એ તો એટલાં સુપ્રસિદ્ધ છે કે એનો ઉલ્લેખ જ બસ છે; ઉપરાંત, 'પી. ઇ. એન' જેવી આંતરરાષ્ટ્રીય વાઙ્મયસેવકોની સંસ્થાના ભારતીય કેન્દ્રના ત્રણ ઉપપ્રમુખોમાંના એક તેઓ પણ છે.

તત્ત્વચિન્તક અને ગ્રંથકર્તા તરીકેના આચાર્યશ્રીના કાર્યનો વિગતે પરિચય કરાવવો અહીં શક્ય નથી, પરંતુ એટલું તો કહીશું કે એ નાના-મોટા મળી દશેક ગ્રંથોમાંનો 'આર્ય તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' જો માત્ર અભ્યાસીઓને વધુ ખપનો છે, તો, "સંસારનું ચિન્મય સ્વરૂપ" સમજાવનાર 'એન આઇડીએલિસ્ટ વ્યુ ઑફ્ લાઇફ્'ની પ્રતિપાદનશૈલી તેમ જ લેખનશૈલી એટલી નિર્વ્યાજમનોહર છે કે કોઇ પણ શિક્ષિત ચિંતનપ્રેમી પ્રમાણમાં ઓછે શ્રમે ને ઝાઝે લાભે એ વાંચી શકે. પૂર્વના સર્વ શ્રેષ્ઠ ધર્મચિંતકોના તથા પશ્ચિમના પ્લેટોથી માંડી પ્રો. એલેક્ઝાંડર, પ્રો. લોઇડ મૉર્ગન અને પ્રો. વ્હાઇટહેડ સુધીના અદ્યતન ધર્મચિંતકોના જ્ઞાનોદ્યાનોમાં એકસરખી સૌમ્ય છટાથી વિહરનાર એના કર્તાએ એમાં અર્વાચીન ધર્મવિમુખ માનવીને ખરી જીવંત આચારલક્ષી શ્રૌત ('ઇન્ટ્યુઇશનલ) ધર્મભાવના ભણી વાળવાનો જેવો બુદ્ધિગમ્ય તેવો જ હૃદયંગમ પ્રયાસ કર્યો છે તેવો બીજા કોઇક જ આ યુગના ગ્રંથકર્તાએ કર્યો હશે. સંશયવાદિતાના એકલબેટ પરથી શ્રદ્ધાના હુંફાળવંત ખંડ પર જવાનો એવો સ્ફટિકસેતુ વીસમી સદીના માનવ માટે બાંધી શકનાર ભારતપુત્ર જગતના એક મહાન સંસ્કારધામમાં નિમંત્રાય

એ ઘટના ચોપાસ ઘેરાતાં કાળાં વાદળો વચ્ચે પણ, સંસ્કૃતિસમન્વયમાં અચળ આસ્થા ધરનાર પ્રત્યેક મનુષ્યની દૃષ્ટિએ ખરે જ તેજસ્વી સુધન રૂપેરી દોરો છે.

## ગૂર્જરપુત્રો ઘરખુણે

પોતાના વિષયના એવા પરમ વિદ્વાન આચાર્યને પડછે ગુજરાતી અધ્યાપકો કેવા લાગે છે?—વિરાટ સમક્ષ વામન જેવા. તેમનામાંના ઘણાખરા ન છૂટકાનું અધ્યાપનકાર્ય કરવામાં જ ઇતિકર્તવ્યતા માને છે. જેમ તક્ષશિલા અને નાલંદાનાં કે લંડન અને હાવર્ડના, કલકત્તા અને પુનાનાં મહાવિદ્યાલયનો અધ્યાપક વિદ્યાસેવન અને જ્ઞાનપ્રચારને પોતાનો ધર્મ માને, તેમ આપણા મોહનલાલ દવે કે ધ્રુવભાઇ ધ્રુવ, અતિસુખશંકર કે ઇંદુકાંત ત્રિવેદી કે રમણલાલ યાજ્ઞિક માનતા નથી. પોતપોતાના વિષયનું માતૃભાષામાં ગ્રંથલેખન તો ઘેર ગયું, પણ વરસ દહાડે બે ચાર સારા નિબંધો પણ તેઓ લખે છે? નથી લખતા. ક્યાંથી લખે? લેખન જેવી પાપી પ્રવૃત્તિમાં તેઓ પડે તો પછી મત ઉઘરાવવાની પુણ્યપ્રવૃત્તિ અર્થે ઇલાકાના એકથી બીજા છેડા સુધી ધક્કેલા કોણ ખાય? અને એ મતો પણ કેવી યુનિવર્સિટીની સેનેટને માટે? જેમાં, મોટે ભાગે, વિદ્યાર્જન જગત જેવું મિથ્યા અને વિત્તાર્જન બ્રહ્મ જેવું પરમ સત્ય કરી ચૂક્યું છે તેને માટે. જે પ્રાંતના જન્મે અને વ્યક્ત સાથે બ્રાહ્મણ અધ્યાપકો, પોતપોતાનાં સંસ્થાન સરકાર કે સંસ્થાની કૃપાએ કરીને યોગક્ષેમના વિષયમાં પૂરેપૂરા નચિંત બ્રાહ્મણો, મનોવૃત્તિએ વટલીને આમ વાણિયા બને, તે પ્રાંતમાં એક રાધાકૃષ્ણન્ કદી યે પાકી શકે ત્યાર પહેલાં તો એને ત્યાં સસલાનું શીંગડું, આકાશનું ફુલ અને વંધ્યાપુત્ર ખરેખર પાકશે એમ નથી લાગતું?

## નવલરામની જન્મશતાબ્દી

એ નવમી માર્ચે ગઇ. એમના ગ્રંથો જીવન કે વ્યક્તિત્વને આજે કોલેજ બહાર કેટલા થોડા જાણતા હશે? અને છતાં, એમના એ વિવિધ સ્વરૂપમાં ચિરંજીવ રાખવા જેવું કૈં નહોતું કે સાવ થોડું હતું એમ કોણ કહી શકશે? બે-અઢી વર્ષે એમના મરણને અર્ધશતાબ્દી થાય ત્યારે કોઇક એ ફરજ યોગ્યતાપુરઃસર બજાવે તો સારું.

વિ.

# વાસરિકા

## કિપ્લિંગ

૨૦મી જાન્યુ. સામાન્ય રીતે, કિપ્લિંગ જેવાના મરણના ખબર અહીં 'ટા. ઑફ ઇ.'ની મારફત સૌથી પહેલા પહોંચે; પણ, એનો આજનો અંક અહીં રાત્રે હાથમાં આવે ત્યાર પહેલાં સવારે આવેલા 'પ્રજાબંધુ'માં એ તાર વાંચેલો. સ્વદેશી પત્રકારત્વ પણ આમ કોઇ વાર ઝડપની બાબતમાં વધારે ટોકડા મેળવી જાય છે એ માટે આપણે સૌ આનંદીએ.... મને સૌથી પહેલો વિચાર એ આવ્યો કે કિપ્લિંગની સાહિત્યસેવા બહુ લાંબા વખતની હોવી જોઇએ; જુઓને, આજથી વીસી પર તો, એ વખતે પણ ઠીકઠીક સમયથી પ્રગટી હશે એ કીર્તિની 'લાઇફ ઇન પોએટ્રી'માં પણ એને સ્થાન છે એવું જુનિયર બી. એ. ભણતાં જાણવામાં આવેલું. એ વાતની વધુ ખાતરી આજે એડમંડ ગૉસના ચરિત્ર અને પત્રધારાના પુસ્તકમાંથી થઇ. એના સત્તરમા પ્રકરણમાં કર્તા કહે છે કે નેવુંના દશકામાં (૧૮૯૦–૧૯૦૦માં) જેમ જ્યોર્જ મૂર, જેમ્સ બેરી, શૉ, વેલ્સ, યેટ્સ વગેરે પહેલવહેલા પૂર્ણ પ્રકાશમાં આવ્યા, તેમ કિપ્લિંગ પણ. ગૉસ પોતે તા. ૩૧–૧–૧૮૯૨ના એક પત્રમાં લખે છે:

> અમારો નવો પ્રતિભાવંત કિપ્લિંગ જામતો જાય છે. અમે એને માટે પ્રચારકાર્ય ખૂબ કરીએ છીએ પણ તેની શક્તિઓ વિચારતાં, એની કોઇ બરાબર કદર હજી કરતું નથી. તે નખશીખ એક કલાધર છે, પોતાના કામમાં મશગુલ રહે છે; પ્રશંસાથી જરા ઉન્મત્ત થયો છે પણ એનું ઝેર હજી તેને ચઢ્યું નથી. જો તે વધુ આરોગ્ય પામશે તો સ્તબ્ધ કરે તેવી મહત્તા કમાશે.

એ વાત એનો ગ્રંથમણિ 'કિમ' (૧૯૦૧) લખાયા પહેલાં દસ વર્ષની. એનો સૌથી પહેલો ગ્રંથ ૧૮૮૬માં પ્રગટેલો એ જોતાં, આખી ય અર્ધીસદી એની કારકિર્દી જ્વલંત ને જ્વલંત રહી એમ કહેવું જોઇએ; કારણ, વાન્ડેરના એક યુરોપી સાહિત્યના વિવેચનગ્રંથમાં લંડન યુનિવર્સિટીવાળા પ્રો. આઇફૅકસ એને સમકાલીન બ્રિટિશ સાહિત્યના સંમાન્ય 'પંચપ્રમુખમાં–' ધ

બિગ ફાઇવ'માં—ગણાવે છે; એમાંના બીજા ચાર તો એચ. જી. વેલ્સ; આર્નોલ્ડ બેનેટ, ગાલ્સવર્ધી અને કૉનરેડ. આવું માન થોડા જ સાહિત્યકારોના ભાગ્યમાં હોય ... એ થઇ એક બાજુ. એની બીજી બાજુય છે—એનો દુરાડંબરી સામ્રાજ્યવાદ. આ બિંદુ પર એની સામે આપણે હિંદીઓએ જ કહેવાનું છે એમ નહિ. ગાર્ડિનર અને ગ્વેડાલાએ પણ એમનાં લાક્ષણિક રેખાચિત્રોમાં એની એ વિષયની કુભાવનાના ચૂરા કરી બતાવ્યા જ છે.

## સ્વ. શહેનશાહની સત્યભક્તિ

૨૮મી : આજે મહારાજા જ્યોર્જનો દફનદિન ... એમનું રેખાચિત્ર ગાર્ડિનરે લખેલું તો ઘણાં વર્ષ પર પણ આજે ય સદ્ગતનું ખરું સ્વરૂપ કેટલીક બાબતોમાં એ બહુ સરસ રીતે દર્શાવે છે. છેવટને ભાગ તો મને ઘણો જ ગમ્યો ... નરાતાર જુઠ્ઠો એવો આક્ષેપ કોઇકે એમનાં ચારિત્રની શુદ્ધતા સામે મૂકેલો. બીજી રીતે એનો ઈનકાર રીતસર થયા છતાં કેટલાંક છાપાં તેમ જ ચોવટિયા એની ચોળાચોળમાંથી પરવારતા નહોતા. શહેનશાહ ( ત્યારના, શાહજાદા ) જ્યોર્જ જેવા સાફદિલ સુગભીર પુરુષથી આ કેમ ખમાય? ગાર્ડિનર નોંધે છે તેમ, એ સ્થાને એમના પિતા એડવર્ડ હોત તો તેમણે એ વાતને હસી કાઢીને, હળવે હૈયે બીજી સિગાર સળગાવી હોત. પણ પુત્રથી તેમ થાય તેવું નહોતું. તેણે તો, શિષ્ટાચારીઓની સલાહ વિરુદ્ધ જઇને વાતને ઘસડી કોર્ટે, અને, ( અંગ્રેજીમાં જ કહેવાય છે તેમ ) "જુઠ્ઠાણાને ખીલે ઠોકીને" પોતાની નિર્દોષતા સાબિત કરી ... ... એ એમ જ બન્યા કરવાનું : અમો સૌ સત્યના બંદા હમેશ જ તમારા દુનિયાદારીના પોકળ શિષ્ટાચારને ઘોળી પીવાના અને જરૂર પડયે શિર સાટે પણ નર્યું નગ્ન સત્ય કહી કે કરી નાંખવાના; એમ કર્યાની કિંમત પણ, નાહકની વગોવણી—હૈયાદૂબળા કે સ્વાર્થમેલા માણસોએ કરેલી વેઠવાને રૂપે ભરવાના; અંતે, વિરોધીઓ પણ જાણે પોતે કદી વિરોધ કરેલો જ ન હોય તેની અદાથી, અમારું કહ્યું કબૂલ રાખવાના ને તેમાંથી, લાભ પામવાના ... ઉપલું લખી રહ્યા પછી બીજા કામે 'સુદર્શનગદ્યાવલી ઉથલાવતાં, એને પૃ. ૪૪૧મે જે વંચાયું તે, એને વધુ ચર્ચા વડે શણગારવાનું અશક્ય છે એટલે, ટાંકી ને જ વિરમું છું :

> દુનિયા સત્યવક્તાને સહન ન કરી શકે તો તેટલું તેનું જ દુર્ભાગ્ય છે, પણ જ્યારે સત્ય વિચાર જણાવનારને દમવા પણ જાય ત્યારે તેનો વિષમ વખત છે એમ જ માનવું.

## યોગી અને હાસ્યવૃત્તિ

તા. ૧૩મી માર્ચ : સાંજે ફરવા જતો હતો ત્યાં ઊંડા મનમાંથી એક પ્રશ્ન એકાએક ઊંચે આવ્યો: યોગીમાં હાસ્યવૃત્તિ હોય કે નહિ? અને સપાટી પરના મને તાજેતરના કેટલાક વાચનને આધારે ઉત્તર આપ્યો કે હોય, કેમ કે શ્રી રામકૃષ્ણ પરમહંસમાં હતી. અમુક અંશે તેમના ગુરુ જેવા જ્ઞાનયોગી તોતાપુરી એક વાર સગડીએ તાપતા બેઠા હતા; પાસે રામકૃષ્ણ પણ હતા. એવામાં એક નોકરે સગડીમાંથી થોડા દેવતા ખસેડી, બહાર લઇ, એમાંથી ચલમ ચેતાવી. સગડીની ગરમી ઓછી થઇ એ તોતાપુરીથી ન ખમાયું. તેમણે નોકર પર ક્રોધ કર્યો એટલે રામકૃષ્ણ હસી પડ્યા : "જોયું ને? આપ પણ હજી માયામાંથી નથી છૂટ્યા. બાકી તો, સમતા આવી નાની વાતમાં સહેજે રહી હોત." બીજો પ્રસંગ રામકૃષ્ણના નમભાવ યાને 'વિટ'નો છે. એક પ્રોફેસર એમની પાસે કેટલીક વાર ગએલા. એક દહાડો રામકૃષ્ણે એમને અવસર જોઇને ઊંડા આનંદકર યોગાનુભવ કરાવ્યો. બીજે દિવસે એ જ સમયે માસ્ટર મહાશય (પેલા પ્રો.) આવ્યા ત્યારે ગુરુજી વ્યંગ્યમાં કહે છે: "એક મોરને એક દહાડે ચાર વાગે અફીણની અંજલિ કોઇકે પાઇ હતી. બીજે દહાડે એ જ ઘડીએ મોર આવીને ઊભો. અફીણના નહૂથી ખેંચાઇને તે આવ્યો હતો." ... યોગને આમ અફીણ સાથે સરખાવાયેલો જોઇને તમને તમારો લેનિન સાંભરી આવે તો નવાઇ નહિ : "ધર્મ એ જનતાને પાવામાં આવતું અફીણ છે." પણ એ તો તેણે ધર્મતત્ત્વ નહિ પણ ધર્મસંસ્થા અને એનાં અનિષ્ટો માટે કહેલું હશે. યોગમાં કોઇ કાયમી પૈસાસંઘરુ સંસ્થા હોવી નથી તેમ નહિ કોઇ અનિષ્ટ પણ. અનિષ્ટમાત્રને ઓગાળી નાંખનાર એ અલૌકિક હુતાશન છે. એ અફીણનું દૈવી ઘેન તમને એક વાર ખરેખરું ચઢ્યું એટલે પછી તમે "એવો લાભ પામો છો જેનાથી અવર કોઇ લાભ નથી; એવું સુખ પામો છો જેનાથી અવર કોઇ સુખ નથી; એવું જ્ઞાન, જેનાથી અવર જ્ઞાન નથી ... ત્યારે તમને એવું દર્શન થાય છે જેની પછી બીજું કૈં દેખવાપણું રહેતું નથી; અને તમે એવા નવા ભવમાં આવો છો જેનો પુનર્ભવ નથી."

## નવલની કણિકા અને—

તા. ૧૫મી : શબ્દવિચારને નહાવાણ સાથે શો સંબંધ છે એ તો કોઇ વિલિયમ જેમ્સ કે મેકડુગલ ઉથલાવીએ ને એમાંથી મળે તો કોણ

જાણે, પણ આજે સવારે નાહીને દિક્ષોભા કરતો હતો ત્યાં શબ્દોનો આ આખો ભગિનીસમાજ મગજમાં એની મેળે જ તરી આવ્યો : નવલકણિકા, નવલિકા, બૃહન્નવલિકા, નવલ, મહાનવલ....એમાંના પહેલા માટે આપણે 'પ્રજાબંધુ'ના ઋણી છીએ, તથા, બીજા ચોથા પાંચમા માટે 'બલવંત ક. ઠાકોર'ના; અને, ત્રીજા માટે ગુજરાત મારૂં ઋણી છે....એવાં ઋણો વધાર્યા કરવાની મારી આદત જાણીતી છે, તેથી આજે ફરી એક વાર એને વશ થઇને 'નવલકણિકા'–એટલે કે એ શબ્દ, વસ્તુ નહિ—આજે ગુર્જરીને ચરણે ધરૂં છું. એ ચરણે એ વસ્તુના જેઓ ધરનાર છે, તેના બે પ્રકાર સંભવે એમ મારૂં તદ્‌વિષયક મંત્રદર્શન મને સૂચવે છેઃ જેઓ નવલકથાકાર તરીકે વાર્તાનવેશ ઉપરાંત તફડંચીનવેશ પણ હોય છે તેઓ; જેમની વાર્તા અપૂર્વ ઊંડે મૌલિક હોવા છતાં અનીતિચિત્રણમાં રાચે છે તેઓ.

## 'જિન્સ' હવે હિંદીમાં પણ

૧૬મી : આજે આવેલ માર્ચના 'હંસ'માં એક ઠેકાણે લખ્યું છે કે 'સેક્સ્યુઅલ' માટેનો શબ્દ 'જિન્સી' ગુજરાતીમાં વપરાય છે તે બીજી ભાષાઓએ પણ લેવા જેવો છે. આ ખરૂં છે પણ ગુજરાતીને એ કોણે આપ્યો? મારી દ્વારા ચંદુભાઇ બુચે. ૧૯૨૯વાળી મારી કરાચીની મુલાકાત વખતે અમે કૈં આ વિષયની વાત કરતા હતા ત્યારે તેમણે પોતાના આવા વખતના લાક્ષણિક તિરસ્કારથી 'જાતીય'ને આઘો ફગાવ્યો, અંદરથી અરબી-ઇંગ્લીશ કે એવી કોઇક ડિક્શનરી ઉપાડી આવ્યા અને અમને (ભાઇ ડોલરરાય પણ એ સવારે હવાબંદરના એ ભૂલ્યા ભુલાશે તે બંગલામાં મારી સાથે હતા.) એમાંથી ઉકેલી બતાવ્યું જિન્સ, જિન્સી વગેરે....પણ એ શબ્દને જાહેર રીતે પહેલો કોણે વાપર્યો? એ ભાઇએ 'નાગરિક'માં કે મેં મારા ચોપાનિયામાં? ... યાદ નથી.

## તવારીખે 'કૌમુદી'

—: એ ગતાંકમાંના લખાણે આપણા કનૈયાલાલસાહેબને 'સંયમ' પાળતા બનાવી દીધા; 'ગુજરાતી'વાળા પ્રગટ પત્રે સંસત્પ્રમુખની અસત્પ્રવૃત્તિને શોગળ ચઢાવી. પણ એ કિસ્સાનો જે ફણગો ફુટ્યો છે તે હજી જરાક વિકસવાનો સંભવ જાય છે. એટલે હવે તો એ પ્રકરણની અંત્યેષ્ટિક્રિયા મારે આવતે અંકે જ કરવી ને?

વિ.

# સહયોગીઓ

## ગુજરાતી

ઊર્મિ (કાવ્યાંક): અહીં અનામી જ રહેલી એ એક સિવાયના દરેક કાવ્યમાં નાનો કે મોટો ગુણકણ છે જ, પણ ગુણરાશિ કહેવા જેવું તો 'પ્રિયા કવિતાને' (પૂજાલાલ) એ એક જ છે. બીજા તરુણ કવિઓની 'બુદ્ધનાં ચક્ષુ' 'વિશ્વશાંતિ' 'ઇન્દ્રધનુ' 'અભિમન્યુ' કે 'જીવનનાં જળ' જેવી અનુત્તમ રચનાઓ સાથે આ તરુણ પણ હજી કોઇ કારણે અસંગૃહીત કવિની એ અદ્‌ભુત રચના સ્થિર જ્યોતે ચિરકાળ દીપે તેવી સુંદર છે. કવિતાને સંબોધીને જગતની બીજી ભાષાઓમાં જે કેટલાંક અમર કાવ્યો રચાયાં છે તેવું ગુજરાતનું આ એકનુંએક -અને પહેલું જ છે. કવિ પોતાની કલા કે કવિતાને વિવિધ મનોવૃત્ત્યનુસાર એક જીવંત સહચરી તરીકે અનુભવે અને એ સુભગ અનુભવ શબ્દાયમાન થાય ત્યારે કેવું મનોગમ સર્જન થાય છે એ જાણવા ઇચ્છનારે એ કાવ્યનો રસાસ્વાદ લીધા વિના રહેવું નહિ. 'ઊર્મિ'ને આ કાવ્યાંક બદલ સૌથી ઉત્સાહભર અભિનંદનો ઘટે છે તે આ કાવ્યોના કાવ્યને માટે.—'લોકલીલા' (સુંદરમ્) એટલે એક નવો અને એકંદરે સારો આખ્યાનપ્રયોગ. કથાવાળા સુદામાને કથા પછી જીવતા એમાં કલ્પ્યા છે. પોતાના ભાગ્યનું પાંદડું ફર્યા પછીના જીવનમાં સુખવૈભવનો એમને જાણે આફરો ચડે છે અને એમની જૂની વૈરાગ્યવૃત્તિ ફરી તાજી થાય છે. એવામાં શ્રીકૃષ્ણ આવી પહોંચે છે અને પછી બન્ને દલિતોનાં દુ:ખ જોવા પ્રવાસે નીકળે છે. કાવ્યનું કલેવર આખ્યાનનું હોવાથી, કવિએ એમાં જૂની દ્રાક્ષનો નવો (અને સ્વાદિષ્ટ) મદ્ય બનાવી, જૂના શીશામાં એને સફળતાથી ભર્યો છે એમ કહી શકાય. કાવ્યમાં ખામી હોય તો એ જ: આરંભભાગ કોણ જાણે કેમ પણ સુખદ નથી બન્યો; આખ્યાનનું વાતાવરણ—તદુચિત રાગઢાળ, અલંકારો વગેરે બધું બરાબર હોવા છતાં—પૂરતી સંતૃપ્તિ કરાવે એટલું જામ્યું નથી. પણ આ જેનો અંશ જ છે તે સમગ્ર કાવ્ય જોયા પછી જ આખરી અભિપ્રાય તો અપાય.—આ સિવાયનાં આવકારદાયક લાંબાં ખંડકાવ્યો આટલાં છે: અનેક આહ્લાદક ખંડોવાળી સળંગ પણ પૃથ્વીવૃત્તીય ઊર્મિનાટિકા 'ઉર્વશી' (દુર્ગેશ શુક્લ); મહાભારતપ્રેરિત અને અપૂર્વપણે સંતર્પક અંતભાગવાળું 'મહાપ્રસ્થાન'

(મનઃસુખલાલ ઝવેરી); કૈંક શબ્દાળ પણ સનિષ્ઠ 'રામ–વિરામ' (લલિત); રમતિયાળ પણ ચિંતનની સબળ છાંટવાળું 'સીમાડાના પથ્થર પર' (ઉમાશંકર જોષી); અને, આ ત્રૈમાસિકના વાચકોને જેમાંના વસ્તુની ઓળખ પ્રથમાંકના 'બળદ હરણને ધાવે છે'ની યાદ આપીને સૌથી યોગ્ય રીતે કરાવી શકાય તે, એ જ નાટકમાંના વધુ પ્રવેશો 'અભિચોરીના આળનો પુનર્જન્મ' (દિ. બ. કેશવલાલ ધ્રુવ).—ટૂંકાં પ્રસંગકાવ્યો મેસર્સ બેટાઇ, બાદરાયણ, મોહિનીચંદ્ર, રમણ સોની અને પ્રભુદાસનાં છે અને એ દરેક પોતે સ્વીકારેલ ભાવાલેખનને હળવી કે ગંભીર શૈલીમાં યથાશક્તિ ન્યાય આપે છે. છેવટ બે પ્રાચીન કાવ્યો (મેસર્સ ભોગીલાલ સાંડેસરા અને કેશવરામ શાસ્ત્રીએ સંશોધેલાં) મૂક્યાં છે, જે અભ્યાસીઓને ઘણાં ઉપયોગી થશે.

કુમાર (અં. ૧૪૪, ૧૪૫): આ સહયોગી કહે છે કે મેં બાર વરસ લગી તમારો બધાનો ઉદ્ધાર કરવા તપ કર્યું છે માટે મને તપસ્વીને હવે તમે બધા પૂજો. એ વિનંતિ, અમે માનીએ છીએ કે, વાસ્તવિક છે; પણ, બંને પ્રકારની પૂજા માટે વાસ્તવિક: (૧) 'કુમાર'નું કર્યું બીજા કોઇથી યે થાય તેમ નથી. એ ન હોત તો આપણે ત્યાં શિષ્ટતર કાવ્યો વાર્તાઓથી માંડીને પરમ લાલિત્યમય પૃષ્ઠરચના સુધીનું ઘણું ઘણું ન હોત. એ હોવાથી ભારતભરમાં ઊંચા પત્રકારત્વના અનેક વિષયોમાં ને કાર્યોમાં, ગુજરાતનું મોં ઉજળું છે. (૨) પણ હે તપોનિધિ, પેલી એક બાબતમાં[1] આપ તપોભ્રષ્ટ કાં રહ્યા? ને, ક્યાં લગી રહેવાના?

ગુજરાત (ફેબ્રુ.) 'સાચી કેળવણીનું ધ્યેય' (કન્હૈયાલાલ મુનશી)માં પહેલાં બે પાનામાં લેખકે સંસ્કારિતા અને ખરી મહત્તા વિશે જે પ્રેરક વાક્યો ઉચ્ચાર્યાં છે તે આપણે ફરીફરીને વખાણવા અને આચરવા જેવાં છે. હમણાં કેટલાક ઉદ્યોગમૂઢ લોકો સંસ્કારપ્રધાન કેળવણીને વગરવિચાર્યે વગોવે છે તેમને કડીતોડ જવાબ ત્યાં અપાયો છે. એ જ રીતે, લેખક જેને છેલ્લા હેડિંગ પાનામાં 'અંતિમ મૂલ્યો' કહે છે તે ચિરંતન સદ્‌ભાવનાઓના સેવનની તેમણે કરેલ તરફદારી પણ આવકારપાત્ર છે. પણ વચ્ચે તેમણે

૧. એની વિગતો માટે જુઓ અમારા ગતાંકની નોંધ 'બીજે કડવો ઘૂંટડો' (પૃ. ૪૭૫.) એમાં ઉમેરવાનું એટલું જ છે કે કાવ્યો મફતમાં પડાવી લેવાની યુક્તિ અપણું જરા ય શોભારૂપ નથી.

સામ્રદાયિક વ્યવસ્થાનાં જે સ્તોત્ર ગાયાં છે તેના તાર સ્વરને મન્દ્ર રાખ્યો હોત તો એ જ વસ્તુની બીજી બાજુ તેઓ આપમેળે સમજત; તેઓ સમજત, કે પશ્ચિમનો નરનાયક પોતાની અંગત ક્ષુદ્ર જ મહત્ત્વાકાંક્ષાને સંતોષવા માટે સૈનિકોનો ભોગ આપતો નથી; અને, હિંદમાં–રાજકારણથી માંડી વાઙ્મય સુધીનાં ઘણાંખરાં ક્ષેત્રોમાં–પ્રથમ પંક્તિના નાયકોને અપવાદરૂપ ગણતાં લગભગ દરેક નાયક એવો ભોગ આપી દે છે. નાયકે પોતાની સ્વછંદવૃત્તિને તૃપ્ત કરવા જ (અને નહિ કે ઠરાવેલી વ્યવસ્થા દ્વારા કાર્યને સિદ્ધ કરવા) સૈનિકને માથે પોતાની ચંદરોઝની સત્તાને ઉપયોજવી એટલે સૈનિકના બંડને નોતરવું. એવા અલ્પચારિત્ર નાયકો જો પ્રજાકીય પ્રવૃત્તિમાંથી (અતિ મોડું થયા પહેલાં) માનભેર છૂટી જાય, તો ચારિત્રવાન નવા નેતાઓને તક મળે અને સેનામાં કડક છતાં નીતિશુદ્ધ શિસ્તપાલન પ્રગટતાં, કાલે જ સવારે દેશમાં ખરી ટકાઉ સામ્રદાયિક વ્યવસ્થા સ્થપાય અને પરમ દહાડે તો સ્વરાજ્ય પણ મળી જાય. —'નર્મદ વિશે કૈંક' (લીલાવતી મુનશી)નાં લખનાર વિદુષીનું નર્મદ વિશેનું જ્ઞાન તો કોઇ પહેલા ધોરણની છોકરી કરતાં વધારે નથી. એમ ન હોત તો, તેમણે પૃ. ૫૨૭મા પર, નર્મદે પોતાની શક્તિના કરેલા સદુપયોગની તથા લેખિકાને હૈયે વસી ગયેલા (ને ત્યાં એમને દઝ્યા કરતા) કોઇ બીજા મનઃકલ્પિત સાહિત્યકારે કરેલા દુરુપયોગની વાયડી વાતો ન કરી હોત. તેઓ જેને લેખનશક્તિનો દુરુપયોગ કહે છે—"...બદનક્ષી...કાદવથી લીપી અભડાવી...ભુંડાણું...ગટરમુકાદમ...શેઠિયાને ડરાવી...વિકૃત માનસ"થી વિભૂષિત છે એ બધા કથનની પેલી સરસતાના નમૂના—તે નર્મદે કરેલો જ એમ તેના તત્કાલીન ગુજરાતીઓમાંના સેંકડો આ ક્ષણે જ બોલી ઉઠે, જો જીવતા થાય તો. એ બધા જ નર્મદથી દાઝેલ તેના દુશ્મનો હોવાના, કેમ કે એમનાં અંતરમાં વહેતી ગટરને નર્મદે (આપણાં લેખિકાએ જન્મીને જોયો પણ નહિ હોય તે) 'ડાંડિયા'માં તેમ જ (લેખિકાએ જેનું ચકચકતું પૂંઠું જ જોયું હશે તે) 'જૂનું નર્મગદ્ય'ના પહેલા ને ત્રીજા વિભાગોમાં સંગ્રહાયાં છે તે લખાણોમાં કર્તવ્યબુદ્ધિપૂર્વક ઉઘાડી પાડી બતાવેલી ને ધાર્મિક પૈસાદાર ને રાજકીય થોડી વ્યક્તિઓમાંના એ પ્રાણઘાતક સડાને આખા સમાજમાં મરકીને રૂપે ફેલાતો અટકાવેલો: ખુદ નર્મદ આજે જીવતો હોત તો શું કરત? આપણામાંના જેણે જેણે (રા. મુનશીના જ ઉપલા કેળવણીલેખમાંથી બે શબ્દો લઇએ તો) 'મોટાઇ–સકસેસ' સાધી છે પણ જેમનામાં ખરી દિલની 'મહત્તા–ગ્રેટનેસ' નથી,

જેઓ પૈસા અને સામાજિક પ્રતિષ્ઠાને જોરે પોતાની સહેજ અમથી સંસ્કારિતાને સતગણી દેખાડી શકે છે, પણ બીજાં સાથેના વ્યવહારમાં શીલની ખરી કસોટીને સમયે જેમનામાં છુપાયલો દાનવ જાગી અને ધુણી ઉઠે છે, તે બધાંને જ નર્મદે 'વીંછીને ચાબકે' સબોડી નાખ્યાં હોત. અને તો પછી, એ સબોડાયલાંનાં પ્રતિનિધિ તરીકે આજનાં સૌ. લીલાવતી મુનશી જ એ નર્મદને માથે ગટરમુકાદમીનું આળ ઓઢાડત; અને હવે પછીનાં કોઇ લીલાવતી મુનશી નર્મદભક્તિની ભગવી છતાં જરિયાન સાડીમાં સજ્જ થઇ ભાવનગર આવીને એ નર્મદની છબી ખુલ્લી મૂકત તથા નર્મદવાઙ્મયનાં અનેરાં વિદુષી ગણાઇને (આ ગામમાં તો ટકાની ત્રણ શેરને ભાવે મળતી) 'મોટાઇ' પામત:–અંકનાં બીજાં સારાં લખાણોમાં નવલકથા નહિ તેટલી 'સીનેરિયો' બનતી 'જય સોમનાથ' (ક. મુનશી); પહેલાં રૌદ્રાદ્‌ભુત ને અંતે હાસ્યના રસે તરબોળ 'ભૂતિયો ઓરડો' (ધનસુખલાલ મહેતા;) નાસ્તિક બુદ્ધિવાદીને ગંભીર માંદગી અંતઃકરણનો પ્રભાવ શીખવીને ઇશ્વર ભણી કેમ વાળે છે એ આલેખતી 'નાસ્તિકતા' (કિશનસિંહ ચાવડા); સોળમા શતકની વૈષ્ણવ ભક્તમંડળીઓના વિવિધ પ્રકારના ભક્તિભાવની પિછાનથી સમેટાતું વ્યાખ્યાન (દુર્ગાશંકર શાસ્ત્રી); અને બ્રહ્મદેશ વિશેનો લેખ (હુંગરશી ધ. સંપટ)—એટલા છે.— ધુમા પ્રત્યેનો ઋણસ્વીકાર 'પાટણની પ્રભુતા'ની પ્રસ્તાવનામાં થવો જોઇતો હતો તે આ અંકના 'અડધે રસ્તે'માં (જો કે નિર્દોષતાના આડંબરથી) આજે વીશ વર્ષે પણ આખરે થયો ખરો. અમારાં અભિનંદન.—'નવું સાહિત્ય' અને 'તંત્રીસ્થાનેથી'માં આથાઉતાર કામ કેમ થાય છે? નથી વિષયની પસંદગીનું ઠેકાણું અને નથી એના નિરૂપણનું. કાં તો એ વિભાગો માટે, એક નહિ પણ છએ છ તંત્રીઓએ પૂરતી બુદ્ધિ અને સમય ખર્ચવાં જોઇએ, ઘટતી લંબાઇની જગ્યા એને આપવી જોઇએ; નહિ તો, એ વિભાગો ટાળી નાંખવા જોઇએ.

**છાત્રાલય** (જાન્યુ.–ફેબ્રુ.) : આ અંકનું ઉત્તમાંગ એટલે પહેલાથી છેલ્લા શબ્દ લગી રસે ટપકતું રા. ઉમાશંકર જોષીનું છાત્રસંમેલનના અગ્રસેવક તરીકેનું વ્યાખ્યાન. કેળવણી કે છાત્રાલય સાથે તમારે નિસ્બત ન હોય તો પણ આજના એક ચિન્તનશીલ શૈલીકારની એ અનુભવરંગી રચનામાં આવતી કાલના એક સંસ્કારનાયક અને ગદ્યસ્વામીનાં દર્શન કરવા એ વાંચજો અને વિચારજો.

**નવયુગ** ( નાતાલ અંક ) : પૃ. ૧૧૯મા પર, લેખકોને પુરસ્કાર આપવાનું જાહેર કર્યું છે એ જોઇને અમારી માફક ગુજરાતમાં લેખનવ્યવસાયને સ્વતંત્ર પ્રવૃત્તિ તરીકે ખીલતો જોવા ચાહનાર સૌને આનંદ થશે. આ મજૂરસેવી માસિકે એ રીતે મગજના મજૂરો પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરીને પોતાના એ વિષયના વર્તનમાં સમરેખતા આણી છે એ સર્વથા યોગ્ય થયું. હવે 'નવયુગ' સાથે, પુરસ્કાર આપનારાં છ સામયિક[1] થયાં. બાકીનાંનું શું ? આ સવાલનો જવાબ સહેજે મળે તેમ નથી. એ તો આપણે આ લડતના ગયા છ આઠ માસથી જોયાં કરીએ છીએ; એટલે હાલ તો આટલું ટપકાવીને જ અટકીએ : બીજી રીતે પોતાનું કામ ઠીકઠીક કરતાં એવાં 'કૌમુદી' અને 'ગુજરાત' 'ગુણસુંદરી' અને 'નવચેતન' 'પ્રસ્થાન' અને 'શારદા' ( જેમ બીજાં એક બે મુખ્ય, બાકીનાં ગૌણ માસિકો પણ ), આ બાબતમાં તો અને પ્રજાને જાણ છે ત્યાં લગી તો, હજીયે છે વાચક લેખક બંનેનાં અક્ષમ્યપણે ગુનેગાર જ.

**પ્રજાબંધુ** (લલિત વાઙ્મય અંક) : આ વિશેષાંક એટલે, મુખ્યત્વે, ગયા વર્ષના 'પ્રતિભા' વિશેષાંક (મરાઠી)ની પદ્ધતિનું ઉચિત અનુકરણ. એની જેમ આમાં સમકાલીન સાહિત્યપ્રકારોના વિકાસ પર વિવેચનો છે ને બાકી, મોટે ભાગે, સર્જનનાં સ્વતંત્ર ને બીજાં (જેમાં પ્રાકૃતમાંથી તેમ ચાની ને ઉર્દૂમાંથી, અંગ્રેજીમાંથી પણ લીધું છે.) લખાણો છે. આ રીત વધુ સારી છે: મોટાં નામોના મોહમાં પડીએ ને જેવું આવે તેવું છાપવું પડે, તેના કરતાં પસંદગીની છૂટ રહે તેમ ઇતર ભાષાઓમાં આપણે જ તૈયાર કરવામાં આવું પથ્ય રસાત્મક વાચન સારા પ્રમાણમાં અપાય. વિવેચનોમાં, કવિતા પરનું 'સાહિત્યપ્રિય'નું અને નવલિકા પરનું રા. નીરૂ દેસાઇનું વિવેચન વિશેષ ધ્યાન ખેંચે છે.

**સર્વોદય** (જાન્યુ. ફેબ્રુ.) : આગાઉના 'મજૂર સંદેશ'વાળી જ અમદાવાદની સંસ્થા તરફથી, એ વર્ગોનાં હિત વિચારનારું અને ચર્ચનારું આ માસિક ચાલુ વર્ષની શરૂઆતથી નીકળ્યું છે. ઉપરાંત, પોતાના નામને સાર્થ કરતું, બીજા વર્ગોને પણ અવગણશે નહિ એમ કહેવામાં આવ્યું છે ને તે યોગ્ય છે. કાવ્યો–વાર્તાઓથી માંડી આંકડા સુધીનાં બધાં લખાણો એના ધ્યેયને લક્ષમાં રાખી તથા વૈવિધ્ય જળવાય તેમ પસંદ થયાં છે. પણ ભાષા ? શ્રમજીવીઓ જો 'સર્વોદય' વગર મુશ્કેલીએ વાંચી શકતા હોય

૧. પહેલાં પાંચનાં નામ માટે જુઓ અમારા ગતાંકનું પૃ. ૪૭૪

તો આપણો અક્ષરજ્ઞાની શ્રમજીવી થોડાં વર્ષમાં ઘણો આગળ વધ્યો છે એમ કહેવું જોઇએ. ઇચ્છીએ છીએ કે એમ જ હોય. આ પ્રકારના વિશિષ્ઠ ધ્યેયવાળા પત્રને—સામાન્ય વાચકો પણ તેમાં ઘણો રસ લઇ શકે તેમ છે તેને—ગુજરાતી પત્રકારત્વમાં આવશ્યક ને માનનીય સ્થાન હોઇ, આ નવા સહયોગીને અમે અંતઃકરણથી આવકાર આપીએ છીએ.

## અંગ્રેજી

**ઇન્ડીઅન પી. ઇ. એન.** પહેલા અંકમાં અમે આ સામયિકની નોંધ લીધી ત્યારે એ મહત્ત્વની પણ અનિયમિત પત્રિકા હતી. જાન્યુઆરીથી એ માસિક થયું છે અને માર્ચથી તો પાનાં પણ આઠ આપે છે. દરેક અંકમાં લેખનવ્યવસાય, સાહિત્ય અને રાજ્યાશ્રય, ભારતીય નોબેલ પ્રાઇઝો: આવા જીવંત પ્રશ્નો પર ટુંકા પણ ભારદસ્ત અને માર્ગદર્શક અગ્રલેખ હોય છે. ઉપરાંત, કોઇવાર ટીકડીરૂપમાં (કાનડી મરાઠીનો ફેબ્રુ. ને માર્ચમાં છે તેમ) આખા વાઙ્મયનો પરિચય તમને થઇ જાય છે અને સાહિત્ય વિષયક સમાચારોની કંડિકાઓ પણ રસપ્રદ હોય છે. દક્ષિણ ભારતની વાઙ્મય પ્રવૃત્તિ જાણવાનું 'હંસ' પછીનું આ બાજુનું આપણું એક માત્ર સાધન તે આ મુંબઇથી પ્રગટતું 'પી. ઇ. એન.' અને 'ગાથાસપ્તશતી'માંથી વાનગી માર્ચમાં આપી છે, તેનાથી પાશ્ચાત્ય વાચકોને (જેમ અહીંના ઇતર પ્રાંતીઓને પણ) આપણા સમ્યકાલીન સાહિત્યની કેવી અણમૂલ પિછાન થશે? કદે નાનું પણ સત્વે મોટું આ આંતરરાષ્ટ્રીય પત્ર વાંચવાનો નિયમ જ આપણામાંથી બને તેટલાએ રાખવો જોઇએ એમ લાગે છે.

**ન્યુ આઉટલુક :** અમદાવાદથી પ્રગટતું આ ત્રણ આંતર રાષ્ટ્રીય અંગ્રેજી પત્ર છે. એ ખાસ વાઙ્મયનું નહિ પણ સર્વવિષયક છે. એની મહેચ્છાના પ્રમાણમાં એને પાનાં ઓછાં પડે છે એ દેખાઇ આવે છે. ફેબ્રુ. અને માર્ચના અંકો અમે જોયા છે ને એમાનાં લખાણ ટૂંકાં તો પણ તાજગીથી ભરેલાં જણાયાં છે. પોતાનું ખાસ કાર્યક્ષેત્ર ખેડવા એ દીર્ઘાયુ થાઓ એમ ઇચ્છીએ છીએ.

# મંજૂષા

## નવલવિશેષ

### પુનર્જન્મ સિદ્ધાંતનું સંશોધન

કાનપુરવાસી રઈસ અને જમીનદાર રા. એસ. એન. તેવારીએ પુનર્જન્મના મહાપ્રશ્ન વિશેનું સફળ અન્વેષણ કરવાનું માથે લેનારને માટે પંદર હજાર રૂપિયાનું ઇનામ જાહેર કર્યું છે. એમની યોજના આ પ્રમાણે છે : અરજદારોમાંથી ત્રણ જણને પોતે પસંદ કરશે. એ ત્રણે કાર્યકરો જૂના તેમ જ નવા ગ્રંથોમાંથી તથા બીજાં સાધનોની મદદથી પ્રસ્તુત વિષયની સામગ્રી એકઠી કરે; અને તે એ રીતે : (૧) આ કાર્ય માટે પરદેશ જવા સારૂ એક કાર્યકરને વર્ષ વટોળ માટે, માસિક રૂ. બસોની શિષ્યવૃત્તિ તથા બીજો બધો ખર્ચ મળશે; (૨) બીજાએ રૂ. દોઢસોની શિષ્યવૃત્તિથી હિમાલય પ્રદેશમાં પ્રવાસ કરીને ત્યાં, જે ઋષિઓ અને યોગીઓ વસતા હોવાના વૃત્તાંત સાંભળીએ છીએ, તેમની પાસેથી માહિતી મેળવવાની; ત્રીજાએ માસિક રૂ. સોથી તથા હિંદુસ્તાનમાં જેમ શોધ કરવાની તેમ ઉપલા બેની શોધોનાં પરિણામની તપાસમાં પણ તેમને મદદ કરવાની.

### સાહિત્યનો વારસો

હમણાં બહાર આવેલા આંકડા પ્રમાણે, નીચેના નવલકથાકારોએ, તેમનાં નામ સામે બતાવેલી રકમ પોતાના વારસામાં આપી જઈ શકે તેટલી કમાણી જિંદગીમાં કરેલી, તે તે રકમો પોતાની પાછળ મૂકી ગએલા :

| | | |
|---|---|---|
| ર. કિપ્લિંગ | ... | પાઉંડ ૭,૫૦,૦૦૦ |
| સર હૉ. કેન | ... ,, | ૨,૫૦,૦૦૦ |
| ,, ડબ્લ્યુ ગિલ્બર્ટ | ... ,, | ૧,૧૧,૦૦૦ |
| સ્ટેન્લી જે. વેમેન [1] | ... ,, | ૧,૦૦,૦૦૦ |

૧. અમારા એક માનનીય બાતમીદારના કહેવા પ્રમાણે, જો આ (સ્ટે. જે. વેમેન) નવલકથાકારનો 'એ જેન્ટલમેન ઑફ ફ્રાન્સ' 'અન્ડર

| | | |
|---|---|---|
| ચાર્લ્સ ડિકન્સ | ... પાઉંડ | ૯૩,૦૦૦ |
| ટૉ. હાર્ડી | ... ,, | ૯૧,૦૦૦ |
| જૉ. ગાલ્સવર્ધી | ... ,, | ૮૮,૦૦૦ |

## બ્રિટનનું ગ્રંથસ્થ વાઙ્મય (૧૯૩૫)

ગ્રેટબ્રિટનમાં ૧૯૩૫ની સાલમાં ૧૬,૬૭૮ ગ્રંથો પ્રસિદ્ધ થયા હતા. આ આંકડો, ૧૯૩૪ની ગ્રંથસંખ્યાથી ૧,૨૪૨નો વધારો બતાવે છે; અને અત્યાર પહેલાં જે સાલમાં (૧૯૩૦માં) ગ્રંથો સૌથી વધુ હતા, તેના કરતાં ૧,૧૮૪નો વધારો ૧૯૩૫માં થયો છે. ૭ ૧૯૩૪ કરતાં ૧૯૩૫માં કયા વિષયનાં કેટલા ગ્રંથો વધારે હતા તેના આંકડા આ પ્રમાણે: નવલનવલિકા, ૪૮૩; કલા અને સ્થાપત્ય, ૩૯; ચરિત્ર, ૮૦; વનસ્પતિશાસ્ત્ર અને ઉદ્યાનવિદ્યા, ૨૮; ઔષધવિજ્ઞાન વિષયક, ૩૭; કેળવણી, ૫૫; ઇજનેરી; ૪૩; રાજ્ય-નીતિશાસ્ત્ર ૧૧૦; કાવ્ય અને નાટક, ૧૧૬; પારિભાષિક હાથકિતાબો ('હેંડબુક્સ'), ૫૬; ધર્મ, ૩૨; પ્રકીર્ણ, ૨૦૦; પણ બાલસાહિત્યમાં, આગલી સાલ કરતાં ૧૪૫નો ઘટાડો થયો છે.* ગયે વર્ષે રાજ્યારોહણના રજતપર્વને કારણે ગ્રંથસંખ્યા સવિશેષ વધી એમ કહી શકાય, પણ નહિ તો યે એકંદરે સંખ્યા વધતી જ હતી. ૧૯૩૫માં ગ્રંથોનું ધોરણ ઊંચું હતું, નવા પ્રકાશકો વધ્યા અને પ્રકાશન ધંધામાં ઠીકઠીક આબાદી હતી.

## 'એ સર્ચ ઇન સીક્રેટ ઇજીપ્ત'

આ નામને મળતા નામવાળા હિંદ વિશેના ગ્રંથના કર્તા રા. પૉલ બ્રુન્ટનનો નવો ગ્રંથ ઉપલા નામનો મિસર વિશેનો બહાર પડ્યો છે. ફેબ્રુ-આરી અધવચની એક જાહેરાત પરથી જાણવામાં આવે છે કે એક મહિના-માં એની દોઢ હજાર પ્રત ખપી ગઇ હતી. પંચોતેર ચિત્રોવાળા એ ૧૮ શિલિંગના ગ્રંથ વિશે અભિપ્રાય આપતાં જુદાં જુદાં પત્રો કહે છે કે જીવન-ભરના પૂર્વદેશી ગૂઢ વિદ્યાના અભ્યાસી એ ગ્રંથકાર આજના કોઇ પણ અંગ્રેજના

ધ રેડ રોબ' વગેરે એની નવલોનો ) શાસ્ત્રીય અભ્યાસ આપણામાંથી કોઇ કરે, તો સમકાલીન ઐતિહાસિક નવલ વિકાસનાં મૂળ પર ઘણું નવું અજ-વાળું પડે; એ અજવાળે આપણે દેખી શકશું કે આપણા અમુક 'ચોર-શિરોમણિ'એ લૂંટ્યો છે તે ખજાનો ડ્યુમાનો નહિ તેટલો આશે વેમેનનો હતો.

—તંત્રી

કરતાં એ વિદ્યાને વિશે વધારે જાણે છે. નીલતટના ભેદી પ્રદેશોમાં મહિના નેમહિના ગાળીને, એક રાત્રિ તો અંધારઘેર્યા પિરામિડમાં એકાંતવાસે વીતાવીને, તથા, માન્યા જાય નહિ તેવા ચમત્કાર કરનારા ફકીરોના સહવાસમાં રહીને તેમણે પોતાની અર્વાચીન મીસર વિશેની આ અદ્ભુતરમ્ય અનુભવ-કથા (એ પ્રાચીન દેશનો કેટલોક ઇતિહાસ ને પરંપરાપ્રાપ્ત રાહસ્યોની માહિતી પણ અંદર વણીને) રચી છે.

## સામયિકોમાંથી

### સ્વ. કાન્તની શિક્ષણપદ્ધતિનો નમૂનો

[ ના. અ. પંડ્યા : 'સ્ત્રીબોધ' જાન્યુ. '૩૬ ]

વિદ્યાર્થીઓ પાસે પણ તેઓ અંગ્રેજી કાવ્યોનું ભાષાંતર મોંએ કરાવતા, પણ કોઇ ભાષાશત્રુ જ્યારે અયોગ્ય શબ્દ અયોગ્ય સ્થળે વાપરી નાખે ત્યારે એમને બહુ દુઃખ થતું એમ હું જોઇ શકતો. એ જ રીતે, જ્યારે કોઇની પાસેથી બરાબર બંધ બેસતો સુંદર શબ્દ નીકળે ત્યારે ખુશી પણ બહુ જ થતા દેખાતા. મને એક પ્રસંગ સાંભરે છે. એક વાર તો, બે ત્રણ અઠવાડિયા સુધી વર્ગમાં આવે કે તુર્ત જ નજર બીજી તરફથી ફેરવી લઇ મને તરજુમો કરવા માટે ઊભો કરતા. એવો નિયમ તો નહોતો જ પણ વિદ્યાર્થીઓ એટલે સુધી મને કહેવા લાગ્યા કે હેડમાસ્તર સાહેબે તને જ કેમ નજરમાં લીધો છે? એમની એ બન્યતા આગળ ઘણા તો રઘાઇ જતા પણ સહેજ પરિચયવાળો હું ગભરાતો નહિ. અઠવાડિયાં સુધી આમ ચાલ્યા કર્યું, તરજુમાનો બીજાને લાભ જ ન મળે. મારા સદ્ભાગ્યથી વિદ્યાર્થીઓ મારી સ્પર્ધા કરવા લાગ્યા. એક વખત મણિભાઈ વર્ગમાં આવ્યા અને તરજુમા માટે મને ઊભો કર્યો. પાંચ સાત લીટી સરલતાથી ચાલી. એમને ભાષાનો પ્રવાહ જોઇતો હતો. બહોળા વાચનનો શોખીન હું એ પ્રવાહ એમને આપી શકતો કોઇક એમ મારું મન મલકાતું હતું. વચમાં 'ઇન્ફર્મ' શબ્દ આવ્યો. કઇ કવિતા હતી એ યાદ નથી પણ આ શબ્દ તો હજી સ્મૃતિમાં તાજો જ રમે છે. " હું 'ફર્મ' એટલે અચલ, નિશ્ચળ એમ શીખેલો એટલે 'ફર્મ' થી ઊલટું 'ઇન્ફર્મ' - અર્થાત અચળથી ઊલટું ચલ થઇ શકે એમ મેં વિચાર્યું, અને તરજુમામાં ચલ શબ્દ વાપર્યો. આથી મણિભાઇ નાખુશ થતા દેખાયા.

ચલાવી લેવાની એમની ટેવ જ ન હતી–ખરો શબ્દ કઢાવે ત્યારે છોડે. "તમારો શબ્દ 'પૉઝિટિવ'(હકારવાચક) છે. અહીં 'નીગેટિવ' (નકાર) જોઈએ." તેઓ બોલ્યા., મેં ચંચલ શબ્દ વાપર્યો "હજી બરાબર નથી" તેમણે કહ્યું: "બીજો શબ્દ જોઈએ–નીગેટિવ.' "મેં બહુ જ મહેનત કરી. મગજને બહુ જ કસ્યું. હું હારી જતો હતો. મણિભાઈએ સૂચના કરી: 'સ્થિરતા' બતાવનારા બધા શબ્દો યાદ કરો" અને, 'દૃઢ' ચાલશે એમ ધારી હું બોલ્યો: "અદૃઢ." 'પેટસિટ (બરાબર)' મણિભાઈએ કહ્યું. એમના મોં પર સંપૂર્ણ સંતોષ પથરાયલો મને દેખાયો. વધારામાં બોલ્યા "આઇ એક્સપેક્ટેડ ઇટ ફ્રૉમ યુ."

## 'મનુષ્યસ્વભાવ' એટલે?

[ દ. બા. કાલેલકર : 'હરિજનબંધુ' તા. ૧૫–૩–૩૬ ]

આજે મનુષ્યસ્વભાવ અને કુદરતી વલણ વિશે આપણે ઘણું સાંભળીએ છીએ. ફલાણી વસ્તુ મનુષ્ય સ્વભાવથી વિરુદ્ધ છે, બલિદાન એ કુદરતી વલણ સાથે બંધબેસતું નથી, વગેરે દલીલો કરી દરેક ઊંચા આદર્શને ઉતારી પાડવાનો પ્રયાસ થાય છે. પણ કેટલાક સામાજિક સદ્‌ગુણો વગર માણસનું એક દિવસ પણ ન ચાલી શકે. એવા સદ્‌ગુણોને મનુષ્યસ્વભાવ ગણવાને બદલે એને સમાજના અધિકાર તરીકે ઓળખવામાં આવે છે, અને સમાજ નિયંત્રણથી એનું વાતાવરણ સમાજમાં જમાવવાનો પ્રયત્ન થાય છે. … … … … આપણા લોકોએ માણસ એટલે આત્મા અને એનું ખોળિયું એવો ભેદ પાડ્યો છે. અને તેથી શરીરનો ધર્મ જુદો, અને આત્માનો જુદો, શરીરના ગુણ જુદા અને આત્માના ગુણ જુદા, એ વસ્તુ જોઈ લીધી છે. સ્વતંત્રતા માટે લડીએ તે કેવળ શરીરગુણોની પુષ્ટિ મેળવવા માટે નહિ પણ આત્માના ગુણો એ પણ મનુષ્યનો સ્વભાવ જ છે. આત્મરક્ષણ જેમ કુદરતી વલણની વૃત્તિ ગણાય તેમ આત્મબલિદાનની વૃત્તિ પણ કુદરતી પ્રવૃત્તિ જ છે. એક પ્રવૃત્તિ સામાન્ય છે, પ્રાકૃત છે; બીજી ઉચ્ચ છે. આત્માના ગુણો પણ મનુષ્યસ્વભાવ જ છે, અને એ જેમ ખીલે તેમ સામાજિક જીવનમાં ન્યાય, શાંતિ, સમતા, પ્રેમ અને ઉદારતા ખીલશે.

## વાચકોના પાંચ પ્રકાર

[પૂનામાં દાસનવમી (માઘ વ. ૯)ને દિવસે રા. ન. ચિં. કેળકરે આપેલા ભાષણમાંથી એના એક ભાગનો સારસંક્ષેપ.]

વાઙ્મયગ્રંથની મૂલવણી કરનાર ચારપાંચ વર્ગ જોવામાં આવે છે. તે આ: ભાવિક, ચિકિત્સક, યથાર્થવાદી, ભાવાર્થી અને વિતંડાવાદી વાચક. (૧) ગ્રંથમાં ભૂલચૂક હોય તો પણ એ નથી એમ ભાવિક વાચક કહેશે અને ગ્રંથનો અક્ષરે અક્ષર ખરો માનશે; (૨) ચિકિત્સક વાચક ગ્રંથમાં સારે ભાગે પોતાને એને જ સારું કહેશે અને ખરાબ ભાગને ખરાબ કહેતાં બીશે નહિ; (૩) યથાર્થવાદીઓને શરમાળ કહેવા જોઇએ. ગ્રંથના અમુક ભાગના અર્થ વિશે તેઓ પોતાને જે અર્થ સમજાતો હોય તે રજૂ કરીને કહેશે કે અમને તો એમાં આ અર્થ લાગે છે, પછી તમને તે ઇષ્ટ લાગે કે અનિષ્ટ; (૪) ભાવાર્થી વાચક ગ્રંથનો મુદ્દો જ પકડી લેશે ને તેનાથી સંતોષ માનવાનું કહેશે. "તમારે શબ્દો તે શું કરવા છે? એનું તાત્પર્ય સમજો એટલે થયું." આ તેમનું મંતવ્ય અને તેથી ગ્રંથમાંની ભાષાની અશુદ્ધિ તેમને ખટકતી નથી. વ્યાકરણની શુદ્ધાશુદ્ધતાનું બંધન ગ્રંથકારે પાળવાની બહુ જરૂર નહિ એમ તેઓ કહે છે પણ એ બરાબર નથી. (૫) વિતંડાવાદીઓ દાસબોધ જેવા ગ્રંથમાં વર્ગકલહ કેવાં છે એ વિચારતા, રામદાસ સ્વામીએ મૂડીવાદને ટેકો આપ્યો હતો એમ કહેવા નીકળશે.

## મનુષ્ય અને યંત્ર

[ સેંટ જોન અર્વિન : 'માન્ચેસ્ટર ગાર્ડિયન' ]

આપણે પ્રગતિ કરતા હોઇએ તેવું દેખાય છે પણ ખરેખર તો આપણે પ્રતિગતિ કરતા પાછા હઠીએ છીએ કે નહિ, તથા આપણાં યંત્રો અને અત્યારે આપણે ભોગવીએ છીએ તે સુખસગવડો અંતે તો, ખરું જોતાં, આપણો નાશ કરવાનાં છે કે નહિ, એની મને તો કંઈ ખાતરી નથી. આજે એક હુશિયાર મનુષ્ય હુશિયાર યંત્રને ચલાવી શકે છે એ પરથી આપણને એમ લાગે છે કે એ મનુષ્ય એ યંત્ર જેટલો જ સારો છે ને હુશિયાર છે; પણ એવું કંઇ છે નહિ, ડબ્બા ટબ્બાનું ખોલણિયું ('ટિન-ઓપનર') મેળવવું સહેલું છે પણ આ જમાનામાં સારી રસોઇ પણ મળવી બહુ જ મુશ્કેલ છે, મનુષ્ય અને યંત્ર, એ બેમાં વધુ અગત્યનું શું છે, તેનો નિર્ણય આપણે કરી લેવાનો છે. આજે ઘણાખરા લોક એમ માને છે કે યંત્ર વધારે અગત્યનું છે.

## શિક્ષિત વર્ગ અને વેદાંત

['કલ્યાણ-કલ્પતરુ' : વેદાંત-અંક, પૃ. ૬ ૭]

આ દેશના શિક્ષિત વર્ગના મતમાં એક એવો જબરો પણ ખોટો

ખ્યાલ પેસી ગયો છે કે વેદાંતમત તો જેઓ ઘરબાર છોડીને વનમાં કે ગુફાઓમાં એકાંતિક ધ્યાન સમાધિ અર્થે જઇ રહ્યા છે તેમને માટે છે, તથા, એ છે મરણકાંઠે આવી રહેલાં તથા પોતાની સંસારી આશાતૃષ્ણા પૂરવાને નાતાકાત એવા કમલાયક જરઠો અને ડોસીડગરીઓને માટે. એવા ભ્રામક ખ્યાલ અને ગેરસમજના કરતાં વધારે હાનિકાર ગ્લાનિકર અને આપત્તિરૂપ બીજું કૈં પણ દુનિયામાં હોઇ શકે નહિ. નિ:શંકપણે સાચું તો એ છે કે આજની દુનિયાનાં દુ:ખો અને કડાકૂટનાં પોણા ભાગ કરતાં ય વધુ અંશ તો મનુષ્ય જાતિમાં આ વિષયમાં પ્રસરેલી ગેરસમજને આભારી છે……જો પ્રેમ અને જ્ઞાન વડે આપણે આજની પ્રજાઓનાં અનિષ્ટ ટાળીને નવ સંસ્કૃતિ ઘડવાની છે તેમાં વેદાંત માર્ગને માટે તો ઘણી ઉમદા તક અને મહત્ત્વનો ભાગ ભજવવાનો છે.

## પૂર્ણયોગની વિશિષ્ટતા

[ અંબાલાલ પુરાણી લિખિત 'એક પત્ર'માંથી ]

શ્રી અરવિંદના યોગની વિશિષ્ટતામાં મારી નજરે નીચેની બાબતો આવે :– (૧) મનોમય ચેતના શાંત થાય, નિ:સ્પંદ થાય, વિચારના બીજ વગરની બને અને તેમાં અનંત ચેતનાની શાંતિ કે નિષ્ક્રિયતા કે અક્ષરતા પ્રતિબિંબિત થાય, એ જૂનો માર્ગ હતો એમ કહી શકાય.— શ્રી અરવિંદની સાધનામાં મનોમય ભૂમિકા ગૌણ છે. મનથી પર જે ભૂમિકા છે તેનું વર્ણન ઉપનિષદ્ વગેરે ગ્રંથોમાં ટૂંકું અને સૂત્રરૂપે હોઇ પ્રમાણમાં ઝાંખું અને અસ્પષ્ટ છે. શ્રી અરવિંદના યોગમાં એ ભૂમિકાનો અનુભવ વધારે પ્રત્યક્ષ હોવાથી તેઓ બુદ્ધિ વડે એ વિજ્ઞાનની ભૂમિકાનું સારામાં સારૂં નિરૂપણ કરી શક્યા છે એમ મને લાગે છે.—(૨) અત્યાર સુધીની ઘણી આધ્યાત્મિક વિભૂતિઓ માનવ ચેતનાને ઉપર જવાનો માર્ગ બતાવતી આવી છે. પ્રભુને પ્રાપ્ત કરવા માટે માનવે ઉપર ચઢવાનું છે– જ્યોતિઓની પણ જ્યોતિ–પરમ જ્યોતિ, ઉપર છે; ત્યાં જવું એ સાધકનું લક્ષ્ય.—શ્રી અરવિંદના યોગમાં ત્યાં—ઉપર–ચેતનાને ચઢાવવાની છે એ તો ખરૂં, પરંતુ સાથે સાથે એ ઉપરની ચેતનાનું અવતરણ પણ કરવાનું છે. એટલે કે માનવની બુદ્ધિ, પ્રાણ, શરીર વગેરે કરણો નિરુપયોગી નથી એટલું જ નહિ પરંતુ ઉપરની દિવ્યચેતના અવતરશે ત્યારે એ અત્યારે અજ્ઞાનને વશ કરણો પોતે પણ દિવ્ય બની જશે. જીવનમાંથી અજ્ઞાનનો ત્યાગ કરવાનો છે, પરંતુ તેથી કૈં પ્રકૃતિનાં કરણોનો–મનનો, બુદ્ધિનો, હૃદયનો—ત્યાગ કરવાનો નથી એ ફલિત થાય છે.

## *મહાયોગ

[ 'કલ્યાણ'નો શ્રી. યોગાંક : પૃ. ૩૦૮–૦૯ ]

નિદિધ્યાસન કા જો વાસ્તવિક અભિપ્રાય ઔર કાર્ય હૈ વહ મહાયોગમેં ઉત્તમ રીતિસે દર્શિત હુઆ હૈ. મહાયોગકા જો સાધ્ય હૈ વહી ઉસકા સાધન હૈ. સાધકકો કેવલ ઇતના હી કરના પડતા હૈ કિ વહ અપને વિચારોં કે પ્રવાહકો રોક કર, ઇસ મૂલ વિચાર પર આ જાય કિ "મૈં કૌન હૂં ?—કોઽહમ્ ?" યહ મૂળ વિચાર ઉસે ઉચ્ચક્રમેં લે જા કર છોડ દેગા, ફિર ઉસે વહી આસન જમા કર બૈઠ જાના હૈ; વહી નિજસ્વરૂપસ્થિતિ ઔર સનાતન આત્મસત્તા હૈ.

*   *   *

હૃદયકુહરમધ્યે કેવલં બ્રહ્મમાત્રં
અહમહમિતિ સાક્ષાદાત્મરૂપેણ ભાતિ ।
હૃદિ વિશ મનસા સ્વં ચિન્વતા મજ્જતા વા
પવન ચલન રોધાદાત્મનિષ્ઠો ભવ ત્વમ્ ।।[1]

[ અર્થ : હૃદયકી ગુહાકે ભીતર કેવલ માત્ર બ્રહ્મ હી હૈ જો 'અહમ્–અહમ્' (મૈં, મૈં) ઇસ સાક્ષાત્ આત્મરૂપસે પ્રકાશિત હોતા હૈ. ઇસ હૃદયમેં મનસે પ્રવેશ કરો, અપને આપકો ઢુંઢો યા ગહરેમેં ગોતા લગાઓ યા પ્રાણનિરોધ કરકે આત્મામેં સ્થિત હો જાઓ.] ૐ તત્સત્.

## અધ્યાત્મસૃષ્ટિ સૌથી વાસ્તવિક

[સર ઑલિવર લૉજ : 'ધ પ્રીડિક્શન']

મારી ખાતરી છે કે અધ્યાત્મિક સૃષ્ટિનું અસ્તિત્વ છે જ અને આપણે એના અંશ છીએ. એની ક્રિયા–પ્રતિક્રિયા આ આપણી સૃષ્ટિની સાથે થાય છે એવી પણ મને પ્રતીતિ છે. મારા મનથી, અધ્યાત્મસૃષ્ટિ એ સૌથી મહાન વાસ્તવિકતા છે. પરંતુ આ મારી માન્યતાને કારણે, ઇહ જીવનની અગત્યને ઓછામાં લેખવવા ભણી હું દોરાઇ જતો નથી. આપણામાંના ઘણા

૧. શ્રી. રમણગીતા. 'જે લેખમાંથી આ કંડિકાઓ અને શ્લોકો ઉતાર્યા છે, તે પણ શ્રી રમણ મહર્ષિના એક ભક્તે લખેલો છે.

ખરાને માટે આ જીવન અત્યંત અગત્યનું છે—એવી એક વિસ્મયકારી તક છે, જે ફરીથી કદાચ મળે જ નહિ. આપણે માટે, આગળ ઉપર, અનંત પ્રગતિ થાય તેવી શક્યતાઓ ઊભી છે અને મને લાગે છે કે મારાં અન્વેષણોએ જો કૈં પણ મને પૂરો સંતોષ આપે તેમ સાબિત કર્યું હોય તો તે આ સત્ય છે: આ જગત—આપણું ગૃહ નથી. આપણે અહીંના રહેવાસી અમુક સમય માટે જ છીએ—અલ્પ સમયને માટે.

## સૌ સૌને મન

[ જેઠાલાલ ત્રિવેદી : 'કિશોર' પોષ ૯૨ ]

"કાવ્ય" કવિવર કહે "લખું હું લલામ"
ખડિયો ફૂલાય : "એ તો મમ ઉર જનમ;"
કલમ કહે : "એ સૂર, વેદના છે મારા ખેલ,"
સુણી કાવ્યદેવી ઉરે છૂટે હાસ્યરેલ.

## સ્થિતપ્રજ્ઞ વકીલ

[ જેઠાલાલ ત્રિવેદી : 'સ્ત્રીબોધ' માર્ચ ૩૬ ]

હાજતનાં નાણાં આપી અસીલ સમાન
કહે : "સા'બ, જીત્યા ન તો જશે મારું માન;
હાર્યો હાર્યો સહુ કહે એ નહિ વેઠાય."
કર્મ પહેલાં ફળ પામી "હો" કહે વકીલ.
છતાં ગીતાઉપાસી, સમ જય-પરાજય.

## ગ્રંથસ્થ સર્જન

### ધા

[ ઈંદુલાલ ગાંધી : 'ખંડિત મૂર્તિઓ' પૃ. ૧ ]

પ્રહારે વાણીના નિત જગવવા તું મથી રહ્યો,
'નહિ ઊઠું;' એવો શિશુહઠભરી જાગ્રત મને;
ન જાગે, ના સૂતો નયન મીંચી હું તો પડી રહ્યો.

નહિ માન્યું તેથી, ચરણ બળવાં સ્હેજ કડવાં
થયાં, ને વાંસાની ખબર લઇ લીધી પલકમાં!
ઠરયો હું નીરાંતે જરી ય કડવો ભાવ ન લહ્યો
વળ્યો ધા, કે, તારી કઠણ પગ પાની ચુમી રહ્યો.
ફરી આવી લાતો, કમર, પગ, વાંસે, મુખ પરે,
કૃપાનિધિ તેં તો, નિધિસકલ હું પેંજ ઠલવ્યો!
પિતા! હું રોગીથી જખમ ભરવાશે કયમ નવા?
ન જોયું તેં કાયા કયમ ઉઠી શકે, ને નમી શકે?

ન ઊઠાયું તો યે નયન અડકાડયાં ચરણને,
હજારો વર્ષોના શ્રમિત પગ તારા ધુળ ભર્યા:
જલે ધોયા, લુછયા મુદિતમનથી, પાંપણવતી.

ઇન્દ્રધનુ

[ સુંદરજી બેટાઇ : 'ઇન્દ્રધનુ' ખંડકાવ્યમાંથી ]

બ્રહ્માંડમાં વ્યસ્ત પ્રભુપ્રભાને
અનેક નામે જન ઓળખાવે;
ઉદ્યાન મારે પ્રભુરશ્મિ હતાયું,
ને રશ્મિ રૂડું અભિધાન મેં કર્યું,
એ રશ્મિના ઇન્દ્રધનુષ્ય જેવા
અનેક રંગો વિરલ પ્રભા ભર્યા;
ક્ષણે ક્ષણે નૂતન દીપ્તિ ધારતા,
સૌંદર્ય રેખા લખતા કંઇ ઉઠયા.
પ્રગટયા દિવ્ય જે રંગો રશ્મિના આત્મરશ્મિના
વિલીન એ થયા પાછા શાશ્વત બ્રહ્મ તેજમાં.

* * *

તેં રશ્મિ આપી લઇ પાછું લીધું,
ને ચિત્ત મારું તમઘેરું કીધું;
પુનઃ પિતા! દિવ્ય કૃપાનું રશ્મિ
દીનાત્મને પ્રેરી પ્રસન્ન કીધો.

પિતા પ્રસન્નાત્મ તું વિશ્વત જેનો
એકાધિકારે દૃઢ સર્વ ધારતો;
જેનો પિતા હું ક્ષણવાર નીરખ્યો
તેનો પિતા તું ચિરકાલનો ખરો.
શોકમીન સરે મારાં, ચિત્તસંક્ષોભ ઓસરે,
બાલદેહે હતું બાંધ્યું, વિરાટે કંઇ સાંપડે.

# ગ્રંથસ્થ ચિન્તન

## વરણી વિરુદ્ધ નિરૂપણ

[જ્યોતીન્દ્ર દવે: 'ચોત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય']

કેટલાક લેખકો એમ માનતા હોય એમ લાગે છે કે સમાજના નીચલા થરમાંથી પાત્રોની વરણી કરી એટલે નવીન ભાવનાનું નિરૂપણ આપોઆપ થઇ જશે. સરકારની પેઠે સમાજના ઉચ્ચ વર્ગનાનો એ બહિષ્કાર કરીને ઇતિકર્તવ્યતાનો સંતોષ માની લે છે. પ્રાચીન લેખકો સમાજના નીચલા વર્ગનો બહિષ્કાર કરતા, અત્યારના લેખકો ઉપલા વર્ગને ન્યાત બહાર મૂકે છે. પણ સાચું વાસ્તવ દર્શન તો બધાને જ ન્યાતમાં દાખલ કરવામાં રહેલું છે એ યાદ રાખવાની જરૂર છે. આ સિવાય ઘણી વાર સહાનુભૂતિ ને દયાથી પ્રેરાઇ અમુક વર્ગનો પક્ષ કરવા લેખક નીકળી પડે છે, પણ તેને એ વર્ગના જીવનનો કશો ખ્યાલ હોતો નથી. ગરીબ ને ગરીબાઇના લેશ પણ અનુભવ વિના, એ વર્ગનાં સુખ દુઃખ જોયા જાણ્યા વિના, તેનું આલેખન કરવા તૈયાર થવું તે અસલના લેખકો રાજાની માત્ર છબિ લેઇને રાજા ને રાજકુમાર, તેનું અંતઃપુર ને દરબાર ઇત્યાદિ વિશે વાર્તા લખતા તેના જેટલું જ અવાસ્તવિક છે.

## સમાજસત્તાવાદ એટલે ?

[જી. ડી. એચ. કોલ : 'સિમ્પલ કેસ ફાર સોશ્યાલિઝમ'.]

સમાજસત્તાવાદ એટલે, એકેકને ઘડોઘડ સંકળાયલી ચાર વસ્તુઓ : વર્ગ વર્ગ વચ્ચેના ભેદોનો ઇનકાર કરનારો તથા એવા ભેદોને મિટાવનારો ભ્રાતૃભાવ; એક માણસ બીજાના કરતાં એટલો બધો વધુ ગરીબ કે એટલો બધો વધુ પૈસાદાર હોય કે માણસે માણસ સમાનભાવથી એક બીજા સાથે ભળી ન શકે, એ હાલત વિનાની સમાજવ્યવસ્થા; ઉત્પાદનનાં જે

મર્મરૂપ સાધનો છે તેની સાર્વજનિક માલિકી અને તેનો જ ઉપયોગ; પોતપોતાની શક્તિના પ્રમાણમાં, લોકસંગ્રહાર્થે પોતાની સેવા એકમેકને અર્પવાની જ છે, એવું બધા ય નાગરિકોનું જાગૃત કર્તવ્ય ભાન.

## "ધ ફોર્થ એસ્ટેટ ઑફ ધ રેલ્મ"!

### [ ફિ. ગિબ્સ : 'યુરોપીઅન જર્મની' ]

વેઇટર : "અને સાહેબ, આ છાપાંવાળા! તોબા એ લોકોથી તો. શાં શાં જુઠાણાં સરજે છે અને રાગદ્વેષ ઉશ્કેરે છે અને જિંદગી આપણને ખોટી દૃષ્ટિએ દેખાડે એ છાપાંવાળા! દુનિયાનાં ઘણાં દુઃખનું કારણ એ માણસો છે. તેમના વિના, જે લડાઈનો માર્ગ તેઓ જ મોકળો કરે છે, તે વિશે આપણે આટલું બધું વાંચવું ને સાંભળવું પડત નહિ, એ નક્કી વાત છે."

## એડિસનની પહેલાં ને પછી

### [ વિ. એ. સાયમંડ્ઝ: એડિસન ]

૧૮૪૭માં બાળક એડિસનની આંખ પહેલી વાર ઉઘડી, ત્યારે તો અમેરિકા ખેતરો અને જંગલોમાંથી રોજી ખેંચવાણનારા પ્રાક્કર્મીઓની ('પાયોનીઅર્સ') ભૂમિ હતી. જે ઓહિયો અને મિશિગનમાં તેનું બચપણ અને કિશોરપણ વીત્યું, તે ગામો પ્રાથમિક દશામાં હતાં, વણખીલ્યાં–વગર ઢંગનાં, વખારો જેવાં–હતાં. તે પ્રૌઢ વયનો થયો ત્યારે માંડ તેના દેશભાઈઓએ ઔદ્યોગિક પ્રવૃત્તિઓ દ્વારા કમાણી કરવાનું શરૂ કર્યું હતું. અને તેણે, પોતાના સર્વ સમકાલીનો કરતાં તો તેણે, એડિસને પોતે, તેમના અસંખ્ય ને ઔદ્યોગિક વ્યવસાયનાં વિશાળ નવાં ક્ષેત્રો તેમને ખોલી આપ્યાં હતાં.

## પરિચાયિકા

૨૫. બાલવિનોદમાળા પુ. ૧૪–૧૬ : નાગરદાસ ઇ. પટેલ. મલાડ (દરેકના ત્રણ આના) —બગો, લાલિયો ને હેમલતા : એવાં નામો આ પુસ્તિકાઓનાં છે. ત્રણે વાર્તાઓ તો બાલપ્રિય ઘણી થાય તેવી છે, થઇ છે એમ પણ સ્વાનુભવથી કહેતાં આનંદ થાય છે; ઉપરાંત ત્રિરંગી પૂઠાંએ આપણા બાલસાહિત્યની નવી વિશિષ્ટતાની પહેલ કર્યાનું માન પણ સંપાદક પામે છે. એમના ઉત્સાહ અને સાહસને ટેકો મળશે જ કેમકે એમનું કાર્ય સામાન્ય કરતાં સુંદરતર ઊંચી કોટિનું છે.

# વર્ણાનુક્રમણી



Edited by Vijayray Vaidya and Printed and Published by Maneklal Ambashanker Dave. Swadhin Printing Press Raupur : Kathiawar.

# શુદ્ધિપત્રક

## 'વિવેચનનો આદર્શ' એ નિબંધમાંના મહત્ત્વના મુદ્રણદોષો

| ૃ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | છેલ્લેથી ૯ | કરવાની પ્રવત્તિ | કરવાની જ પ્રવૃત્તિ |
| ૨૪ | ,, ૮ | ગુણ ને નિષ્પક્ષતા | ગુણ તે નિષ્પક્ષતા |
| ૨૬ | ૩ | બીજે | ત્રીજે |
| ૩૧ | ૧૩ | અનેકોમાંનું | અનેકમાંનું |
| ૩૩ | ૯ | પ્રતિષ્ભા | પ્રતિભા |
| ૩૫ | છેલ્લેથી ૧૧ | મીઠાશ તે લોકપ્રિયતાનો | મીઠાશ ને લોકપ્રિયતાનો |
| ,, | ,, ૧૨ | અન્યમ | અન્યત્ર |
| ૩૭ | ૪ | મહાભારતમાંથી | મહાભારતમાંની |
| ,, | ૧૩ | પૂર્વગ્રહમુક્ત | પૂર્વગ્રહમુક્તિ |
| ,, | છેલ્લેથી ૪ | પરંપરાલક્ષીવાદોથી | પરંપરાવાદોથી |
| ,, | ,, ૩ | રસમથી | રસલક્ષી |
| ૩૮ | ૭ | જેવું વિપથગામી | કેવું વિપથગામી |
| ૩૯ | ૧૧ | સાચા આ વિવેચકને | સાચા વિવેચકને |
| ,, | ૧૪ | પણ ને સર્વથા | પણ તે સર્વથા |
| ,, | છેલ્લેથી ૫ | વહેલો મોડો | વહેલો મોડો તો |
| ૪૦ | ૧૨ | સ્વપરતા ભાવોથી | સ્વપરના ભાવોથી |
| ૪૨ | ૩ | સેઇન્ટ બવના | સેઇન્ટ બવની |
| ,, | ૫ | વિશિષ્ટના | વિશિષ્ટતા |
| ૪૪ | ૧૨ | પોતે જ પરીક્ષા | પોતે જ પરીક્ષા |
| ૪૫ | ૫ | ફરજ તરીકે તે પણ | ફરજ તરીકે તેમ |
| ,, | છેલ્લેથી ૯ | એતેનો એની પ્રકૃતિ | એ તો એની પ્રકૃતિ |

# માનસી

સર્જન અને ચિંતનનું ત્રૈમાસિક

પુસ્તક બીજું · અંક બીજો

અખાત્રીજ · ૧૯૯૨



આ અંકમાં

રામલાલ મોદી · હરિલાલ માંકડ · કારમલન
મનસુખલાલ મહેતા · વિશ્વનાથ ભટ્ટ · અનંતરાય રાવળ
રવિશંકર ભટ્ટ · જિતુભાઈ મહેતા · બચુભાઈ રાવત
ભક્તિપ્રસાદ ત્રિવેદી · નાથાલાલ દવે



ગીતા-પ્રેરિત

૩૬

રસમય ચિંતનલેખો

# પહેલું પાનું

આઠ આના
(પોસ્ટેજપેકિંગ એક આનો)


માનસીમંદિર
ભા વ ન ગ ર.




# ધ્યાનમંત્ર

## ૪. વાક્‌શક્તિની ઉપાસના

વાણી અર્થાત્ વાણીની અભિમાની દેવતા જે અગ્નિ, તે બ્રહ્મ છે. … … …આધ્યાત્મિક ભૂમિકામાં વ્યષ્ટિભાવથી જે વાક્‌શક્તિ કહેવાય છે, તે જ આધિદૈવિક ભૂમિકામાં સમષ્ટિભાવથી અગ્નિ કહેવાય છે. એ અગ્નિ પ્રાણીના દેહમાં વાક્‌શક્તિને રૂપે રહ્યો હોઇ, આધિભૌતિક ભૂમિકામાં એ વાક્‌શક્તિનો આશ્રય વાણી એ કર્મેન્દ્રિય છે. એ ઇન્દ્રિય, એ અગ્નિ અને એ શક્તિનું મૂલકારણ અર્થાત્ અવ્યાકૃત બીજ તો હૃદયમાં રહેલો અંતર્યામી છે એમ તું જાણ. એના જ આશ્રયે વાણી ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયકાલમાં રહે છે. એવી એ વાક્‌શક્તિની ઉપાસના, હે સમ્રાટ્ જનક ! તારે· એને પ્રજ્ઞારૂપ અર્થાત્ પરમ જ્ઞાનના જ એક અવસ્થાભેદરૂપ માનીને કરવી … આ વાણી જ પ્રજ્ઞા છે કેમ કે એની દ્વારા આપણે આપણા બંધુજનોને જાણીએ છીએ. વળી ચારે વેદો; ઉર્વશી પુરુરવાપ્રભૃતિને નિરૂપતા બ્રાહ્મણગ્રંથો; સૃષ્ટિ–ઉત્પત્તિ–વર્ણનનાં એવાં જ બ્રાહ્મણો; નૃત્યાદિ વિદ્યાકલાઓ વર્ણવતાં બ્રાહ્મણો; ઉપનિષદો, સૂત્રો અને સંક્ષિપ્તવિસ્તૃત સકળ વ્યાખ્યાઓ; તથા ભિન્નભિન્ન યજ્ઞદાનાદિકયુક્ત ધર્મ : આ સર્વને, માનવલભ્ય જ્ઞાનમાત્ર તથા કર્મમાત્રને, આપણે વાણી દ્વારા જ ગ્રહણ કરી શકીએ છીએ. જન્મજન્માંતરવિષયે પણ એમ જ. માટે હે રાજન્ ! વાણી એ જ પ્રજ્ઞા છે, એ પરમ બ્રહ્મ છે: એની ઉપાસના તન્મયતાથી કરનારનો એ કદી પણ ત્યાગ કરતી નથી.

[ બૃહદારણ્યકોપનિષત્ : અ. ૪, બ્રા. ૧ ]

# વિષયદર્શન

પુસ્તક : ૨ અંક : ૨

અખાત્રીજ : ૧૯૯૨

## નિકષ



## ધ્વનિ



## મંજૂષા

¶ **માનસી** ત્રૈમાસિક : **તંત્રી** વિજયરાય ક. વૈદ્ય; રૂવાપરી રોડ; ભાવનગર ... લવાજમ ( વાર્ષિક ) : રૂ. ૫; દેશાવર, રૂ. ૮; છૂટક, રૂ. ૧॥. ... **શાખાઓ** : (૧) **મુંબાઇમાં** મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; (૨) **સુરતમાં**, લોકવાણી મુદ્રણમંદિર, ચૌટા પુલ; (૩) **વડોદરામાં**, પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ, શિયાપુરા; (૪) **અમદાવાદમાં**, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ; (૫) **કરાચીમાં**, પ્રો. ઠોલરરાય ર. માંકડ; ૧૮, ગુજરાતનગર; (૬) **રાજકોટમાં**, રા. બળદેવ શં. મહેતા, રજપૂતપરા; (૭) **જામનગરમાં**, રા. રામચંદ્ર ઓઝા, ઓઝાનો ડહેલો.

## નવાં લવાજમો

એ સબંધી 'ઉપ-ધ્વનિ'ને છેડે ( પૃ. ૪૮૨ ) નોંધ છે તે ખાસ જોશો. ... **વાર્ષિક અનુક્રમણિકા** સંજોગવશાત્ આ વખતે આપી શકાઇ નથી; આવતા અંક સાથે અપાશે.

## ૪. ઇંગ્લિશ પત્રકારત્વનો વિકાસ

[ એચ. જે. મેન્સ્ફીલ્ડ : "ધ કમ્પ્લીટ જર્નાલિસ્ટ" ]

ઇંગ્લિશ પત્રકારત્વે ત્રણ સૈકાનું ઉત્ક્રાંતિમય જીવન વીતાવ્યું છે. સત્તરમી સદીમાં, વિપ્લવ અને આંતરવિગ્રહને સમયે તેનો ઉગમ થયો. એ યુગમાં મિલ્ટને લેખનસ્વાતંત્ર્યની ઉદાત્ત ભાવનાનો ઘોષ કર્યો, અને, સ્ટાર ચેમ્બરે અનાડીને છાજતી સજાઓ કરી. અઢારમી સદી એટલે, પત્રકારત્વમાં, સમાજવિષયક નિબંધ-નિબંધિકાનો તથા પત્રકારોને રાજકીય દૃષ્ટિએ અપાતી મદદનો જમાનો. ઓગણીસમી સદીમાં સ્વાતંત્ર્યનું પ્રભાત થયું ત્યારે પત્રકારત્વમાં નવી ગૌરવશીલતાનો વિકાસ થયો; વળી, જે 'નવું પત્રકારત્વ' કહેવાય છે, તેનો જન્મ પણ એ જ સદીમાં થયો. હવે આ વીસમીમાં આપણે "લૌકિક [ 'પોપ્યુલર' ] પત્રકારત્વ"ના ઉભરા અને એનુ ભારે દબાણ અનુભવીએ છીએ. વર્તમાનપત્રો સંયુક્ત માલિકીનાં બનવા માંડ્યાં, એ પણ આ સદીમાં. યુરોપના બીજા દેશોમાં સરમુખત્યારી સત્તાએ સ્વાતંત્ર્યને ડુબાડી દીધું છે. બ્રિટનમાં પત્રકારોને પત્રકારત્વનું ભાવિ નિર્માણ કરવાની સ્વતંત્રતા હજી રહી છે.

# માનસી

સર્જન અને ચિંતનનું ત્રૈમાસિક

પુ. ૨ : અંક ૨ ——— અખાત્રીજ : ૧૯૯૨

## અવિસ્મરણ

[ 'પુરાણાં નવલાં તો યે' : લેખાંક બીજો ]

૧

"આત્મા એમ પરમાત્મા સાથેનો પોતાનો અસલનો પરિચય બરાબર તાજો કરે, એની સાથે જોડાતો જાય, પછી તે એને સહેજે ભૂલતો નથી."

આપણે એ અનુભવ કેટલોક સમય કરીએ પછી પ્રભુ જાણે વણ-બોલાવ્યો પણ હાજર રહે છે: કામ આપણે ગમે તે કરતા હોઇએ કે હાથપગ વાળીને શાંત બેઠા હોઇએ તો પણ, હવે, હૃદયમાં અગાધપણે જાણે કૈંક સ્ફુરતું રહે છે; મસ્તક જાણેઅજાણ્યે સમત્વે જ વર્તે છે; આખા ય દેહની નાડીઓમાં, જાણે, પાણીથી ય પાતળો છતાં સબળ કોઇ પ્રવાહ વહ્યા કરતો–પ્રસંગાનુસાર રમતો કે ઠરતો, રોકતો કે દોરતો–અનુભવાય છે.

૨

પ્રારંભમાં તો, કેટલો ય સમય, એ સંવેદનો ઝગીઝગીને ઓલવાશે. એ શાંતિ હૃદયમાં થોડી પળો કે દિવસની અમુક ઘડી સુધી સ્થપાશે ને વળી ચાલી જશે. અદીઠ અને બળવાન સત્ત્વો તમારી સ્થપાતી સમતાને સળાવશે, ડગમગાવશે, ઝૂંટવી ય કદાચ લેશે.

પણ પ્રલોભનો અને ભયસ્થાનોથી ભરેલી એવી એ અવસ્થામાંથી છૂટયે જ આપણો આરો છે, જો આગળ જતાં કોઇક દહાડો યે જિતેન્દ્રિય અને જીવન્મુક્ત માનવી તરીકે, સંસારનાં ય બધાં કામો નિર્લેપતાથી (છતાં, તામસી ઉદાસીનતા કે જડ શુષ્કતા વિના) કરનાર નિષ્કામકર્મી નાગરિક તરીકે, તેવા કુટુંબી તરીકે, તેવા ધંધાદારી નોકરિયાત કે મજૂર તરીકે, તેવા મૂડીદાર કે જમીનદાર કે રાજામહારાજા તરીકે, આપણે જીવવું હોય

અને આ જીવનને, એ પ્રત્યેક કર્તવ્યના પ્રેરેરાની દૃષ્ટિએ પણ, એણે જતું અટકાવતું હોય—જે બને તે વિશેષતમ વિકાસ સહેજા સાધતો હોય—તો.

૩

વિકસતી ચેતના પર થતા કારી ઘા જેવાં એ પ્રલોભનની અટકાયત શી રીતે કરવી ?—સુનિયમિત ધ્યાનપ્રયોગ વડે એ કરવી; જો સૂક્ષ્મ કુસત્ત્વો છે, તો તેવાં સુસત્ત્વો પણ આપણામાં અને આપણી આસપાસ પણ છે જ, એવી શ્રદ્ધા સહિત તેમની સાથે વારંવાર હૃદયથી એકતાર થઈને કરવી; પ્રભુને સંપૂર્ણ, સર્વગ્રાહી, નિરતિશયતાયુક્ત આત્મસમર્પણ કરવાનો સંકલ્પ તથા એ-પ્રમાણેના આચરણ વડે કરવી; આપણને સહજ-ગમ્ય એવાં મન પ્રાણ અને શરીર મળીને દુનિયાનું દેશનું દુકાનનું કે ઘરનું ગમે તે 'નજીવું' નાનું કે મોટું કામ કરતાં હોય ત્યારે પણ એ કરનાર એ જીવાત્માથી નિરાળા બલ્કે તેના જ મૂલભૂત અને પ્રેરક એવા નિત્યસ્વરૂપ પ્રત્યગાત્માનું સાન્નિધ્ય હૃદયમાં અનુભવીને, આ પરિવર્તનમય લૌકિક 'હું'થી અલગ પણ એની જ જાણે બરાબર પછવાડે સતતપણે ઊભેલા, સતત જાગતા, સતત પ્રેરતા નિષ્પરિવર્તન અલૌકિક 'હું'ની હાજરી ઉરના ઊંડાણે પિછાનીને—એને જ બધા વિચારો ભાવો અને કાર્યોની લગામ સોંપી દઈને, પેલી પરમ કર્તવ્યરૂપ અટકાયત, એણે જતા જીવનની, કરવી.

૪

આત્મશક્તિનું એવું સાન્નિધ્ય એટલે પ્રભુનું સાન્નિધ્ય, પ્રભુનું એક વિપળવાર પણ અવિસ્મરણ ... ... એટલે સુધી પહોંચાએ ત્યારે આપણી ચેતના એવી દશામાં સરે છે, જેમાં આંતરબાહ્ય જગત એ જગન્નિયંતાએ ગુણત્રયીવાળી પ્રકૃતિનાં સાધનો વડે મહત્કૌશલથી રચેલી એક અદ્ભુત સૃષ્ટિથી વિશેષ કશું અનુભવાતું નથી. હવે, નિષ્કામ-કર્મણ્યતા પ્રયાસ-પૂર્વક કેળવવી પડતી નથી, પણ સહેજે બની આવે છે; કેમ કે, આત્માનો ખરો સ્વભાવ એ જ છે, જેમ, આત્માનું ખરું સ્વરૂપ-દેહ છોડ્યા વિના પણ ઓળખવું શક્ય બલ્કે આવશ્યક એવું-એ પ્રભુસાન્નિધ્યમય ચેતના-વસ્થા જ છે.

હવે માનવી સર્વ કર્મો આસક્તિ વિના પ્રભુપ્રીત્યર્થે જ કરે છે. હવે પોતે જે કંઈ કરે કે ખાય ત્યારથી માંડીને જે કંઈ હોમે દે કે તપે એ સઘળું પ્રભુથી જ થતું અનુભવનારો તે હૈયે આત્મસાક્ષાત્કારની તીવ્રતર અભીપ્સા માણતો થાય છે.

# સર્જન

**'કારમલન' બાર-એટ-લૉ ( મુંબાઇ )**
ઉપનામ. સંસ્કૃત પ્રણાલીના કોમલભાવી કવિ; 'કારમલનનાં કાવ્યો' વગેરેના કર્તા.

**ધનસુખલાલ કૃ. મહેતા ( સાંતાક્રુઝ )**
વિદ્યમાન મર્મવિદોમાં મર્મ-નર્મના સૌથી જૂના સમર્થ સર્જક; સ્વતંત્ર નવલિકાકાર તેમ જ કસાયલા સંયોજનકાર. 'ભૂતના ભડકા' વગેરેના કર્તા.

**નાથાલાલ દવે બી. એ. ( ભાવનગર )**
તરુણ આશાસ્પદ નવલિકાકાર; પ્રસિદ્ધ નવલિકા 'શારદ્દુત'ના લેખક.

**'વિનોદકાન્ત' બી. એ. ( ભાવનગર )**
ઉપનામ.

**વિશ્વનાથ મ. ભટ્ટ બી. એ. ( અમદાવાદ )**
ઇંગ્લિશમાંથી રસિક શાસ્ત્રીય શિષ્ટમાન્ય ભાષાંતરો કરનાર સર્વોત્તમ વિદ્યમાન ભાષાંતર કર્તા; 'ટૉલ્સ્ટૉય ગ્રંથાવલિ'ના કર્તા.

સંશયલહરી ('કારમ્રન')
ગણુ નિર્દંપરાયણ છતાં સુરમ્ય કાવ્યો.

છૂટાછેડા (વિ. મ. ભટ્ટ)
સ્વીડિશ નાટ્યકાર ઑગસ્ટ સ્ટ્રિંડબર્ગની એક યશસ્વી રચના. (એને વિશે વિસ્તૃત નોંધ આ અંકના 'ધ્વનિ'ખંડમાં જોશો.)

મનોદેવતા ('વિનોદકાન્ત')
તરંગલીલાયુક્ત નિબંધિકા.

હોટેલ (ધ. રૂ. મહેતા)
"ધ સ્ટિંગ ઇઝ ઇન ધ ટેઇલ" એમ કહેવાય છે; આ વાર્તાનો તો ડંખ નહિ, ખરો મર્મ-અંશ એના પુચ્છ યાને છેલ્લા શબ્દમાં છે-પણ, એ શબ્દને પહેલો વાંચી લેશો માં.

રેણુનાથ (ના. દવે)
આત્મભોગી રાજપૂતની સુંદર નવલિકા.

# સંશયલહરી

## હવે

રમ્યો તુજ સાથ મેં પ્રણયખેલ બન્ધુ સમા,
સખા સમ છાવર્યો નિર–અપેક્ષ શુચિ સ્નેહ શિર,
શિશુ સમ ગેલ કંઇ ચરણ પાસ હેતે ક્યાં
પ્રિયા સમ જ ·દાબિયું ઉર સહોસહે પ્રેમથી:

મળ્યા નહી તે મળ્યાં નહીં જ વારિદ્વય સ્રોતનાં,
દ્વિધા થઇ વલ્લરી ઐક્ય પામી તો યે સદા,
અલોપ્ય રહી વંચના મિલન સર્વ હંફાવતી,
અપાર્થ, અનિવાર્ય કો અકથ દુર્ગ વચ્ચે રહ્યો,

પ્રણામ તવ અંતના, જીવન ! મિત્રતા પામવી,
નમે રહી સ્નેહની, સહૃદયતા તણી, ઐક્યની !
પરાઙ્મુખ તો હવે, કઠણ હોઠ હૃદયને બીડી
કરી હૃદય લોહ, ને અચલ આત્મના સ્નાયુઓ
સખા સમય એકના ! ઝીલીશ ઘાવ તુજ ખંજરી !

कास्मलन

## અવશતા

નમે અવશ પાંદડું, અણુગમી નમે ડાંખળી,
ઊંચું પૃથ્વીને પટે પ્રખર તેય તરૂએ નમે,
ભર્યું ત્યમ, પ્રમાણિયાં નવ કદી ય સત્ત્વો વડે,
નમે જીવનત્રાજવું, ઘડીક આમ, ઘડીમાં તહીં.

કદી પવન ધીકતો પ્રબળ અગ્નિજ્વાળા ભર્યો,
વૃથા કદી ઘોરની તુમુલ પૂર દાટી દઈ,
કદી ચમકી જતાં અરુણ નેજ શમણા સમાં
વિનાશ તણી વિષ્ટિને વધ સુવર્ણ પ્રકટાવતાં !

ન જાણું શું લખ્યું લલાટ ભવના જ નાથે હશે:
હશે જલતરંગને શિર રમંતી શશિ લેખશું
તુટી શતવાર ને શત સમે થતું એક કે
સમૂળ વણસી જવું પ્રતીચિ જેમ આભા ગળે ? !

હજો સહુ હોય તે, . અવશતા, પરાધીનતા
ન એક કદી આત્મની પણ હજો પરાજિતતા !

फाइमलन

## ગીત

૧

ના ડરવું, ના ડરવું
ઝાઝ ચઢે તોફાન પર્વતે
પણ ના ડરવું, ના ડરવું.

૨

ના ડરવું, ના ડરવું
આત્મ તંતુ ચીરાઇ છૂટે છો,
હૃદય અબ્જ વીંધાઇ તુટે છો,
સાથ સપ્ત પાતાળ ફુટે છો,
પણ ના ડરવું, ના ડરવું.

૩.

ના ચસવું, ના ચસવું.
અંગ અંગ છોલાઈ ધવાયે
કાય બધી શોણિતથી છાયે
ઉદર સ્નાયુ તૂટી રોળાયે
પણ ના ચસવું ના ચસવું.

૪

એક હાસ્ય રાખીને મુખ પર
એક નામ રાખીને અંતર
ભાવ–ઊર્મિ વાસીને ઝટપટ
આ વહવું–આ વહવું.

૫

એક વાક્ય જીવન લઈ આવ્યા.
એક વાક્ય જીવન વહી ચાલ્યા
એ જ વાક્ય મરીને જવું ચાલ્યા
હા–હસવું–હા ! હસવું.'

कासलन

# છૂટાછેડા

## પાત્રો

| | | | |
|---|---|---|---|
| ડિસ્ટ્રિક્ટ જજ : | ઉંમર વરસ | ૨૭ | હવાલદાર |
| પાદરી : | ” | ૬૦ | વકીલ |
| ઉમરાવ : | ” | ૪૨ | ખેડૂત એલેક્ઝાંડરસન |
| ઉમરાવબાનૂ : | ” | ૪૦ | આલ્મા જોનસન : નોકરડી |
| જ્યૂરીના બાર સભ્યો | | | દૂધવાળી |
| નોંધણીકારકુન | | | ખળાવાળો |
| નાજર | | | ખેડૂતો |

ઇનસાફની અદાલત. પાછળ એક બારણું ને બારી છે. બારીમાંથી દેવળનું આંગણું અને ઘંટાઘર દેખાય છે. જમણી બાજુએ એક બારણું છે. ડાબી બાજુએ વ્યાસપીઠ પર મેજના આકારનું ન્યાયાસન છે. મેજ પર તરવાર ત્રાજવું ધારણ કરેલું ને સોને રસેલું પ્રતીક શણગાર રૂપે મૂકેલું છે. ન્યાયાસનની બન્ને બાજુ જ્યૂરીના સભ્યોને બેસવા માટે ટેબલ ખુરશી રાખેલાં છે. ભોંયતળિયાના મધ્ય ભાગમાં લોકોને બેસવા માટે બાંકડીઓ છે. ભીંતોને ઠેકાણે સ્થાવર કબાટો છે, અને તેના બાર પર બજારભાડાના દરના કોઠા અને સાર્વજનિક જાહેરાતો નજરે પડે છે.

### પ્રવેશ પહેલો

(નાજર અને હવાલદાર)

નાજર : ઉનાળાની અદાલતમાં આટલાં બધાં માણસ જોએલાં કદી તમે?

હવાલદાર : ના, પંદર વરસ પર મોટો આલ્સ્‌ોખૂનકેસ ચાલેલો તે દહાડા પછી આજ સુધીમાં કદી આટલાં બધાં માણસ જોયાં નથી.

નાજર : હં, ને આ પણ ભારે ચકચારભર્યો કેસ છે, અને એમાં મા ને બાપ બેયના ખુન જેવું જ પરિણામ આવે કદાચ. ઉમરાવ ને ઉમરાવબાનૂ છૂટાછેડા કરે એ વાત જ મૂળે ખરાબ છે, અને એમાં પાછાં સગાંવહાલાં જ્યારે જમીનજાગીર ને માલમિલકત બાબત લડંલડા કરવા આવે ત્યારે તો બળતામાં ઘી હોમ્યા જેવું જ થવાનું. એમાં ય વળી ઓછામાં પૂરું જો એ બન્ને જણ એકના એક બચ્ચાના કબજા બાબત તકરારે ચઢ્યાં ને તો તો પછી કાબેલમાં કાબેલ જજને પણ ચુકાદો આપવો ભારે થઇ પડશે.

હવાલદાર : હં, તે ભલા, આ કેસની સાચી વાત શી છે? લોકો તો કોઇક આમ બોલે છે, તો કોઇક વળી તેમ બોલે છે–પણ એમાંથી એક પક્ષનો વાંક તો હશે જ જરૂર.

નાજર : એ કંઇ નક્કી કહેવાય નહિ. ઘણી વાર બે જણને તકરાર થાય એમાં કોઇનોએ વાંક હોતો નથી, અને કેટલીક વાર એમાંથી એક જ્જણનો વાંક હોય છે. દાખલા તરીકે મારી ઘરવાળીની જ વાત કહું. એ એવી વઢકણી છે કે હું ઘેર ન હોઉં ત્યારે લોકો કહે છે કે આપેઆપે વઢવાડ કરી આવે છે. પણ, આ કંઇ સાધારણ વઢવાડ નથી, આ તો રીતસર ફોજદારી કેસ છે, અને એવા ફોજદારી કેસમાં તો મોટે ભાગે એક પક્ષ ફરિયાદ કરનારો એટલે કે ઇજા પામેલાનો હોય છે અને બીજો બચાવ કરનારો એટલે કે ગુનેગારનો હોય છે. પણ આ કેસમાં કોણ ગુનેગાર એ કહેવું સહેલું નથી, કેમકે બન્ને પક્ષ ફરિયાદ કરનાર છે ને બન્ને બચાવ કરનાર છે.

હવાલદાર : એ તો ઠીક, પણ જમાનો બહુ વિચિત્ર આવ્યો છે હો હવે! આજકાલ બૈરીઓનું તો જાણે ભવન જ ફરી

ગયું લાગે છે. મારી ઘરવાળીનું તો મહીંમહીંથી ભેજું એવું ચસકી જાય છે કે એ તો કહે છે કે દુનિયામાં જો કયાંયે ન્યાય હોય તો છોકરાં જણવાનું કામ એને નહિ પણ મારે ભાગ આવવું જોઇએ. જુઓ તો ખરા એક એની વાત: કેમ જાણે પરવરદિગારને પોતે સરજેલાં પ્રાણીઓની રચના કેવી કરવી એ ન આવડતું હોય! અને વળી બાઇસાહેબ લાંબી લાંબી વાતો કરવા આવે છે કે અમેય માણસ છીએ, કેમ જાણે બૈરીઓ માણસ છે એ હું આજ સુધી ન જાણતો હોઉં, અથવા એ બાબતનો મેં કોઇ દહાડો ઇનકાર કર્યો હોય. ને વળી કહે છે કે હું કંઇ તમારી ગુલામડી નથી. ત્યારે ખરી વાત તો એ છે કે હું જ એનો આખા ભવનો વેતરો છું કે એને ખાતર મજૂરી કરી કરીને મરી જાઉં છું.

નાજર: ઓહો, ત્યારે તમારે ઘેર પણ એ મોકાણ મંડાએલી છે, એમ કે? અમારાં બાઇસાહેબ તો રોજ જાગીરદારને ત્યાંથી લઇ આવીને છાપું વાંચે છે, એટલે પછી જાણે કોઇ અદ્દભુત બનાવ બન્યો હોય એવા ભાવથી કોઇક દિવસ મને સમાચાર આપે છે કે અમુક ઠેકાણે તો એક છોકરીએ કડિયાકામ કરવા માંડયું છે, તો વળી બીજે કોઇ દિવસ એક ડોસીએ પોતાના માંદા ધણી પર હલ્લો કરીને એને માર માર્યાના સમાચાર જાણે એણે મહાપરાક્રમ કર્યું હોય એવી અદાથી આપે છે. આ તો હવે શું થવા બેઠું છે એ જ સમજાતું નથી. મારી ઘરવાળીને તો જાણે હું પુરુષ થયો એ એક જ કારણે મારા પર દાઝ ચડતી હોય એમ લાગે છે.

હવાલદાર: હા, સાચી વાત છે, એકંદરે વાત બહુ વંઠી ગઇ છે. (તપખીરની દાબડી ધરે છે.) હવા મજાની છે હો. 'રાઇ'નો પાક કેવો સરસ થયો છે! ઝાકળભરી રાત્રિઓમાંથી એ પાક આબાદ ઊગરી ગયો.

નાજર: મારે પંડને ઘેર તો કશો પાક ઊતરવાનો નથી, અને મારે માટે તો સારાં વરસ જેટલાં નરસાં નીવડે છે; કેમકે એને

વરસે પછી કંઇ જામી કે હરકત કશું કરવાનું હોતું નથી. આજે અદાલતનું કામકાજ ચલાવનારા જજ નવા જ આવ્યા છે. એમને ઓળખો છો તમે?

હવાલદાર : ના, પણ બધા કહે છે કે હમણાં જ પરીક્ષામાં પાસ થઇને આવેલો કોઇક જુવાન માણસ છે, ને આ પહેલી જ વાર ન્યાય આપવા આવનાર છે.

નાજર : ને વળી કહે છે કે કંઇક ધાર્મિક સ્વભાવનો માણસ છે, હં.

હવાલદાર : હં. આજ તો કંઇ અદાલતના પ્રવચનમાં બહુ વખત ગયો!

નાજર : (નોંધણીકારકુનના ટેબલ પર એક મોટું અને જ્યૂરીના સભ્યોનાં ટેબલ પર નાનાં નાનાં બાઇબલ મૂકે છે.) હવે બહુ વાર નહિ લાગે; કલાક થવા આવ્યો હશે.

હવાલદાર : એ પાદરી એક વાર આદરે છે, પછી એને કંઇ ઘડો જ રહેતો નથી. (શાંતિ) તે એ જોડું જાતે અદાલતમાં હાજર થવાનું છે?

નાજર : હા, બેય જણ. એટલે ધાંધલમાં કંઇ મણા નહિ રહે. (બહાર ઘંટાઘરમાં ઘંટ વાગે છે.) લ્યો, થયું પૂરું. ટેબલને ઝાપટીને જરા સાફ કરો, એટલે પછી મને લાગે છે શરૂ થઇ શકશે.

હવાલદાર : ને ખડિયામાં બધામાં શાહી તો છે ને?

## પ્રવેશ બીજો

(સ્થળ એનું એ જ. ઉમરાવ અને ઉમરાવબાનૂ)

ઉમરાવ : (ધીમે સાદે ઉમરાવબાનૂને) ત્યારે આ એક વરસને માટે આપણે છૂટાં પડીએ એ પહેલાં બધી બાબતમાં આપણે એકમત છીએ, ખરું ને? પહેલી વાત તો એ કે આપણે કોઇ એકબીજા પર કશો આક્ષેપ કરવાનાં નથી, કેમ?

ઉમરાવબાનૂ : તે શું તમે એમ ધારો છો કે આંહીં ઊભી રહીને આ રોંચાઓની સમક્ષ હું આપણા સંયુક્ત જીવનની વાતો બધી ખુલ્લી કરવાની હતી?

ઉમરાવ : સરસ! બીજું, છૂટાછેડાના આ વરસ દરમિયાન છોકરો તમારી સાથે રાખવાનો, અને એમાં શરત એટલી કે હું કહું ત્યારે એ મને મળવા આવે, અને મેં નક્કી કરેલા ને તમે સ્વીકારેલા એવા સિદ્ધાન્તોને અનુસરીને એને ઉછેરવામાં આવે, ખરું ને?

ઉમરાવબાનૂ : એમ જ.

ઉમરાવ : ને એ છૂટાછેડાના વરસ દરમિયાન તમારા અને એ છોકરાના ખર્ચ માટે જાગીરની આવકમાંથી મારે તમને ત્રણ હજાર ક્રાઉન આપવાના, કેમ?

ઉમરાવબાનૂ : કબૂલ.

ઉમરાવ : ત્યારે, હવે મારે તમને છેલ્લા રામરામ સિવાય બીજું કંઇ કહેવાનું રહેતું નથી. આપણે શા માટે છૂટાં પડીએ છીએ તે એક તમે ને હું બે જ જાણીએ છીએ, અને આપણા પુત્રને ખાતર ત્રીજા કોઇએ પણ એ જાણવાનું નથી. અને એ પુત્રને ખાતર મારી તમને વિનંતિ છે કે ભૂલેચૂકે પણ અદાલતમાં લડવાડ શરૂ કરશો નહિ, નહિ તો ક્યાંક આવેશમાં આવી જઇને આપણે એ બાળકના માબાપના નામને બટ્ટો લગાડી બેસીશું. આમે તે એના માબાપે છૂટાછેડા લીધેલા એ કારણે કોઇ પણ રીતે આ નિષ્ઠુર જગતમાં એને બીચારાને તો ઘણું કરીને દુઃખ વેઠવું જ પડશે.

ઉમરાવબાનૂ : છોકરાને મારી સાથે રહેવા દેશો તો હું જરા ય લડવાડ નહિ શરૂ કરું.

ઉમરાવ : ત્યારે આપણે આપણું સમગ્ર લક્ષ કેવળ એ

બાળકના હિત પર જ કેન્દ્રિત કરવું અને આપણી વચ્ચે જે કાંઇ બન્યું છે તે સઘળું વીસરી જવું. અને બીજી એક બાબત ધ્યાનમાં રાખવાની છે : આપણે જો બાળકની બાબતમાં તકરાર કરી અને એનો કબજો મેળવવા સંબંધમાં એક બીજાના હક વિશે વાદવિવાદ કર્યો તો ન્યાયાધીશ હુકમ કરીને આપણા બન્ને જણ પાસેથી એને ખૂંચવી લેશે અને ધર્મમંડળના માણસોને તેને સોંપી દેશે, એટલે તેઓ પછી એને એવી રીતે ઉછેરશે કે તે પોતાનાં માબાપને ધિક્કારતાં શીખશે.

ઉમરાવબાનૂ : એવું હોય જ નહિ ને !

ઉમરાવ : પણ પ્રિય, એનો કાયદો છે.

ઉમરાવબાનૂ : એ કાયદો તો બેવકૂફી ભરેલો છે.

ઉમરાવ : તે હશે, પણ તે અમલમાં છે, અને તમને પોતાને પણ લાગુ પડે છે.

ઉમરાવબાનૂ : એ તો અસ્વાભાવિક છે ! ને હું મરી જાઉં તો ય એને તાબે નહિ થાઉં.

ઉમરાવ : આપણે એક બીજા પર આક્ષેપ જ કરવાનાં નથી, એટલે પછી તમારે એને તાબે થવાનો પ્રશ્ન જ આવશે નહિ. આજ પહેલાં જિંદગીમાં આપણે કદી એકમત થએલાં નહિ, પણ આજે આ એક બાબતમાં તો એક મત જ છીએ, કેમ ખરૂં ને ?—કે આપણે છૂટાં પડવું તે જરા પણ વિખવાદ કર્યા વિના મીઠાશથી છૂટા પડવું. (નાજરને) જરા વાર છે ત્યાં સુધી ઉમરાવબાનૂ એ ઓરડામાં બેસે ?

નાજર : જી, પધારો અંદર.

( ઉમરાવ ઉમરાવબાનૂની સાથે જમણી બાજૂના બારણામાં પેસે છે, પછી પાછળના બારણેથી એ એકલો બહાર નીકળે છે. )

## પ્રવેશ ત્રીજો

( નાઝર, હવાલદાર, વકીલ, નોકરડી, દૂધવાળી, ખળાવાળો. )

વકીલ : (નોકરડીને) આમ જો, છોકરી; તેં ખરેખર ચોરી કરેલી જ એમાં તો મને તલભાર પણ શંકા નથી, પણ તારા શેઠ પાસે એ બાબત પુરાવો નથી, એટલે તું નિર્દોષ છે. અને તારા શેઠે તને બે સાક્ષીની હાજરીમાં ચોરટી કહી છે, એટલે એણે બદનક્ષીનો ગુનો કર્યો છે. એટલે હવે તું ફરિયાદી થઇ છે અને એને બચાવ કરવાનો છે. તો હવે તારે એક વાત ધ્યાનમાં રાખવીઃ ગુનેગારની પહેલી ફરજ એ કે એણે નામુકર જવું.

નોકરડી : હં, પણ તમે હમણાં જ કહ્યું ને કે હવે કંઇ હું ગુનેગાર નથી, પણ શેઠ ગુનેગાર છે.

વકીલ : તેં ચોરી કરી છે એટલા પૂરતી તું ગુનેગાર છે, પણ તેં મને વકીલ કર્યો છે એટલે તારા ગુના પર ઢાંકપિછોડો કરીને તારા શેઠને સજા કરાવવી એ મારી ચોખ્ખી ફરજ છે. એટલે, તને છેલ્લીવાર કહી દઉં છું કે તારે નામુકર જવું. (સાક્ષીઓને) અને તમે સાક્ષીઓ, તમારે શો પુરાવો આપવાનો છે એ જાણો છો ને ? જુઓ, હું કહું એ ધ્યાન દઇને સાંભળો : સારો સાક્ષી એનું નામ કે જે હકીકતને વળગી રહે. એટલે તમારે બરાબર ધ્યાનમાં રાખવાનું કે જે સવાલ છે તે આણ્માએ ચોરી કરેલી કે નહિ એ નથી, પણ એણે ચોરી કરી એમ એલેક્ઝાંડરસને કહેલું કે નહિ એટલો જ છે. કેમકે જુઓ, મનમાં બરાબર ઠસાવી રાખવાની વાત એ છે કે એલેક્ઝાંડરસનને પોતાનાં વચનોનું દાખલાદલીલોથી સમર્થન કરવાનો હક નથી ત્યારે આપણને એવો હક છે. એમ કેમ તે તો રામ જાણે, પણ તમારે એ વાત સાથે કંઇ સંબંધ નથી, એટલે તમારે તો મોંમાં જીભ રાખીને બાઇબલ પર હાથ જ મૂકવાના !

દૂધવાળી : હે જીસસ મહારાજ, હું તો આ બધાથી એટલી ભડકી ગઇ છું કે શું બોલવું એ જ મને તો સૂઝતું નથી.

ખળાવાળો : તુ તારે હું બોલું એમ બોલજે ને. એટલે પછી તારે કંઇ ખોટું બોલવું નહિ પડે.

## પ્રવેશ ચોથો

( સ્થળ એનું એ જ. ડિરેક્ટર જજ અને પાદરી )

જજ : આપના પ્રવચન બદલ પાડ માનું છું આપનો, અધ્યક્ષજી.

પાદરી : એમાં પાડ શો વળી, જજસાહેબ ?

જજ : જુઓને, આપ તો જાણો છો કે ન્યાયાસન પરની આજની મારી પ્રથમ પહેલી જ કામગરી છે. મારે આ ન્યાયાધીશનું કામ લગભગ મારી મરજી વિરૂદ્ધ જ સ્વીકારવું પડયું છે, અને તેથી આ નોકરીમાં મને ખરેખર ડર રહે છે. એનું એક કારણ તો એ જ કે કાયદા એવા અપૂર્ણ છે, ન્યાયની પદ્ધતિ એવી અનિશ્ચિત છે, અને માનવ પ્રકૃતિમાં જૂઠાણું ને દંભ એટલાં બધાં ભરેલાં છે, કે આવા સંજોગોમાં કોઇ પણ ન્યાયાધીશ કોઇ પણ ચોક્કસ અભિપ્રાય આપવાની હિંમત જ કેમ ચલાવી શકે એ જ મને તો ઘણીવાર નથી સમજાતું. એમાં વળી મારા આ બધા જૂના ભાવોને આપે આજે પાછા જાગ્રત કર્યા છે.

પાદરી : અંતરમાં નીતિનિષ્ઠા ને પાપભીરુતા રાખવી એ તો ખરેખર આપણી ફરજ જ છે, પણ વધારે પડતા આળા અંતરવાળા બનવું એ કંઇ પાલવે નહિ. અને આ દુનિયામાં બધું જ અપૂર્ણ છે, એટલે ન્યાયાધીશો કે એમના નિર્ણયો પણ સંપૂર્ણ હોય એવી આશા આપણે ન જ રાખી શકીએ.

જજ : તે હશે, પણ એથી કંઇ, હું માણસોનું ભાવિજીવન મારા હાથમાં રાખીને બેઠો હોઉં, અને મારા એક વચન માત્રની

અસર પેઢીઓની પેઢીઓ સુધી પહોંચવાની હોય, એવા સંજોગોમાં મને મારે માથે ભારે જવાબદારી રહેલી લાગ્યા વિના રહે નહિ. અત્યારે હું ખાસ કરીને પેલા ઉમરાવ અને એની પત્ની વચ્ચેના છૂટાછેડાના જે કેસ છે તેનો વિચાર કરી રહ્યો છું, અને આપે દેવળની સભામાં એ પતિ પત્ની બન્ને જણને બે વાતની ચેતવણી આપેલી, એટલે એ વિશે મારે આપને પૂછવાનું છે કે, એ બન્નેના પરસ્પર સંબંધ વિશે તેમ એ બન્નેના દોષો વિશે આપનો પોતાનો શો અભિપ્રાય છે?

પાદરી : એનો અર્થ તો એ થયો કે આ કેસનો ન્યાયાધીશ આપ મને જ બનાવી દેશો અથવા મારા અભિપ્રાય પર જ આપના નિર્ણયનું મંડાણ માંડશો. તેથી હું તો એ દેવળની સભાના કામ-કાજનો વૃત્તાંત જોઈ જવાનું જ ફક્ત આપને કહી શકું.

જજ : અરે, એ વૃત્તાંતની તો મને ખબર છે; પણ એમાં જે વાતનો ઉલ્લેખ નથી તે જ મારે જાણવી છે.

પાદરી : એ પતિ પત્નીએ ખાનગી તપાસ દરમિયાન પર-સ્પર જે આક્ષેપો મૂકેલા એ તો મારી ખાનગી વાત છે. અને વળી, એ આક્ષેપો મૂકતી વખતે એ બેમાંથી કોણ સાચું બોલતું હતું અને કોણ ખોટું બોલતું હતું એ હું શી રીતે જાણી શકું? મારે તો એ બન્નેને કહેલા એ જ શબ્દો આપને પણ કહેવાના છે કે—એ બેમાંથી એક જણની વાતને બીજા કરતાં વજૂદવાળી ગણવાને મારી પાસે એક પણ કારણ નથી.

જજ : પણ એ બધું કામકાજ ચાલ્યું એ દરમિયાન આપ કંઈક મત તો એ સંબંધમાં જરૂર બાંધી શક્યા હશો.

પાદરી : એક પક્ષની વાત સાંભળી એટલે હું અમુક નિર્ણય પર આવેલો, ને બીજા પક્ષની વાત સાંભળી એટલે હું એથી ઉલટા જ નિર્ણય પર આવેલો. ટૂંકામાં આ બાબતમાં કોઈ નિશ્ચિત મત હું બાંધી શક્યો જ નથી.

જજ: પણ મારે તો નિશ્ચિત મત જણાવવાનો છે, અને તે વળી આ બાબતમાં હું કશું જ નથી જાણતો એવી દશામાં.

પાદરી: ન્યાયાધીશને જે ભારે કામ કરવાનું છે તે એ જ છે, અને તેથી જ એ કામ મારાથી કદી થઇ શકે એમ નથી.

જજ: પણ એ લોકો સાક્ષીઓ તો લાવવાનાં હશે, અને પુરાવો પણ રજૂ કરવાનાં હશે, કેમ?

પાદરી: ના, એ લોકો જાહેરમાં એક બીજા પર આક્ષેપ કરવાનાં નથી, અને વળી, લાવવાનાં હોય તો ય બે જૂઠા સાક્ષીઓ મળે કે એક ખોટા સોગંદ ખાનારો મળે તો પૂરતો પુરાવો મળી ગયો એમ મનાય છે. ત્યારે આપ શું એમ ધારો છો કે હું કોઇ નોકરડીનાં ગપ્પાં કે અદેખાં પડોશીઓની કચકચ, કે મતલબી સગાંઓની ખારીલી વાતોને આધારે આવી બાબતમાં નિર્ણય કરું?

જજ: આપ તો ભયંકર નાસ્તિક છો, અધ્યક્ષજી!

પાદરી: માણસે જ્યારે આ દુનિયામાં સાઠ વરસ કાઢ્યાં હોય અને એમાંનાં ચાળીસ વરસ તો લોકોના આત્માના ઉદ્ધારમાં ગાળ્યાં હોય ત્યારે પછી તે નાસ્તિક જ થઇ જાય છે. મૂળભૂત પાપની પેઠે જૂઠાણું પણ કદી નાશ પામતું નથી, અને મારી તો માન્યતા છે કે બધાં માણસો જૂઠાં જ હોય છે. બચપણમાં માણસ બીકને લીધે જૂઠું બોલે છે; પછી માણસ જેમ મોટું થતું જાય છે તેમ સ્વાર્થ, ગરજ, અને ભીરુવિવાને કારણે જૂઠું બોલે છે; અને દુનિયામાં કેટલાંક એવાં એ માણસો હોય છે કે જેઓ કેવળ ભૂતદયાને કારણે જૂઠું બોલે છે. હવે આ પ્રસ્તુત કેસમાં આ દંપતીમાંથી કોણ ખરું સાચું બોલે છે એ નક્કીકરતાં મને લાગે છે કે આપને ભારે મુશ્કેલી પડશે, એટલે કોઇ પણ જાતનો પૂર્વગ્રહ અજાણતાં પણ આપના ચિત્તમાં ન પેસી જાય એટલી જ ચેતવણી હું આપને એ સંબંધમાં આપવા માગું છું. આપ પોતે તાજા જ પરણેલા છો, તેથી જુવાન સ્ત્રીની સ્વાભાવિક મોહનીમાં લપટાએલા છો, એટલે

જેનું પરિણીત જીવન દુઃખમય નીવડ્યું છે અને વિશેષમાં જે બાળકની માતા છે એવી એક જુવાન ફૂટડી સ્ત્રી તરફ આપ સહેલાઈથી ઢળી પડો એવો સંભવ છે. બીજી બાજૂથી, આપ થોડા જ વખત પર પિતા બનેલા છો, અને તેથી એ રૂપે, પોતાના એકના એક સંતાનના ભાવિ વિયોગથી પિતાને જે દુઃખ થાય તેનાથી આપનું ચિત્ત પીગળ્યા વિના રહે જ નહિ. માટે બેમાંથી એકે બાજૂ અનુકંપાથી ઢળી ન પડો એની સાવચેતી રાખજો, કેમ કે એક પક્ષ પ્રત્યેની અનુકંપા એ સામા પક્ષ પ્રત્યેની નિર્દયતા બરાબર જ છે.

જજ: છતાં આમાં મારું કામ હળવું બનાવનારી એક બિના છે, અને તે એ કે મુખ્ય મુદ્દાની બાબતમાં એ પતિપત્ની બન્ને એકમત થએલ છે.

પાદરીઃ એ વાત પર આધાર રાખીને બેસશો નહિ; બધાં માણસો પહેલાં એમ જ કહે છે, પણ જ્યારે તેઓ અદાલત સમક્ષ ખડાં થાય છે, ત્યારે એમનો મુકદ્દમો મોટા ધડાકા સાથે સળગી ઊઠે છે. એને સળગાવવાને જરૂર માત્ર-નાનકડા તણખાની જ હોય છે. આ જ્યૂરીના સભ્યો આવી પહોંચ્યા. એટલે હાલ તરત તો જય જય. મારે અદાલતમાં હાજરી તો આપવાની નથી, છતાં હું આંહીં જ રહીશ.

## પ્રવેશ પાંચમો

(સ્થળ એનું એ જ. જ્યૂરીના બાર સભ્યો. પાછળના ખુલ્લા દ્વારમાર્ગમાં નાજર ઘંટડી વગાડે છે. અદાલતના સભ્યો પોતપોતાની બેઠકે ગોઠવાઇ જાય છે. લોકોનું ટોળું ધસારાબંધ અંદર આવે છે.)

જજ: અદાલતના કામકાજને લગતી ફોજદારી ધારાશાસ્ત્રના અગિયારમા પ્રકરણની પાંચમી, છઠ્ઠી, અને આઠમી કલમને અનુસરીને હું આથી અદાલતનું કામકાજ ખુલ્લું મૂકું છું. (નોંધણીકારકુનના કાનમાં કંઇક કહે છે, પછી મોટેથી) જ્યૂરીના નવા ચૂંટાએલા સભ્યો કૃપા કરીને સોગંદ લે.

(જ્યૂરીના સભ્યો ઊભા થાય છે, બાઇબલ પર પોતાની આંગળીઓ મૂકે છે, અને એમનો નામોચ્ચાર થાય છે એ સિવાયના ભાગમાં સૌ સાથે બોલે છે.)

હું, એલેક્ઝાંડર એકલંડ,
હું, ઇમેન્યુઅલ વિકબર્ગ
હું, કાર્લ જોહાન સ્જોબર્ગ,
હું, એરિક ઓટ્ટો ઓમન,
હું, એરેન્ફિડ સોડરબર્ગ,
હું, ઓલોફ એન્ડરસન ઓફ વિક,
હું, કાર્લ પીટર એન્ડરસન ઓફ બર્ગા,
હું, એક્ષેલ વાલ્લિન,
હું, એન્ડર્સ એરિક રૂથ,
હું, સ્વેન ઓસ્કર એર્લિન,
હું, ઓગસ્ટ એલેક્ઝાંડર વાસ,
હું, લુડવિગ ઓસ્ટમાન

(સૌ સાથે, ધીમે સૂરે ને મધ્યમ અવાજે) ભગવાન અને એમના પવિત્ર ધર્મશાસ્ત્રને નામે વચન આપું છું ને સોગંદ લઉં છું કે, સઘળા નિર્ણયોમાં, મારી સમજશક્તિ અને નીતિશક્તિના પ્રમાણમાં, ભગવાનના તેમ સ્વીડનના કાનૂનને અનુસરીને કાયદો ફરમાવતો હશે તે મુજબ બને તેટલી સારી રીતે ન્યાય આપીશ, અને તેમાં ગરીબ તવંગરનો જરા પણ વહેરોઆંતરો રાખીશ નહિ; (ઊંચે સૂરે ને મોટે અવાજે) રક્તસંબંધ, લગ્નસંબંધ, કે મૈત્રીસંબંધને ખાતર, ઇર્ષ્યા, ખાર, કે ડરને લીધે, તેમ લાંચરુશ્વત કે બક્ષિસને લીધે અથવા બીજા કોઇ પણ કારણે કાયદાનો અર્થ મચડીશ નહિ, તેમ કોઇ તરફ પક્ષપાત કરીશ નહિ અથવા કોઇને અન્યાય પણ કરીશ નહિ, અને જે નિર્દોષ હોય તેને ગુનેગાર જાહેર કરીશ નહિ, અથવા ગુનેગાર હોય તેને નિર્દોષ જાહેર કરીશ નહિ.

(અવાજ એથી પણ વધારીને) તેમ, ચુકાદો અપાઇ ગયા પહેલાં કે પછી, અદાલતમાં બંધ બારણે થએલી વિચારણાઓ, અદાલતમાંના કોઇ પણ માણસ આગળ કે બહારના કોઇ પણ માણસ આગળ પ્રગટ કરીશ નહિ. આ બધું હું કશા પણ છળ પ્રપંચ કે તરફીગ વગર, સાચા પ્રમાણિક ન્યાયધીશની પેઠે કરીશ. (શાંતિ) તો ભગવાન મને મનસા વાચા કર્મણા આ સોગંદ પાળવાનું બળ આપો !

(જ્યૂરીના સભ્યો બેસી જાય છે.)

જજ : (નાઝરને) આલ્મા જોનસન વિરુદ્ધ બેટ્લ એલેક્ઝાંડરસનનો કેસ લાવો.

## પ્રવેશ છઠ્ઠો

(સ્થળ એનું એ જ. વકીલ, એલેક્ઝાંડરસન, નોકરડી, દૂધવાળી બળાબાળો)

નાઝર : (પોકારે છે) નોકરડી આલ્મા જોનસન વિરુદ્ધ બેટ્લ એલેક્ઝાંડરસન.

વકીલ : ફરિયાદી બાઇ આલ્મા જોનસનનું મુખત્યારનામું હું આપની સમક્ષ રજૂ કરું છું.

જજ : (એ ખત તપાસે છે.) નોકરડી આલ્મા જોનસન પોતાના આગલા શેઠ એલેક્ઝાંડરસન સામે દાવો નોંધાવે છે કે, એ એલેક્ઝાંડરસને તેને, પોતાના આક્ષેપના સમર્થનમાં કશો પુરાવો આપ્યા વગર તેમ અદાલતમાં કામ ચલાવ્યા વગર ચોરટી કહેલી, અને તેથી ફોજદારી ધારાશાસ્ત્રના સોળમા પ્રકરણની આઠમી કલમને અનુસરીને એ એલેક્ઝાંડરસન ૭ મહીનાની કેદની અથવા દંડની સજાને પાત્ર છે. એલેક્ઝાંડરસન, તમારે આ સંબંધમાં શું કહેવાનું છે ?

એલેક્ઝાંડરસન : મેં તેને ચોરી કરતાં દીઠેલી તેથી ચોરટી કહેલી.

જજ : તેણે ચોરી કરેલી એ બાબતના સાક્ષી છે તમારી કને?

એલેકઝાંડરસન : ના, જોગ એવો બનેલો કે એ વખતે કોઈ સાક્ષી હતું નહિ. મોટે ભાગે હું એકલો જ ફરું છું.

જજ : તો પછી તમે એ છોકરી પર કામ કેમ નહિ ચલાવ્યું?

એલેકઝાંડરસન : કેમકે હું કદી પણ અદાલતમાં જતો જ નથી. ખરી વાત એ છે કે ઘરમાં ચોરી થઈ હોય તેની એમ ચોળાચોળ કરવાનો અમારો નોકરો રાખનારાઓનો રિવાજ જ નથી. એનું એક કારણ એ કે એવી ચોરી એ રોજની વસ્તુ છે, અને બીજું કારણ એ કે અમે એ રીતે નોકરોનું ભાવિ જીવન બરબાદ કરવા માગતા નથી.

જજ : આલ્મા જોનસન, આના જવાબમાં તારે શું કહેવાનું છે?

આલ્મા જોનસન : જુ...ઓ...ને...

વકીલ : તું તારે મૂંગી રહેને (જજને) આ કેસમાં આલ્મા-જોનસન બચાવ કરનાર નહિ પણ ફરિયાદ કરનાર છે, એટલે એની માગણી એવી છે કે એલેકઝાંડરસને તેની કરેલી બદનક્ષી બાબતના તેના સાક્ષીઓની જુબાની લેવામાં આવે.

જજ : એલેકઝાંડરસન પોતે પોતાનો ગુનો કબૂલ કરે છે, એટલે મારે સાક્ષીઓની જરૂર નથી. ઊલટું મારે તો એ જાણવાની જરૂર છે કે આલ્મા જોનસને એવી કોઈ ગેરચાલ ચલાવેલી કે નહિ, કેમકે એલેકઝાંડરસન પાસે પોતાના શબ્દોને માટે સમજભરેલું કારણ હતું એમ જોઈ શકાય, તો સજા હળવી કરવામાં એ અસરકારક થઈ પડે.

વકીલ : ફોજદારી ધારાશાસ્ત્રના સોળમા પ્રકરણની તેરમી કલમમાં એવું છે કે જેના પર બદનક્ષીનું તહોમત મૂકેલું હોય તે માણસને પોતે કરેલ બદનક્ષીનો પુરાવો રજૂ કરવાની છૂટ નથી,

અને તેથી, એ કલમને અનુસરીને નામદાર જજ સાહેબની દલીલનો મારે વિરોધ કરવો પડે છે.

જજ : આ સંબંધમાં કોર્ટ વિચાર કરે છે, તો એ દરમિયાન બન્ને પક્ષનાં માણસો, સાક્ષીઓ, અને પ્રેક્ષક લોકો અદાલતમાંથી બહાર જાય.

(અદાલતના સભ્યો સિવાયનાં સૌ બહાર જાય છે.)

## પ્રવેશ સાતમો

(અદાલત)

જજ : એલેક્ઝાંડરસન પ્રમાણિક ને વિશ્વાસપાત્ર માણસ છે?

જ્યુરીના સભ્યો : હા, એલેક્ઝાંડરસન વિશ્વાસપાત્ર માણસ છે.

જજ : આલ્મા જોનસન પ્રમાણિક નોકરડી તરીકે જાણીતી છે?

એરિક ઓટો બોમન : ગઇ સાલ મારા ઘરમાંથી તેણે ચોરી કરેલી, એટલે મારે તેને કાઢી મૂકવી પડી હતી.

જજ : છતાં મારે એલેક્ઝાંડરસનનો દંડ કરવો પડશે. એમાં છૂટકો નથી. એ ગરીબ છે?

લુડવિગ ઓસ્ટમાન : એનું પાછલું મહેસૂલ ભરવાનું હજી બાકી છે અને ગઇ સાલ એને પાક કશો થયો નહોતો; એટલે એ કોઇ રીતે દંડ ભરી શકે એવી સ્થિતિમાં નથી.

જજ : અને છતાં આ કેસ મુલતવી રાખવાનું એક પણ કારણ મને જડતું નથી, કેમકે બધી હકીકત સ્પષ્ટ છે અને એલેક્ઝાંડરસનને પોતાને પુરાવો રજૂ કરવાની છૂટ નથી. તો આ સંબંધમાં કોઇને કંઇ કહેવું છે, કે કંઇ વાંધો ઉઠાવવો છે?

એલેક્ઝાંડર એકલંડ : મારે એક સામાન્ય વાત કહેવાની છે. આવા કેસમાં, જે માણસ નિર્દોષ છે એટલું જ નહિ પણ

જેને ઊલટું નુકસાન થયું છે તેને જ જો સજા સહન કરવી પડે, અને ચોરી કરનાર બાઇની કહેવાતી પ્રતિષ્ઠા જળવાઇ રહે, તો તો એનું પરિણામ સહજ રીતે એવું જ આવવાનું કે લોકો પોતાના પડોશીઓ પ્રત્યે ઓછી ભલમનસાઇ રાખવાનાં અને અદાલતના મુકદ્દમાની સંખ્યા વધવાની.

જજ : એ તદ્દન શક્ય છે, પણ અદાલતના અહેવાલમાં આવી સામાન્ય વાતો અસ્થાને છે, અને ચુકાદો તો આપ્યા વિના ચાલે જ નહિ. એટલે જ્યૂરીના સભ્યોને હું એટલું જ પૂછું છું કે એલેકઝાંડરસનને ફોજદારી ધારાશાસ્ત્રના સોળમા પ્રકરણની તેરમી કલમ પ્રમાણે ગુનેગાર ગણી શકાય કે નહિ.

જ્યૂરીના સભ્યો : હા.

જજ : (નાજરને) બન્ને પક્ષનાં માણસોને તેમ સાક્ષીઓને બોલાવો.

પ્રવેશ આઠમો

(બધાં અંદર આવે છે.)

જજ : આહ્મા જોનસન અને ખેડૂત એલેકઝાંડરસન વચ્ચેના કેસમાં એલેકઝાંડરસનને બદનક્ષી કરવા બદલ સો ક્રાઉનના દંડની સજા કરવામાં આવે છે,

એલેકઝાંડરસન : પણ મેં એને ચોરી કરતાં નજરોનજર જોએલી! દયા રાખી એનું આ ફળ!

વકીલ : (નોકરડીને) લે, જોયું ને? માણસ જો ગુનાનો ઇનકાર જ કરેને તો બધું પાંશરું ઊતરે છે. એલેકઝાંડરસન મૂરખ તે એણે કોઇ વાતનો ઇનકાર જ કર્યો નહિ. જો હું એનો વકીલ હોત અને એણે જો તહોમતનો ઇનકાર કર્યો હોત, તો તરત જ મેં તારા સાક્ષીઓની તપાસ લીધી હોત, ને તો પછી તું ક્યાં જવાની

હતી ! ઠીક, પણ ચાલો હવે આપણે બહાર જઇને બધી પતાવટ કરી લઇએ.

( નોકરડી અને સાથીઓ સાથે તે બહાર જાય છે. )

એલેકઝાંડરસન : ( નાજરને ) અને હવે તો મને લાગે છે આત્માને મારે મારે એક પ્રમાણપત્ર કાઢી આપવું પડશે અને તે પ્રમાણિક ને સારી ચાલચલગતની હતી એમ એમાં લખવું પડશે.

નાજર : એ વાતમાં આપણે માથું મારીએ નહિ.

એલેકઝાંડરસન : (હવાલદારને) ને એના પરિણામે મારે ઘર ખેતર જતાં કરવાનાં ! કોણે ધાર્યું'તું કે ભલરો ચોર કોટવાળને દંડે એવો ધનસાફ હોતો હશે ? જહાનમમાં જાય એ ! ઓમન, મોડેથી જરા આવજે ને આપણે કોરી સાથે કંઇક લઇશું.

હવાલદાર : હા, હું હમણાં જ આવીશ. પણ બૂમો ન પાડો !

એલેકઝાંડરસન : ભલેને એથી મને ત્રણ મહીનાની સજા થાય, પણ બૂમો ન પાડું તો તો થઇ જ રહ્યું ને ?

હવાલદાર : અરે, પણ બૂમો ન પાડો, બૂમો ન પાડો !

## પ્રવેશ નવમો

(સ્થળ એનું એ જ)

જજ : (નાજરને) ઉમરાવ સ્ટ્રેન્ગલ અને તેની સ્ત્રી વચ્ચેના છૂટાછેડાના કેસના પક્ષકારોને લાવો.

નાજર : ઉમરાવ સ્ટ્રેન્ગલ અને તેની સ્ત્રી વચ્ચેનાં છૂટાછેડાનાં કેસના પક્ષકારો હાજર થાય.

(ઉમરાવ અને ઉમરાવબાનુ પ્રવેશ કરે છે.)

જજ : ઉમરાવ સ્ટ્રેન્ગલે પોતાની સ્ત્રી સામેના દાવામાં એમ સ્પષ્ટ કર્યું છે કે પોતે હવે એ લગ્ન ચાલુ રાખવા માગતા

નથી, અને દેવળની સભાની ચેતવણી વ્યર્થ ગઇ હોવાથી તે અરજ કરે છે કે પોતાને એક વરસ માટે શયન ભોજનની બાબતમાં પોતાની સ્રીથી છૂટો કરવો. ઉમરાવબાનૂ, તમારે આની સામે શું કહેવાનું છે ?

ઉમરાવબાનૂ : મારા છોકરાને જો મારી સાથે રહેવા દેવામાં આવે, તો એમને છૂટા કરવા સામે મારે કશું કહેવાનું નથી. છોકરાને મારી સાથે રહેવા દેવો એ મારી શરત છે.

જજ : આવા કેસમાં કાયદો કોઇ પણ શરત કબૂલ રાખી શકે નહિ, અને છોકરાને કોના કબજામાં સોંપવો એ પ્રશ્નનો નિર્ણય તો અદાલતે કરવાનો છે.

ઉમરાવબાનૂ : એ તો વળી નવી નવાઇની વાત.

જજ : અને તેથી જેના આધારે છૂટાછેડાની માગણી કરવામાં આવે છે તે કુસંપમાં મૂળ કારણ રૂપ કોણ છે તે નક્કી કરવું એ ન્યાયાધીશને માટે ખાસ મહત્ત્વની વસ્તુ છે. સાથે જોડેલી દેવળની સભાની નોંધ ઉપરથી તો એમ દેખાય છે કે પોતાનો સ્વભાવ કોઇ કોઇ વાર ટંટાબાજ ને અસહ્ય થઇ પડે એવો છે ખરો એટલી વાતનો પત્નીએ સ્વીકાર કરેલો, ત્યારે પતિએ તો કોઇ પણ દોષનો સ્વીકાર કર્યો નથી. આ રીતે ઉમરાવબાનૂએ કબૂલ કર્યું જણાય છે કે...

ઉમરાવબાનૂ : એ વાત તો ખોટી છે !

જજ : દેવળના અધ્યક્ષ અને બીજા આઠ શ્રદ્ધાપાત્ર સાક્ષીઓએ જેમાં સહી કરી છે એવી દેવળની સભાની નોંધ ખોટી હોય એ વાત હું એમ સહેલાઇથી સ્વીકારી શકું નહિ.

ઉમરાવબાનૂ : એ ખત જ ખોટું છે.

જજ : અદાલતમાં આવા શબ્દો કોઇ વાપરે તો તેને સજા થયા વિના રહે નહિ.

ઉમરાવ : હું જરા આપનું એક વાત પર લક્ષ ખેંચું કે મેં પોતે જ અમુક શરતોએ છોકરાને ઉમરાવબાનૂના કબજામાં સોંપવાનું સ્વેચ્છાપૂર્વક સ્વીકાર્યું છે?

જજ : ને હું, મેં હમણાં જ કહી એ વાત ફરીથી કહું છું કે આ બાબતમાં નિર્ણય કરવાનું કામ બેમાંથી એકે પક્ષનું નહિ પણ ન્યાયાધીશનું છે. ને ત્યારે ઉમરાવબાનૂ, કુસંપમાં તમે કારણરૂપ છો એ વાતનો તમે ઇનકાર કરો છો, એમ ને?

ઉમરાવબાનૂ : હા, જરૂર, હું ઇનકાર કરૂં છું. તકરાર કંઇ એક જણથી થતી નથી.

જજ : ઉમરાવબાનૂ, આ કંઇ તકરાર નથી, આ તો ફોજદારી ગુનો છે. વળી, તમે અત્યારે જ તકરારી સ્વભાવ અને મમતી વલણ પ્રગટ કરી રહ્યાં છો.

ઉમરાવબાનૂ : ત્યારે તમે મારા પતિને ઓળખતા જ નથી.

જજ : જે કહેવું હોય તે કૃપા કરીને સ્પષ્ટ કહો, કેમકે કોઇ વ્યંગોક્તિને આધારે મારાથી કંઇ ચુકાદો ન આપી શકાય.

ઉમરાવ : જો એમ હોય તો મારી માગણી એવી છે કે આ દાવો રદ કરવો કે જેથી હું કોઇ બીજી રીતે છૂટાછેડા મેળવી શકું.

જજ : કેસ તો અદાલત પાસે આવી ચૂક્યો છે, એટલે કામ તો ચલાવવું જ જોઇએ. ત્યારે ઉમરાવબાનૂ, તમે એમ કહો છો કે વિચ્છેદનું કારણ તમારા પતિએ આપેલું, ખરું ને? એ વાત સાબિત થઇ શકશે?

ઉમરાવબાનૂ : હા, સાબિત થઇ શકશે.

જજ : તો કરો સાબિત, ચાલો, પણ એટલું ધ્યાનમાં રાખજો હો કે, એને પરિણામે ઉમરાવના પિતા તરીકેના તેમ મિલકતના એમ બન્ને પ્રકારના હક્ક ચાલ્યા જવાના.

ઉમરાવબાનૂ : એણે તો તે કેટલી યે વાર જતા કર્યા છે. મને શયન ભોજનની ના પાડેલી તે જ દિવસે નહોતા જતા કર્યા ?

ઉમરાવ : એ સંબંધમાં મારે ખુલાસો કરવાનો છે કે મેં એને શયનની કદી પણ ના પાડેલી જ નહિ. મેં તો ફક્ત ભોજન સમય સુધી ઊંધ્યા કરવાની જ એને ના પાડેલી, અને તેનું કારણ એ કે એમ કરવાથી ઘરમાં કશો બંદોબસ્ત રહેતો નહોતો અને છોકરાની દેખરેખ પણ રાખી શકાતી નહોતી. ને ભોજનના સંબંધમાં તો એ વિષયની પૂર્ણ સત્તા મેં સદાય ગૃહિણીને જ સોંપી દીધી છે, અને વાંધો લીધો છે તે તો ઘરની કોઈ પાકી સંભાળ લેનારું ન હોય એવે વખતે ન નભી શકે એવી ખરચાળ મિજબાનીઓ સામે જ લીધો છે.

ઉમરાવબાનૂ : અને એણે મને માંદી હોઉં છતાં દાક્તરને ન બોલાવતાં એમ ને એમ પડી રાખી છે.

ઉમરાવ : ઉમરાવબાનૂની એક ખાસ ટેવ છે કે જ્યારે જ્યારે પોતાનું ધાર્યું ન થાય ત્યારે માંદાં પડી જવું, પણ એ જાતની માંદગી પાછી તરત જ મટી જાય છે. એકવાર મેં શહેર-માંથી એક નિષ્ણાત દાક્તરને બોલાવેલો, પણ એણે મને સ્પષ્ટ કહેલું કે એની માંદગી તો ખોટા ડોળ સિવાય બીજું કંઈ નથી, એટલે પછી પોતાને જોઈતો હતો તેથી પચાસ કાઉન ઓછી કિંમતનો બારીનો કાચ આણેલો તેને લીધે તે પછી તેને જે માંદગી થઈ આવેલી તે પ્રસંગે મેં દાક્તર બિલકુલ બોલાવ્યો જ નહિ.

જજ : આમાંનું એકે કારણ આવા ગંભીર કેસનો નિર્ણય કરતી વખતે વિચારી શકાય એ પ્રકારનું નથી. આથી વધારે મહત્ત્વનાં કારણો હોવાં જોઈએ.

ઉમરાવબાનૂ : તો બાપ માને તેના પોતાના સંતાનને ઉછેરવા ન દે એ તો જરૂર કારણ તરીકે સ્વીકારાવું જોઈએ.

ઉમરાવ : પહેલી વાત તો એ કે ઉમરાવખાનૂએ સંતાનના ઉછેરનું કામ પોતાની દાસીને ભળાવી દીધું છે, અને એણે પોતે જો કદી એ કામ હાથમાં લીધું હોય તો એથી કામ હમેશાં બગડ્યું જ છે. બીજી વાત એ કે એણે છોકરાને પુરુષને બદલે સ્ત્રીની પેઠે ઉછેરવાની ઇચ્છા રાખી છે; દાખલા તરીકે છોકરો ચાર વરસનો થયો ત્યાં સુધી તેને છોકરીનાં કપડાં પહેરાવીને એ ફેરવતાં, અને આજે આઠ વરસની ઉંમરે પણ એ છોકરીની પેઠે લાંબો ચોટલો રાખે છે, અને છોકરીની પેઠે તેની પાસે સીવવા ભરવાનું કામ કરાવવામાં આવે છે તેમ ઢીંગલીએ પણ રમાડવામાં આવે છે. આ બધી વસ્તુ એ છોકરાનો પુરુષરૂપે સમધારણ વિકાસ થવામાં મને હાનિકારક લાગે છે. સાથે સાથે તે પારકી છોકરીઓને છોકરાનો પોશાક પહેરાવવામાં આનંદ લે છે, એ છોકરીઓના વાળ તેણે કપાવી નાખ્યા છે, અને એમની પાસે સાધારણ રીતે છોકરાઓ કરે એવું કામ એ કરાવે છે. ટૂંકામાં, ફોજદારી ધારાશાસ્ત્રના અઢારમા પ્રકરણનો ભંગ કરે એવાં આ જાતનાં થેલછાભર્યાં ચિહ્નો મેં એના ઉછેરમાં દીઠાં ત્યારે મેં એ બાળકનો ઉછેર મારા હાથમાં લઇ લીધો.

ઉમરાવખાનૂ : અને છતાં અત્યારે તમે એ બાળકને એની માના કબજામાં સોંપવા ખુશી છો, એ કેવું નવાઇભર્યું !

ઉમરાવ : હા, હું સોંપવા ખુશી છું, કેમકે બાળકને એની માથી વિખૂટો પાડવાનો નિર્દય વિચાર મેં કદી રાખેલો જ નથી, અને વળી, એની મા હવે સુધરવાનું વચન આપે છે. બાકી મેં જે વચન આપ્યું છે તે અમુક શરતે જ આપ્યું છે, અને કાયદાને આ બાબતમાં કંઇ લેવાદેવા નહિ હોય એમ ધારીને જ મેં એ વચન આપ્યું છે; પણ હવે આપણે એક બીજા પર આક્ષેપો મૂકવાનું આદર્યું છે એ જોતાં મારો એ વિચાર મેં છોડી દીધો છે અને તે ખાસ કરીને તો એટલા માટે કે હું મૂળ ફરિયાદ

કરનાર હતો એમાંથી બચાવ કરનારની સ્થિતિમાં મને મૂકવામાં આવ્યો છે.

ઉમરાવબાનુ : આ માણસ હમેશાં પોતાનો વચન આવી જ રીતે પાળે છે.

ઉમરાવ : દુનિયામાં સઘળાં માણસોનાં વચનની પેઠે મારાં વચન પણ અમુક શરતે જ પાળવાનાં હોય છે, અને એ શરતો જ્યાં સુધી પાળવામાં આવે છે ત્યાં સુધી હું તેને વફાદાર રહ્યો છું.

ઉમરાવબાનુ : આવી જ રીતે એણે મને લગનમાં વ્યક્તિગત સ્વતંત્રતા આપવાનું વચન આપેલું.

ઉમરાવ : પણ તે સ્વાભાવિક રીતે જ એવી ધારણા ઉપર કે સભ્યતા ને શિષ્ટતાના નિયમોનો ભંગ નહિ થાય, પણ જ્યારે સઘળી મર્યાદાઓનું ઉલ્લંઘન કરવામાં આવ્યું, અને સ્વતંત્રતાને નામે સ્વચ્છંદીપણું જ્યારે દાખલ થયું, ત્યારે મારું આપેલું વચન મેં ફોક ગણ્યું.

ઉમરાવબાનુ : અને એ કારણે એણે મને સાવ અજુગતા એવા વહેમ ને અદેખાઈથી હેરાન હેરાન કરી મૂકી–વહેમને અદેખાઈથી લગ્નજીવન સદાય અસહ્ય બની જાય છે તેમાં આ વહેમ તો સાવ અયોગ્ય હતો, એટલે મને અતિશય હેરાન કરી મૂકી. એની બેવકૂફાઈ તો એટલે સુધીની કે દાક્તરનો પણ એને તો વહેમ આવતો.

ઉમરાવ : વહેમમાં ફક્ત આટલું જ હતું કે સાધારણ રીતે સ્ત્રીદાક્તરની મદદ લેવી જોઈએ, એવો દરદમાં એને એક નામચીન કુચલીખોર પુરુષદાક્તરની પાસે સારવાર કરાવવી હતી એ સામે મેં વાંધો લીધેલો, પછી એક વાર દીવાનખાનામાં બેસીને અમારો કામદાર સિગાર પીતો હતો અને ઉમરાવબાનુને સિગાર આપતો હતો એ જોઈને મેં તેને કાઢી મૂકેલો એ પ્રસંગને વહેમ કહેવામાં આવતો હોય તો કોણ જાણે.

ઉમરાવખાનુ : હવે જ્યારે આપણે બધી લાજ શરમ નેવે મૂકીને વાત કરવા માંડી છે ત્યારે તો પૂરેપૂરી હકીકત પ્રગટ કરી દેવી એ જ ઠીક છે. ઉમરાવે તો વ્યભિચાર કર્યો છે.-શું આ ગુનો મારા બાળકનો કુલમુખત્યાર કબજો મેળવવાને એને નાલાયક ઠરાવવાને પૂરતો નથી ?

ઉમરાવ : તમે એ સાબિત કરી શકશો ?

ઉમરાવખાનુ : હા, જરૂર, હું સાબિત કરી શકીશ. આ રહ્યા એના પુરાવાના પત્રો.

જજ : (પત્રો લે છે.) કેટલા વખત ઉપરની આ વાત છે ?

ઉમરાવખાનુ . એક વરસ ઉપરની.

જજ : ત્યારે તો એ સંબંધમાં કામ ચલાવવાની મુદત ચાલી ગઇ છે, પણ છતાં એ હકીકત પોતે તમારા પતિની ખૂબ વિરુદ્ધમાં જાય એવી છે, અને એને પરિણામે કદાચ તેને પોતાના છોકરા ઉપરનો હક્ક તેમ મિલકતનો હક્ક પણ ગુમાવવો પડે. આ વ્યભિચારનો આક્ષેપ તમે કબૂલ કરો છો, ઉમરાવ ?

ઉમરાવ : હા, હું કબૂલ કરું છું, અને તે શરમ અને પશ્ચાત્તાપપૂર્વક; પણ જે સંજોગોમાં મારે એમ કરવું પડેલું તે લક્ષમાં લ્યો એટલે એમાં મારી જવાબદારી કેટલી થોડી છે એ આપ જોઇ શકશો. વાત એમ છે કે ઉમરાવખાનૂ મારી સાથે ઇરાદાપૂર્વક ભાવશૂન્ય વર્તન રાખતાં હતાં, અને ખરી રીતે કાયદા પ્રમાણે જે મને હક્કપૂર્વક મળવું જોઇતું હતું તેની અનુનયપૂર્વક માગણી કરવા છતાં મને તે નહિ મળેલું. એટલે એ રીતે મને છતી બૈરીએ વાંઢા જેવી નામોશીભરી હાલતમાં ફરજિયાત મૂકેલો. વળી મારા લગ્નજીવનમાં એણે વેશ્યાચાર દાખલ કરેલો, ને પ્રારંભમાં સત્તાને ખાતર ને પાછળથી બક્ષિસો ને પૈસાને ખાતર એણે પોતાનો પ્રણય વેચવા માંડેલો, એટલે એવી રીતે પ્રણય ખરીદ કરતાં આખરે હું થાકી ગયો, અને તેથી છેવટે ઉમરાવ-

બાનૂની પોતાની ચોખ્ખી સંમતિ સાથે એક બીજી સ્ત્રી સાથે આડો વહેવાર રાખવાની મને ફરજ પડેલી.

જજ : તમે તમારી સંમતિ આપેલી, ઉમરાવબાનૂ?

ઉમરાવબાનૂ : ના, એ વાત સાચી નથી. સાચી હોય તો લાવો પુરાવો.

ઉમરાવ : વાત સાચી જ છે, પણ એનો પુરાવો હું આપી શકું એમ નથી, કારણ કે એ વાતનો એકનો એક સાક્ષી તે મારી સ્ત્રી, તે તો એમાં નામુકર જાય છે.

જજ : પુરાવો ન આપી શકાય એ ઉપરથી વાત અવશ્ય ખોટી જ હોય એવું કંઇ ઠરતું નથી. પણ આ જાતનો કરાર દેશના કાયદાથી વિરુદ્ધ હોવાથી ફોક ઠરે છે એટલે ઉમરાવ, બધી વાત હજુ તમારી વિરૂદ્ધમાં જ છે.

ઉમરાવબાનૂ : અને, ઉમરાવે પોતાનો ગુનો શરમ અને પશ્ચાત્તાપપૂર્વક કબૂલ કરેલો હોવાથી, હું જે હવે બચાવ કરનાર નહિ પણ ફરિયાદ કરનાર જ બનું છું, તે માગણી કરું છું કે કોર્ટે હવે કામ આગળ ચલાવવું, કેમકે આ બાબતમાં વિશેષ વીગતોની જરૂર હવે રહેતી નથી.

જજ: કોર્ટના મુખ્યાધિકારી તરીકે હું નિર્ણય આપું છું કે ઉમરાવને આ સંબંધમાં પોતાનો બચાવ કરવો હોય અથવા બચાવ નહિ તો છેવટ ગુનાનાં કારણો રજૂ કરી પોતાનો ગુનો હળવો સાબિત કરવા કંઇ કહેવું હોય તો એનો એ ખુલાસો સાંભળી લેવો એ પ્રથમ આવશ્યક છે

ઉમરાવ : મારો વ્યભિચારનો ગુનો તો હું હમણાંજ કબૂલ કરી ગયો છું અને એ ગુનામાં મારી જવાબદારી કેટલી ઓછી હતી એ બતાવવા માટે મેં બે કારણો પણ રજૂ કર્યાં છે. તેમાં પહેલું એ કે એ કામ મારે અનિવાર્ય જરૂરને લીધે જ કરવું પડેલું, કેમકે

દસ વરસના પરિણીત જીવનને અંતે મને એકાએક માલૂમ પડયું કે હું તો છતીબૈરીએ વાંઢા જેવો છું, અને બીજું એ કે એ કામ મેં ઉમરાવબાનુની પોતાની સંમતિ લઇને જ કર્યું હતું. પણ હવે મને માનવાને કારણ મળે છે કે આ બધું મારી સામે કેસ માંડવા માટે એણે યુક્તિપૂર્વક ગોઠવેલી જાળ જેવું કાવતરું જ હતું, અને તેથી, મારા પુત્રના હિતને ખાતર, વાતને આટલેથી જ સંકેલી ન લેતાં એ વિષયમાં આગળ વધવાની મને મારી ફરજ લાગે છે.

ઉમરાવબાનૂ : (એકાએક ચીસ પાડી ઊઠે છે) એક્સેલ !

ઉમરાવ : મારે વ્યભિચાર કરવો પડયો તેનું મૂળ કારણ તો ઉમરાવબાનૂની પોતાની જ બેવફાઇ હતી.

જજ : ઉમરાવબાનૂએ બેવફાઇ કરેલી એનો પુરાવો આપી શકશો તમે ?

ઉમરાવ : ના. કેમકે અમારા ઘરની આબરૂ સાચવી રાખવાને ઈંતેજાર હોવાથી એને લગતાં પુરાવાનાં જે કંઇ સાધનો મારા હાથમાં આવેલાં તે સઘળાં મેં નષ્ટ કરેલાં, પણ છતાં મને આશા છે કે ઉમરાવબાનૂએ એક વાર આ વાત મારી આગળ કબૂલ કરેલી તેમ આંહીં પણ કરશે.

જજ : ઉમરાવના આચરણમાં શિથિલતા આવી એ પહેલાં તમે વ્યભિચાર કરેલો એ કબૂલ કરો છો ? જો એમ હોય તો તમારો વ્યભિચાર અમુક અંશે એના આ વર્તનના પ્રેરક કારણ-રૂપ ગણાય.

ઉમરાવબાનૂ : ના !

જજ : આ આક્ષેપની બાબતમાં તમે સર્વથા નિર્દોષ છો એમ સોગંદપૂર્વક કહેશો તમે ?

ઉમરાવબાનૂ : હા !

ઉમરાવ: ભલા ભગવાન ! ના, ના. એવું ન કરવું એણે.

હું આજીજી કરીને કહું છું કે કોઇ પણ કારણે ખોટા સોગંદ તો ન જ ખાવા."

જજ : આ હું બીજી વાર પૂછું છું: ઉમરાવબાનુ, તમે સોગંદ ખાશો?

ઉમરાવબાનૂ : હા!

ઉમરાવ : આપની પરવાનગીથી હું જરા લક્ષ ખેંચવા માગું છું કે અત્યારે ઉમરાવબાનૂ ફરિયાદ કરનારરૂપે ખડાં રહ્યાં છે, અને કોઇ માણસ સોગંદ ઉપર ફરિયાદ ન કરી શકે.

જજ : તમે એના પર આક્ષેપ મૂક્યો છે એટલા પૂરતાં એ બચાવ કરનાર બનેલ છે. જ્યૂરીના સભ્યોનો આ બાબતમાં શો મત છે?

ઇમ્પેન્યુઅલ વિકબર્ગ : આ મુકદમામાં ઉમરાવબાનૂ પોતે જ પક્ષકાર છે, એટલે મને લાગે છે કે પોતાના થકી એ ભાગ્યે જ પુરાવો આપી શકે.

સ્વેન ઓસ્કર એર્લિન : મને લાગે છે કે ઉમરાવબાનૂ સોગંદ પર કંઇ કહે એ જો પુરાવા રૂપે સ્વીકારાય, તો પછી ઉમરાવને પણ એ રીતે સોગંદ લઇને પુરાવો રજૂ કરવાની છૂટ હોવી જોઇએ; અને એક સોગંદપૂર્વક કહેલી વાત જો બીજાની સોગંદપૂર્વક કહેલી વાત સાથે બરાબર મળતી ન આવે તો પછી આખી વાત અંધારામાં રહે.

ઑગસ્ટ એલેકઝાંડર વાસ : ખરી રીતે આ કંઇ કોઇ સાક્ષીના સોગંદનો પ્રશ્ન નથી, પણ આ તો પક્ષકારની જ નિર્દોષતા સાબિત કરવાના સોગંદનો પ્રશ્ન છે.

એન્ડર્સ એરિક રૂથ : એ પ્રશ્નનો જ પહેલાં નિર્ણય કરવાનો છે.

એક્ષેસ ચેમ્મિન : પણ તે કંઇ પક્ષકારોની હાજરીમાં ન બને; અદાલતની વિચારણાઓ કંઇ સર્વને માટે જાહેર ન હોઇ શકે.

કાર્લ જોહાન સ્નોબર્ગ : જ્યૂરીના સભ્યોએ એકાન્તમાં જ બોલવું એવું કંઈ નથી.

જજ : આટલા બધા પરસ્પર ભિન્ન અભિપ્રાયોમાંથી મને કશું માર્ગદર્શન મળી શકે એમ નથી, પણ ઉમરાવનો ગુનો સાબિત થઈ શકે એમ છે, અને ઉમરાવબાનુનો ગુનો હજુ નાસાબિત છે, તેથી ઉમરાવબાનુ કને મારે નિર્દોષતાના સોગંદ લેવરાવવા પડશે.

ઉમરાવબાનુ : તે હું તયાર છું.

જજ : ના, પળવાર થોભો ! ઉમરાવ, તમને સમય આપવામાં આવ્યો હોય, તો તમે કરેલા આક્ષેપના સમર્થનમાં તમે સાક્ષી પુરાવો કંઈ રજૂ કરી શકો ?

ઉમરાવ : હું રજૂ કરી પણ ન શકું, અને કદાચ કરી શકું તોપણ કરવા માગતો નથી, કેમકે મારું કુળકલંક પ્રગટ કરવાની મને હોંશ નથી.

જજ : હું દેવળસભાના અધ્યક્ષ સાથે મસલત કરું એટલો વખત અદાલતનું કામકાજ મુલતવી રાખવામાં આવે છે.

(ન્યાયાસનેથી ઊતરીને જમણી બાજૂએ જાય છે.)

## પ્રવેશ દસમો

(સ્થળ એનું એ જ. જ્યૂરીના સભ્યો ધીમે સાદે અંદર અંદર મસલત કરે છે. ઉમરાવ ને ઉમરાવબાનુ પાછળના ભાગમાં છે. પ્રેક્ષક લોકો ટોળાં બળીને વાતો કરે છે.)

ઉમરાવ : (ઉમરાવબાનુને) તમને ખોટા સોગંદ ખાતાં પણ સંકોચ નથી થતો !

ઉમરાવબાનુ : મારા બાળકની વાત હોય ત્યાં મને કશાનો ય સંકોચ નથી થતો.

ઉમરાવ : પણ ધારો કે મારી પાસે પુરાવો હોય તો ?

ઉમરાવબાનૂ : પણ તમારી પાસે છે જ નહિ.

ઉમરાવ : એ પત્રો બાળી નાખેલા, પણ તેની પ્રમાણભૂત નકલ હજુ રાખી છે.

ઉમરાવબાનૂ : તમે મને ભડકાવવા માટે જૂઠું બોલો છો.

ઉમરાવ : મારા બાળક પર મને કેટલો ઊંડો પ્રેમ છે એ બતાવવા માટે, ને હું એનો બાપ તો હવે બદનામ થઇ ચૂક્યો, તો બને તો કંઇ નહિ તો એક એની માને તો એ બાળકને ખાતર બદનામીમાંથી બચાવવા માટે, એ પુરાવારૂપ પત્રો મારી પાસે આ રહ્યા તે તમને આપી દઉં છું. તમે ખુશીથી એ કબજામાં રાખો, પણ લઇને પછી પાછાં કૃતઘ્ન ન થતાં, હો. (પત્રોનું એક પડીકું તેને આપે છે.)

ઉમરાવબાનૂ : તમે જૂઠા છો એ તો પહેલાં ય જાણતી'તી, પણ એમ છતાં આ પત્રોની નકલ કરાવી લેવા જેટલા બદમાસ હશો એવું મેં નહોતું ધાર્યું.

ઉમરાવ : ત્યારે આ તમારી કૃતજ્ઞતા ! પણ હવે આપણે બન્ને બરબાદ થઇ ચૂક્યાં.

ઉમરાવબાનૂ : હા, બન્ને સાથે બરબાદ થઇએ એ જ ઠીક, એટલે પછી બધી તકરારનો અંત આવશે.

ઉમરાવ : બાળકનાં મા ને બાપ બન્ને બરબાદ થાય અને દુનિયામાં તે સાવ એકલો પડી જાય એ શું એને માટે સારું છે ?

ઉમરાવબાનૂ : એ તો બની જ ન શકે કદી.

ઉમરાવ : તમારા અક્કલ મૂર્ખાઇભર્યા મિથ્યાભિમાનથી તમે તમારી જાતને કાયદાથી તેમ તમારા માનવબંધુઓથી પર માની લ્યો છો, અને એ મિથ્યાભિમાનથી તમે આ એવો ઝઘડો શરૂ કર્યો છે કે જેથી નુકસાન ફક્ત એક જ જણને થવાનું છે અને તે બીજા કોઇને નહિ પણ આપણા બન્નેના પુત્રને ! જેની સામે

માણસથી ઉશ્કેરાઇને બચાવ કર્યા વિના રહેવાય જ નહિ એવો આ હલ્લો તમે શરૂ કર્યો એ વખતે તમે શાનો વિચાર કરતાં હતાં? તમારા પુત્રનો તો તમને એ વખતે વિચાર હતો જ નહિ! તમે શું વેર લેવાનો વિચાર કરતાં હતાં? વેર શાનું? મેં તમારો ગુનો પકડી પાડ્યો તેનું?

ઉમરાવબાનૂ: પુત્રનો વિચાર? ત્યારે તમે ત્યાં ઊભા ઊભા મને આ ગમે તેવાં માણસોનાં ટોળાની હાજરીમાં બદનામીથી ખરડી એ વખતે તમે તો પુત્રનો વિચાર કરતા હશો, ખરું ને?

ઉમરાવ: હેલેન! જંગલી પશુઓની પેઠે આપણે એક બીજાને નિર્દય રીતે ચીરી નાખેલ છે, અને જેઓ આપણી ખુવારીથી રાજી થાય છે એવાં આ સઘળાં માણસોની સમક્ષ આપણે આપણી એબ ખુલ્લી કરી છે. કેમકે આ આખા ખંડમાં આપણો એક પણ મિત્ર નથી. આ બનાવ પછી આપણો પુત્ર પોતાનાં માબાપ વિશે ગર્વપૂર્વક વાત કરી શકશે નહિ; એને મા કે બાપ એકે જણ તરફની સારી ભલામણ વગર આ જીવનમાં પ્રવાસ કરવો પડશે; એ જોશે કે પોતાના ઘરથી સૌ દૂર ભાગે છે, અને આપણી વૃદ્ધાવસ્થામાં આપણને સૌનો તિરસ્કાર પામીને એકલવાયું જીવન ગાળતાં દેખશે એટલે એવો દિવસ આવશે કે એ પણ આપણને તજીને નાસી જશે.

ઉમરાવબાનૂ: ત્યારે તમે શું કરવા માગો છો?

ઉમરાવ: આ જગ્યા વેચાય કે તરત જ આપણે ક્યાંક પરદેશ ચાલ્યાં જઇએ.

ઉમરાવબાનૂ: અને પછી ત્યાં જઇને વળી નવેસરથી ઝઘડો આદરવો! એનું પરિણામ શું આવવાનું એ હું જાણું છું. તમે એકાદ અઠવાડિયું સખણા રહેશો ને પછી પાછા મને ભાંડવા લાગશો.

ઉમરાવ: જરાક વિચાર કરો, કે આપણું ભાવિ તો અત્યારે ત્યાં અંદર ઘડાઇ રહ્યું છે. એ પાદરીને તમે હમણાં જ જૂઠો કહ્યો

છે, એટલે એની આગળથી તમે એક પણ સારા શબ્દની આશા રાખશો નહિ; અને હું તો નાસ્તિક તરીકે જાણીતો છું, એટલે મારે તો દયાની આશા રાખવાની જ નથી. અરે, મને તો એમ થાય છે કે જંગલમાં જઇને ઝાડનાં મૂળિયાંની બખોલમાં પડ્યો રહું, અને કોઇ પથ્થરની પાછળ મારું મોં સંતાડી દઉં—એટલી બધી શરમ મને તો આવે છે!

ઉમરાવબાનૂ : સાચી વાત છેઃ પાદરી આપણને બન્નેને ધિક્કારે છે, અને પરિણામ તમે કહો છો એવું જ કદાચ આવવાનું. તમે જઇને એની સાથે વાત કરો તો સારું.

ઉમરાવ : શાની વાત કરું? સમાધાનની?

ઉમરાવબાનૂ : તમને જે ઠીક લાગે તેની, પણ ઝટ જાઓ, મોડું ન થાય; ક્યાંક મોડું થશે તો પછી શું કરશું? શું છે તે પેલો એલેકઝાંડરસન બધો વખત લપાતો લપાતો આપણી આસપાસ ફર્યા કરે છે? મને એ માણસની દહેશત લાગે છે!

ઉમરાવ : એલેકઝાંડરસન તો આબરૂદાર ને સભ્ય માણસ છે.

ઉમરાવબાનૂ : તે તમારા તરફ, મારા તરફ નહિ. એની આ નજર પહેલાં પણ મેં જોઇ છે! હવે પાદરી પાસે જાઓ, પણ પહેલાં મારો હાથ પકડો. મને બહુ બીક લાગે છે!

ઉમરાવ : શાની બીક લાગે છે, પ્રિય, શાની?

ઉમરાવબાનૂ : એ તો મને ખબર નથી. બધી વાતની, અને બધાં માણસોની!

ઉમરાવ : પણ મારી નહિ!

ઉમરાવબાનૂ : ના, હવે નહિ. આ તો જાણે એવું થયું કે કોઇ આપણને કારખાનામાં ઘસડી ગયું ને ત્યાં આપણાં કપડાં પૈડામાં આવી ગયાં! અને આ બધાં ખારીલાં માણસો સામે ઊભાં રહીને હસતાં હસતાં બધું જોયા કરે છે! આ તે આપણે

શું કરી બેઠાં ? ક્રોધમાં આ તે આપણે શું કરી બેઠાં ? જરા વિચાર તો કરો કે ઉમરાવ ને ઉમરાવબાનુને આમ ઉઘાડાં કરીને એક બીજાને ઝૂડતાં દેખીને એ લોકોને કેટલી બધી મઝા પડતી હશે ! અરે, મને તો એમ થાય છે કે જાણે આંહી હું સાવ નગ્ન દશામાં જ ઊભી છું. ( પોતાનો ઝભ્ભો ફરીથી સરખો કરે છે. )

ઉમરાવ : સ્વસ્થ થાઓ, પ્રિય ! મેં તમને અગાઉ કહેલું એ ફરી કહેવાને આ ભાગ્યે જ યોગ્ય સ્થળ ગણાય કે: દુનિયામાં માણસને એક જ મિત્ર હોય છે ને એક જ ઘર હોય છે. પણ કંઇ નહિ, આપણે હજુ નવેસરથી જીવન શરૂ કરીશું. શરૂ કરી શકીશું કે કેમ તે તો ભગવાન જાણે ! ના, ના, આપણે એવું કંઇ નહિ કરી શકીએ. વાત બહુ આગળ વધી ગઇ. આગળ વધી ગઇ શું, ખતમ થઇ ગઇ ! અને આ એનો અંત. હા, આ બધું એના અંત રૂપ જ ભલે બને ! અને બીજું જે બધું બની ગયું તે પછી આવો અંત આવ્યા વિના બીજો રસ્તો જ નહોતો. નહિ, આપણે તો હવે જીવનભરના દુશ્મન બન્યાં ને હું જો તમને બાળક સાથે જવા દઉં તો તમે કદાચ ફરીથી કોઇની સાથે પરણો. મને હવે એ સમજાય છે, એટલે પછી મારા દીકરાને સાવકો બાપ આવે અને પારકા પુરુષને મારી સ્ત્રી ને બાળક સાથે ફરતો જોવાનો મારે વારો આવે! અથવા કદાચ કોઇ પારકા પુરુષની કોઇ છિનાળ બૈરીને મારે હાથે વળગાડીને હું પોતે ફરતો ફરું એવું પણ બને ! એટલે હવે બીજી વાત નહિ ! હવે તો કાં તો તમે નહિ ને કાં તો હું નહિ ! આપણા બેમાંથી એકનો તો નિકાલ આવવો જ જોઇએ ! કાં તમે, કાં હું !

ઉમરાવબાનૂ : તમે ! તમને જો બાળક લઇ જવા દઉં તો પછી તમે ફરી પરણી શકો, અને મારે મારા બાળકને નવી માના હાથમાં જોવો પડે. અરે, એ વાતનો વિચાર જ મને ખૂની બનાવવાને પૂરતો છે ! મારા છોકરાને સાવકી મા !

ઉમરાવ : એનો તો તમારે અગાઉથી વિચાર કરવો જોઇતો

હતો, પણ મને તમારી સાથે-'જકડી-રાખનારી' પ્રેમની સાંકળને બચકાં ભરતો જ્યારે તમે જોએલો ત્યારે તો તમે એમ ધારેલું કે હું બીજી કોઇ પર પ્રેમ નહિ કરી શકું.

ઉમરાવબાનુ : તે મારો તમારા પર કદી પણ પ્રેમ હતો એમ શું તમે ધારો છો ?

..ઉમરાવ : હા, એક વખત તો જરૂર. જ્યારે હું તમારા તરફ બેવફા બન્યો તે વખતે. એ વખતે તમારો પ્રેમ પરાકાષ્ઠાએ પહોંચેલો, અને એ વખતે તમે જે તિરસ્કારનો ખોટો ડોળ કરતાં હતાં તેથી તો તમે એટલાં બધાં આકર્ષક લાગતાં હતાં કે એની સામે ટક્કર-ઝીલવી મુશ્કેલ હતી. મારી એ બદચાલ પછી તો તમે મને માનભાવથી પણ જોવા લાગેલાં. એ માનભાવની પાછળ પ્રશંસાપ્રેરક તત્ત્વ મારું પૌરુષ હતું કે મારો પાપાચાર હતો એ મને ખબર નથી. પણ મને લાગે છે એ બન્નેને લીધે તમને પ્રશંસાવૃત્તિ સ્ફુરેલી, કેમકે આખી દુનિયામાં મેં તમારા જેવી આઠે અંગે અણીશુદ્ધ સ્ત્રી બીજી કોઇ જોઇ નથી. અને જે સ્ત્રીનો હજી મેં વિચાર સરખો કર્યો નથી તેની તો તમને ક્યારની અદેખાઇ પણ આવવા લાગી છે. તમે મને પરણ્યાં એ કેવી કરુણ ઘટના બની ગઇ ! પત્નીને બદલે જો તમે મારી રખાત બન્યાં હોત તો તમે અમૂક વિજય પ્રાપ્ત કર્યો હોત, અને તો પછી તમારી બેવફાઇઓ તો મારા યૌવનના મદમાં ઉમેરેલી કલગી જેવી જ માત્ર લાગત.

ઉમરાવબાનુ : હા, તમારો પ્રેમ સદાય વિષયપરાયણ જ હતો.

ઉમરાવ : સઘળી આધ્યાત્મિક વસ્તુઓ હોય છે એવો એ વિષયપરાયણ હતો, અને સઘળી વિષયપરાયણ વસ્તુઓ હોય છે એવો એ આધ્યાત્મિક હતો. તમારી સાથેના વ્યવહારમાં મારામાં જે નિર્બળતા જોવામાં આવતી હતી, તે તો મારા ભાવની પ્રબળતાનાં જ પરિણામ રૂપ હતી, પણ એ નિર્બળતા ઉપરથી તમને

એવો ખ્યાલ આવેલો કે તમે મારા કરતાં બળવાન છો, ત્યારે ખરી વાત તો એ હતી કે તમે મારાં કરતા વધારે બળવાન નહિ પણ મારા કરતાં વધારે ખારીલાં, વધારે જંગલી, ને વધારે સિદ્ધાન્તશૂન્ય જ હતાં.

ઉમરાવબાનૂ : તમે મારા કરતાં બળવાન? એ શું બોલ્યા તમે ! તમે તો એવા અસ્થિર છો કે બે મિનીટ સુધી એકની એક વસ્તુ તમને જોઇતી નથી હોતી, અને એકંદરે તો, તમને શું જોઇએ છે એનું જ તમને પોતાને પણ ભાન હોતું નથી.

ઉમરાવ : ના, મારે શું જોઇએ છે એનું મને બરાબર ભાન હોય છે, પણ મારા અંતરમાં પ્રેમ ને ધિક્કાર બન્નેને માટે અવકાશ છે, એટલે એક ક્ષણે હું તમારા પર પ્રેમ રાખું છું તો બીજી ક્ષણે તમને ધિક્કારું છું. ઉદાહરણ તરીકે અત્યારની જ વાત કરું તો અત્યારે હું તમને ધિક્કારી રહ્યો છું.

ઉમરાવબાનૂ : ને હવે અત્યારે તમને તમારા બાળકનો વિચાર આવે છે !

ઉમરાવ : હા, અત્યારે તેમ સદાએ. અને એનું કારણ શું એ જાણો છો ! કારણ એ કે તે આપણા બન્નેના પ્રેમે ધારણ કરેલું રક્તમાંસમય મૂર્ત સ્વરૂપ છે. આપણી વચ્ચેની ધન્યતમ પળોના એ સંસ્મરણરૂપ છે, આપણા આત્માઓને જોડનારી સાંકળરૂપ છે, અને ઇચ્છા હોય કે ન હોય છતાં આપણે જ્યાં સદાએ એકત્ર થઇએ છીએ એવા મિલનસ્થાનરૂપ છે, અને છૂટાછેડા મેળવી શકીએ તોપણ આપણે કદી પણ છૂટાં પડી શકીએ એમ નથી તેનું પણ એ જ કારણ છે. અરે, મને તો એમ થાય છે કે હું ઇચ્છું છું એટલો ધિક્કાર કોઇ પણ રીતે તમારા તરફ રાખી શકું તો કેવું સારું !

## પ્રવેશ અગિયારમો

(સ્થળ એનું એ જ. જજ અને પાદરી વાતો કરતા આગલા ભાગમાં ઊભા છે.)

જજ : આ રીતે ન્યાય તોળવાની કે સત્ય શોધી કાઢવાની આશા રાખવી સર્વથા વ્યર્થ છે એમ હું જોઈ શકું છું. અને મને એમ લાગે છે કે અત્યારના કાયદાઓ યોગ્યાયોગ્યતા વિષેના આપણા વિચારો કરતાં બે સૈકા પાછળ છે. જુઓને, પેલો એલેક્ઝાંડરસન નિર્દોષ હતો છતાં મારે તેને સજા કરવી પડી નહિ? ને પેલી ચોરટી છોકરીને મારે છોડી મૂકવી પડી નહિ? અને આ છૂટાછેડાના કેસમાં તો અત્યારની ઘડી સુધીમાં હું કંઈ પણ સમજી જ શક્યો નથી, એટલે એ સંબંધમાં ચુકાદો આપવા જેટલી જવાબદારીનો ભાર મારું અંતર સહી શકે એમ નથી.

પાદરી : અને છતાં ચુકાદો આપ્યા વિના તો ચાલે જ નહિ.

જજ : પણ હું નહિ આપવાનો! હું મારી જગ્યાનું રાજીનામું આપી દઈશ અને કોઈ બીજો ધંધો પસંદ કરીશ.

પાદરી : અરે, એવી બદનામીથી તો આપનું નામ જગબત્રીસીએ ચડશે અને સઘળા ધંધાનાં દ્વાર આપને માટે બંધ થઈ જશે. એ તો એમ ને એમ થોડાં વરસ ન્યાયાધીશ તરીકે કામ કર્યાં કરો, એટલે આપ જોઈ શકશો કે માનવીના જીવન નષ્ટ કરવાં એ તો ઈંડાંનાં કાચલાં તોડી નાખવા જેટલું સહેલું કામ છે. બાકી આપને જો આમાંથી છટકી જ જવું હોય તો એવું કરો કે જ્યૂરીના સભ્યો સૌ આપના વિરુદ્ધ મત આપે, એટલે પછી જવાબદારી એમને શિરે રહેશે.

જજ : હા, એ રસ્તો છે, અને મને લાગે છે કે એ લોકો સૌ લગભગ એક મતથી મારી વિરુદ્ધ મત આપશે, કેમકે આ બાબતમાં મારો મત તદ્દન જુદો જ છે, જોકે એ મત પર હું કેવળ સહજબુદ્ધિથી જ આવેલો, અને તેથી તેના પર આધાર-

રાખતાં મારો જીવ ચાલતો નથી......આ જાતની સલાહ આપવા બદલ હું આપનો આભારી છું.

નાજર : (જે અત્યાર સુધી એલેકઝાંડરસન સાથે વાત કરી રહ્યો હતો, તે જજની પાસે આવીને) સરકારી વકીલના મારા હોદ્દાની રૂએ મારે ખેડૂત એલેકઝાંડરસનને ઉમરાવખાનૂ સ્ટ્રેન્ગલની વિરુદ્ધ સાક્ષી તરીકે જાહેર કરવાનો છે.

જજ : એના વ્યભિચારના સંબંધમાં ?

નાજર : જી હા.

જજ : તપાસને આથી નવો પલટો મળે છે.

પાદરી : અરે, માર્ગ તો ઘણા હોય છે, ફક્ત લેતા આવડવું જોઈએ.

જજ : છતાં, જેમણે એક બીજા પર પ્રેમ રાખેલો એવાં બે જણને આવી રીતે પરસ્પર બરબાદ કરતાં જોવાં એ ત્રાસજનક વસ્તુ છે. એ તો કસાઈને • પ્રાણીઓને કાપી નાખતો જોવા જેવું કમકમાટીભર્યું છે !

પાદરી : જુઓને જજસાહેબ, એનું નામ પ્રેમ !

જજ : તો પછી ધિક્કાર કોનું નામ ?

પાદરી : એ તો કપડાની કોર છે.

(જજ જઈને જ્યૂરીના સભ્યો જોડે વાત કરે છે.)

ઉમરાવખાનુ : (પાદરી તરફ વળીને) અમારી વહારે ધાઓ, પાદરીસાહેબ, અમારી વહારે ધાઓ.

પાદરી : હું કશી મદદ કરી શકું નહ,ī ને પાદરી તરીકે, મારાથી કશી મદદ કરાય પણ નહિ. વળી, આવી ગંભીર બાબતોની છેડતી કરવાની મેં તમને પહેલેથી જ સલાહ આપીને ના નહોતી કરી ? તમને તો છૂટાછેડા લેવા એ નાના છોકરાની રમત જેવું

સહેલું લાગતું હતું, તો બહુ સારું, હવેથી છૂટાછેડા! કાયદો કંઈ તેમાં વચ્ચે આવતો નથી, એટલે એનો વાંક કાઢશો નહિ.

પ્રવેશ બારમો

(સ્થળ એનું એ જ)

જજ : કોર્ટ હવે પોતાની વિચારણા પાછી આગળ ચલાવશે: સરકારી વકીલ નાજર વિબર્ગના જણાવવા પ્રમાણે ખેડૂત એલેક્ઝાંડરસન ઉમરાવખાનૂની વિરુદ્ધ સાક્ષી પૂરવાને હાજર થએલ છે અને તેણે વ્યભિચાર કરેલો એ વાતનો પુરાવો આપે છે. ખેડૂત એલેક્ઝાંડરસન!

એલેક્ઝાંડરસન : જી, હાજર છું.

જજ : એલેક્ઝાંડરસન, તમારી વાત તમે કેવી રીતે સાબિત કરવાના?

એલેક્ઝાંડરસન : એ ગુનો કરવામાં આવેલો તે મેં મારી નજરે જોએલું.

ઉમરાવખાનૂ : એ તો જૂઠું બોલે છે! એણે એ સાબિત કરી બતાવવું પડશે.

એલેક્ઝાંડરસન : સાબિત કરી બતાવવું પડશે? પુરાવો આપવાને તો આંહીં હું આવ્યો છું.

ઉમરાવખાનૂ : આ પ્રસંગે તને સાક્ષી તરીકે બોલાવ્યો હોય તોપણ તારો પુરાવો એ કંઈ સાબિતી નથી.

એલેક્ઝાંડરસન : તમે તો કહેશો કે સાક્ષીએ પાછા પોતાની વાતના પુરાવામાં બીજા બે સાક્ષી લાવવા, અને એ બે સાક્ષીઓએ વળી બીજા સાક્ષી લાવવા, કેમ?

ઉમરાવખાનૂ : હા, જ્યારે એ બધા સાચું બોલે છે કે ખોટું એની ખબર ન હોય ત્યારે એમ પણ કરવું પડે.

ઉમરાવ : એલેક્ઝાંડરસનનો પુરાવો બિનજરૂરી છે. ઉમરાવ-બાનુના વ્યભિચારનો પાકો પુરાવો આપનારો આખો પત્રવ્યવહાર હું જ જજસાહેબને સોંપી દેવાની રજા માગું છું. આ રહ્યા એ અસલ પત્રો; અને તેની નકલો બચાવ કરનારના શરીર પર માલૂમ પડશે.

(ઉમરાવબાનૂ ચીસ પાડી ઊઠે છે, પણ વળી પાછું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી લે છે.)

જજ : પળ વાર પહેલાં તો તમે સોગંદ ખાવા તૈયાર થયાં હતાં.

ઉમરાવબાનૂ : પણ મેં ખાધા નથી ને ! ઠીક, ત્યારે હવે તો મને લાગે છે કે ઉમરાવના ને મારા બન્નેના દોષનો સામસામો છેદ ઊડી ગયો એટલે અમે બન્ને મુક્ત થઇ ગયાં, ખરું ને !

જજ : અમે કંઇ એમ ગુનાઓનો સામસામો છેદ ઉડાડતા નથી. દરેક ગુનાનો હિસાબ જુદો જુદો કરવો જોઇએ.

ઉમરાવબાનૂ : તો પછી ઉમરાવે મારું જીવન ઉડાડી મૂક્યું છે તેનો દાવો હું એની સામે નોંધાવવા માગું છું,

જજ : ઉમરાવે જો ઉમરાવબાનુનું જીવન ઉડાડી મૂક્યું હોય તો એ બાબતનો નિકાલ અત્યારે કરી નાખવો એ બરાબર છે.

ઉમરાવ : ઉમરાવબાનૂ પોતાના લગ્ન વખતે ૭ હજાર ક્રાઉનના શેર લાવેલાં, પણ એ શેર વેચી શકાય એવા હતા નહિ, એટલે એનું કશું ય ઊપજેલું નહિ. લગ્ન વખતે એ ટેલિગ્રાફ ઓફિસમાં કામ કરતાં હતાં, અને પતિની કમાણીથી પોતાનો નિર્વાહ કરવાની પોતાની બિલકુલ ઇચ્છા નથી એમ લગ્ન કરતી વખતે એમણે ચોખવટ કરેલી, એટલે અમે એવો કરાર કરેલો કે બન્નેએ પોતપોતાની કમાણીથી પોતાનો ખર્ચ નભાવવો. પણ લગ્ન પછી એની નોકરી ચાલુ રહી નહિ, એટલે ત્યારથી એનું ભરણપોષણ બધું હું કરી રહ્યો છું. છતાં આ બાબતમાં મેં અક્ષરે ઉચ્ચાર્યો નથી, પણ હવે એ હિસાબ સમજવાની વાત કરવા આવે છે, તો

આપની પરવાનગીથી હું મારા પૈસાનો સામો દાવો નોંધાવવા માગું છું. મારો દાવો પાંત્રીસ હજાર ફ્રાંકનો છે, કેમકે મારા પરિણીત જીવન દરમિયાન અમારો ઘરખર્ચ એથી ત્રણગણો થએલો, તેમાંથી બે ભાગ હું મારે ખાતે રાખું છું એટલે ત્રીજો ભાગ એણે આપવો.

જજ : એ કરાર લિખિતવાર છે તમારી પાસે?

ઉમરાવ : ના, લિખિતવાર તો નથી.

જજ : તમારી પાસે ઉમરાવખાનુ, તમારા જીવનનો જે વ્યય થએલો તેને લગતાં કંઇ ખતપત્ર છે?

ઉમરાવખાનું : એ વખતે મને કશું ય લિખિતવાર રાખવાની જરૂર લાગેલ નહિ, કેમકે મેં ધારેલું કે એ તો ખાનદાન માણસ છે.

જજ : ત્યારે એ વાત હું લક્ષમાં લઇ શકું નહિ. આ કેસનો વિચાર કરી નિર્ણય પર આવવા માટે જ્યૂરીના સભ્યો કૃપા કરીને બીજા ખંડમાં જાય.

## પ્રવેશ તેરમો

( જ્યૂરીના સભ્યો અને જજ જમણી તરફથી બહાર જાય છે. )

એલેકઝાંડરસન : (નાજરને) મને તો આ ઇનસાફમાં કંઇ ગમ જ પડતી નથી.

નાજર : મને તો લાગે છે કે તમે હવે હેમખેમ ઘર ભેગા થઇ જાઓ એમાં જ ડહાપણ છે, નહિ તો પછી ખેડૂત મેરીસ્ટાડના થયા એવા જ હાલ તમારા થવાના. એની વાત તો સાંભળી છે ને તમે?

એલેકઝાંડરસન : ના.

નાજર : જુઓ ત્યારે એવું થએલું, કે એ અદાલતમાં આવેલો પ્રેક્ષક તરીકે, પણ ત્યાં એક કેસમાં સાક્ષી તરીકે ઘસડા-

એલો, એમાંથી એ કેસમાં પક્ષકાર બની ગયો, અને પરિણામે એને વીસ ચાબખાની સજા ભોગવવી પડેલી.

એલેકઝાંડરસન : સોતાને ચાબખા માર્યા એને! હવે એ વાત મનાય છે મારાથી, આજના અનુભવ પછી મને લાગે છે કે આ લોકો કશુંય કરતાં અચકાય એવા નથી. ( બહાર જાય છે. )

( આગલા ભાગમાં ઉમરાવબાનૂ છે ત્યાં ઉમરાવ આવે છે. )

ઉમરાવબાનૂ : મારા વિના નથી ચાલતું તમને?

ઉમરાવ : હેલેન! તમારા પર ઘા તો કરતાં કર્યો, પણ હવે લોહી મારા શરીરમાંથી વહી રહ્યું છે, કેમકે તમારું લોહી એ મારું જ છે.

ઉમરાવબાનૂ : અને આગલો પાછલો હિસાબ કાઢીને લહેણું લેવામાં કેવા હોશિયાર છો તમે?

ઉમરાવ : ના, ના. મારી હોશિયારી તો ફક્ત કોઈક લહેણું લેવા આવે તો સામી મારી રકમ લહેણી નીકળતી હોય તે સંભારી આપવા પૂરતી જ છે. અત્યારે તમારી જે હિંમત છે તે નિરાશાની મરણિયા માણસની હિંમત છે. જેવાં આ અદાલતમાંથી તમે નીકળ્યાં એવાં ઢગલો થઈને પડવાનાં. પછી તમારાં દુઃખ ને દોષનો બધો ટોપલો અત્યારે મારા પર ઠાલવો છો તે ઠાલવવાનું ઠેકાણું તમને નહિ મળે, એટલે પછી એકલાં પડશો ત્યારે તમારું અંતર તમને બટકા ભરશે. તમને ખબર છે મેં આપઘાત કેમ ન કર્યો એ?

ઉમરાવબાનૂ : હિંમત નહોતી એટલે?

ઉમરાવ : આપઘાત કરું તો સનાતન કાળને માટે એની સજામાં રિબાયા કરવું પડે એવી દહેશત તો મને છે જ નહિ. એ બધી વાતો તો હું માનતો જ નથી, પણ મને વિચાર થયો કે છોકરાનો કબજો તમને મળે તોપણ તમે પાંચ વરસમાં તો ખલાસ થઈ જવાનાં. દાક્તરે મને કહ્યું એ. એટલે પછી છોકરો

બાપ વિનાનો તેમ મા વિનાનો પણ થઇ જવાનો. જરાક વિચાર તો કરી જુઓ, જીવનમાં સાવ એકલો થઇ જવાનો બીચારો.

ઉમરાવબાનૂ : પાંચ જ વરસમાં ! ના, ના, ખોટી વાત.

ઉમરાવ : પાંચ જ વરસમાં—પછી તમને ગમે કે ન ગમે તોપણ છોકરો મને મળવાનો.

ઉમરાવબાનૂ : નારે, નહિ જ મળવાનો. પછી મારું સ્થાન મારાં કુટુંબીઓ લેશે અને અદાલતમાં દાવો કરીને છોકરાનો કબજો તમારી પાસેથી મેળવશે. હું મરું એટલે કંઇ હું મરી જવાની નથી.

ઉમરાવ : બૂરાઇ કદી મરતી જ નથી ! સાચી વાત છે તમારી એ.—પણ છોકરાને જ્યારે મારી જરૂર છે, ત્યારે તે મારી સાથે રહે ને હું તેની સાથે રહું એમાં તમને બાર શું કામ થાય છે એ સમજાવશો જરા મને ? શું બસ અદેખાઇ ને કિન્નાખોરીમાં જ તમે છોકરાને આવી સજા કરી રહ્યાં છો ?

(ઉમરાવબાનૂ ચૂપ રહે છે.)

તમને ખબર છે, આ બાબતમાં મેં પાદરીને કહેલું કે કદાચ આ છોકરાનો ખરો બાપ કોણ એની તમને શંકા હશે, અને એ કારણે, રખેને હું કાલ્પનિક ને ખોટા આધાર પર મારા સુખની ઇમારત રચું એવું લાગતાં, છોકરાને તમે મારી પાસે નહિ રહેવા દેતાં હો એમ મને લાગે છે. ત્યારે એણે જવાબ આપ્યો કે 'ના, એના વિરોધની પાછળ આવો સુંદર હેતુ રહેલો હોય એમ માનવું એ એને વધારે પડતું માન આપવા બરાબર છે.' આ મુદ્દા પર તમે આટલાં બધાં ઝનૂની શા માટે છો એની તમને પોતાને પણ ખબર હોય એમ હું માનતો નથી, પણ મને લાગે છે આમાં કારણ તો મરણ પછી પણ જીવતા રહેવાની જે ઉત્કટ ઇચ્છા આપણામાં રહેલી છે તે જ છે. તે ઇચ્છા આ બધી મથામણ કરાવ્યા કરે છે અને કેમે કરતાં આપણો કેડો મૂકતી નથી.

આપણા પુત્રમાં દેહ તમારો છે, પણ આત્મા મારો છે, અને ગમે તેમ કરો પણ એ આત્માને તમે નિર્મૂળ કરી શકો એમ નથી. એટલે તમે સ્વપ્ને ય ધાર્યું નહિ હોય એવે વખતે તમને વળી પાછાં એનામાં મારાં દર્શન થશે; એનામાં તમને મારા વિચારો, મારી રસવૃત્તિઓ, મારા આવેશોનો સાક્ષાત્કાર થશે, અને એ કારણે એક દિવસ તમે એને પણ ધિક્કારશો, અત્યારે મને ધિક્કારી રહ્યા છો ને એમ જ એને પણ ધિક્કારશો. મને જે ધાસ્તી છે તે આ છે!

ઉમરાવબાનૂ : ત્યારે તમને હજુ દહેશત છે કે એ છોકરો મને સોંપાશે.

ઉમરાવ : તમે એ બાળકની માતા છો અને સ્ત્રી છો, એટલે એ કારણે આપણો ન્યાય ચૂકવવા બેઠેલા આ ગૃહસ્થોને મારા કરતાં તમારા પ્રત્યે સ્વાભાવિક રીતે જ વિશેષ સહાનુભૂતિ હોય, અને જો કે ન્યાયદેવી જે પાસા ફેંકે છે તે તો આંખે પાટા બાંધીને જેમ આવે તેમ જ ફેંકે છે, છતાં એ પાસા ફેંકાયા પછી તો વસમા થઈ પડે છે.

ઉમરાવબાનૂ : અત્યારે છૂટાં પડવાની ઘડીએ પણ તમે સુંદર ભાષણ કરી શકો છો. મને લાગે છે તમે ડોળ કરો છો એટલો બધો ધિક્કાર તમને મારા તરફ નથી.

ઉમરાવ : નિખાલસ દિલે વાત કરું તો, મને લાગે છે હું જે ધિક્કારી રહ્યો છું તે તમારી જાત કરતાં પણ મારા કુળકલંકને વિશેષ ધિક્કારી રહ્યો છું, જો કે ધિક્કાર તો બન્ને પરત્વે પાર વગરનો થઈ રહ્યો છે મને. અને ધિક્કાર હોય તોપણ આટલો ભયંકર શા માટે એ જાણવું છે તમારે? મને લાગે છે એનું એક કારણ તો કદાચ તમને આણીદા થવા આવ્યાં એ વાત મારાથી વીસરાઈ ગઈ એ હોય, અને બીજું કારણ કદાચ તમારાં ચુંબનોમાં અને તમારાં આલિંગનોમાં પુરુષના જેવી જે રીતભાત મને

માલૂમ પડી છે એ હોય. એ કારણથી મને તમારા પ્રત્યે આટલી બધી ધૃણા ઊપજી રહી છે.

ઉમરાવબાનુ : કદાચ એ જ કારણ હશે. કેમકે, તમને તો એ વાતની કંઇ ખબર નથી, પણ મારા જીવનની મહા સંતાપજનક વસ્તુ તો હું પુરુષ ન જન્મી એ જ છે.

ઉમરાવ : કદાચ મારા જીવનની સંતાપજનક વસ્તુ એ જ થઇ પડી છે. અને કુદરતની એ ભૂલનું હવે તમે તમારા છોકરાને સ્રી તરીકે ઉછેરીને વેર વાળવા યત્ન કરી રહ્યાં છો. મને એક વાતનું વચન આપશો તમે ?

ઉમરાવબાનુ : તમે મને એક વાતનું વચન આપશો ?

ઉમરાવ : વચન આપ્યે શું વળવાનું છે ? આપણાં વચન આપણે કદી પાળતાં જ નથી.

ઉમરાવબાનુ: ના ! આપણે હવે કદી વચન આપવાં જ નહિ.

ઉમરાવ : હું તમને એક સવાલ પૂછું તેનો સાચો જવાબ આપશો તમે મને ?

ઉમરાઉબાનૂ : હું તમને સાચી વાત કહીશ તો ય હું જૂઠું બોલું છું એમ જ તમે તો માનશો.

ઉમરાવ : હા. હું એમ જ માનું.

ઉમરાવબાનુ : જુઓ, હવે આપણા સંબંધનો અંત આવે છે, અને તે સદાને માટે !

ઉમરાવ : સદાને માટે ! હા, સદાને માટે જ, જેમ એક વાર આપણે પરસ્પર સદાને માટે પ્રેમ રાખવાના સોગંદ લીધા હતા તેમ જ.

ઉમરાવબાનૂ : આવા વિષયમાં માણસને સોગંદ લેવા પડે એ કરુણ વસ્તુ છે.

ઉમરાવ : કેમ ?. આવો સંબંધ એ સદા બે કરાર જ હોય છે.

ઉમરાવબાનૂ : હું તો કોઈ જાતનો કરાર જ સાંખી શકતી નથી.

ઉમરાવ : તમને શું એમ લાગે છે કે આપણે કરારથી બંધાયા ન હોત તો સારું હતું ?

ઉમરાવબાનૂ : હા, મારે માટે તો સારું જ હતું.

ઉમરાવ: મને તો આશ્ચર્ય થાય છે એ સાંભળીને ! તો તો પછી તમને મારા પર કશો કાબૂ જ ન રહેત.

ઉમરાવબાનૂ : તેમ તમને ય મારા પર કશો ન રહેત.

ઉમરાવ : તો તો સ્થિતિ લગભગ એની એ જ થાત– સામસામી રકમનો છેદ ઊડી જાય તેમ. એટલે આમાં નથી કાયદાનો વાંક, નથી આપણો વાંક, નથી બીજા કોઈનો વાંક. અને છતાં એનું આળ આપણે ઓઢવાનું.

( નાજર એમની નિકટ આવે છે. )

આહા ! હવે આપણા ભાવિનો નિર્ણય થઈ ચૂક્યો !— રામરામ, હેલેન !

ઉમરાવબાનૂ : રામરામ–એડ્રેલ !

ઉમરાવ : છૂટાં પડતાં વસમું લાગે છે, અને ભેગાં રહેવું અશક્ય છે. પણ કંઈ નહિ, ઝઘડાનો તો અંત આવ્યો.

ઉમરાવબાનૂ : આવ્યો હોય તો તો ઘણું સારું ! પણ મને તો લાગે છે કે હજુ હવે જ એની શરૂઆત થાય છે.

નાજર : કોર્ટ વિચાર કરે છે એ દરમિયાન પક્ષકારોએ બહાર જવાનું છે.

ઉમરાવબાનૂ : એડ્રેલ, હજુ છેક મોડું નથી થયું ત્યાં બે બોલ તમને કહી દઉં. આ લોકો આપણા બેયની પાસેથી બાળક લઈ લે એની પૂરી શક્યતા છે. માટે ગાડીમાં બેસીને જલદી

ઘેર ઊપડો, અને છોકરાને તમારાં બાને ત્યાં લઇ જાઓ, અને પછી આપણે નાસી જઇશું-ખૂબખૂબ દૂર !

ઉમરાવ : મને લાગે છે તમે ફરી વળી મને કોઇ યુક્તિમાં ફસાવવા માગો છો.

ઉમરાવબાનુ : ના, હું ફસાવવા નથી માગતી. હવે અત્યારે હું તમારો વિચાર નથી કરતી, મારો પણ નથી કરતી, તેમ વેર લેવાનો યે નથી કરતી. અત્યારે તો એક જ વિચાર છે કે બસ, કોઇ રીતે બાળકને બચાવો ! સાંભળ્યું મેં કહ્યું એ ? એટલું કરો જરૂર.

ઉમરાવ : ભલે, ત્યારે એમ કરું. પણ કયાંક તમે મને છેતરતાં હશો તો ! ઠીક, એ તો જે હોય તે, પણ અત્યારે તો હું એમ જ કરું છું. (એકદમ ઉતાવળો જાય છે.)

( ઉમરાવબાનુ પાછળના ભાગમાંથી બહાર જાય છે. )

## પ્રવેશ ચૌદમો

( જ્યૂરીના સભ્યો અને જજ પ્રવેશ કરીને પોતાને અસલ સ્થાને બેસે છે. )

જજ : કેસ હવે પૂરો થઇ ગએલો હોવાથી, ચુકાદો આપું એ પહેલાં જ્યૂરીનો અભિપ્રાય હું જાણવા માગું છું. મારો પોતાનો અભિપ્રાય તો એ છે કે, આ વૈમનસ્યમાં બન્ને પક્ષનો સરખો વાંક હોવાથી, અને બાળકના વાલી થવાને માટે બાપ કરતાં મા સ્વાભાવિક રીતે જ વિશેષ યોગ્ય હોવાથી, બાળકનો કબજો તેની માને સોંપી દેવો એ સિવાય બીજો કોઇ વાજબી માર્ગ નથી.

( સૌ ચૂપ રહે છે. )

એલેકઝાંડર એકલંડ : કાયદો છે તે પ્રમાણે તો સ્ત્રી પોતાના પતિની પદવી અને સ્થિતિનો સ્વીકાર કરે છે, કંઇ પતિ પોતાની સ્ત્રીની પદવી ને સ્થિતિનો સ્વીકાર કરતો નથી.

ઇમ્મેન્યુઅલ વિકબર્ગ : અને પતિ જ સ્ત્રીનો કાયદેસર વાલી છે.

કાર્લ જોહાન સ્જોબર્ગ : લગ્નને બંધનકારક બનાવનારો જે વિવાહવિધિ છે તે પણ એવી જ આજ્ઞા આપે છે કે સ્ત્રીએ પતિની આજ્ઞાને તાબે રહેવું, એટલે એ ઉપરથી મને તો એમ લાગે છે કે સ્ત્રી કરતાં પુરુષનો હક પહેલો આવે છે.

એરિક ઓટો બોમન : અને બાળકોને ઉછેરવાનાં હોય છે તે પણ તેમના પિતાના ધર્મમાં ઉછેરવાનાં હોય છે,

એરન્ફ્રિડ સોડર્બર્ગ : એ ઉપરથી એમ આપોઆપ નક્કી થાય છે કે બાળક બાપની જ સાથે રહે, માની સાથે નહિ.

ઓલોફ એન્ડરસન ઓફ વિક : પણ, આપણાં સમક્ષ રજૂ થએલા કેસમાં બન્નેનો સરખો વાંક હોવાથી, અને જે કંઇ જાહેર થયું છે તે સઘળું લક્ષમાં લેતાં બાળકને ઉછેરવાને માટે બન્ને સરખાં નાલાયક હોવાથી, મારો તો એવો વિચાર થાય છે કે બન્નેની પાસેથી બાળક લઇ લેવું.

કાર્લ પીટર એન્ડરસન ઓફ બર્ગ : ઓલોફ એન્ડરસન સાથે સમંત થવા આપને સૌને એક વાત સંભારી આપું કે આવા કેસોમાં જજસાહેબ એ ટ્રસ્ટીઓ નીમે છે, તેઓ બાળકને તેમ મિલકતને પોતાના હાથમાં રાખી, તેમાંથી ધણી ધણિયાણી અને તેમના બાળકને ખરચીની અમુક રકમ નિયમિત રીતે આપ્યા કરે છે.

એક્ષેલ વાલિન : તો એમ હોય તો, એલેક્ઝાંડર એકલૅન્ડ અને એરન્ફ્રિડ સોડર્બર્ગ એ બન્ને જણ પ્રમાણિક જીવન અને સાચા ખ્રિસ્તીને છાજે એવી ધાર્મિકતાને માટે જાણીતા હોવાથી હું ટ્રસ્ટીઓ તરીકે એમનાં નામો સૂચવું છું.

એન્ડર્સ એરિક રૂથ : ઓલોફ એન્ડરસને કહ્યું તેમ બાળક-ને મા બાપ બન્નેથી છૂટું પાડવાની વાતમાં હું સંમત છું.

એક્ષેમ વાલિને સૂચવ્યા તે બે જણને ટ્રસ્ટીઓ નીમવાની વાતમાં પણ હું સંમત છું, કેમકે સાચા ખ્રિસ્તીને છાજે એવી એ બન્ને જણની ધાર્મિકતાને લીધે બાળકના ઉછેરને માટે એ બન્ને ખાસ લાયક ઠરે છે.

સ્વેન ઓસ્કર એર્લિન : હમણાં જે કહેવામાં આવ્યું તેમાં મારી પણ સંમતિ છે.

ઓગસ્ટ એલેક્ઝાંડર વાસ : કબૂલ।

લુડવિગ ઓસ્ટમાન ; કબૂલ।

જજ : જ્યૂરીના સભ્યોનો અભિપ્રાય બહુમતીથી મારા અભિપ્રાયથી જુદો પડતો જણાય છે, એટલે મારે હવે સૌનો મત લેવો પડશે. મને લાગે છે ઓલોફ એન્ડરસનની બાળકને એનાં મા બાપ બન્નેથી છૂટું પાડી તેને માટે ટ્રસ્ટીઓ નીમવાની જે દરખાસ્ત છે તે જ સૌના મત માટે રજૂ કરું. શું જ્યૂરીના સભ્યોનો સૌનો એકમતે એવો અભિપ્રાય છે?

જ્યૂરીના સભ્યો : હા.

જજ : કોઈનો આ દરખાસ્ત સામે વાંધો હોય તો હાથ ઊંચો કરે. (કોઈ ઊંચો કરતો નથી.) એટલે કે મારી વિરુદ્ધ જ્યૂરીના સભ્યોના મતનો વિજય થયો છે, પણ એ નિર્ણયમાં મને બિનજરૂરી નિર્દયતા રહેલી જણાય છે, તેથી હું તેની સામેનો મારો વિરોધ નોંધું છું.—બન્ને પક્ષકારોને શયનભોજનમાં એક વરસ છૂટાં રહેવાની સજા કરવામાં આવે છે, અને એ સમય દરમિયાન જો તેઓ એકબીજાની સમીપ જશે તો તેમને જેલની શિક્ષા કરવામાં આવશે. (નાજરને) બન્ને પક્ષકારોને અંદર બોલાવો.

## પ્રવેશ પંદરમો

(સ્થળ એનું એ જ. ઉમરાવબાનૂ તેમ પ્રેક્ષક લોકો અંદર દાખલ થાય છે.)

જજ : ઉમરાવ સ્પ્રેન્ગલ હાજર નથી?

ઉમરાવબાનૂ : ઉમરાવ હમણાં જ આંહીં આવી પહોંચશે.

જજ : જે કોઇ વખતસર હાજર નહિ થાય તેને પોતાને જ સહન કરવું પડશે. કોર્ટ એવા નિર્ણય પર આવેલ છે કે સ્ટ્રેન્ગાસ-દંપતીને શયનભોજનમાં એક વરસ છૂટાં રહેવાની સજા કરવી, બાળકને મા અને બાપ બન્ને પાસેથી છૂટું પાડવું, અને તેને ઉછેરવાનું કામ બે ટ્રસ્ટીઓને સોંપવું, એટલે એ નિર્ણયને અનુસરી કોર્ટે જ્યૂરીના સભ્ય એલેક્ઝાંડર એક્લંડ અને એરેન્ફ્રિડ સોડર્બર્ગને ટ્રસ્ટી નીમવાનો હુકમ કર્યો છે.

(ઉમરાવબાનૂ ચીસ પાડીને જમીન પર ઢળી પડે છે. નાઝર અને હવાલદાર બન્ને મળીને તેને ઊભી કરી ખુરસી પર બેસાડે છે. પ્રેક્ષક તરીકે આવેલાંમાંથી કેટલાંક માણસો આ દરમિયાન બહાર ચાલ્યાં જાય છે.)

ઉમરાવ : (અંદર આવીને) નામદાર જજસાહેબ, બહાર મેં કોર્ટનો નિર્ણય સાંભળ્યો, એટલે હું જ્યૂરીના સભ્યો સામે વાંધો ઉઠાવવા માગું છું. કેમકે તેઓ મારા અંગત દુશ્મન છે, તેમ ટ્રસ્ટીઓ એલેક્ઝાંડર એક્લંડ અને એરેન્ફ્રિડ સોડર્બર્ગ સામે પણ વાંધો ઉઠાવવા માગું છું, કેમકે ટ્રસ્ટી થવાને માટે આર્થિક સ્થિતિ જેવી સારી હોવી જોઇએ તેવી બેમાંથી એકની નથી; વિશેષમાં હું જજ સામે પણ પોતાની ફરજ બજાવવામાં એણે જે નબળાઇ અને અણઆવડત બતાવી છે તે બદલ કામ ચલાવવા માગું છું. કેમકે એ એટલું પણ જોઇ શકેલ નથી કે જે પક્ષકારે લગ્નપ્રતિજ્ઞાનો પહેલો ભંગ કરેલ હોય તે જ બીજાના પ્રતિજ્ઞાભંગના કારણ રૂપ હતો, અને તેથી બન્ને સરખા જવાબદાર નથી.

જજ : જેને આ નિર્ણયથી સંતોષ ન થતો હોય તેને કાયદેસર મુદતની અંદર હાઇકોર્ટને અપીલ કરવાની છૂટ છે. હવે આપણે કાઉન્સિલના સર્વેયરો સામેના કેસને અંગે દેવળની પડતર જમીન તપાસવાની છે, તો જ્યૂરીના સભ્યો સહુ કૃપા કરીને ત્યાં આવે.

(જજ અને જ્યૂરીના સભ્યો પાછલે બારણેથી બહાર જાય છે.)

### પ્રવેશ સોળમો

(ઉમરાવ અને ઉમરાવખાનૂ. પ્રેક્ષક તરીકે આવેલાં માણસો બહાર આંટા મારે છે.)

ઉમરાવખાનૂ : (ઊઠીને) એમિલ ક્યાં છે ?

ઉમરાવ : એ તો જતો રહ્યો'તો.

ઉમરાવખાનૂ : ના, ના, ખોટી વાત !

ઉમરાવ : (થોડા વિચાર બાદ) હા, હા, હું એને મારાં બાને ત્યાં ન લઇ ગયો. કેમકે તેના પર મને કંઇ વિશ્વાસ નથી, એટલે હું તો એને પાદરીને ત્યાં લઇ ગયો.

ઉમરાવખાનૂ : પાદરીને ત્યાં !

ઉમરાવ : તમારો એકનો એક વિશ્વાસપાત્ર દુશ્મન ! હા ! બીજા કોના પર વિશ્વાસ રાખવાની મારી હિંમત ચાલે ? અને આમ કરવાનું કારણ એ કે છેલ્લે છેલ્લે મેં તમારી આંખોમાં એવા ભાવો જોએલા કે તમે કદાચ બાળકની ને તમારી બન્નેની હત્યા કરી બેસો એવું મને એ ઉપરથી લાગેલું.

ઉમરાવખાનૂ : તમે એવા ભાવો જોઇ ગયા એમ કે ? તમારા પર વિશ્વાસ રાખવા જેટલી ભોળી હું કેમ બની ગઇ ?

ઉમરાવ : અને આ બધી બાબતમાં હવે તમારે શું કહેવાનું છે ?

ઉમરાવખાનૂ : મને કંઇ સૂઝ પડતી નથી. પણ હું એટલી બધી થાકી ગઇ છું કે હવે મને પહેલાંની પેઠે કશા આઘાત લાગતા નથી. આ છેલ્લો ફટકો વાગ્યો એથી તો મને લગભગ છુટકારાનો અનુભવ થતો લાગે છે.

ઉમરાવ : હવે શું થવાનું એનો તમને હજુ કંઇ ખ્યાલ આવ્યો લાગતો નથી. તમારા બાળકને હવે એ ખેડૂતો ઉછેરશે,

અને એમનામાં કંઇ સંસ્કાર નહિ હોવાથી તેમ એમની રીતભાત અણઘડ હોવાથી એ લોકો એને પોતાની જાડી રીતભાતથી જ ધીરે ધીરે રિબાવી રિબાવીને મારી નાખશે; એને બીચારાને ફરજિયાત એ લોકોના સંકુચિત પ્રદેશમાં ગોંધાઇ રહેવું પડશે, એટલે એની દૃષ્ટિ સંકુચિત બની જશે; એને એનાં માબાપ પ્રત્યે ધિક્કારવૃત્તિ રાખતાં શીખવવામાં આવશે......

ઉમરાવબાનૂ : રાખો હવે ! હવે આગળ બોલો મા કંઇ, નહિ તો હું ગાંડી જ થઇ જઇશ. મારો એમિલ જે નહાય નહિ ધોવે નહિ, અને જેનાં ગોદડાંમાં માંકડ ભર્યા હોય, અને જેની કાંસકીમાં પણ મેલનો પાર ન હોય એવાં એ રોંચાઓની બૈરીઓ ભેગો રહેશે ! મારો એમિલ ! ના, એ બને જ નહિ.

ઉમરાવ : પણ બરાબર એમ જ બનવાનું છે, અને તેમાં વાંક તમારી પોતાની જાત સિવાય બીજા કોઇનો નથી.

ઉમરાવબાનૂ : મારી જાતનો વાંક ! હા, પણ આ મારી જાત એ મેં પોતે રચી'તી ? આ બધી દુર્વૃત્તિઓ, આ ધિક્કાર અને આ પાશવી જુસ્સા એ બધું શું મારામાં મેં મૂક્યું'તું ? નહિ જ ! અને એ બધી વૃત્તિઓને સંયમમાં રાખવાની ઇચ્છા તેમ શક્તિ મને ન આપી તે કોણે ? આ પછી હું જ્યારે મારી જાત પર નજર કરું છું ત્યારે મને બહુ વસમું લાગે છે. કેમ લાગે કે નહિ !

ઉમરાવ : ખરેખર, લાગે જ. આપણને બન્નેને બહુ વસમું લાગે એવું છે. લગ્નના ખરાબાઓથી બચી જવા માટે આપણે પ્રથમ એવી તજવીજ કરી કે રીતસરનાં લગ્ન કર્યા વિના આપણે સહવાસ શરૂ કરી જોયો; પણ એ રીતે રહેતાં પણ આપણી વચ્ચે તકરાર ઊભી થયા વિના રહી નહિ, અને નફામાં મળ્યું ત્યારે એટલું જ કે જીવનનો જે એક મોટામાં મોટો આનંદ–આપણા માનવબંધુઓનો આપણા પ્રત્યેનો આદરભાવ–એ એવી રીતે રહેવાથી આપણે ગુમાવી બેઠાં.

એટલે પછી આખરે આપણે રીતસર લગ્ન કર્યાં; પણ ત્યાં ય આપણે સખણાં ન રહ્યાં; ત્યાં પણ દોઢડહાપણ કરીને આપણે સમાજ અને તેના નિયમોને ઊંચે મૂક્યા; આપણે કશી ય પ્રચલિત લગ્નવિધિ ન કરતાં કાયદેસર કરારનામું કરીને જાળમાં ફસાયાં. આપણે નક્કી કર્યું કે આપણે કોઇએ એકબીજાના ઓશિયાળા ન રહેવું—મૂડી મજમી ન રાખવી, એકબીજાના શરીર પર કશો હક્કદાવો ન રાખવો—અને એ રીતે બધી બાબતમાં પાછાં જૂને ચીલે ચડી ગયાં! એટલે કે આપણે લગ્ન કર્યાં, પણ તે ધર્મ-વિધિરહિત અને કેવળ કરારનામાથી. એટલે પછી એ લગ્ન ભાંગી પડ્યાં! તમારી બેવફાઇ મેં માફ કરી અને સ્વેચ્છાપૂર્વક પૃથક્વાસ સ્વીકારીને બાળકને ખાતર આપણે સાથે રહ્યાં—સ્વેચ્છાપૂર્વક એ તો કેવું તે તમે જાણો જ છો! પણ મારા મિત્રની રખાતને મારી પત્ની તરીકે ઓળખાવતાં આખરે હું થાકી ગયો—અને તેથી આપણે છૂટા પડ્યા સિવાય બીજો રસ્તો જ ન રહ્યો. આ બધો વખત આપણે કોની સામે ઝૂઝ્યા એ તમે જાણો છો? તમે એને ઇશ્વર કહો છો, પણ હું તો એને પ્રકૃતિ કહું છું. અને ઇશ્વર જેમ જેમ માનવજાતિને પરસ્પર પ્રેમ રાખવા પ્રેરે છે, તેમ આ પ્રકૃતિના બળે આપણને પરસ્પરનો ધિક્કાર કરવા પ્રેર્યાં. અને હવે જ્યાં સુધી આપણામાં જીવનનો તણખો રહેશે ત્યાં સુધી એકબીજાને વતરડાં કરવાનું આપણે નસીબે ચોંટયું છે. આંહીંથી હવે અપીલ કોર્ટમાં નવેસરથી કામ ચલાવશું, ત્યાં કેસની ફરી તપાસ થશે, દેવળસભાનો વૃતાંત સાંભળવામાં આવશે, પછી ધર્મસભાનો નિર્ણય સંભળાવવામાં આવશે, અને આખરે સુપ્રીમ કોર્ટનો નિર્ણય થશે. પછી સોલિસીટરજનરલને મારી નોટિસ મળશે, કબજો મેળવવા માટે મારી અરજી દાખલ થશે, તમારો એની સામે વિરોધ થશે, અને વળી સામા પક્ષ તરફથી કામ ચાલશે, એમ ને એમ ઝઘડો ચાલ્યા જ કરવાનો અને આ બધા ઝઘડા દરમિયાન એનો સમભાવપૂર્વક નિકાલ કરનારો એક

પણ દયાળુ માણસ નહિ મળવાનો. પરિણામ એ આવવાનું કે જાગીરની કોઇ બરાબર વ્યવસ્થા નહિ રાખી શકે, પૈસાની પણ બરબાદી થવાની અને છોકરાની કેળવણી પર પણ કોઇ ધ્યાન નહિ આપી શકે! અને આ બધું છતાં આવી બે કંગાળ જિંદગીઓનો તાંતણો આપણે તોડી નથી નાખતાં એનું શું કારણ? કારણ એ જ કે એ છોકરો આપણને વારી રાખે છે! તમે બેઠાં બેઠાં રડો છો, પણ મારાથી તો રડી પણ શકાતું નથી. આપણા વેરાન ઘરમાં જે સૂની રાત આજે પડવાની તેનો વિચાર કરતાં પણ મારાથી રડી શકાતું નથી. અને લાચાર હેલન, તમારે હવે તમારી માને ઘેર પાછાં જવું પડશે! પોતાના સ્વતંત્ર ઘરની રાણી થવા માટે જેના ઘરનો તમે હોંશે હોંશે ત્યાગ કરેલો તેને ત્યાં પાછું જવું પડશે, અને ત્યાં તેની દીકરી તરીકે રહેવું પડશે. એ તો કદાચ આંહીં તમને પત્ની તરીકે રહેવું પડતું હતું તેથી પણ વસમું લાગશે! આમ એક વરસ જવાનું! બે વરસ જવાનાં! અને એ બધાં અસંખ્ય વરસો જેવાં વીતવાનાં! આવા કેટલાંક વરસ સુધી આ બધું દુઃખ આપણે સહન કરી શકવાનાં એમ તમને લાગે છે?

ઉમરાવબાનૂ: મારી બા આગળ તો ફરી પાછી કદી જવાની જ નથી હું! મરી જાઉં તો ય જાઉં નહિ ત્યાં તો. હું તો રસ્તાઓ પર ને જંગલોમાં રખડીશ, કે જેથી કોઇ મને જુએ નહિ અને જેથી માનવજાતિને રિબાવવાને માટે આ અભાગિયો પ્રેમ સૃષ્ટિમાં મૂકનાર ઇશ્વર સામે ચીસ નાખ્યા કરૂં, થાકી જાઉં ત્યાં સુધી ચીસ નાખ્યા કરૂં. અને પછી જ્યારે રાત પડવા આવશે, અંધારૂં થશે, ત્યારે હું દેવળના કોઠિયામાં આવીને પડીશ કે જેથી હું મારા બાળકની પડોશમાં ઊંઘી શકું.

ઉમરાવ: ત્યારે તમે ધારો છો કે આજ રાતે તમે ઊંઘી શકવાનાં, એમ કે?

# મ નો દે વ તા[1]

• •

હું મનોદેવતા છું. સર્વ દેવો કરતાં પણ વધારે ઊર્જસ્વી હું છું. શક્તિદેવી કરતાં પણ વધારે પ્રચંડ હું છું. મેં દેવ કલ્પ્યા અને દેવી કલ્પી : અતએવ, દેવદેવીઓનું પણ સ્રષ્ટા એવું જે હું માનવમન, તે સર્વ કરતાં મોટું છું. મને સૌ ભાવપૂર્વક પ્રણામ કરે છે.

વિશ્વનાં જે સૌથી ગહન તત્ત્વો, તેના હું ભેદો ઉકેલનાર છું; તેમ જ, પૂર્વે જે છુપાયલું હતું અને પછી જે હાથ લાગ્યું, તે બ્રહ્મરૂપી મહાતત્ત્વનું સુધીર અને સાહસિક શોધક પણ હું જ છું. એવા મહાસમર્થ મને–મનુષ્યમનને–પોતાનાં સ્તુતિગાનો વડે પ્રસન્ન કરતાં કવિઓ ફિલસૂફો અને વૈજ્ઞાનિકો કદી થાકતા નથી.

હું મનોદેવતા છું, મારું એક સ્વરૂપ મારદેવતા પણ છે. માણસના મને જળહળતો દેવગણ સરજ્યો અને બ્રહ્મભાવના અનુભવી છે તેમ માણસના મને–સ્થૂળસૂક્ષ્મ ઉભય સૃષ્ટિને વિશે–દૈત્યદળોને જમાવ્યું છે અને માયાની સોનેરી જાળ પણ ગૂંથી છે. એમાં એ આદિકાળથી જ ફસાતુંએ આવ્યું છે. આમ, મન એ જ સુર અને મન એ જ અસુર : જીહોવાહ એ અને સેટન પણ એ. એ અહુરમઝદ છે અને એનું પ્રતિરૂપ આહ્રેમાને છે. મન એટલે ખુદા અને મન એટલે વિકારીભૂત ખુદા જેવો શયતાન

૧. રચ્યાસાલ : વિ. સં. ઓગણીસે ચોરાશીના પો. શુ. ૧૪; શુક્ર.

પણ. મન વડે કરીને જ બંધ છે અને મોક્ષ છે એમ જે કહ્યું છે, તેનું રહસ્ય એ કે, જગતની આ સારીનરસી શક્તિઓ, જેની હસ્તી મનુષ્યના મનને આભારી છે, તેને તમે સ્વેચ્છાનુસાર વરી શકો છો; એકને બદલે બીજી પણ સરજી શકો છો; અને, એના સહવાસમાં, ધાર્યાં અનુભવોને તમારા કરી શકો છો. આવી અકળકળાવંત અદ્ભુત મનઃશક્તિને પ્રજાઓ વારંવાર પ્રણામ કરે છે.

મારા કહેનાં મનોદેવતાના એવા અનિર્વચનીય સ્વરૂપના પ્રકાર, જગતમાંના મનુષ્યપ્રકારો જેટલા છે. જેટલી જાતના મનુષ્યસ્વભાવ, તેટલી જાતનાં મન. કેવીકેવી એ જાતો ? કેવા એહ પ્રકારો ?

એક મન તો વિચારકનું–જેમાં કાઠિયાવાડી વગડા જેવી શુષ્કતા, સ્વચ્છતા અને અણસરખા માપની કોઇક અગમ્ય વિશાળતા છે; બીજું મન તે કવિનું–જેમાં કોઇ વાર શિયાળાની સવાર જેવું ધુમ્મસ, કોઇ વાર ઉનાળુ પરોઢની મીઠી તાજગી, તો કોઇ વાર વળી ગાજવીજે ગડગડતા ચોમાસાની ઉગ્ર ભવ્યતા રસિકજનો અનુભવે છે; ત્રીજું તે વેપારી કે વકીલનું. આ મન કોઇમાં ભૂલેચૂકે ઉદાર યા સુકુમાર બને એ જુદી વાત, પણ એનો સામાન્ય ધર્મ તો છે ચાર્જર્સ–છરીની ધાર જેવો–જે કંઈ માર્ગમાં આવ્યું તેને વાઢીને જ આગળ વધવાનો. ચોથો પ્રકાર તે લોકસેવકના મનનો. એમાં પાછા બે પેટાપ્રકાર છેઃ એ બેમાંથી એક જાતનો સેવક સેવા કર્યાનો દેખાડો ખૂબ કરે; ત્યાગભાવના વિશેનાં ભાષણ અસંખ્ય ઝાડે; કોઇ વાર કુનેહથી પોતાની મોટાઇનાં ગીત પણ ગાય–ગવરાવે; લાગ ફાવ્યે પ્રજાકીય બંડાળો નિડરતાથી દંભ કરતો જાય; અને એ રીતે, પોતાની મનોદેવતાને સદૈવ રીઝવતો રહે. બીજી જાતનાને આડંબર આવડતો નથીઃ તે પોતે પળેપળ ત્યાગમાં વીતાડે છતાં ત્યાગી હોવાનું ભાન તેને રહેતું નથી; તે ભાષણોને ગૌણ ગણીને કામમાં મચ્યો રહે છે; દુનિયાભરની દોલતને, જો મળી શકતી હોય તો કોઇ બલમથી હાથ કરી, દુઃખિયાંનાં

દુઃખ એકદમ ફેડવામાં એ ખતમ કરી નાંખવાની તાલાવેલીથી તેનો જીવ હરનિશ ઊંચો ને ઊંચો રહે છે. આવાની મનોદેવતા સારો ય દહાડો રીઝયા કરતાં સીઝયા કરતી વધારે હોય છે.

મારા આવા તો બહુબહુ પ્રકાર છે. એ સર્વને કેમ કરીને વર્ણવું ? કયા ગણાવું ને કયા છોડી દઉં ? જો હું રાજાનું શોખીલું મન વર્ણવવા બેસું, તો પ્રધાનનું કપટી મન રહી જાય છે; સેનાપતિના મહેચ્છુ મનની ગીતા ગાવા લાગું, તો સૈનિકોનાં સ્વભોગી મન પણગવાયાં રહે છે; પોલિસનાં ચબરાક મન ગણાવવા જાઉં, તો ચોરનાં સવાઇ ચબરાક મન ઉવેખાય છે; રેલવેવાળાનાં લાલચુ મનની ઝાંખી કરાવવી આદરું, તો ઉતારુઓનાં હાડમાર થતાં મન અરુલાં હીજરાયા કરે છે; પ્રવાસીઓનાં વૈચિત્ર્યવાંછુ મનને આલેખું, તો એ 'પંથી કેરી પ્રિયાઓ'નાં વિરહાનળે જળતાં મનો એકાંતમાં જ અણુજતાં રહરહે રાખ થઇ જાય છે. આવી કરુણરસિક મારી પ્રકારકથા છે. એને લંબાવવી શક્ય નથી તેમ ધટારત પણ નથી.

મારું એ સ્વરૂપ અને મારા એ પ્રકાર. હવે, જગતને વિશે મેં સાધેલી સિદ્ધિઓમાંની થોડી કહું. અવસિદ્ધિ યે કહીશ; એ પણ ઘણી સાધી છે. પણ પહેલું તો અમૃત જ પીરસું, એટલે ઝેર ઉતરવું અશક્ય ન થઇ જાય.

માનવ સંસ્કૃતિના બ્રાહ્મમુહૂર્તમાં મેં અમર વૈદિક સૂક્તો રચ્યાં; એના અરુણોદય સમે ઉપનિષદો યોગસૂત્રો અને બ્રહ્મસૂત્રો ચિંતવ્યાં; એનો સૂર્ય ઊગવે મહાભારત, તડકો ચડ્યે ધમ્મપદ અને મધ્યાન્હે શાકુન્તલને પ્રસવ્યાં. એ બધું ચાલતુ હતું ત્યારે, આર્ય વીરોની શિરાઓમાં ઉત્સાહ પ્રેરી અને પરાક્રમો કરાવી, સ્થળસ્થળે મેં એમની કને જ્યાં વનવગડા હતા ત્યાં ગ્રાને સમૃદ્ધ વિદ્યાપીઠો, વૈભવશાળી નગરો અને બળવંતાં સામ્રાજ્યો સ્થપાવ્યાં. તક્ષશિલા, નાલંદા અને વિક્રમશિલા, વૈશાલી લિચ્છવીગણ અને

મગધ, અજાતશત્રુ અને અશોક, સમુદ્રગુપ્ત અને હર્ષવર્ધન, ચાણક્ય અને યૌગંધરાયણ : આ ઐતિહાસિક ભારતની મારી મહાસિદ્ધિઓમાંની થોડી પણ શ્રેષ્ઠ. (વચ્ચે મેં ભારતને, ગ્રીસને પનારે પડતું પણ બચાવી લીધું—જ્યારે, સિકંદરના થાકેલા સિપાહીઓને, મકદુનિયામાં એમની 'વિરહવિધુરી વહાલી'ઓ ફરીફરીને મેં યાદ આપીને એમના સિપાહસાલારને પાછો ફેરવ્યો ત્યારે.)

પરંતુ એ સર્વે ય સિદ્ધિઓ કે સંપ્રાપ્તિઓને શિરે મુકુટમણિ સરખો વિરાજે છે એ તો ગયાનો ગરવો તપસ્વી ગૌતમબુદ્ધ. એ હજી પણ હિંદમાં વિષ્ણુના અવતાર તરીકે પૂજાય છે, એ પ્રતાપ મારા જ : એ પ્રતાપ તે મનના જે પહેલાં અકળાયું, પછી તવાયું, પછીક મારદેવના દેવતે કરી ડગ્યું, અંતે અજોડ આત્મવિજયી લેખે સારા સંસારની વાસનાઓને ડારતું, જળહળ જ્યોતે—જળહળ અને અવિચળ જ્યોતે—ખંડેખંડમાં શતકો ને શતકો લગી પ્રકાશમાન રહ્યું છે.

મારી સાધેલી ઐતિહાસિક અવસિદ્ધિઓ વિગતે વર્ણ્યા જેવી ન હોય એ સમજાય તેવું છે. તેથી એટલું જ કહીશ કે એનો આરંભ થાય છે ચૌહાણકુળકલંકે પરસ્ત્રીહરણનો પેશો પકડીને હિંદુ સ્વાતંત્ર્ય પર છેવટનો કુહાડો માર્યો ત્યારથી; અને એનો અંત આવે છે, સાલાબાદ ૧૯૨૨ને વિશે ( ચૌરીચૌરા પછી ) બારડોલીની એક નાની શી કુટિરમાં નવભારતનો કારુણ્યભીનો ઇતિહાસ ઘડાયે ત્યાં. વચ્ચે દેશને અકબર મળ્યો અને તાજમહાલ મળ્યો એ વાત ખરી; અને બ્રિટિશ હકુમતના અમુક અશ્રુતપૂર્વ લાભ મળ્યા એ વાતે ખરી. પણ પ્રજાની સ્વતંત્રતા—ખાસ કરીને, નવી સાંસ્કારિક સિદ્ધિઓ મોટા પ્રમાણમાં નીપજાવવાની સ્વતંત્રતા—તો ગઇ તે ગઇ જ. ... એ બધાં ક અવળાંસવળાં પરાક્રમો મારાં, ન અન્ય કો'નાં.

બ્રિટિશનું નામ મને મારી પશ્ચિમદેશી સંપ્રાપ્તિઓનું સ્મરણ કરાવે છે.

આજે જ્યાં યુરપ છે ત્યાં, લાખો વર્ષ પર, યોજનો ને યોજનો લગી વિસ્તરતો હિમપ્રચાર હતો. આજે જ્યાં અમેરિકા છે, ત્યાં હજી તો કાલ સવાર લગી, ઘાડાં જંગલ હતાં. એ સ્થિતિ ક્યાં, આજની ક્યાં ?...અને, કેટલીક વાર, ભૂગોળ બદલાય છે એ ઇતિહાસને જ પ્રતાપે ને ? ... ... ...

મુજ–સર્જ્યો પશ્ચિમનો એ ઇતિહાસ એટલે પેરિક્લીસ હોમર અને યુક્લીડસ; વર્જિલ હોરેસ અને સીસરો; જુલિયસ સીઝર તેમ જ માર્કસ ઓરેલિયસ; શાર્લમેન અને મેડિચિઓ; ડાન્ટે અને રાફેલ; એસિસિનો સેંટ ફ્રાન્સિસ તેમ જ લ્યૂથર; એલિઝાબેથ, વિક્લિફ અને હેમ્પડન; બેકન, શેક્સપીઅર, મિલ્ટન; ક્રોમવેલ; રૂસો, વોલ્ટેર, નેપોલીઅન; મેઝિનિ, કોસુથ, ક્રોપોટકિન; ગ્લેડસ્ટન, મોર્લી; રોબર્ટ એમેટ અને પાર્નેલ; બિસ્માર્ક અને રાસ્પુટિન; ટોલ્સ્ટોય ઇબ્સન અને ટોમસ હાર્ડી ... એ સર્વે, અને વળીઃ માર્કોનિ અને આઇન્સ્ટાઇન; ક્યુરી, ક્રોચે, હ્યુગો; શૉ અને વેલ્સ.

યુરપમાં જેમ એ અને એવા બીજા કેટલાક, તેમ થોડા અમેરિકામાં પણઃ વૉશિંગ્ટન અને લિંકન; પો, હૉથોર્ન, માર્ક ટ્વેન; એમર્સન, વ્હિટમેન, થોરો; એડિસન અને રૉકફેલર; વુડરો વિલ્સન; કેપ્ટન લિન્ડબર્ગ; અપ્ટન સિંક્લેર.........

આ એકએક તથા બીજા ઘણા, જે વિકાસ અને વિનાશ મેં સદીઓ લગી સ્વૈરની પેઠી પાસ, એક અનન્ય સ્વેચ્છાવિહારી લેખે, પ્રવર્તાવ્યા છે, તેનાં જ ફળ જાણવાં.

—આવી હું મનોદેવતા છું, મનુષ્યજીવનની વિધાતા છું. મનુષ્યને મારી શેતરંજના મહોરા તરીકે કઇ ચાલ ચલાવવી અને ક્યારે ચલાવવી, તે નક્કી કરનારી હું એકમાત્ર અધિષ્ઠાત્રી છું....... મને જીતનાર, (જન્મોજન્મના સાધક એવા યોગી પુરુષ સિવાય), કોઇ પાક્યો નથી, પાકવાનો નથી; મને વશ થનાર પ્રાણીમાત્ર છે. પ્રાણીઓને કર્માનુસાર દુઃખસુખ આપવે હું શાણી તેટલી જ દયાળુ

છું. મારા પ્રભાવે ભોગ ભોગવનાર છે, તેમ થરથરનાર પણ છે. એ દુઃખી, પેલો સુખી, સૌ મારી પાસે સરખા છે. દુઃખી પણ દુઃખ પામ્યાનો પૂરો લહાવો લીધા પછી બધું મારી પર જ છોડે છે. એવી વેળાએ હું એને અણધાર્યું સુખ મોકલું છું અને તે રાજી થાય છે.

આવી આવી મારી અકળ કળાઓથી આશ્ચર્ય અને આનંદ (કે ભય, કે શોક) પામતી પૃથ્વીની પ્રજાઓ મને અનાદિકાળથી લળીલળીને પ્રણામ કરે છે; કરીને કૃતકૃત્ય થાય છે, અંત લગી થયા કરવાની છે.

## સ્તુતિ

જય રસના રત્નાગર, નટ નાગર એ,
શ્રી-મુખ-ચંદ્ર-ચકોર, જય જય દેવ હરે !

જગકારણ, સંહારણ, જગધારણ એ,
સઉ સુરવર શિરમોર જય જય દેવ હરે !

*  *

નિજ જન સંકટ ટાળક, પ્રતિપાળક એ,
પ્રભુ પૂરણ કામ, જય જય દેવ હરે !

શરણોત્તમ ! ચરણે તમ, ચરણે તમ એ,
કરિયે કુશળ કૃપાળ, જય જય દેવ હરે !

સ્તુતિ આ શ્રી જય દેવની સુરસૌખ્યની એ
દે મન મોદ વિશાળ, જય જય દેવ હરે !

[ 'ગીતગોવિંદ' : પ્રસ્તા૦ ]

—કે. હ. ધ્રુવ

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# હૉ ટે લ

[ આ નવલિકાના મૂળ લેખક શોલેમ આલીશેમનું નામ યીડીશ સાહિત્યમાં અજોડ છે, સૌથી મહત્ત્વનું અને સૌથી પ્રિય છે. દીન આત્માઓનાં ઉત્તમ ચિત્રકાર તરીકે પ્રહસન–હાસ્યરસની નવલિકાઓના નિષ્ણાત કલાકાર તરીકે તે અદ્વિતીય છે. 'શોલેમ આલીશેમ' એ શોલેમ રેબીનોવીટ્ઝનું ઉપનામ છે. હિબ્રુમાં આનો અર્થ 'તમને શાંતિ પ્રાપ્ત થાઓ' એમ થાય છે. 'યીડીશ રૉબીન્સન ક્રુઝો'થી આરંભ કરીને તેણે નવલકથાઓ, નાટકો અને નવલિકાનાં ચાલીસ પુસ્તકો લખ્યાં છે. નવલિકાઓના પંદર પુસ્તકોએ મુખ્યત્વે કરીને તેને ઉચ્ચ પ્રકારના હાસ્યકાર તરીકે અમર સ્થાન અપાવ્યું છે. હમેશ મળતાં, સામાન્ય મનુષ્યોને તેણે પોતાની કલમથી નાનામાં નાના સ્કેચમાં પણ એવાં કૌશલ્યથી ઉતાર્યાં છે કે તેમાં હાસ્યની ઊંચામાં ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરી શકાય. ૧૮૫૯માં પોલટાવામાં એનો જન્મ થયેલો અને બહુ નાની ઉમરમાં જ લખવાનો એણે આરંભ કરેલો. તેની કીર્તિ દુનિયામાં સર્વત્ર પ્રસરી છે અને ન્યુયોર્ક જ્યાં એ છેલ્લાં થોડાં વર્ષ થયાં રહેતો હતો ત્યાં એ ૧૯૧૬માં મૃત્યુ પામ્યો ત્યારથી તો એ કીર્તિમાં વધારો જ થયા કર્યો છે. ]

આ પ્રસંગ માત્ર થોડાં વર્ષ ઉપર ઓડેસામાં બન્યો હતો. એટલે કે ખુદ ઓડેસામાં નહિ પણ ઓડેસા પહેલાં થોડાં સ્ટેશન આગળ. ટૂંકમાં કહું તો હું પરગામથી મારે વતન ઓડેસા જતો હતો. ગ્રીષ્મ હતી. આસપાસ વરસાદે સઘળું ઢાંકી દીધું હતું. આકાશમાંથી આંસુની ધાર ટપક્યે જતી હતી. પવન દુઃખના નિઃશ્વાસ નાખતો જતો હતો. કોઇ વિધવા પોતાના પતિને માટે આંસુડાં સારતી હોય તેમ પૃથ્વી વહાલા, ઉષ્ણ સૂર્યને વાંછતી રુદન કરતી હતી. વૃક્ષોએ પાંદડાંનો ક્યારનો ત્યાગ કરી દીધો હતો; પક્ષીઓએ પોતાના માળા ખાલી કરી દીધા હતા

અને જતે જતે વચન આપતાં ગયાં હતાં કે જીવતાં હોઇશું તો બીજા વર્ષે પાછાં મળશું. ટ્રેનના એક ડબ્બામાં અમે થોડાક ઉતારૂઓ આનંદમાં, સુખચેનમાં ગરમ હવાનો ઉપભોગ કરતા વિવિધ વાતો કરતા હતા. બહાર વરસાદ એક સરખો દડ્દડ્ દડ્દડ્ પડ્યો જતો હતો અને વચમાં વચમાં પરસેવાથી રેબઝેબ થતી હોય એવી અમારા ડબ્બાની બારીના કાચ ઉપર ત્રાટકતો હતો.

મારી સામે એક સંસ્કૃતિવાળો, અક્કલમંદ, મોભાદાર જણાતો ગૃહસ્થ બેઠો હતો. પૈસાદાર પુરુષોની ખવાસગીરી કરે એવો હું નથી છતાં આપણી મંદ બુદ્ધિ ન સમજી શકે એવી રીતે મને એના પ્રત્યે આકર્ષણ ઉત્પન્ન થયું, એક પ્રકારનો ભ્રાતૃભાવ જણાયો. એ હું કેવી રીતે સમજાવી શકું ? એની સાથે વાત કરવામાં મને એવું સ્વાસ્થ્ય મળ્યું—મને એની સાથે ગાઢ સંબંધ હોય એવું જણાયું કે બીજા ત્રણ દિવસ હું આનંદથી એની સાથે મુસાફરી કરત. મને એમ જ થયા કર્યું કે આ ગૃહસ્થની હું કઇ રીતે સેવા કરી શકું ? કઇ રીતે હું એને ઉપયોગી થઇ પડું ?

અને એટલામાં જ સહસા એ તક મને સાંપડી ! એ કેમ બન્યું ? થયું એમ કે એ ઓડેસા પહેલી જ વાર આવતો હતો અને એને ત્યાં સારામાં સારી હોટેલ શોધવી હતી. હું ઓડેસાનો જ વતની એટલે એણે એ બાબતમાં મને જ પૂછ્યું.

"હોટેલ ! હા—આ !" મેં કહ્યું અને આ તકનો પૂરેપૂરો લાભ લેવા હું ઉત્સુક થયો. મારા વતન ઓડેસાની સારામાં સારી હોટેલ હું જાણતો હતો તેનાં મેં કાવ્યમય બાનીમાં વખાણ કરવા માંડ્યાં.

પહેલાં તો તેની બારીમાંથી જણાતો દેખાવ. એ હોટેલની બાંધણી જ એવી કે એમાંના દરેક દરેક ઓરડામાંથી સમુદ્ર બરાબર જોઇ શકાય. પછી ઊંચી છતવાળા ઓરડાઓ, નાનો બગીચો, વાચનાલય, જમવાનું, નોકરચાકરનું સુખ વગેરેનું વર્ણન મેં આપ્યું. ત્યાંના બેંડ વિશે, ત્યાંના રેસ્ટોરાં વિશે, ત્યાંની એકેએક

બાબત વિશે મેં એવું તો વર્ણન આપ્યું કે જાણે કે હું એક હોટેલનું નહિ પણ સ્વર્ગનું વર્ણન આપતો હોઉં !

વરસાદ અને ધુમ્મસથી ઘેરાયેલ અજાણ્યા શહેરમાં એક સરસ હોટેલ હોય તો તે દસગણી વહાલી લાગે. મારું વર્ણન પેલા ગૃહસ્થે મિત્રતાભરી અને ઉપકારવૃત્તિવાળી આંખે અને સ્નેહ અને માયાભર્યા સ્મિતે સાંભળ્યું. મારું વર્ણન પૂરું થયા કેડે એ હોટેલનું ઠામઠેકાણું પોતે લખી લે એ હેતુથી એણે નોટબુક કાઢી અને અછોડાના છેડાએ લટકાવેલ સોનાની પેનસીલ તૈયાર રાખી. પણ મેં મારું વર્ણન પૂરું કર્યું નહોતું. હું તો હજી એ હોટેલના ગુણાનુવાદ ગાવામાં જ પડયો હતો. ઓડેસાનું સ્ટેશન આવી પહોંચ્યું એની પણ મને ખબર ન રહી. પણ જ્યારે બીજા ઉતારુઓએ સામાન સમેટવા માંડયો ત્યારે પેલા ગૃહસ્થે મને હસીને, વિનયથી હોટેલનું નામ પૂછ્યું.

"ઓહ ! નામ ? હમણા જ કહું છું." મેં જવાબ આપ્યો.

મેં વિચાર કરવા માંડયો. અરે પ્રભુ ! એ હોટેલનું નામ શું ? અરે આ ક્ષણે તો હું તે જાણતો હતો અને એ અદૃશ્ય થઇ ગયું ! હવામાં ઊડી જ ગયું ! મેં કપાળ ઉપર હાથ ફેરવ્યો પણ ફોગટ. મારાં ખજવાં ફંફોસી જોયાં પણ મિથ્યા. ના રે ના ! કશું જ નહિ; એ ગયું ! ઊડી જ ગયું ! તમને કદાચ એમ લાગશે કે એ નામ કાંઇ યાદ રાખવું મુશ્કેલ હશે; પણ ના, હું ખાતરીથી કહું છું કે દુનિયામાં એના કરતાં વધુ સહેલું નામ હોઇ શકે જ નહિ. વળી તમે ભૂલવા માગો તો પણ નહિ ભૂલી શકો એવું એ નામ છે. વાર, મને તો એમ જ લાગ્યું કે મારું મગજ હું ખોઇ બેઠો. જાણે એમ કહોને કે એ નામ મારી જીભને ટેરવે હતું પણ–પણ નામ દેવું એ તો અશક્ય જ; નહિ, એ ગયું જ !

હવે બીજું શું કહેવાનું રહે ? પેલા ગૃહસ્થે મારી દુઃખદ મુશ્કેલી જોઇ. તેણે મને હું જે કીચડમાં ઉતરી ગયો હતો તેમાંથી ઉગારી લેવાના યત્ન કરી જોયા. તેણે મને જુદાં જુદાં નામ

સૂસવવા માંડ્યાં–મારી આગળ બોલવા માંડ્યાં : ગ્રાંડ હોટેલ, બેલેવુ, ટરમીનસ, મેટ્રોપોલ, નૅશનલ, ઇંટરનૅશનલ, બ્રીસ્ટલ, પૅરિસ, માડ્રીડ, સેંટ પીટર્સબર્ગ, શીકાગો, સાન રેમો, લંડન, હૅમ્બર્ગ કોન્સ્ટાન્ટીનોપલ.

ના, ના અને ના !

જ્યારે મારા સાથીએ જોયું કે શહેરોનાં નામ નકામા પડે છે ત્યારે એણે દેશોના નામ દેવા માંડ્યાં. ફ્રાંસ, મોંટીનીગ્રો, ઇંગ્લૅંડ, રશિયા, બેલજીઅમ, હોલૅંડ, બ્રાઝીલ, આરજેન્ટાઇન !

નારે ના, એનો કશો અર્થ જ નથી, જરા પણ મળતાપણું નથી. જરા ય નહિ.

ત્યારે હોટેલ રોયલ ? હોટેલ યુરોપા ? હોટેલ લુન ? હોટેલ ડોગમરા ? હોટેલ ઇંપીરીયલ ?

આખરે એણે પોતાની નોટબુક પાછી મુકી દીધી. સોનાની પેનસીલ અછોડામાં લટકાવી દીધી અને માયાથી તેણે મારો આભાર માન્યો, સાહેબજી કહી અને મનમાં કાંઇ દુઃખ નહિ આણવું એમ કહ્યું ... એ તો ગમે તેવી રીતે કોઇ હોટેલમાં જઇ પહોંચશે એમ એણે જણાવ્યું.

અને હું ! તે વખતે જો કોઇ કબર ઉઘડી હોત અને એણે મને જગ્યા આપી હોત તો હું ખુશીથી તે સ્વીકારી લેત. કેવું શરમ ભરેલું ! કેવી બેવકુફી ? મને તો ચાબુકના ફટકા પડવા જોઇતા હતા ! મેં મારી જાતને ઠપકો આપવા માંડ્યો. "તું ઘરડા ઘુવડ જેવો છે ! આવી ગધેડાઇ તું કેવી રીતે બતાવી શક્યો ? સલાહકાર તરીકે કામ કરવાનું તને કહેલું કોણે ? ઓડેસામાં તદ્દન અજાણ્યા માણસને સારા હોટેલની ભલામણ કરવાનું તેને કહેલું કોણે ? તારે વળી હોટેલોની સાથે શું લાગે વળગે અને તેમાંય જે હોટલ તું રોજ જુએ અને જેનો તું મીનીટે મીનીટે વિચાર કરે તેનું નામ તને યાદ નહિ રહે ?"

મારે તમને વધારે કહેવાની જરૂર નથી. હું ઘેર આવ્યો તે પણ ચકડોળે ચઢેલી અવસ્થામાં જ. મારા ઘરની આસપાસ વાડામાં મેં આમતેમ આંટા માર્યા, કપાળ કૂટ્યું પણ ફોગટ. મેં ધાર્યું કે ઘેર આવવાથી મને એ હોટેલનું નામ યાદ આવશે જ. પણ નહિ, એ તો ગયું જ!

"તમને ખબર છે?" મેં પત્નીને પૂછ્યું. "પેલી હોટેલનું નામ શું છે તે?"

"કઈ હોટેલ?"

"હવે, કઈ હોટેલ એ તો હું તમને પૂછું છું ત્યારે તમે પણ મને સામું એ જ પૂછો છો!" મેં ચીઢવાઈને કહ્યું.

"પણ નામ વગર ત્યારે હું તમને જવાબ પણ શો આપું?" પત્નીએ જીદ કરી.

બૈરાં સાથે વાદવિવાદ કરવો એ જ નકામું છે. મારે માત્ર એક જ કામ કરવાનું હતું અને તે એ કે મારે જાતે જઈને એનું નામ વાંચી આવવું. પણ તમે જાણો છો કે જ્યારે કોઈ માણસ પરગામથી પાછો ઘેર આવે ત્યારે એને પંદરસો કામ કરવાનાં હોય છે. હું એથી વધારે ને વધારે ઉશ્કેરાતો ગયો, ચીઢવાતો ગયો. હું મારા ઉપર ગુસ્સે થયો, બીજાં નિર્દોષો ઉપર મેં ગુસ્સો કાઢ્યો. એમ કરતાં રાત પડી. વાળુ પણ થઈ ગયું. સુવાનો વખત થયો. છતાં પેલી હોટેલ મારા મગજમાં ઘૂમી રહી હતી. આવું તમને કોઈ દિવસ થયું છે?

પણ લંબાણ શા માટે કરું? બીજે દિવસે સવારે ઉઠીને પહેલું કામ મારે એ હોટેલનું નામ જાણી લેવાનું જ કરવું એવો મેં ઠરાવ કર્યો.

પણ મને ઉંઘ આવી જ નહિ. ક્યારે સવાર પડે અને હું તે હોટેલ આગળ જઈને પીતળનું નામનું પાટિયું વાંચી આવું એમ

મને થયા કર્યું અને તળાઇમાં મેં આમથી તેમ પાસાં ફેરવ્યા કર્યાં. આખરે હું પલંગ ઉપરથી કુદી.

"અરે ભગવાન! તમે ક્યાં જાઓ છો?" પત્નીએ ગભરાઇને પૂછ્યું.

"મારાથી હવે સહન થતું નથી." મેં જવાબ આપ્યો. "મારે જઇને જોઇ આવવું જ પડશે."

"શું જોઇ આવવું પડશે?" પત્નીએ પૂછ્યું.

"ફાનસ લઇ લ્યો અને," મેં જવાબ આપ્યો. "મારી સાથે ચાલો."

"પણ ક્યાં?" પત્નીએ પૂછ્યું.

"મને પૂછશો નહિ, સાથે ચાલો." મેં કહ્યું.

પણ મારે તમને વિગતથી કહેવાની જરૂર નથી. તમે જ સમજી શકશો કે ધણી તદ્દન તંદુરસ્ત બહારગામ ગયો હોય, પછી પાછો ફરે ત્યારે એ આનંદથી બોલે નહિ, ધુમરાયા કરે, ઘરની આસપાસ આંટા માર્યા કરે, ગાંડાની પેઠે કપાળ કૂટે અને રાતે અચાનક ઊભો થઇને હાથમાં ફાનસ લઇને બૈરીને કહે કે 'ચાલ' તે વેળા પત્નીને કેવી લાગણી થાય! પણ સ્ત્રીઓ તો એમ પતિ કહે તે પ્રમાણે કરવા તૈયાર જ હોય છે. મેં કહ્યું કે 'ચાલ' અને એ તૈયાર થઇ!

કાદવથી ભરપૂર રસ્તા ઉપર છબાક છબાક કરતો હું ચાલ્યો. પત્ની સાથે ચાલી. આખરે પ્રભુકૃપાથી હું હોટેલ પાસે પહોંચ્યો. મેં ફાનસ ઊંચું કર્યું. પીત્તળની પ્લેટ સામે જોયું અને નામ મેં વાંચ્યું ... ઠીક ધક એ હોટેલનું નામ શું હશે તેનો તમે જ વિચાર કરી જુઓ. તમને અઢાર માથાં હોય તો પણ તમે સાચું અનુમાન નહિ કરી શકો! એ હોટેલનું નામ 'ઓડેસા' છે!

# રેણુનાથ

દિ. સ. ૧૧૯૩ના ગ્રીષ્મની સંધ્યા હિન્દુકુશના પહાડો પર ઢળે છે. હિન્દુકુશની ગગનગામી ગિરિમેખલા ઉન્નતશિરે શાન્ત નીરવ ઊભી છે. દૂર દૂર ક્ષિતિજ પર દિવાકર અસ્ત પામે છે. તેના વાત્સલ્યભર્યાં વિદાયકિરણો ગિરિમાળા સસ્મિત ઝીલે છે. પર્વતોની લાંબી શ્યામલ છાયા ધરતી પર પથરાય છે. ઘેરી નીલવર્ણી વનરાજીનાં વૃક્ષો સૌમ્ય અને શાન્તિદાયક રાત્રિના આગમનની રાહ જોતાં લાગે છે.

સૂર્યાસ્તનું એ સુંદર દૃશ્ય જોતો એક પુરુષ પર્વતની ટોચ પર ઊભો છે. સફેદ જાડા સુતરના કપડાનો એક કચ્છ તેણે વાળેલો છે. તેના લાંબા કાળા વાળ ભરાવદાર ખભા પર ઢળેલા છે. શાન્ત, શીતળ પવનની આછી લહેરો તેના કદાવર દેહને સ્પર્શતી વાય છે. તેનાં ઘાટીલાં અને સ્નાયુબદ્ધ અંગોમાંથી શ્રમમય જીવનનું પ્રતિબિમ્બ ચળકે છે. આગળ લડેલાં યુદ્ધોનાં સ્મરણચિન્હો સરખા ઘાવોનાં ચિન્હ હજી તેની છાતી પરથી ભૂંસાયા નથી. ભાલપ્રદેશ પર સુખડનું ત્રિપુંડ તેના ચહેરાને પવિત્રતા અને ગૌરવ અર્પે છે. પાંત્રીશેક વર્ષના તાઢ, તાપ અનુભવ્યાથી તેના ચહેરા પર આછી કરચલીઓ પડી છે. છતાં એ ચહેરા પર યોગીની શાન્તિ અને ક્ષત્રિયની દૃઢતા વ્યાપી રહ્યાં છે. તેની વિશાળ વિચારશીલ આંખો દૂર અર્ધડૂબેલા રવિબિમ્બ પર ઠરી છે.

ગિરિકંદરા તરફ મીઠી નજર નાખી, ફરી આવવાનું વચન આપી આકાશનો અનન્ત યાત્રાળુ ક્ષિતિજ પાછળ ડૂબી ગયો. નવનવીન રંગોથી સજ્જ બનીને સૂર્યને રોકાઇ જવાનો આગ્રહ કરતી વાદળીઓ, સૂર્યના ચાલ્યા જવાથી પોતાની આકર્ષણશક્તિની અપૂર્ણતાને દોષ દેતી હોય તેમ ખિન્ન બનીને ઊભી. વિહંગોનો કલરવ ધીરે ધીરે શમી ગયો. ખાણોમાં છુપી રહેલો અંધકાર નીરવ ડગલે બહાર આવ્યો અને પોતાની પાંખ પહોળી કરી સૃષ્ટિપર નિવૃત્તિ અને શાન્તિના સંદેશ ઢાળવા લાગ્યો. ઊંડે ખીણમાં આવેલા ગામડામાં દીવાઓ પ્રગટ્યા.

પ્રકૃતિ અનુપમ વિશ્રાંતિની લહાણ માણતી હતી તે વખતે આ એક જ પુરુષના મનમાં વિષાદના ઉભરા આવતા હતા. તેનો અંતરાત્મા ઉંડે ઉંડે સળગતો હતો, અને જગતના અન્યાયથી કંટાળેલા તેના સરલ હૃદયમાંથી દુઃખના નિઃશ્વાસ છાતી ચીરીને બહાર આવતા હતા. જીવનનાં મીઠાં સંસ્મરણો યાદ કરતો અને ઊંડી વેદના અનુભવતો એ પુરુષ તે ભક્ત ધિવલ હતો.

તેનો પ્રિય તંબુર તેના પગ આગળ પડ્યો હતો. શાન્ત પળોમાં વિચારે ચડતાં તેનું મન વ્યગ્ર થયું હતું. જીવનના કરુણ પ્રસંગો તેના સ્મરણપ્રદેશ પર સજીવન થઇ તેને બેચેન બનાવતા હતા.

ધિવલ જાતે રજપૂત હતો. તેની રગોમાં ચૌહાણોનું રુધિર વહેતું હતું. ગીઝનીના સુલ્તાન સામેના છેલ્લા યુદ્ધમાં તેણે તરવાર વીંઝી હતી. તે યુદ્ધમાં વાગેલા ઘાવો હજી ધિવલના દેહ પર અંકાયેલા હતા. ધિવલ દિલ્હીમાં વિખ્યાત સેનાપતિ ચામુંડરાયના હાથ નીચે સૈનિક બન્યો હતો. પણ તેવામાં પૃથ્વીરાજે ચામુંડને રાજદ્રોહી ઠરાવી કારાગૃહમાં પૂર્યો. પોતાના પિતા તુલ્ય સેનાપતિ પર થતો અન્યાય ધિવલથી સહન ન થયો. પૃથ્વીરાજને તેણે ચામુંડને મુક્ત કરવા વિનંતિ કરી. ગર્વિષ્ઠ રાજવીએ આ સામાન્ય સૈનિકની મુર્ખાઇને હસી કાઢી. ધિવલનું અપમાન થયું. તરવાર

છોડી દઇ ચાલ્યા જવાની ધિવલને આજ્ઞા મળી. કદરહીન માલિકને તેનાં શસ્ત્રો પાછાં સોંપી ધિવલે દિલ્હી છોડયું. તેણે પ્રતિજ્ઞા કરી કે જિંદગીમાં ફરી શસ્ત્ર ન ઉપાડવું. પોતાની કિંમત ન સમજે તેવા માલિકની સેવા ન કરવાનો નિશ્ચય કરી ધિવલ વતન તરફ પાછો વળ્યો.

એ અપમાનનાં સ્મરણો અત્યારે જાગૃત થતાં હતાં. ધિવલ વિચારપ્રવાહમા તણાયો જતો હતો. તેના સ્વાભિમાની હૃદયને પૃથ્વીરાજનાં તિરસ્કારભર્યાં શબ્દો ડંખતા હતા. સૂર્યાસ્ત નિહાળતાં નિહાળતાં જીવનની એ વિવિધરંગી પળો તેને યાદ આવતી હતી.

૨

એ વિષાદને વધારે તીવ્ર બનાવે તેવો બીજો પ્રસંગ ધિવલની સ્મરણસૃષ્ટિમાંથી સરી આવ્યો. હિન્દથી કાબુલ જતો ધોરી માર્ગ નીચે ઝાંખી દોરી જેવો દેખાતો હતો. એ માર્ગના કાંઠા પર ધિવલની નાની એવી વાડી હતી. બચપણથી એ વાડી ધિવલની અન્નપૂર્ણા બની હતી. એ વાડીના વૃક્ષે ધિવલના જીવનની ઉલ્લાસ-રેખાઓ અંકાઇ હતી. પોતાની વહાલી પત્ની રેણુ સાથે ધિવલે એ વાડીમાં જિંદગીના લાલિત્યભર્યાં દિવસો ગાળ્યા હતા. વૃક્ષોને સાથે સાથે પાણી પાતાં અને શીતળ આમ્રફળો તોડતાં બન્ને આત્માઓ આનંદની પરાકાષ્ઠા અનુભવતા. ધિવલનાં બે નાનાં બાળકો આનંદ અને સરજુ કિલરવ કરતાં કૂદતાં.

એવા શાન્ત સુખમય દિવસો છોડી ધિવલ દિલ્હી ગયો. અને પાછળથી યુદ્ધમાં હારીને ગિઝની તરફ પાછા ફરતા મુસલમાનો ધિવલનું ગામ લુંટતા ગયા. રેણુનું સૌન્દર્ય જોઇ એ નિરંકુશ સૈનિકો તેને ઉપાડી જવા લલચાયા. રેણુને બચાવવા જતાં ધિવલના વૃદ્ધ પિતા મૃત્યુશરણ થયા. ચારિત્ર્યશીલ રેણુએ પવિત્રતા જાળવવા આત્મહત્યા કરી. ધિવલની કોકિલા તેના જીવનઉપવનને નિર્જન સ્મશાનવત્ બનાવી ઉડી ગઇ. મૌનીનાથ નામના એક વૃદ્ધ સંન્યાસી

સરજુ તથા આનડને ઉછેરી મોટા કરવા લાગ્યા. ગામના લોકોએ રેણુને અગ્નિદાહ કર્યો હતો તે સ્થળે દેરી ચણાવી.

દિલ્હીથી જ્યારે અપમાનિત ધિવલ પાછો આવ્યો ત્યારે એ સમાચાર સાંભળી થથરી ગયો. તેનાં સૌમ્ય વિષાદમય નેત્રો ઉંચે આભ સાથે એકાગ્રદષ્ટિથી જોઇ રહ્યા. તે રાત્રે ધિવલના મુખમાંથી એક વેદનાભર્યું ગીત સર્યું. તંબુરના રણુકાર સાથે તેનો સ્વર એકતાન થયો. તેને આશ્વાસન આપવા આવેલા પાડોશીઓ ભજનના લયમાં લીન થયા. સાધુ મૌનીનાથ ધિવલને આશ્ચર્યમુગ્ધ દૃષ્ટિથી જોઇ રહ્યા. થોડી વારે તે બોલ્યા કે "ધિવલ હવે મનુષ્ય નહિ પણ દેવ થવાનો છે."

મૌનીનાથ ગામના વડીલ જેવા હતા. તેમની સાથેના સહવાસથી સરજુ તથા આનડ મૌનીનાથ પર પિતાતુલ્ય પ્રેમ રાખતા. બાળકો સાથે મૌનીનાથ ધિવલની વાડીએ જઇ રહ્યા. સરજુ તથા આનડ તેની આગળ રમ્યા કરતા અને નવનવા પ્રશ્નો પૂછતા. દાઢી પર હાથ ફેરવી વૃદ્ધ સંન્યાસી તેમને રમુજી ઉત્તરો આપતા. ધિવલ બધો વખત ઇશ્વરભક્તિ તથા સંસ્કૃત શીખવામાં ગાળતો. ભાવિક ગ્રામજનોને આ ગુરુશિષ્ય દેવ જેવા થઇ પડ્યા. મોડી રાત સુધી એ નિખાલસ ગામડીઆઓ એકઠા બેસીને ધિવલને પોતાનાં સુખદુઃખો જણાવતા. ધિવલનાં ભજનોની ધૂનમાં મસ્ત બનીને તેઓ ડોલતા. દૂરદૂરથી દેશની પરિસ્થિતિની ઉડતી ખબરો આવતી. દેશભક્તિથી ઉછળતા હૃદયે બધા ઉત્સાહપૂર્વક ચર્ચાઓ કરતા, ભાવિ માટે યથાશક્તિ અનુમાન બાંધતા.

કોઇ પ્રવાસી ખબર લાવે છે કે કનોજના રાજા જયચંદની પુત્રીનો સ્વયંવર થાય છે; અને ગ્રામજનો આનંદમાં આવી જઇ અર્ધી રાત સુધી તડાકા મારે છે. વળી સમાચાર આવે છે કે પૃથુરાજે સંયુક્તાનું હરણ કર્યું છે અને કનોજપતિના હાથ હેઠા પડ્યા છે. ધિવલ વિચારપૂર્વક સર્વને આવા કુસંપથી નિપજતાં અનિષ્ટો

સમજાવે છે. મુસલમાનો હવે આવે તો રજપૂતો એકત્ર થઇ સામા થઇ ન શકે એ વિચારે બધા ગંભીર બની જાય છે. મૌનીનાથ સર્વને આર્યસંસ્કૃતિની અમરતાનાં સૂત્રો સંભળાવે છે ધિવલની દૂરદર્શી બુદ્ધિ પર પ્રશંસા ઢોળતા બધા જુદા પડે છે. આવા સરલ ઉત્સાહી અને નિર્દોષ પહાડનિવાસીઓ સાથે ધિવલનું જીવન જતું હતું. ધિવલને 'ભક્ત'ની સંજ્ઞા મળી હતી.

૩

એ ભક્ત ધિવલ પ્રકૃતિસૌન્દર્ય નિરખતો અત્યારે ઉભો હતો. ડુબી જતા રવિબિમ્બમાં તેને રેણુના મુખની સ્મૃતિ થઇ હતી. કેટલી યે વાર સુધી વિચારમાં લીન બનીને તે આમતેમ ફર્યા કર્યો. રેણુની સ્મિતભરી મુખાકૃતિના ધ્યાનમાં તે મગ્ન થયો હતો. રેણુ મૃત્યુ પામી છે એ વિચાર જ તે ભૂલી ગયો. રેણુનું સરલ રતાશભર્યું મુખ જાણે કે તેની આંખ આગળ તરે છે. ચણિયાનો છેડો મારી રેણુ ક્યારાઓમાં વહી જતું પાણી વાળે છે. અંબોડાપરથી સરી ગયેલી ઓઢણી તે બેદરકારીથી જેમ તેમ ખભા પર વીંટાળે છે. તાજા ઘઉંની લીલીછમ કુંડીઓ વાયુમાં હિલોળે ચડે છે, શરયુ તથા આનક રેણુની આસપાસ ફરતાં ફરતાં કાલી અસ્પષ્ટ બોલીમાં વાતો કર્યા કરે છે. પાંચ વર્ષ પહેલાંનું એ દૃશ્ય જાણે હમણાં જ જોતો હોય તેમ ધિવલની મુખરેખા સ્થિર બની હતી. સ્વપ્નસૃષ્ટિનો આનંદ તેની આંખોમાં ચમકતો હતો. નીચેથી મૌનીનાથનો અવાજ આવ્યો.

"ધિવલ! ધિવલ!"

ધિવલની કલ્પનાની પાંખો ફફડતી બંધ થઇ. સત્યતાના કઠોર જગતપર એ સરી પડયો. તેનાથી નિઃશ્વાસ નખાઇ ગયો. ગુરુનો સાદ ફરી સંભળાયો.

"ધિવલ! ચાલ! હવે રાત પડી!"

"દાદાજી ! આવું છું."

ધિવલને લાગ્યું કે પોતાનો અવાજ સહજ ભારે થયો હતો. દૂર દૂર અંધારા પર્વતો પર નજર નાખી એ નીચે ઉતર્યો.

"કેટલું મોડું થયું ! બાળકો વાટ જોતા હશે." તે બબડયો.

વાંકા ચુંકા પત્થરની અનિયમિત પગદંડી પર થઇને તે નીચે આવ્યો.

એ ખડક નીચે જ ધિવલની વાડી હતી. નાની એવી ઝુંપડીમાં તેલનો દીવો બળતો હતો. નવ વર્ષની સરજુ નાની નાની હથેલીઓથી રોટલો ટીપવાનો પ્રયાસ કરતી હતી. આનક પરીક્ષકનું ગાંભીર્ય ધારણ કરીને બહેનના પ્રયાસનું અવલોકન કરતો હતો.

"ઝટ કર. સરજુ ! બાપુ હમણા આવશે."

"દાદાજી બોલાવવા ગયા ?"

આનકે જવાબમાં ડોકું હલાવી હા પાડી. સરજુએ રોટલો ટપટપ ટીપીને તાવડીમાં નાખ્યો. રોટલો ઉપસ્યો એટલે સરજુએ તેમાં કાણું પાડયું.

ધિવલનો પરિચિત પગરવ સાંભળી બહાર બાંધેલી ઘોડીએ હણહણાટ કર્યો. વાડીના દ્વાર પર જ નાની એવી ખાટલી હતી. મૌનીનાથ આવીને તે પર બેઠા.

'બહુ મોડું થયું, ભાઇ !'

'હા દાદાજી ! જરા વિચારે ચડી ગયો.'

'અવાજ કેમ આવો છે ?'

'ના, ના. ખાસ કાંઇ નથી.'

ધિવલે તંબુરને ઝુંપડી બહારની ખીલીએ લટકાવ્યો.

'લો. જમી લે. છોકરાં વાટ જોતાં હશે' ધિવલ અંદર ગયો.

વાડીના છેડા આગળ અંધારામાં ચમકતી પત્થરની સફેદ દેરી સામે જોતા મૌનીનાથ એકલા બેઠા.

જમીને પથારીમાં સુતા સુતા બન્ને બાળકો વાતો કરે છે. ઘઉંનો પાક હમણાં તૈયાર થઇ જશે. જમરૂખ પાકવાને વાર નથી. સીતાફળ તો ઉતરવા માંડયાં છે. સરજુ રાંધતાં શીખી જશે એટલે બાપુને જરા ય મહેનત નહિ પડે. આનંદને ઘોડી પર બેસતાં શીખવું છે. બાપુ હવે થોડા જ દિવસમાં શિખવવાના છે. તીર ફેંકતા તો આનંદ જાણે છે–ઉડતા પંખીને પણ આંટી જાય. અરે–અરે પણ આનંદ આવી શી વાત કરતો હશે? પંખીને મારવાની વાત દાદાજી સાંભળે તો કેવા ખીજાય!

સરજુને મન એકદમ શંકા થાય છે. સુતી સુતી તે આનંદનો હાથ પકડે છે.

'આનંદ! આનંદ! બાપુ કેમ તીર ચડાવતા નથી!'

'કોણ જાણે? ઘોડી પર પણ બેસતા નથી.'

'કેમ નહિ બેસતા હોય?'

'ચાલ... પૂછીશું?'

કુતૂહલભર્યાં બન્ને બહાર આવે છે.

"બાપુ! બાપુ!"

સરજુના અવાજથી ધિવલ જાણે કે ઝબકીને જાગી જાય છે.

'કેમ બહેન! ઉંઘ નથી આવતી?'

"બાપુ! અમારે એક વાત પૂછવી છે."

'શી વાત?'

'તમે તીર કેમ નથી ચડાવતા? ઘોડી પર કેમ નથી બેસતા?' બાળકના નિર્દોષ પ્રશ્નોનો હસીને ઉત્તર આપવા ધિવલ પ્રયત્ન કરે છે. પણ છતાં એનો અવાજ ગંભીર બની જાય છે.

"હું કોઇ દિવસ ઘોડી પર બેસવાનો નથી. અને ધનુષ હાથમાં લેવાનો નથી."

"કોઇ દિવસ નહિ?"

'ના, કોઇ દિવસ નહિ.'

'પણ એમ શું કામ?' ગુંચવાયેલી સરજુ બાપુની સામે જોઇ રહે છે.

'મેં પ્રતિજ્ઞા લીધી છે. દિલ્હીમાં આપણા રાજા પૃથુરાજ છે. તેને મેં મારી તરવાર આપી દીધી. હવે મારાથી બીજી તરવાર ન વપરાય."

આનંદને સમજ ન પડી કે બાપુ બહુ જુસ્સામાં કેમ આવી ગયા!

'સરજુ! આનંદ! અંહિ આવો તો' મૌનીનાથે બાળકોને બોલાવી લીધાં.

'સરજુ! તું શું પૂછતી'તી?'

'બાપુ તીર કેમ નથી ચડાવતા એ."

'જો સાંભળ' સરજુના માથાપર હાથ ફેરવતા મૌનીનાથ તેને સમજાવવા લાગ્યા;" જે રાજા આપણાં હથિયાર લઇ લે તેણે આપણું અપમાન કર્યું કહેવાય. એવા રાજાની સેવા ન કરાય. એવા રાજા માટે હથિયાર ન ઉપાડાય."

'બાપુ કોઇ દિ' નહિ ઉપાડે?"

'ના, ના, હવે એ અહિં રહેશે. અને પરમાત્માને ઓળખશે.' અધું સમજીને ભાઇબહેન ઝુંપડીમાં ગયા.

વ્યોમનો વિસ્તૃત ઘુમ્મટ તારાઓના તેજથી ભવ્ય લાગતો હતો. વાયુની આછી લહરોથી વાડીનાં વૃક્ષો હલી ઉઠતા હતા. અંધકાર વચ્ચે ઉભેલી શ્વેત દેરી પરથી ધજાના ફડફડાટનો કોઇ કોઇ વાર અવાજ આવતો હતો.

ધિવલને ફરતો જોઈ મૌનીનાથે બૂમ મારી.

'ધિવલ ! હવે સુઈ જા તો. કેટલોક વખત ફર્યા કરવું છે ?'

'ઊંઘ નથી આવતી. દાદાજી !'

'રોજ ને રોજ એક જ વાત સંભાર્યા કરવાથી શો લાભ, ધિવલ ! ભવિષ્ય સામે નજર માંડવાથી માણસ મહાન બને છે, ભૂતકાળને પંપાળ્યા કરવાથી નહિ.'

'એ હું સમજવા પ્રયત્ન કરું છું, દાદાજી ! પણ જૂના ડંખો મારાથી ભુલાતા નથી.'

'ગતપ્રસંગો ફરી ફરી સંભારીને દુઃખી થવા માટે નથી. તેમાંથી સાર ખેંચી શાન્તિ મેળવતાં તારે શીખવું પડશે. દિલ્હીમાં બહુ બહુ તો તું સૈનિક મટીને સેનાપતિ થઈ શકત. અને નિરર્થક પ્રવૃત્તિના મૃગજળમાં તારું અમૂલ્ય જીવન ડૂબી જાત. એ જીવનને સફળ બનાવવાની ઈશ્વરે તને તક આપી છે. પછી આટલો ખેદ શો ?'

'હજી મને દુઃખમાંથી સુખ જોતાં નથી આવડતું, દાદા ! જીવનની મીઠી પળોનો ધુમ મને આકર્ષે છે. અને સદાની અપ્રાપ્ય એવી એ પળો સંભારતાં મારો આત્મા અકળાય છે.'

મૌનીનાથના ઘુંટણ પર મસ્તક ઢાળી ધિવલ બેઠો. ગુરુનો સુક્કો પણ લાગણીભર્યો હાથ ધિવલના વાંસા પર ફરતો રહ્યો.

'તને રેણુ યાદ આવે છે, ધિવલ ! પણ આર્યાવર્તનું ગૌરવ સાચવતી એ તો મનુષ્ય મટીને દેવ બની. તારે હજી દેવ થવાનું બાકી છે.'

ધિવલ ગુરુના મુખ સામે ભાવભર્યાં નયને જોઈ રહ્યો.

'જા–બેટા ! સૂઈ જા. મધરાત થઈ. જો રોહિણીનું નક્ષત્રમંડળ માથે આવ્યું.'

થોડી વારે ધિવલ ઊભો થયો. ઘોડીએ હણહણાટ કર્યો. તેની

પીઠ થાબડી વિવલ ઝુંપડીમાં આવ્યો અને પથારી પાથરી. મધ્ય રાત્રિનો અંધકાર વનપ્રદેશ પર સુસવતો રહ્યો.

૪

ઝુંપડીમાં વિવલની વ્યગ્રતા વધી. તેને નિદ્રા ન આવી; તેની દૃષ્ટિ નાની બારીમાંથી આકાશ તરફ વળી. નિરન્તર હાસ્ય હસતા તારાઓનાં ઝૂમખાં તે જોઇ રહ્યો.

અને તારાઓનું હાસ્ય જોતાં ફરી તેને એક સૌમ્ય સ્મિત સાંભર્યું. કેટલી યે વસ્તુઓ તેને યાદ આવી. યુવાનીના મસ્તીભર્યા દિવસો, સૈનિક બનીને તેણે સેવેલાં નવનવીન સ્વપ્નો, મોતીનાથના સહવાસથી તેના પલટાયેલા આદર્શો–એ બધી વિચારમાળા તેના સ્મરણપ્રદેશ પર નર્તન કરવા લાગી. મુખ હથેળીમાં ટેકવી વિવલ પથારીમાં બેઠો.

આકાશને અડેલીને ઉભેલા શ્યામ શિખર પર આછો ઉજાસ પથરાયો. કૃષ્ણપક્ષનો અર્ધ ચન્દ્ર ધીરેથી પર્વતમેખલા પર આવ્યો, અને ઉદાસી ઉત્સાહરહિત નયને પૃથ્વીને નિરખી રહ્યો.

ઉંઘતાં બાળકોના મુખ પર ચન્દ્રનાં આછાં કિરણો પડયાં. નિદ્રામાં ફૂલતાં નાનકડાં નસકોરાં વિવલ જોઇ રહ્યો.

'કેવાં નિર્મળ અને સુખી! બાળક એટલે સ્વર્ગનાં ફૂલ... રેણની એ સદાની યાદગીરી સમાં...કેવાં નિરાંતે ઉંઘે છે!'

'બાળકના હૃદયમાં અમૃતની ભીનાશ હોય છે. ધરતીનો પવન એ અમૃત સૂકવી નાંખે છે.' વિવલે સરજુને કપડું ઓઢાડી તેની નાજુક હડપચી નીચે દબાવ્યું.

'પણ મને આજે થયું છે શું? આંખ જ મળતી નથી!'

હાથ પર શિર ટેકવીને એ સુતો. પણ વિચારોનાં ભૂત તેને પજવતાં રહ્યાં. તેની તરંગમાળા અટકી નહિ. તેના મગજમાં

વિચિત્ર પ્રશ્ન ઊભો થયો કે 'નિરપરાધીને અન્યાય એ જ શું વિશ્વનો ક્રમ હશે?' અને એ પછી પોતાના પ્રિય સેનાપતિ ચામુંડરાયની પ્રભા નીતરતી મુખમુદ્રા તેને યાદ આવી. ચામુંડ જેવા ભક્તને અન્યાય કરનાર રાજાનું કોણ રહેશે? સંયુક્તાનું હરણ થયું; કનોજ સાથે દુશ્મનાવટ થઈ, અને દિલ્હીના શૂરા સામંતો વિનાકારણ કપાઈ મૂઆ. અહા! એ જૂના મિત્રો સાથે પોતે કેવો આનંદ કર્યો હતો! હવે દિલ્હી જવાનું થયું હોય તો એમાંથી કોઈકજનું મુખ જોવા મળે. બાકી રહ્યા હશે સૈનિકો–દંભી, કંકાસી અને વિલાસપ્રિય–તેમના રાજા જેવા. એવા કૃતઘ્ની રાજા માટે પ્રાણ આપવો એ પણ કાંઈ ડહાપણ ન કહેવાય.

પણ એ દિવસો તો ગયા. ક્યાં દિલ્હી અને ક્યાં પોતે? શા માટે નકામો ખેદ કરવો? ઈશ્વરે તો તેને બસ આનંદ અને સરજુ સોંપ્યાં છે પછી શું? ધવલનો વિચારપ્રવાહ વળી આગળ ચાલ્યો. "પણ હવે મુસલમાનો આક્રમણ કરે તો? હવે પૃથુરાજ તેઓ સામે ટક્કર ઝીલે? સંયુક્તા સાથે રંગરાગમાં પડી ગયો છે એ વાત સાચી હશે? સ્ત્રી માટે કંઈ રજપૂત દેશને ન ભૂલે. યુદ્ધની નોબત વાગી ત્યારે પોતે કેમ ઠેઠ દિલ્હી સુધી ગયો હતો? રેણુને રડતી મૂકી–અને જાળિયામાંથી તેની આંસુભીની આંખો છેલ્લી વખત જોઈ–અહો દૈવ!"

ધવલે એક નિઃશ્વાસ મૂક્યો. એ પડખું ફરીને સુતો. કૈંક અસ્પષ્ટ વમળોમાં તેનું મન ઘુમ્યા કર્યું. થોડીવારે તેની પાપણો ભારે થઈ. નિદ્રાની શીતળ લહરી તેના તપ્ત દેહ પર વળી.

પવનથી વૃક્ષો જરા હલ્યાં. રેણુની દેરીપર ધજાનો ફડફડાટ થયો. ઘોડીએ પગ હલાવ્યો. ફરી બધું શાન્ત બની ગયું.

૫

થોડીવારે ધવલ ચમકીને જાગ્યો, તેના કાનમાં કંઈ વિચિત્ર અવાજ આવ્યો. પૃથ્વીમાં જાણે ધણધણાટ શરૂ થયો હોય તેમ

ધિવલને લાગ્યું, ધરતીપર તેણે કાન માંડયા. "મારૂં મગજ તો નથી ભમતું ને!"

જોરથી માથુ ધ્રુણાવીને એ સુતો પણુ અવાજ વધારે પ્રબળ અને સ્પષ્ટ થયો. કશો અવાજ તો આવતો જ હતો. એ ચોક્કસ, પણ મધ્યરાત્રિએ આ ભૂકંપ જેવો ગંભીર અસ્ખલિત નાદ શો? મહેરામણ ઉન્મત્ત બની ધસી આવતો હોય, હિમગિરિની હિમશિલાઓ ધધડાટ કરતી તૂટી પડતી હોય તેનો ઘેરો સૂર વાયુમાં ગાજવા લાગ્યો. મધ્યરાત્રિનું વાતાવરણ કમ્પાયમાન થયું. પ્રચંડ, અભંગ, તાલબદ્ધ ધ્વનિ દિશાઓમાં પથરાઇ રહ્યો.

ધિવલ ઝુંપડીમાંથી બહાર આવ્યો. તેણે આસપાસ દૃષ્ટિ ફેંકી. ખીણેખીણમાં અવાજનો પ્રતિઘોષ ગાજતો હતો. અર્ધચન્દ્રના ઝાંખા પ્રકાશ નીચે પથરાયેલી શ્યામ નિબિડ વૃક્ષઘટા તરફ તેણે ધારીધારીને જેયું. માળાઓમાં વિશ્રાન્તિ લેતાં પક્ષીઓ આ અપરિચિત કોલાહલથી જાગી ઉડયાં અને ચિત્કારથી પોતાનું કુતૂહલ પ્રદર્શિત કરવા લાગ્યાં. નાદથી સજીવન બનેલી ગિરિમેખલામાં ચારે બાજુ ધિવલ આતુર નેત્રે નિહાળતો રહ્યો. અસ્ખલિત અને ઉગ્ર એ ધ્વનિ વધારે સ્પષ્ટ થતો ગયો. અને તેમાં તૂટતી ઝાડીઓ, ઉખડતા પત્થરો અને કુકારોના રણકારના સૂર ધિવલને કાને પડવા લાગ્યા. પૃથ્વીનાં પડ ચીરી પાતાળવાસીઓ જાણે ઉપર આવતા ન હોય!

'ધિવલ! ધિવલ!' દૂરથી મૌનીનાથનો અવાજ આવ્યો.

'ઉપર આવ.'

'આ શાનો અવાજ દાદાજી?' ધિવલે સામો સાદ પાડયો.

'લશ્કર આવે છે. પરદેશી ફોજ.'

સરજુ અને આનક જાગીને બહાર આવ્યાં. ધિવલ તેઓને લઇ ઉપર ગયો. ખડકવાળી પગદંડી પર થઇને તેઓ

પહાડની ટોચ પર પહોંચ્યા. અવાજનો તુમુલ ઘોષ તેમનાં હૃદય કમ્પાવતો ઉછળતો હતો. ઊંચી કાળી કરાડ પર વિવલ સરજુ તથા આનંદ સાથે ઉભો. મૌનીનાથની ચેતનભરી આંખો દિશાઓ ખોળતી રહી.

તે જ ક્ષણે સામેની ખીણુ સજીવન બની. અગણિત મશાલોની હારો આગળ ધસી આવવા લાગી. પહાડોની અંધારી કરાડોમાં ઝાંખો રતાશભર્યો પ્રકાશ પથરાયો. ખડક ઉપરથી વિવલ તેજના અગણિત બિન્દુઓ ઉછળતા જોઇ રહ્યો. વ્યોમ તજીને તારાગણો પૃથ્વીપર્યટને નીકળ્યા હોય તેવું એ દશ્ય હતું. બે ઘોર ખીણો વચ્ચેથી આવતો માર્ગ એ પ્રવાહથી ઢંકાવા લાગ્યો. ઘોરી માર્ગ પર છલકાતી આવતી એ સરિતાનો અવર્ણનીય ઘુઘવાટ વિવલ સાંભળી રહ્યો. યવન સૈનિકોનાં શસ્ત્રોનો ઝળકાટ તેની નજરે પડ્યો. માનવસરિતા નજીક ને નજીક આવી.

ચિચિયારીઓ પાડતા અને પથ્થર તોડી માર્ગ સરલ બનાવતા પથ્થરફોડાઓનાં જૂથ પસાર થયાં. પછી અશ્વારૂઢ સૈનિકોની હારો આવી. ત્રીસ હજાર અશ્વોની ખરીના પડછંદથી ગિરિકંદરા ધણધણી ઉઠી. નિયમિત ગતિથી સ્વારોની હાર પછી હાર ભરતીનાં ઉભરાતાં પૂર સમી ઉછળતી રહી. ટોપ અને લોહનાં કવચ, શિરપેચ અને અણિયાળા ભાલા, તીર, તોમર અને ધનુષ ઘેરો ઝગઝગાટ કરતાં ગયાં.

પહાડની ટોચ પરથી વિવલ એ દશ્ય જોઇ રહ્યો. તેણે લશ્કરો જોયાં હતાં. દિલ્હીમાં રજપૂતો સાથે તાલીમ લેતી વેળા હજારો સૈનિકોનાં જૂથ તેણે નિહાળ્યાં હતાં. પણ આવો અપૂર્વ અપરિમિત માનવપ્રવાહ તેણે સ્વપ્ને પણ કલ્પ્યો ન હતો. ધડકતે હૃદયે અને આશ્ચર્યમુગ્ધ નેત્રે તેણે એ કાબુલી સ્વારોને જોયા કર્યા. હજારો, લાખો ભાલાઓના ચમકારથી ખીણમાં તેજનાં નર્તન મંડાયાં. પાણીના અમોઘ અપ્રતિરોધ્ય પ્રવાહસમા પાયદળના

પદરવથી પર્વતની અંધારી કરાડો ધડકી રહી. હિન્દ છતવા ધસી આવતું ગીઝની સૈન્ય ક્ષિતિજ સુધી પથરાઇ રહ્યું.

પછી તો તંબુઓનાં સામાન તથા ખોરાકનાં ગાડાંઓની હારો આવી. એ ગઇ અને વળી પાછી સ્વારોની ટુકડીઓ આવી. થોડી વાર એ વાહનો અને સામાન ઉચકતા ઉંટો પસાર થયા. અને ફરી શસ્ત્રો ચમકાવતા સૈનિકોના તાલબદ્ધ પદપ્રહારથી ધરતી ગાજી રહી. ધિવલે એ અનન્ત પ્રવાહને જોયા કર્યો. ઉત્સાહ અને આવેશથી બુલંદ સૂરે ગવાતું કૂચનું ગીત તે સાંભળી રહ્યો. આભના પડદા ચીરીને પ્રભાતે સૂર્ય બહાર આવ્યો. હજી એ માનવસરિતા તેવા જ જોસથી ઘુઘવાટ કરતી ધ્વનિ પ્રસારતી વહેતી હતી. ખીણમાંથી સર્યા આવતા માનવસાગરને જાણે કે અન્ત જ ન હતો. વિનાશની વાદળીઓ સમી કાબુલી સેનાનીઓની ટુકડીઓ એક પછી એક સરી જતી હતી. તડકામાં ચળકાટ કરતાં તેમનાં ભાલાં, સ્વચ્છ મ્યાનો અને કવચ ધિવલની આંખને આંજતાં રહ્યાં.

૬

'વિચારો કરવાનો આ વખત નથી. ધિવલ! તારા સિવાય દિલ્હી ખબર કોણ પહોંચાડશે?'

ધિવલ નજર નીચી રાખી મૌનીનાથના શબ્દો સાંભળી રહ્યો.

'તું જા, ધિવલ! સૂનેલા શહેરને જગાડ. યવનો આવ્યાની ખબર આપ.'

ધિવલના ઓષ્ઠ કંઇક બોલવા ફરક્યા. મૌનીનાથની આંખોએ ધિવલના મનોભાવ વાંચી લીધા.

'તારી પ્રતિજ્ઞા તને યાદ આવે છે? સમસ્ત દેશની વાત હોય ત્યાં પ્રતિજ્ઞાઓ સંભારવાની ન હોય. ધિવલ! આ પૃથુરાજ અને ચામુંડની વાત નથી. આર્યાવર્તની સ્વતંત્રતા, આર્યસંસ્કૃતિના રક્ષણની વાત છે. કલેશની નાની નાની વિગતો આજે સંભારીએ તો ઇશ્વરના ગુન્હેગાર થવાય.'

ધિવલને અંગે અંગે ચેતન સળગ્યું. રાખ નીચે દબાયલા અંગારની પેઠે કોઈ ઊંડી રહેલી પિપાસા ભભૂકી ઊઠી. તેની છાતીમાં રૂધિર ઉછળી રહ્યું. અને હૃદયના એ ધબકારામાં તેને આર્યસંસ્કૃતિની સજીવનતાના સૂરો સંભળાયા. અવર્ણનીય અને ઉદાત્ત એવો જન્મભૂમિનો સાદ તેના હૃદયનાં અતલ ગવ્હરોમાં ગુંજી રહ્યો. કોઈ અગમ્ય શક્તિનું એ સનાતન આવાહન ધિવલે અનુભવ્યું. મૌનીનાથ પ્રસન્ન મુખે ધિવલના હાથની ભીડાતી મુઠ્ઠીઓ જોઈ રહ્યા.

'દાદાજી! હું જાઉંછું.'

'જા ભાઈ! વિજય કર. મુસલમાનો સીધા માર્ગે જશે. તું પેશાવર તરફ થઈને ચાલજે. જેલમ, ચિનાબ અને રાવી ઓળંગી, લાહોરથી માર્ગ બદલી શિવાલિકના પર્વતોમાંથી આવતા ટૂંકા માર્ગે દિલ્હી પહોંચજે. કાબુલીઓ અમૃતસર પહોંચે તે પહેલાં રજપૂતો તૈયાર થઈ જશે.'

ધિવલે મગજમાં માર્ગની રેખા આંકી લીધી.

'અને ભારતનું ભાગ્ય તારી ઝડપ પર છે—એ ન ભૂલીશ. રજપુતો વખતસર ચેતશે તો ભારત અભિન્ન અને અમર રહેશે. નહિતર...' મૌનીનાથ બોલતા અટકી ગયા. તેના મુખ પરની પ્રતાપી નિશ્ચલતા ઉડી ગઈ. ઊંડી, વિષાદભરી કરુણા ગુરુનાં નેત્રોમાંથી દ્રવી રહી.

'આર્યાવર્ત અમર છે. દાદાજી! અન્ય પ્રજાઓ આર્યનું હીર લૂંટી નહિ શકે.'

'ઇશ્વર તારા શબ્દો સાચા પાડે. ભાઈ! જા. અપમાનના ડંખો હૃદય પરથી ભૂંસી નાખજે. તારી રેણુ દેવી બની, તારે દેવ બનવાનો અવસર આવ્યો છે; તારી પ્રતિજ્ઞાના ભંગ માટે ભારતવર્ષ તને આશિષ આપશે.'

આનંદ અને સરજુ આશ્ચર્યમુગ્ધ બની આ જોઈ રહ્યાં હતાં, સરજુએ મૌન તોડ્યું.

'બાપુ, તમે ઘોડી પર બેસશો !'

'હા. બેટા !' કહીને ધિવલે સરજુને છાતી સાથે ચાંપી.

'અને ધનુષ વાપરશો ?'

'હા. હા. '

'તમે પ્રતિજ્ઞા લીધી હતીને ?'

'દેશ કરતાં પ્રતિજ્ઞા પ્રિય ન હોય, બાઇ ! તમે બન્ને દાદાજી પાસે રહેશો ને ?'

સરજુ ને આનક વિચારમાં પડી ગયાં.

'આપણે પાછાં પહેલાની જેમ રહીશું. તને એ ગમશેને ?' મૌનીનાથે સ્પષ્ટીકરણ કર્યું.

'બાપુજી પાછા આવશે ને ?'

સરજુની એ સરલતાનો મૌનીનાથ પાસે જવાબ ન હતો.

'હા બહેન ! આવીશ—જરૂર આવીશ, હો !' ધિવલે ઉત્તર આપ્યો.

સરજુ તથા આનકને વહાલથી ભેટી એ અશ્વિણી પર સ્વાર થયો. ધનુષ ખભે ભેરવી તેણે ઘોડીને એડી મારી. પલાણ સાથે અથડાઇને તરવારના મ્યાને મીઠો ખણખણાટ કર્યો. સરજુ તથા આનક ભીની આંખે પોતાના બાપુને હુમરામાં અદૃશ્ય થતા જોઇ રહ્યાં.

પવનની એક લહરી આવી. મૌનીનાથના રૂપેરી વાળ તેથી હલી ઊઠયા. આરસની સફેદ દેરી પરથી ધજા સરીને નીચે પડી.

# નિબંધો

**અનંતરાય મ. રાવળ એમ. એ. (અમદાવાદ)**
ગુજરાત કૉલેજના ગુજરાતી ભાષાવાઙ્મયના અધ્યાપક; અધ્યાપન ઉપરાંત વાઙ્મયસેવાનું કર્તવ્ય બજાવનાર આપણા ગણતર અધ્યાપકોમાંના એક.

**રવિશંકર ભટ્ટ બી. એ. (મુંબઈ)**
સાહિત્યના સર્જક, કલાના વિવેચક, સમાજશાસ્ત્રના વિશેષજ્ઞ; વેધક શૈલીના સુજાન લેખક.

**ચિ. ઠ. વૈ. બી. એ. (ભાવનગર)**
'એક ક્રાંતિકારની આત્મકથા' વગેરેના ભાષાંતરકાર.

**હરિલાલ રં. માંકડ બી. એ. (જોડિયા : કાઠિયાવાડ)**
શિક્ષણસેવક અને વાઙ્મયસેવક; આર્યવિદ્યાઓના શોધક; ગુજરાતી માનનીય અભ્યાસકોમાંના એક.

## ૧. સપ્તદ્વીપા પૃથિવી (હ. ૨. માંકડ)

આર્યવિદ્યાના એક અલ્પસંશોધિત જેવા ક્ષેત્રને રસજનક વિદ્વત્તાથી નિરૂપતો નિબંધ.

## ૨. સ્નેહમુદ્રા (અ. મ. રાવળ)

આપણા એક 'અપૂજ્ય શિવલિંગ'ની ભાવસીની પૂજા. ... (નિબંધનો આ પહેલો તૃતીયાંશ છે.)

## ૩. રા. ધનસુખલાલ મહેતા (ર. ભટ્ટ)

ગુજરાતના વિદ્યમાન મર્મવિદોમાં, જેમનું કાર્ય સૌથી લાંબા સમયનું છે, અને જેમની પૂરતી કદર બૂઝવામાં ગુજરાતે લાંબો સમય લગાડ્યો છે, તે સાહિત્યકારનાં ગુણલક્ષણો અને કાર્યની રસમય તલસ્પર્શી સમીક્ષા.

## ૪. હિંદુ ધર્મતત્ત્વ (વિ. ક. વૈ.)

ડૉ. સર સ. રાધાકૃષ્ણનકૃત 'ધ હિંદુ વ્યુ ઓફ લાઇફ'નાં ઉત્તમ સાત પાનાંનું ગુજરાતી.

## ૫. બે જમાના પહેલાં

અસલી 'અમદાવાદ સમાચાર'માંથી અભ્યાસપાત્ર તેટલાં ૪ રસિક અવતરણો.

હરિલાલ રંગીલદાસ માંકડ

# સપ્તદ્વીપા પૃથિવી

આ પછી પૌરાણિક ભૂગોળમાં 'સપ્તદ્વીપા પૃથિવી'નાં સ્થાનનો નિર્ણય કરતાં પહેલાં બેચાર મુદ્દાનું નિરાકરણ કરવા જેવું છે. આ મુદ્દાઓનું વિવરણ થવાથી આગળ ઉપર આવેલી હકીકત સ્પષ્ટ રીતે સમજી શકાશે.

આ પ્રકરણમાં અમુક મુદ્દાઓની તરફેણમાં માન્યતાઓ બંધાઇ ગઇ છે અને એના ઉપર મદાર બાંધીને આજ લગી કામ થયું છે. દાખલા તરીકે, યુરોપી ભૂગોળકારોની પ્રથા આવા શુદ્ધ ભારતીય વિષયમાં પણ પાયારૂપે માની લેવાઇ છે. અત્યારના હિન્દુ-સંસ્કૃતિના અભ્યાસીઓએ યુરોપી નકશા દોરવાની પદ્ધતિને માન્ય રાખીને એ પ્રમાણે આપણા અસલી નકશાઓ માટે પણ ઉત્તર દિશાનું સ્થાન નકશાનાં મથાળે હોવાનું માન્ય રાખ્યું છે. વળી આ વિદ્વાનો અત્યારની ભૂગોળના ભૂ–વિભાગોના પ્રચલિત નકશાઓમાં દર્શાવેલ ગોઠવણને અનુસરે છે. અમેરિકા ડાબી કોર ને 'જૂની દુનિયા' જમણી કોર. પણ આપણી જૂની ભૂગોળ સમજવામાં મોટો અંતરાય તો આજના નકશાઓથી નજરમાં ઠસી ગયેલ દેશદેશાન્તરની જુદી જુદી અને ચિત્રવિચિત્ર આકૃતિઓથી પડ્યો છે. આ આકૃતિઓ પૂર્વ પશ્ચિમ હાંસે પહોળી હોઇ આપણા મન ઉપર અમુક પ્રકારે છપાઇ ગઇ છે. ( આકૃતિ ૧ )

ઊલટું, પ્રાચીન ભારતી પ્રથા જુદી જ છે. જન્મકુંડળીનું

આલેખન[૧] અસલી ભારતની નકશા દોરવાની પદ્ધતિનું સારું મજાનું અવશેષ પૂરું પાડે છે. એ આલેખનમાં લગ્નને એટલે કે પૂર્વ–ક્ષિતિજ ને ક્રાંતિપટનાં સ્પર્શબિન્દુને, આકૃતિનાં મથાળે મૂકવામાં આવે છે. આથી સ્પષ્ટ થાય છે કે, યુરોપી રીતથી જુદા પડીને, આપણી મુખ્ય દિશા પૂર્વ છે. વળી સ્વાભાવિક રીતે આપણી પ્રથા એવી હતી કે સર્વ કાંઇ આપણાથી શરુ થતું ગણાતું. એ રીતે આપણે આપણને કેન્દ્રરૂપે ગણતા અને રોજના વહેવારમાં બધી પૃથ્વી આપણાં ભૂ–સ્થાનથી દૂર ને દૂર પ્રસરતી ગણાતી. ( આકૃતિ ૩ )

પૃથ્વીનો ચાલુ નકશો લઇ, એની પૂર્વ દિશા ઉપર રાખી, એને તપાસીએ (આકૃતિ ૨). જમીન સમસ્ત, બેરિંગનાં શિરોબિન્દુથી અમેરિકાના પાયા લગી ત્રિકોણાકારે ગોઠવાએલી જણાય છે. આની વિચિત્રતા એ છે કે પૂર્વપશ્ચિમ લંબાઇએ આખી આકૃતિ હાલના ઇન્ગ્લૅન્ડના નકશાની આકૃતિને મળતી આવે છે। મુખ્ય પર્વતોની ગોઠવણ આડાઅવળી છે એટલે કે રૉકી–એન્ડીઝના પાયા ઉપર આલ્પ્સ–હિમાલય ટેકવાઇ રહ્યા છે. આ ભૂત્રિકોણ ઉત્તર દક્ષિણ બે બાજુએ મહાસાગરોનાં પાણીથી ધોવાઇ રહ્યો છે. વળી જણાય છે કે આ ભૂત્રિકોણનો પાયો પૂર્વ બાજુએ આટલાન્ટિક વડે કપાઇ ગયેલ છે અને પશ્ચિમ બાજુએ પાસીફિકના એક ફાંટાવડે શિરોબિન્દુથી છૂટો પડી ગયેલ છે. બીજી જાણવા જેવી બાબત એ છે કે પૃથ્વીનાં ઊગમણાં અક્ષભ્રમણના આંચકાને લીધે સાગરનાં જળને પાછો એટલે કે આથમણો ધક્કો લાગતાં આ બને મહાસાગરો વડે



પોતાની આથમણી કોરના તીરપ્રાન્તો ખવાઇ જઇ ચંદ્રાકાર થઇ ગયા છે; અને સાથેસાથે એના ઊગમણા કિનારાની જમીન ગોળાકારે કાંધ કાઢી ગઇ છે એટલે કે બહાર પડતી થઇ ગઇ છે: મૅક્સિકોનો અખાત ને ચીની સમુદ્રના ઘાટનો ખ્યાલ કરવાથી આ વાત સ્પષ્ટ થશે. આમ પાણી તથા જમીનનાં પરિભ્રમણને લીધે પુરાણોની ગોળાકાર (પંખાકાર) આકૃતિવાળી ભૂગોળનું સત્ય સ્વરૂપ સમજવામાં મદદ થાય છે.

આપણી શાસ્ત્રોક્ત પ્રાચીન ભૂગોળ જાણવા માટે બહુ થોડાં સાધનો છે; અને એવી હકીકત પણ ઋગ્વેદથી પુરાણો સુધી છૂટી-છવાઇ સંઘરાએલ પડી છે. જૈન સાહિત્યમાં[1] ભૂગોળના ઉલ્લેખ છે પણ એમની ભૂગોળ ઘણુંખરૂં જંબુદ્વીપ પૂરતી જ છે. એમ છતાં બધે ઠેકાણે જે હકીકત મોજૂદ છે એ પણ અવ્યવસ્થિત ને કેટલેક ઠેકાણે તો-પરસ્પરવિરોધી[2] છે. દાખલા તરીકે, ક્યાંક પર્વતો ને નદીઓનાં નામો જુદાજુદા દ્વીપો પરત્વે સેળભેળ થઇ ગયેલાં માલુમ પડે છે. રામાયણમાંથી[3] પણ એવો દાખલો મળે છે: કૂટ-શાલ્મલિ શબ્દની ટીકા લખતાં ટીકાકારોએ મારીમચડીને પણ, સંકેન્દ્રી જળસ્થળના ખ્યાલથી, સાતે દ્વીપોને રજૂ કરી દીધા છે,–જોકે ઇંગ્લૅન્ડને ને ન્યુઇન્ગ્લૅન્ડને જેમ કાંઇ લેવાદેવા નથી તેમ શાલ્મલિ ને કૂટશાલ્મલિને પણ કાંઇ જ સંબંધ નથી. આવા સંજોગોમાં વિદ્વાનોની વિવેકબુદ્ધિને બહુ કષ્ટાવું પડ્યું છે અને તેથી કોઇકને પૃથ્વીના વિચિત્ર આકારના ભાગલા[4] પણ પાડવા પડ્યા છે.

શાસ્ત્રમાં આપેલાં ઘણાં ભૌગોલિક નામો દરેક હિન્દુને જાણીતાં છે. જેવાં કે, મેરુ, સપ્તદ્વીપો, જંબુદ્વીપ, ભરતખંડ, આર્યાવર્ત,

૧. 'On the Indian Sect of the Jains' by Buhler and Burgess, (Luzac, London), 1903, P. 61 ff.–૨. જુઓ પુરાણોના ભુવનકોશ વિભાગ.–૩, ૪,૪૦.૩૯.–૪. Educational Review, Sep-Nov. 1923; Map of ભૂસંસ્થાનમ્ by M. M. Yajnik of Baroda.

ક્ષીરસાગર, ઉદયગિરિ, અસ્તાચલ, પાતાલ. ઋગ્વેદના વખતમાં એ લોકોને માણસોની[1] સાત જાત, પૃથ્વીના[2] સાત ભાગ, ને પર્વતોની[3] સાત હારની માહિતી હતી; છતાં પુરાણોમાં મશહૂર થયેલા મેરુ વિષે એમને માહિતી લાગતી નથી એ ધ્યાનમાં લેવા જેવું છે. આથી આ લખાણના વિષયના કાળની એક હદ બંધાઈ જાય છે. બીજી બાજુ, રામાયણ–મહાભારતમાં પુરાણનાં નામો હિન્દુસ્તાનનાં સ્થાનોને અપાઈ ચૂક્યાં છે અને જનસમાજ પણ લગભગ અર્વાચીન ભાસવા માંડે છે. છતાં, પુરાણો જો કે પાછળથી લખાએલ છે તો પણ, ઇતિહાસને હિસાબે એમાં પરંપરાગત ઘણી જૂનીપુરાણી હકીકતો સંઘરવામાં આવી છે. આમાં 'ભુવનકોશ'નો ખાસ સમાવેશ થાય છે. ખૂબી તો એ છે કે લગભગ બધાં પુરાણો ભુવનકોશની લગભગ એક સરખી જ હકીકત આપે છે; અને જે કાંઈ ફેરફાર જણાય છે તે ગેરસમજણ કે અધૂરી સમજણ કે વિસ્મૃતિજન્ય મનોદશાનું જ પરિણામ જણાય છે. શ્રી० આપ્ટેના સંસ્કૃત–અંગ્રેજી કોશમાં આ પ્રમાણે લખ્યું છેઃ— "મત–મતાન્તર પ્રમાણે આ વિભાગો (દ્વીપો)ની સંખ્યા ૪, ૭, ૯, કે ૧૩ એમ જુદીજુદી લેખાય છે. બધા દ્વીપો મેરુપર્વતની ચારેકોર કમળની પાંખડીઓ માફક આવેલા છે અને દરેકની વચમાં એકેક સમુદ્ર આવેલો છે. નૈ. ૧·૫માં દ્વીપોની સંખ્યા અઢારની આપી છે; પણ સાતની સંખ્યા સર્વમાન્ય જણાય છે; સરખાવો રઘુ. ૧·૬૫ ને શિશુ. ૭·૩૩. સૌથી મધ્યનો દ્વીપ જંબુદ્વીપ છે અને એમાં ભરતખંડ–હિન્દુસ્તાન–આવેલ છે." આથી આ લખાણના વિષયના સમયની બીજી મર્યાદા બંધાઈ જાય છે.

આ લખાણનો પ્રસંગ સાત મુખ્ય દ્વીપો ને સાત મુખ્ય સાગરો પૂરતો જ છે. એનો ક્રમ[4] આમ છેઃ— જંબુ (એશીઆ), ક્ષારોદ (હિન્દીમહાસાગર), પ્લક્ષ (એશીઆ માઈનોર–ગ્રીસ), ઇક્ષુ-

રસોદ (ઇરાની અખાત; રાતો સમુદ્ર, સુનાની સમુદ્ર, કાળો સમુદ્ર, કાસ્પીઅન સમુદ્ર), શાલ્મલિ (આફ્રિકા), સુરોદ (ભૂમધ્ય સમુદ્ર), કુશ (યુરોપ). ઘૃતોદ (ઉત્તરમહાસાગર), ક્રૌંચ (ઉત્તર અમેરિકા), દધિમંડોદ (આટલાન્ટિક), શાક (દક્ષિણ અમેરિકા), ક્ષીરોદ (પાસીફિક મહાસાગર), પુષ્કર (ઑસ્ટ્રેલીઆ ને ઓશાઆનીઆ), શુદ્ધોદ (દક્ષિણ મહાસાગર). શુદ્ધોદ પછી સુવર્ણભૂમિ (ઍન્ટાર્કટિકા) આવે છે અને એની મધ્યમાં લોકાલોકપર્વત છે.

ઉપર્યુક્ત સ્થળો પૈકી જેની મધ્યમાં મેરુપર્વત છે એવો જંબુદ્વીપ સૌની વચોવચ છે. બીજા બધા દ્વીપો જંબુને ફરતા સકેન્દ્રી ગોળાકારમાં વિંટળાએલા છે અને દરેકની વચમાં એ જ પ્રકારે એક એક સમુદ્ર આવેલો છે. એટલે કે જંબુને મધ્યમાં રાખતાં બાકીના બીજા દ્વીપો ને સમુદ્રો એક બીજાથી બમણા ને બમણા મોટા થતા જાય છે અને એમાં સૌથી બહારનો ને સૌથી મોટો શુદ્ધોદ સમુદ્ર છે. દ્વીપો ને સમુદ્રોની પરિસ્થિતિનું વર્ણન કરવા માટે સાધારણ રીતે એવી ઉપમા વાપરવામાં આવે છે કે એ બધા કમળની પાંખડી માફક[1] મેરુપર્વતને ફરતા આવેલા છે. બધો આધાર ને મદાર આ ઉપમાના ઊકેલ ઉપર બંધાઇ રહ્યો છે.

## વિદ્વાનો ભૂલાવામાં

ચર્ચા આગળ ચલાવતાં પહેલાં પૌરાણિક વિદ્વાનોને લાંબા સમયથી ભૂલાવામાં નાખ્યા છે એની બે આંટીનો ઊકેલ કરવા જેવું છે. મેરુપર્વતના સ્થાનને લગતી પહેલી આંટી છે. ઉત્તર ધ્રુવના પ્રદેશમાં મેરુપર્વત[2] છે એ માન્યતા પ્રસરવાનું કારણ એવું જણાય છે કે એ સ્થળે આકાશ કુંભારના ચાકડાની જેમ ચાર્યા કરે

૧. વરાહ. ૭૫-૪૧—અવ્યક્તંપૃથિવીપદ્મં મેરુસ્તસ્ય ચ [illegible] ચતુષ્પત્રં સમુત્પન્નં વ્યક્તં પંચગુણં મહત ॥; ઋગ્વેદિક [illegible] 'The Arctic Home in the Vedas' B. G. [illegible] 67, 70, 385, 453.

ચક્કરચક્કર ફરતું દેખાય છે અને એથી મેરુની આસપાસ સૂર્ય પૃથ્વી ફરે-છે એ ખ્યાલને મળતું આવે છે. પણ આ માન્યતા ખરી રીતે એક પ્રકારનું તૂત જ છે. આપણે ત્યાં તો, માથાં ઉપરથી પસાર થતો સૂર્ય મેરુ કને થઈને જાય છે ને એ વખતે મધ્યાહ્ન થાય છે એમ મનાતું. આમ હોવાથી સૂર્યની ગતિ કુંભારના ચાકડા જેવી નહિ પણ બહુ તો ગાડાંનાં પૈડાંનાં પરિભ્રમણ જેવી ગણી શકાય. મેરુની સાથે સંબંધ ધરાવતી ચક્રગતિ ઉત્તરધ્રુવ પ્રદેશમાં અનુભવાતી અક્ષભ્રમણની ગતિ ન હોઈ શકે, કેમકે જળસ્થળની ગોઠવણના ચતુષ્કોણશંકુ (ટેટ્રાહેડ્રોન)ના નિયમ[1] પ્રમાણે ઉત્તર ધ્રુવના સ્થાનમાં કોઈ કાળે જમીન હોવાનો સંભવ નથી. આમ હોવાથી એ ગતિ સૂર્યનાં રોજીંદા સંક્રમણની ગતિ હોઈ શકે. અથવા તો પરિભ્રમણને લીધે ઠેઠ ઉત્તરનાં કર્કબિન્દુએ પહોંચ્યા પછી, એટલે કે મેરુપર્વત પહોંચ્યા પછી, સૂર્ય દક્ષિણ તરફ ઢળવા માંડે છે એ વાર્ષિક ગતિ હોઈ શકે. આ મંતવ્ય પ્રમાણે કૈલાસ ને માનસરોવર જે ઇતિહાસપુરાણોમાં બહુ પ્રચલિત છે એને ભૌગોલિક મેરુ ને જંબુનદસર[2] તરીકે ગણાવી શકાય. એટલું જાણવું જોઈએ કે વસ્તુતઃ કૈલાસની ઉત્તરે આવેલા મધ્ય એશીઆનો ઉચ્ચપ્રદેશ જ પૃથ્વીપદ્મની કર્ણિકારૂપ[3] મેરુ છે. માળાના મેરની જેમ એ પણ પૃથ્વીનો મેર છે, શિરટોચ છે. આ ઉપરથી,

૧. જો આપણે ચતુષ્કોણશંકુને (ટેટ્રાહેડ્રોન—ચાર ત્રિકોણવાળા પિરામિડને) એનાં શિરોબિન્દુની ધાર ઉપર ઊભો રાખીએ તો એ શંકુની ઊભી ત્રણ ધાર એને નીચલી ધાર (એન્ટાર્કટિકા) એ જમીન અને ત્રણ પડખેની ને એક ઉપરની (આર્કટિક મહાસાગર) મળી ચાર બાજુએ પાણી હોય. જ્યારે કોઇ પણ ગોળાકાર પદાર્થ અંદરથી સૂકાઇ જાય અગર સંકોચાઇ જાય ત્યારે વસ્તુતઃ આ પ્રકારની જ ઘટના બને છે એમ પ્રયોગથી સિદ્ધ થયું છે. જુઓ, 'Geography-Structural, Physical, and Comparative' by J. W. Gregory, Pp. 17 ff.; એન્. બ્રિ. ૩૦.૧૭૩ બી. (૧૩મી આવૃત્તિ).–૨. શિવ. ઉમા. ૧૭.૧૯.–૩. વરાહ. અધ્યાય ૭૩થી.

દ્વીપો ને સાગરો મેરુની આસપાસ ગોળાકારે વિંટાએલા હતા એ વાત સાવ ઉડી જાય છે. ઉપરાંત એ વાત 'ચતુષ્કોણ--શંકુ'ના નિયમે પણ અસંભવિત ઠરે છે.

પૃથ્વીપદ્મ આ જ પ્રકારનો બીજો ભ્રમ છે. પદ્મ ગોળાકાર હોય છે એ ખરું પણ આખી સળંગ પાંખડીનાં પડ્ડાવાળા જુદા જુદા થરવાળી એની રચના નથી. એ પણ એટલું જ ખરું છે. પાંખડીઓની તો એવી ગોઠવણ છે કે દરેક પાંખડી બે પાંખડીની પાછળ વચલા ભાગે દોઢે દોઢે આવી રહેલ હોય છે; જેટલી પાંખડી એટલા જ વચમાં ભાગલા હોય છે; અને બહારના થરની પાંખડીઓ મોટી મોટી ને પકતી પકતી હોય. એટલે પદ્મની ઉપમાનો અર્થ એવો નથી કે ખંડો ને સમુદ્રો એક બીજાની આસપાસ ગોળાકારે આવેલા છે; પણ એ ઉપમા માત્ર જળસ્થળની સરસ, સુઘટિત, ને સફાઇદાર ગોઠવણનો ખ્યાલ આપવા પૂરતી જ ખરી છે. એટલે પૃથ્વીપદ્મથી તો એટલું જ સૂચિત થાય છે કે પૃથ્વી પંખાની માફક આગળ જતાં પકતી પકતી થતી જાય છે. અને જમીન ને પાણીની ગોઠવણ એક બીજાની દોઢે મજાની રીતે થઇ રહેલ છે. તથા આ આકાર પદ્મના પાંખડીવાળા એકાદ ત્રિકોણકાર, ખંડને તાદૃશ મળતો આવે છે. 'ચતુષ્કોણ શંકુ'ના નિયમે એ જ યોગ્ય જણાય છે અને શક્યતાના નિયમે પણ સંકેન્દ્રી વર્તુલાકાર રચના અશક્ય જ છે. ( આકૃતિ ૨ ) ઉપમાઓ અક્ષરશઃ ઘટાવી શકાય જ નહિઃ જ્યાં આપણા સાહિત્યમાં મુખ પણ કમળ છે, આંખ પણ કમળ છે, હાથ પણ કમળ છે, અને પગ પણ કમળ ,છે. પણ પુરાણો તો જંબુદ્વીપના પ્રદેશોનું વર્ણન કરતી વખતે ધનુષ,[૧] ત્રિકોણ,[૨]

૧. મહા ભા. ભીષ્મ. ૬-૬-૩૮; વરાહ. ૭૫. ૩૫ ધનુઃ સંસ્થે તુ દ્વે વર્ષે વિજ્ઞેયે દક્ષિણોત્તરે.–૨. ભદ્ર. ૧૫-૬૦-૬૧; ત્રિકોણે સંસ્થિતો મેરુશ્ચ: કોણે જ મંદરઃ ! વગેરે.

સસલા,[1] ને પીપળા[2] સાથે પણ એને સરખાવે છે. પહેલા બે શબ્દોથી પૃથ્વીપદ્મના દલખંડનો ત્રિકોણ કે પંખાના જેવો પ્રસાર હોવાને સંમતિ મળે છે.

મેરુ ને પૃથ્વીપદ્મ વિષેનો ઉપર પ્રમાણેનો ઉકેલ થવાથી જંબુથી પશ્ચિમે પૃથ્વીનો વિસ્તાર પકતો ને પકતો થતો જાય છે એ બિના તરત સમજી શકાશે. (આકૃતિ ૨) પુરાણોએ પણ આપણને માટે વસ્તુતઃ એજ વાત સંઘરી રાખી છે અને આજની પૃથ્વીનો આકાર પણ એવો જ છે, આથી આપણી જૂની ભૂગોળની એક મુખ્ય બિના નક્કી થઇ જાય છે કે પૃથ્વીનો આકાર પંખા જેવો છે.

આ વસ્તુસ્થિતિથી એક બીજી અગત્યની વાત પણ ચોખ્ખી થઇ જાય છે કે દ્વીપ એટલે ચારેકોર પાણીવાળો ભૂમિભાગ નહિ પણ 'બે બાજુએ પાણીવાળી ભૂમિ'[3]. નકશો જોવાથી (આકૃતિ ૩) ખ્યાલ આવશે કે પૂર્વ-પશ્ચિમ લંબાએલી પૃથ્વી ઉત્તર ને દક્ષિણ બે મહાસાગરોનાં જળથી ધોવાએલી છે. 'દુનિયા' માટે આપણો મૂળ શબ્દ 'દ્વીપ' હોય એ બનવા જેવું છે અને એના સાત ભાગલાને લીધે એટલે કે પૃથ્વીની સાત પાંખડીઓને લીધે એને 'સપ્તદ્વીપા' કહેવામાં આવતી હોય.

હવે એક બીજી વાતનો ચોખ કરીએ. આ નિબંધના વિષયના કાલાવધિ દરમિયાન જળસ્થળની રચનામાં અને દેખાવમાં ખાસ ફેરફાર થયો હોય એમ માનવાને કાંઇ કારણ નથી. એશીઆઇ ભૂમધ્યનાં[4] અસ્તિત્વ વિષે કદાચ સંશય રહે; પણ ઘણે ભાગે એ ન હોવાનો સંભવ નથી. સીતાને ગોતવા મોકલેલાં વાનરસૈન્યો પૈકી ઉત્તર તરફ ગયેલા કાફલાને સુગ્રીવે જે હકીકત[5] પૂરી પાડી

૧. મહા ભા. ભીષ્મ. ૧-૫-૧૬-૧૭; ભીષ્મ.. ૧-૬-૫૪-૫૫.-૨. એજ -૩. પાણિનિ : અષ્ટાધ્યાયી ૬.૩. ૯૭-૯૮; પ્રદીપ૰ ૧.૧૯.૧૩૬, દ્વિરાપશ્ચાત્સ્યુતા દ્વીપા: ૧-૪. 'Rgvedic culture' by A. C. Das, Pp. 4ff. ૫. કિષ્કિન્ધા૰ ૪૩.૫૭થી.

# પૃથ્વી

(હાલનાં નામો)




આકૃતિ ૧

# સપ્તદ્વીપા પૃથિવી

પૃથ્વીપદ્મ
ને
દલખંડ




આકૃતિ ૨

## સપ્તદ્વીપા પૃથિવી

મેરુ-મધ્ય જંબુકેન્દ્રી




આકૃતિ ૩

ક્ષીરોદ

ક્રૌંચ

જંબુ

ઘૃતોદ

કુશ

પ્લક્ષ

સુરોદ

શાક

દધિમંડોદ

શાલ્મલિ

ઇક્ષુરસોદ

ક્ષારોદ

શાક

સુવર્ણભૂમિ

શુદ્ધોદ

પુષ્કર

ક્ષીરોદ

**સપ્તદ્વીપા પૃથિવી**

પ્રદક્ષિણ
ને
પંચામૃત
ઓતાનુક્રમ.

જંબુ
ક્ષારોદ
પુષ્કર
શુદ્ધોદ
સુવર્ણભૂમિ
(શુદ્ધોદ=)
ક્ષીરોદ
શાક
દધિમંડોદ
ક્રૌંચ
ઘૃતોદ
કુશ
સુરોદ
શાલ્મલિ
ઇક્ષુરસોદ
પ્લક્ષ
ક્ષારોદ
જંબુ

આકૃતિ ૪

છે એમાં એનું નામનિશાન નથી જણાતું એટલું જ નહિ પણ ઉત્તરકુરુ મૂક્યા પછી એ એક જ સમુદ્ર ગણાવે છે અને કહે છે કે ત્યાંથી આગળ જઈ શકાતું નથી. એ જ પ્રમાણે આફ્રિકાના ભૂમધ્ય સમુદ્રનો (રિફ્ટ વૅલીનો) પણ સંભવ નથી. છતાં થોડા-ઘણા પ્રમાણમાં એ બેય હોય તો પણ આપણને એથી બાધ આવતો નથી. ઊલટું, આગળ આવશે એમ પ્લક્ષદ્વીપની[1] હદદિશા નક્કી કરતા સમુદ્રોની હરોળમાં ઉમેરો કરી એનું સ્થાન નક્કી કરવામાં એ બન્ને ખપ લાગશે.

## દ્વીપો વિષયે વિચાર

હવે દ્વીપોનો વિચાર કરીએ. અગાઉ દ્વીપોનો ક્રમ આપ્યો છે એ યોગ્ય છે એમ માનવાને કારણ[2] છે. બહુ ભાગે એ જ ક્રમ[3] પુરાણોમાં રખાયો છેઃ જો કે કોઈ વાર જરાતરા ફેર જણાય છે. ત્યારે હવે જે હકીકત સૌની જાણમાં છે એનાથી શરૂઆત કરીએ.

પરંપરાથી[3] કહેવાતું આવ્યું છે કે ભરતખંડ જંબુદ્વીપમાં આવેલો છે એથી જંબુદ્વીપનું ખરું સ્થાન સચવાઈ રહ્યું છે. હિન્દુસ્તાને પણ પોતાના પિતૃ દેશનું નામ કાશ્મીરનાં 'જમ્મુ'નાં નામમાં સાચવી રાખ્યું છે. ભરતખંડ ક્ષારોદ ને હિમાલયની વચમાં આવેલ છે[4] એમ કહ્યું છે એટલે જંબુનો બીજો બધો પ્રદેશ ભરતખંડની ઉત્તરમાં હોવો જોઈએ. જંબુની બીજી દિશાઓની હદ નક્કી કરવા માટે 'ઇતિહાસ'ની દિગ્વિજયયાત્રાઓનાં વર્ણનોથી મોટી મદદ થાય છે. ઉત્તર દિશાના દિગ્વિજયે ગયેલા અર્જુનને ઉત્તરકુરુના[5] સીમાડા પાસે રોકાઈ જવું પડ્યું હતું; પણ સુગ્રીવ તો પોતાના સુભટોને એની પાર જઈ સમુદ્ર સુધી પહોંચ્યા

૧. જુઓ આગળ પ્લક્ષદ્વીપની હકીકત.—૨ જુઓ આગળ પ્રદક્ષિણ ગોળાનુક્રમ.—૩. જંબુદ્વીપે ભરતખંડે વગેરે.—૪. વિષ્ણુ. ૨.૩.૧; નારદ. ૩.૪૬,—ક્ષારોદધેરુત્તરં યદ્ધિમાદ્રેશ્ચ દક્ષિણમ્ । જ્ઞેયં તદ્ભારતં વર્ષં સર્વકર્મફલપ્રદમ્ ॥—૫. સભા૦ દિગ્વિ૦ ૨૮.૬થી.

પછી જ પાછા વળવાનું કહે છે અને કહે છે કે પછીએ સમુદ્રની સામે પાર જઈ શકાતું નથી.[1] આ સમુદ્ર તે ઉત્તરમહાસાગર સિવાય બીજો કોઈ ન હોઈ શકે. મહાભારતમાં[2] પણ બીજે પ્રસંગે જંબુને ઉત્તર સરહદે સમુદ્ર આપ્યો છે. બંને ઇતિહાસો[3] એ જ પ્રમાણે જંબુની પૂર્વે સરહદ ઉપર સમુદ્ર હોવાનું કહે છે. પશ્ચિમ હદદિશા સંબંધમાં પુરાણો મેરુની પશ્ચિમે એક જ વર્ષને[4] ગણાવે છે. નકુલની પશ્ચિમની સ્વારી દરમ્યાન છેવાડેના ભાગમાં કેટલીક જાતિઓને તાબે કર્યાનું લખ્યું છે, જેમાં પહલવોને[5] ગણાવ્યા છે. આ લોકો ઇરાની સરહદની લગભગ રહેતા હોવા જોઇએ. પશ્ચિમ સરહદને લગતી ઉપલી બંને બાબતો ધ્યાનમાં લઇએ તો જણાશે કે જંબુની આ દિશાની હદ આજના અફઘાનીસ્તાનની પશ્ચિમ સરહદથી શરુ થઇ કાસ્પીઅન રેલ્વેને લગોલગ રૂશીઆઇ તુર્કસ્તાનમાં પુરી થતી હોવી જોઇએ. આંહી એ જાણવા જેવું છે કે જૂના કાળની દિગ્વિજયયાત્રાઓ જંબુદ્વીપ પૂરતી જ મર્યાદિત રહેતી. આમ જંબુની હદદિશા ઇસલામી રાજ્યો સિવાયના આજના એશીઆખંડની બરોબર હોઇ શકે.

## પ્લક્ષ અને શાલ્મલી દ્વીપો

જંબુની પશ્ચિમે પહેલો પાડોશી પ્લક્ષદ્વીપ છે અને પહેલો સમુદ્ર ઓળંગ્યા પછી ત્યાં પહોંચાય છે. આ સમુદ્ર તે ઇરાની અખાત ને રાતાસમુદ્ર વગેરે ફાંટાઓ સહિત આરબી સમુદ્ર હોઇ શકે; અને એ ઓળંગ્યા પછી આવતી જમીન તે પ્લક્ષદ્વીપ હોવો જોઇએ. બીજી રીતે કહીએ તો ઇરાની અખાત, રાતોસમુદ્ર, ચુનાનીસમુદ્ર, કાળોસમુદ્ર, ને કાસ્પીયનસમુદ્રનાં પાણીથી વિંટળાએલ જમીન તે પ્લક્ષદ્વીપ હોવો જોઇએ. આરલસમુદ્ર ને બલકાશસરોવર સુધી એની હદ વધારી શકાય. અગાઉ જણાવેલા બે ભૂમધ્યસમુદ્રો પણ આંહી જ

૧. કિષ્કિન્ધા૦ ૪૩.૫૩થી.–૨. ભીષ્મ૦ ભૂમિ૦ ૮.૧૦.૧૧.–૩. રામા૦ કિષ્કિન્ધા૦ ૪૦.૪૩; મહાભા૦ ભીષ્મ૦ દિગ્વિ૦ ૩૦.૨૭.–૪. કેતુમાલ નામનો. –૫. ભીષ્મ૦ [illegible] ૩૨.૧૬.

ઉપયોગી થઇ શકે એમ છે. પ્લક્ષનો અર્થ અંજીર કે આલુ કરવામાં કરવામાં આવે છે. અત્યારે પણ ઉક્ત પ્રદેશમાં અંજીર–આલુની ઘણી જાત થાય છે, જેમાં સ્મર્નાની[1] જાત ખાસ વખણાય છે. આપણને એ પણ ખબર છે કે આપણી બાજુએ ફળઝાડનો પ્રદેશ કરેટાથી પશ્ચિમે વિસ્તરે છે. આ વિસ્તારમાં ખજુરખારેકનો પણ સમાસ થઇ જાય છે. વળી બસ્કારા ને બલ્ખમાં 'પ્લક્ષ' શબ્દ નજરે પડે છે અને ઇક્ષુરસોદમાંનો ઇક્ષુ શબ્દ યુકસાઇન[2] (જે કાળાસમુદ્રનું ગ્રીક નામ છે) ને ઑક્સસમાં દેખા દે છે. ઉપરાંત બલ્ગેરીઆના ફિલિપોપોલીસ શહેરને એમની ભાષામાં પ્લવેદીવ[3] કહે છે. વળી[4] અસલી ખાલ્દીઆના નામની વ્યુત્પત્તિનો નિર્ણય થઇ શકતો નથી. જો કે લ ને સ ના અદલાબદલાના જાણીતા નિયમે 'કસ્દી–કસ્દુ'માંથી એ શબ્દ ઊતરી આવ્યો હોય એવું અનુમાન આગળ ધરવામાં આવે છે, છતાં કાળાસમુદ્રના કિનારે રહેતા ખાલ્દીઅનો વિષેની મૂંઝવણ ઊભી રહે છે. કદાચ એવું સૂચન થઇ શકે કે 'ખાલ' શબ્દ ખ ને લ નો અદલોબદલો થઇ પ્લક્ષ શબ્દમાંથી ઊતરેલો હોય અને 'દીઆ' તો 'દ્વીપ' છે જ. આ સ્વીકારી શકાય તો કાળાસમુદ્ર પરના ખાલ્દીઅનો સંબંધેની મૂંઝવણ પણ ટળી જાય, કેમ કે એ પ્રદેશ પણ પ્લક્ષદ્વીપમાં જ સમાતો હતો. આંહી જાણવા જેવું છે કે આ શબ્દો પ્લક્ષદ્વીપને બસ્કારા, કાળો સમુદ્ર, ફિલિપોપોલીસ, ને ખાલ્દીઆના વર્તુલમાં લાવી મૂકે છે. પુરાણોમાંથી બીજી એક હકીકત મળે છે કે આ દ્વીપના લોકો અગ્નિના[5] ઉપાસક હતા; જે બિના ઇરાનના પારસી લોકોના સંબંધમાં સૌની જાણમાં છે. કદાચ આવડા નાના પ્રદેશને ખંડનું અભિધાન આપતાં કોઇને સંકોચ થશે. પણ લગભગ આ જ પ્રદેશને આપણે ખંડ તરીકે ઓળખીએ છીએ! આ

૧. વેબ્સ્ટરનો અંગ્રેજી કોશ.–૨. એન. બ્રિ. (૧૩મી), ૪.૨૫ એ. —૩. એ જ, ૪.૭૭૬ સી; Philips' New Systematic Atlas, P. 36.–૪. એન. બ્રિ. (૧૩મી), ૫.૮૦૫બી.–૫. ભાગવત૦ ૫.૨૦.૨.

પ્રદેશના ઠેઠ પશ્ચિમના ભાગને 'એશીઆ માઇનોર'ના નામથી આપણે ઓળખીએ છીએ અને એ રીતે જુદા ખંડ તરીકે ઓળખાવાનો એનો સ્વતંત્ર વર્ચસ્વને માન્ય રાખીએ છીએ. ખરું કહીએ તો એશીઆ ને એશીઆ માઇનોર શબ્દોમાં આપણે જંબુ ને પ્લક્ષનું પુરાણગત વર્ગીકરણ સાચવી રાખ્યું છે.

ત્રીજો દ્વીપ શાલ્મલિ દ્વીપ છે. શાલ્મલિનો અર્થ રેશમી રૂનું ઝાડ અથવા શેમળાનું ઝાડ થાય છે. આ ઝાડો આફ્રિકામાં 'અતિ પ્રચંડ'[1] થાય છે. આ દ્વીપને ગરુડ પક્ષીનું[2] ધામ કહેલ છે. એનો અર્થ એ હોઇ શકે કે ત્યાં ઘણાં મોટાં પંખીઓ હોવાં જોઇએ અને કદાચ શહામૃગનું સૂચન પણ એથી કરાયું હોય કે જે આફ્રિકામાં જ થાય છે. રામાયણ[3] ને મહાભારત[4] બંનેમાં લખ્યું છે કે પશ્ચિમ દિશામાં એક મેરુ નામનો પર્વત છે અને અત્યારે પણ વિષુવવૃત્ત ઉપરના કિલિમાન્જારો પર્વતની પાસે મેરુ[5] નામનો પર્વત છે. આ પ્રદેશના લોકોનો વર્ણ કાળો કેમ થઇ ગયો એ વિષે મહાભારતમાં[6] સારું વર્ણન આપવામાં આવ્યું છે. જાણવા જેવું તો એ છે કે ઇજીપ્તનું જૂનું નામ 'કિમી'[7] છે. એનો અર્થ 'શ્યામ ભૂમિ' થાય છે. કદાચ સોમાલીલેન્ડનો સોમાલી શબ્દનો મૂળ શબ્દ શાલ્મલિ (શેમળો) હોઇ શકે. આ બધાં કારણોને લીધે શાલ્મલિને હાલના આફ્રિકા તરીકે ઘટાવી શકાય.

## કુશ અને ક્રૌંચ

ક્રમ પ્રમાણે ચોથો કુશદ્વીપ છે. આ દ્વીપમાં કુશનું ઝૂમખું (સ્તંભ)[8] છે. અને એ સૂર્યની માફક પ્રકાશ્યા કરે છે. આ ઘટના ભૂમધ્યના કે આઇસલેન્ડના જ્વાળામુખી પર્વતોની સૂચક હોઇ

૧. એન. બ્રિ. (૧૩મી), ૧.૩૨૩ બી.–૨. ભાગવત૦ ૫.૨૦.૮.–૩. કિષ્કિન્ધા૦ ૪૨.૩૮,–૪. ભીષ્મ૦ ભૂમિ૦ ૧૧.૧૫.–૫. એન. બ્રિ. (૧૩મી), ૧.૩૨૧ બી.–૬. ભીષ્મ૦ ભૂમિ૦ ૧૧.૨૦થી.–૭. એન. બ્રિ. (૧૩મી), ૯.૪૧ ડી.–૮. ભાગવત૦ ૫.૨૦.૧૩.

શકે; પણ અંતે ભાગે ઉત્તર યુરોપી પ્રદેશના 'ઓરોરા'ના પ્રકાશને સંબોધીને આ પ્રકાર રજૂ કરાયો લાગે છે. આ દ્વીપના એક પર્વતનું નામ કંક કે કુશેશય[૨] આપ્યું છે જે હાલનો કોકેશસ હોવાનો પૂરો સંભવ છે. આ ઉપરાંત બીજાં પણ પુરાણી નામો હાલનાં કેટલાંક નામો સાથે મળતાં આવે છે: દા. ત. દ્રવિણુ[૨] કે દ્રોણુ[૩] એ ડૉન[૪] હોઇ શકે, હ્રાદિની એ હ્રાઇન હોઇ શકે, વિદ્યુલ્લતા[૫] એ વોલ્ગા હોઇ શકે, શિવા[૬] એ સવા હોઇ શકે, ને અગ્રા[૭] એ પ્રગ્રો હોઇ શકે. આ ઉપરાંત મહાભારત[૮] કહે છે કે આ દ્વીપના લોકોનો વાન ગૌર હતો જે અત્યારે પણ ગૌર જ છે. વળી આ દ્વીપે આપણું આજનું એશિઆ નામ આપ્યું હોય એ બનવા જેવું છે. કુશેશય ને કોકેશશમાંથી 'એશ' અને કુશદ્વીપ કે કૉકેશિઆમાંથી 'ઇઆ' એમ બે કટકા મળીને 'એશિઆ' શબ્દ ઉત્પન્ન થયો હોય એ સંભવિત છે. કદાચ કોકેશિઆ ઉપરથી પરબારો 'એશિઆ' થયો હોય એ પણ એટલું જ બનવાજોગ છે. આપણું આપેલું 'કુશદ્વીપ' નામ આ રીતે યુરોપીઅનોએ 'એશિયા' કરીને આપણને જ પાછું આપ્યું લાગે છે. આ સઘળી હકીકત ઉપર આધાર રાખી કુશદ્વીપ એ આજનો યુરોપ છે એમ માનવામાં કાંઇ હરકત ન ગણાય.

આંહી એક વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે ઉપર્યુક્ત દ્વીપોનાં નામો તે તે પ્રદેશોમાં માલુમ પડતાં કેટલાંક આજનાં નામો સાથે થોડેઘણે અંશે મળતાં આવે છે.

પછી ક્રૌંચદ્વીપ આવે છે. આંહી આપણી પાસે સચોટ પુરાવાનો અભાવ છે. કેમ કે આજની અમેરિકાની સંસ્કૃતિ સાવ નવી, સાવ તાજી, ને કેવળ યુરોપી છે અને એથી એ પ્રદેશની ભૂતળરચનાને જુદાં નામો અપાઇ ગયાં છે. ક્રૌંચનો અર્થ બગલો

૨થી ૬. વરાહ૦ ૮૫. ૭. અગ્નિ૦ ૫૬.૨૧. ૮. ભીષ્મ૦ ભૂમિ૦ ૧૨.૧૬.

(કૂંજડી) થાય છે. મોટાં સરોવરોને અંગે ઉત્તર અમેરિકાને માટે જળચર પંખી (ક્રૌંચ)ની સંજ્ઞા રખાય હોય એ સ્વાભાવિક છે—જેમ આફ્રિકાને સ્થળચર પંખી (ગરુડ)નો વાસ કહ્યો છે. વેબ્સ્ટરનો કોશ કહે છે કે 'યુરોપના સામાન્ય બગલાની જાત અને અમેરિકાના મોટા અને નાના આસમાની બગલાની જાતોની સંખ્યા પુષ્કળ પ્રમાણમાં છે.' છતાં, બીજા દ્વીપોનાં નામો એમાં થતી વનસ્પતિ ઉપરથી રખાયાં છે, ત્યારે આ દ્વીપનાં નામને અપવાદ કરી, ક્રૌંચ નામના પર્વતનાં શિખર પરથી રાખવામાં આવ્યું છે એમ પુરાણો કહે છે. ભાગવત[1] આ પર્વતને ક્ષીરોદસમુદ્રને કાંઠે મૂકે છે તેથી ક્રૌંચ પર્વત હાલના રૉકી પર્વતનાં એકાદ શિખરનું નામ હોય શકે. અમેરિકન–ઇન્ડીઅન ભાષાના[2] ટૅક્સાસમાંના કરાંકવાન ને ન્યુમૅક્સિકોમાંના શબ્દોમાં ક્રૌંચ શબ્દનો ભાસ આવે છે. આ દ્વીપના લોકોનો વર્ણ 'બહુધા ગૌર'[3] છે એમ મહાભારતમાં કહ્યું છે, જે હાલના 'લાલ–ઇન્ડીઅનો'ને અનુલક્ષીને કદાચ કહેવાયું હોય. આ બધી હકીકત લક્ષમાં લેતાં ઉત્તર અમેરિકાને ક્રૌંચ લેખી શકાય.

## શાકદ્વીપ : પુષ્કર

છઠ્ઠા દ્વીપનું નામ શાકદ્વીપ છે. શાકદ્વીપમાં ઉદયગિરિ[4] ને અસ્તાચળ[5] નામના પર્વતો આવેલા છે. આ પર્વતો ઉપર સૂર્ય પહોંચે છે ત્યારે સૂર્યોદય ને સૂર્યાસ્ત થાય છે એમ કહ્યું છે; એટલે કે નિરીક્ષણનાં કેન્દ્ર જંબુદ્વીપની સામી બાજુએ વિષુવવૃત્ત ઉપર આ બે ય પર્વતો હોવા જોઇએ. વિષુવવૃત્તથી છેદાએલી આવી ભૂમિ દક્ષિણ અમેરિકા છે એ સૌ જાણે છે એટલે આ ખંડ આપણો શાકદ્વીપ હોવો જોઇએ. રજત નામનો એક પર્વત શાકદ્વીપમાં છે. રજત એટલે રૂપું અને બોલીવીઅન ઍન્ડીઝ રૂપાંની ખાણો માટે

૧. ભાગવત. ૫.૨૦.૧૯; ૨. એન. બ્રિ. (૧૩મી), ૧.૮૧૧ ઈ. ૩. ભીષ્મ-ભૂમિ. ૧૨.૨૩. ૪. શિવ૦ ઉમા૦ ૧૮.૫૩; ૫. શિવ૦ ઉમા૦ ૧૮.૫૪.

પ્રખ્યાત છે તેથી રજતપર્વત ઍન્ડીઝનું કોઈ શિખર હોઈ શકે. અત્યારે પણ રજત ઉપરથી જ આર્જેન્ટાઇનનું નામ પડ્યું છે એ લક્ષમાં લેવા જેવું છે. શાક શબ્દથી એમ સૂચિત થાય છે કે આ દ્વીપમાં વનસ્પતિની ખૂબ બહોળપ હોવી જોઈએ. આ ખરું છે. ગ્રેગરી[1] લખે છે કે દક્ષિણ અમેરિકા બહુ અગત્યની વનસ્પતિરૂપી અઢળક સંપત્તિ માટે પ્રખ્યાત છે. પાતાલો આ દ્વીપમાં[2] ક્ષીરોદ-સમુદ્રને કિનારે[3] આવેલાં છે અને એમાં વનસ્પતિની વિપુલતા છે પણ પ્રકાશ ઓછો છે એમ કહ્યું છે. આ વસ્તુસ્થિતિ દક્ષિણ અમેરિકાનાં ઘોર જંગલો કે જ્યાં સામાન્યતઃ સંધ્યા જેવો જ પ્રકાશ રહે છે એને મળતી આવે છે. આ દ્વીપના લોકો સૂર્યરૂપે[4] ઇશ્વરને ભજે છે એમ કહ્યું છે. અસલી પેરુમાં[5] પણ લોકો સૂર્યની ઉપાસના કરતા જે ઉપરથી એનું ઇન્કા એટલે 'સૂર્યના લોકો'[6] એવું નામ પડ્યું હતું. ઇન્કાલોકો સાવ સુવર્ણની મૂર્તિઓ તથા બગીચાના[7] શોખીન હતા. આથી પાતાળોની સમૃદ્ધિનો સાચો ખ્યાલ આવી શકશે. આ બધી હકીકત ઉપરથી દક્ષિણ અમેરિકાને શાકદ્વીપ તરીકે ઓળખી શકાય.

દ્વીપોમાં સૌથી છેલ્લો પુષ્કર છે, આ દ્વીપ ગોળાકાર અગર કંકણાકાર છે અને વચમાંથી વિભક્ત છે એમ કહ્યું[8] છે. માન-સોત્તર પર્વતથી આ દ્વીપ બે ભાગમાં વહેંચાએલ છે. મેરુથી દૂર હોય છે ત્યારે સૂર્ય આ પર્વતની પાસેથી પસાર થાય છે એમ કહ્યું છે. આ વર્ણન સૂર્યના દક્ષિણાયનનું[9] હોઈ શકે કેમ કે મેરુ ને

૧. ગ્રેગરીની ભૂગોળ પા. ૨૫૭. ૨. ભાગવત૦ ૮.૧૧.૪૬; I. H. Q. II 2. 238. ૩ મહાભા૦ ઉદ્યોગ૦ ૧૨૦.૪થી. ૪. બ્રહ્માંડ૦ ૧૯.૭૨,–શાકદ્વીપસ્થિતૈર્વિષ્ણુ–સૂર્યરૂપધરો હરિઃ ।; અગ્નિ૦ ૧૧૯.૨૧; ભવિષ્ય૦ ૭૨થી. ૫. Illustrated weekly of India, 4-2-1934. ૬ એન. બ્રિ. (૧૩.૧૧થી), ૨૧.૨૭૪ સી. ૭. જુઓ નોંધ ૫. ૮. શિવ૦ ઉમા૦ ૧૮.૫૯થી; બ્રહ્માંડ૦ ૧૯.૭૯.–૯. મત્સ્ય૦ ૧૨૪.૪૦.

આ બિના હાલની જળસ્થળની રચનાથી વસ્તુતઃ ખરી ઠરે છે. હવે જ્યારે આપણે દ્વીપોનાં સ્થાનો અગાઉ આપ્યા પ્રમાણે એક વાર નક્કી કર્યાં છે ત્યારે સમુદ્રોની ઓળખાણ કરી નામ આપવાં એ તો પ્રમાણમાં સીધી ને સાદી વાત બની રહે છે, જે ઉપર અપાઇ પણ ગયેલ છે.

સમુદ્રોની સમજણ આ પ્રમાણે છે. ક્ષારોદ એટલે મીઠાંનો સમુદ્ર. એને વિષે વિવેચનની જરૂર નથી. ઉપર કહેવાઇ ગયું છે એમ હિન્દીમહાસાગર એ જ ભારતવર્ષની દક્ષિણનો ક્ષારોદસમુદ્ર છે. ઇક્ષુરસોદ એટલે શેરડીના રસનો સમુદ્ર. પાણીને બદલે આ સમુદ્રમાં શેરડીનો રસ હશે એમ કોઇ ખરેખર તો ન જ માને. એનો અર્થ એટલો જ હોઇ શકે કે એ સમુદ્રના કાંઠા ઉપરના પ્રદેશોમાં મિષ્ટ રસથી ભરપૂર વસ્તુઓ ઉત્પન્ન થતી હોવી જોઇએ અને આપણે જાણીએ છીએ કે એશિયા માઇનોર અને એની આસપાસનો પ્રદેશ દ્રાક્ષ, ખારેક, ખજૂર, વગેરે મિષ્ટ ને સ્વાદિષ્ટ ફળો માટે આજ પણ પ્રખ્યાત છે. આ હકીકત પ્લક્ષદ્વીપની ચર્ચા કરતી વખતે પણ કહેવાઇ ગઇ છે. ખરી રીતે એ બે ય નામનો લક્ષ્યાર્થ એક જ છે. આંહી કહેવું જોઇએ કે પ્રદેશોમાં વસ્તીના ફેરફાર થઇ જાય પણ અસલી મૂળ વનસ્પતિનો પ્રકાર તો સામાન્ય રીતે એ ને એ જ રહે છે. આ વાત સુરોદ માટે પણ એટલી જ વાસ્તવિક છે. સુરોદ એટલે સુરાનો (દારુનો) સમુદ્ર. આજ પણ ભૂમધ્યસમુદ્રના ફરતા પ્રદેશો જુદાજુદા પ્રકારના દારુના આસવો માટે જાણીતા છે. આ પછી ઘૃતોદ એટલે ઘીનો સમુદ્ર આવે છે. આંહી એક કલ્પના જ બસ થશે. જેની સપાટી પર અહોનિશ બરફનો થર પથરાઇ રહ્યો છે એવા ઉત્તરમહાસાગરને દૃષ્ટિ સમક્ષ ખડો કરીએ તો બધો જળવિભાગ તરડાઇ ગયેલા બરફને અંગે જમાવેલાં ઘીનાં ચોસલાં જેવો જણાશે. બધા સમુદ્રોમાં ઘૃતોદનું નામ અત્યંત બંધ બેસતું છે અને એ સ્થળનાં ખરાં દૃશ્યનો હૂબહૂ ચિતાર આપે છે. દધિમંડોદનો અર્થ દહીંનો સમુદ્ર થાય છે. આ નામથી એમ અનુમાન થઇ શકે કે એ ઠેકાણે વસોવાતાં

શુદ્ધોદ પુષ્કરદ્વીપ પછી આવે છે તેથી એના પૂર્વપશ્ચિમના વિસ્તાર વિષે શંકા થાય એ બનવા જોગ છે. આને માટે દ્વીપો ને સમુદ્રોનાં નામોને ગોલાનુક્રમમાં ગોઠવવાથી વાતની ચોખવટ થઈ જશે :




હવે જુઓ, ગોલાનુક્રમમાં ફરવાની હિન્દુ પ્રથા પ્રદક્ષિણ એટલે કે દક્ષિણ તરફ જવાની છે. આ રીતે આપણે ફરવા માંડીએ ત્યારે આપણે જંબુમાંથી ક્ષારોદમાં જઈએ, ત્યાંથી પુષ્કરમાં, પછી શુદ્ધોદમાં, પછી સુવર્ણભૂમિમાં, ફરી પાછાં શુદ્ધોદમાં એટલે કે ક્ષીરોદમાં, પછી શાકમાં, અને એમ ને એમ પાછા જંબુમાં પહોંચીએ. આવી રીતે પ્રદક્ષિણ ક્રમમાં જવાથી શુદ્ધોદ, જો કે પૂર્વ પશ્ચિમ છે, તોપણ એનું સ્થાન આપણા યથાનુક્રમમાં જ આવે છે. (આકૃતિ ૪). વળી પ્રદક્ષિણ-ક્રમ સમુદ્રોને ખરેખરા સાચા ક્રમમાં ગોઠવી આપે છે; એટલું જ નહિ પણ હિન્દુઓની દેવપૂજાના અભિષેકવિધિના પંચાભિષેકનાં દ્રવ્યાનુક્રમને પણ એકદમ બંધ બેસે છે. આ પંચામૃત સ્નાનવિધિનાં દ્રવ્યોનો ક્રમ આ પ્રમાણે છેઃ દૂધ, દહીં, ઘી, મધુ (સુરોદ), શર્કરા (ઇક્ષુરસોદ). આ અભિષેકવિધિમાં દરેક દ્રવ્યનાં સ્નાન પછી શુદ્ધ જળથી સ્નાન[1] કરાવાય છે. એ બિના પણ શુદ્ધોદ સમુદ્રની અખંડ

૧. પંચામૃતસ્નાને પયસ્સ્નાનં સમર્પયામિ। પયસ્સ્નાનાન્તે શુદ્ધોદસ્નાનં સમર્પયામિ। શુદ્ધોદસ્નાનાન્તે દધિસ્નાનં સમર્પયામિ। દધિસ્નાનાન્તે શુદ્ધોદસ્નાનં સમર્પયામિ। શુદ્ધોદ-સ્નાનાન્તે ઘૃતસ્નાનં સમર્પયામિ। ઘૃતસ્નાનાન્તે શુદ્ધોદસ્નાનં સમર્પયામિ। વગેરે.

વર્તુલાકાર સ્થિતિને અનુકૂળ છે, કેમ કે કંકણાકૃતિને લીધે શુદ્ધોદનું એટલે કે દક્ષિણમહાસાગરનું જળ દરેક સમુદ્રનાં જળ સાથે ભળે છે એમ કલ્પી શકાય. દાખલા તરીકે, ક્ષીરોદમાંથી દધિમંડોદ (પાસીફિકમાંથી આટલાન્ટિકમાં) જવું હોય તો શુદ્ધોદમાં (દક્ષિણમહાસાગરમાં) થઈને જ જવાય. આ ઘટના સ્થાપિત થતાં સમુદ્રોના અને એથી કરીને દ્વીપોના બીજા કોઈ પણ ક્રમની શકયતા માંડી વાળવી પડે છે; એટલું જ નહિ પણ જે નિર્ણય આંહી કરાયો છે એને જ નિશ્ચયાત્મક તરીકે સ્વીકારવો જોઈએ એવી સ્થિતિ ઊભી થાય છે.

## અગમ્ય એવી સુવર્ણભૂમિ

દુનિયાની જૂની ભૂગોળના મુખ્ય ભાગોમાં સૌથી છેલ્લા ભાગને 'સુવર્ણભૂમિ' કહીને પુરાણોએ વર્ણવ્યો છે. આ ભૂમિ શુદ્ધોદ પછી આવેલી છે ને મનુષ્યોને અગમ્ય છે અને એની મધ્યમાં આ લોક ને પરલોકના સીમાડા સમો લોકાલોક પર્વત ઊભો છે. હાલના દક્ષિણખંડ (ઍન્ટાર્કટિકા)ના પ્રદેશના બરફ ઉપર સૂર્યનો પ્રકાશ પડે એથી કરીને બધો ભાગ સુવર્ણભૂમિ જેવો બની રહે એ વિષે ખાસ વિવેચનની જરૂર રહેતી નથી. કુશદ્વીપના ઉત્તર પ્રદેશ ઉપર 'ઑરોરા બોરીઍલિસ'નાં તેજની જે અસર થાય એ જ પ્રકારની અસર દક્ષિણ તરફની સુવર્ણભૂમિ પર ત્યાંની 'ઑરોરા ઑસ્ટ્રેલિસ'નાં તેજની થાય. હાલના ખોળ કરનારાઓએ બતાવી આપ્યું છે કે આ દક્ષિણદેશ (સુવર્ણભૂમિ કે ઍન્ટાર્કટિકા) વિશાળ ઉચ્ચપ્રદેશ છે અને અડખેપડખેના સમુદ્રોના કરતાં સારી રીતે ઊંચો છે. પાસીફિકની સન્મુખનો પ્રદેશ, કે જે રૉસસમુદ્રને[1] ઘેરી લે છે એ ભાગ, ખરી રીતે સાવ સીધો પર્વતનો કરાડો જ છે. (આકૃતિ ૪).

આંહી ભાગવતની બહુ સરસ મદદ મળે છે અને સુવર્ણભૂમિનું

૧. મેમરીની ભૂગોળ પા. ૨૭૯.

નિર્ણયાત્મક વર્ણન મળે છે. એમાં લખ્યું છે કે,[1] "જેટલું માનસરોવર ને મેરુ વચ્ચે અંતર છે એવડી ભૂમિ, કાંચન જેવી ને અરીસા જેવી, જેમાં કંઈ કેસો પદાર્થ પાછો મળી શકતો નથી, અને જેથી કરીને એ સૌથી તજાએલી છે." એવી આ સુવર્ણભૂમિ છે. આ કથનથી ત્રણ દ્વીપોનું પૃથ્વીપટ્ટ પરનું સ્થાન ડિગ્રીથી માપી શકાય એવી સગવડ થઈ જાય છે; અને સાથેસાથે 'સંકેન્દ્રી જળસ્થળ' નો મત તદ્દન ખોટો ઠરી હવામાં ઊડી જાય છે. અગાઉ કહ્યા પ્રમાણે માનસોત્તર ને મેરુ પર્વતો કર્ક ને મકર વૃત્તો ઉપર હોઈ એ વચ્ચે ૪૫°નું અંતર છે. ભાગવતના લખાણ પ્રમાણે સુવર્ણભૂમિનો વિસ્તાર પણ ૪૫° જેવડો હોવો જોઈએ; અને ખરે જ હાલનો એન્ટાર્કટિકા પ્રદેશ (સુવર્ણભૂમિ), 'એન્ટાર્કટિક સર્કલ' માં સમાઈ જતાં હોઈ બરાબર ૪૫° જેવડો જ છે. આ ઉપરથી જંબુ (એશીઆ), પુષ્કર (ઑસ્ટ્રેલીઆ), ને સુવર્ણભૂમિ (એન્ટાર્કટિકા) નાં સ્થાનનો નિર્ણય આપોઆપ થઈ જાય છે.

હજી એક વાત સ્પષ્ટ કરવા જેવી છે. પૌરાણિક ક્રમ પ્રમાણે ક્રૌન્ચદ્વીપ, ઘૃતોદ ને દધિમંડોદથી અને શાકદ્વીપ, દધિમંડોદ ને ક્ષીરોદથી બંધાએલ છે. આમ હોવાથી ક્રૌંચની પાસે ક્ષીરોદ ન હોઈ શકે અને છતાં પુરાણો[2] કહે છે કે ક્રૌંચ પર્વત ક્ષીરોદ ના કિનારે આવેલો છે. આનો અર્થ એટલો જ થાય કે ક્રૌંચ ને શાક બંને દ્વીપોની એક બાજુએ ક્ષીરોદ હોવો જોઈએ. આ હકીકતથી ક્રૌંચ એટલે ઉત્તર અમેરિકા ને શાક એટલે દક્ષિણ અમેરિકા હોવાનો સંભવ મજબૂત બને છે કે જે ઉપર અપાઈ ગયેલ છે; એટલું જ નહિ પણ 'સંકેન્દ્રી' મતને બીજી વાર ફટકો પડે છે —અને આ વખતે તો બીજા જ ગોળાર્ધમાં.

1. ભાગવત૦ ૫.૨૦.૩૫,—યાવન્માનસોત્તરમેર્વોરન્તરં તાવતી ભૂમિઃ કાઞ્ચન્યન્યાદર્શતલોપમા યસ્યાં પ્રહિતઃ પદાર્થો ન કથંચિત્પુનઃ પ્રત્યુપલભ્યતે તસ્માત્સર્વસત્ત્વપરિહૃતાસીત્ ॥
2. ભાગવત૦ ૫. ૨૦. ૧૯.

વર્તુલાકાર સ્થિતિને અનુકૂળ છે, કેમ કે કંકણાકૃતિને લીધે શુદ્ધોદનું એટલે કે દક્ષિણમહાસાગરનું જળ દરેક સમુદ્રનાં જળ સાથે ભળે છે એમ કલ્પી શકાય. દાખલા તરીકે, ક્ષીરોદમાંથી દધિમંડોદ (પાસીફિકમાંથી આટલાન્ટિકમાં) જવું હોય તો શુદ્ધોદમાં (દક્ષિણમહાસાગરમાં) થઈને જ જવાય. આ ધરના સ્થાપિત થતાં સમુદ્રોના અને એથી કરીને દ્વીપોના બીજા કોઈ પણ ક્રમની શક્યતા માંડી વાળવી પડે છે; એટલું જ નહિ પણ જે નિર્ણય આંહી કરાયો છે એને જ નિશ્ચયાત્મક તરીકે સ્વીકારવો જોઈએ એવી સ્થિતિ ઊભી થાય છે.

## અગમ્ય એવી સુવર્ણભૂમિ

દુનિયાની જૂની ભૂગોળના મુખ્ય ભાગોમાં સૌથી છેલ્લા ભાગને 'સુવર્ણભૂમિ' કહીને પુરાણોએ વર્ણવ્યો છે. આ ભૂમિ શુદ્ધોદ પછી આવેલી છે ને મનુષ્યોને અગમ્ય છે અને એની મધ્યમાં આ લોક ને પરલોકના સીમાડા સમો લોકાલોક પર્વત ઊભો છે. હાલના દક્ષિણખંડ (ઍન્ટાર્કટિકા)ના પ્રદેશના બરફ ઉપર સૂર્યનો પ્રકાશ પડે એથી કરીને બધો ભાગ સુવર્ણભૂમિ જેવો બની રહે એ વિષે ખાસ વિવેચનની જરૂર રહેતી નથી. કુશદ્વીપના ઉત્તર પ્રદેશ ઉપર 'ઑરોરા બોરીએલિસ'નાં તેજની જે અસર થાય એ જ પ્રકારની અસર દક્ષિણ તરફની સુવર્ણભૂમિ પર ત્યાંની 'ઑરોરા ઑસ્ટ્રેલિસ'નાં તેજની થાય. હાલના શોધ કરનારાઓએ બતાવી આપ્યું છે કે આ દક્ષિણદેશ (સુવર્ણભૂમિ કે ઍન્ટાર્કટિકા) વિશાળ ઉચ્ચપ્રદેશ છે અને અડખેપડખેના સમુદ્રોના કરતાં સારી રીતે ઊંચો છે. પાસીફિકની સન્મુખનો પ્રદેશ, કે જે રૉસસમુદ્રને[1] ઘેરી લે છે એ ભાગ, ખરી રીતે સાવ સીધો પર્વતનો કરાડો જ છે. (આકૃત્તિ ૪).

આંહી ભાગવતની બહુ સરસ મદદ મળે છે અને સુવર્ણભૂમિનું

૧. મૅમરીની ભૂગોળ પા. ૨૭૯.

નિર્ણયાત્મક વર્ણન મળે છે. એમાં લખ્યું છે કે,[1] "જેટલું માનસરોવર ને મેરુ વચ્ચે અંતર છે એવડી ભૂમિ, કાંચન જેવી ને અરીસા જેવી, જેમાં ફેંકેલો પદાર્થ પાછો મળી શકતો નથી, અને જેથી કરીને એ સૌથી તજાએલી છે." એની આ સુવર્ણભૂમિ છે. આ કથનથી ત્રણ દ્વીપોનું પૃથ્વીપટ્ટ પરનું સ્થાન ડિગ્રીથી માપી શકાય એવી સગવડ થઇ જાય છે; અને સાથેસાથે 'સંકેન્દ્રી જળસ્થળ' નો મત તદ્દન ખોટો ઠરી હવામાં ઊડી જાય છે. અગાઉ કહ્યા પ્રમાણે માનસોત્તર ને મેરુ પર્વતો કર્ક ને મકર વૃત્તો ઉપર હોઇ એ વચ્ચે ૪૫°નું અંતર છે. ભાગવતના લખાણ પ્રમાણે સુવર્ણભૂમિનો વિસ્તાર પણ ૪૫° જેવડો હોવો જોઇએ; અને ખરે જ હાલનો એન્ટાર્કટિકા પ્રદેશ (સુવર્ણભૂમિ), 'એન્ટાર્કટિક સર્કલ' માં સમાઇ જતો હોઇ બરાબર ૪૫° જેવડો જ છે. આ ઉપરથી જંબુ (એશીઆ), પુષ્કર (ઑસ્ટ્રેલીઆ), ને સુવર્ણભૂમિ (એન્ટાર્કટિકા) નાં સ્થાનનો નિર્ણય આપોઆપ થઇ જાય છે.

હજી એક વાત સ્પષ્ટ કરવા જેવી છે. પૌરાણિક ક્રમ પ્રમાણે ક્રૌન્ચદ્વીપ, ઘૃતોદ ને દધિમંડોદથી અને શાકદ્વીપ, દધિમંડોદ ને ક્ષીરોદથી બંધાએલ છે. આમ હોવાથી ક્રૌંચની પાસે ક્ષીરોદ ન હોઇ શકે અને છતાં પુરાણો[2] કહે છે કે ક્રૌંચ પર્વત ક્ષીરોદ ના કિનારે આવેલો છે. આનો અર્થ એટલો જ થાય કે ક્રૌંચ ને શાક બને દ્વીપોની એક બાજુએ ક્ષીરોદ હોવો જોઇએ. આ હકીકતથી ક્રૌંચ એટલે ઉત્તર અમેરિકા ને શાક એટલે દક્ષિણ અમેરિકા હોવાનો સંભવ મજબૂત બને છે કે જે ઉપર અપાઇ ગયેલ છે; એટલું જ નહિ પણ 'સંકેન્દ્રી' મતને બીજી વાર ફટકો પડે છે —અને આ વખતે તો બીજા જ ગોળાર્ધમાં.

૧. ભાગવત૦ ૫.૨૦.૩૫,—યાવન્માનસોત્તરમેર્વોરન્તરં તાવતી ભૂમિઃ કાઞ્ચન્યન્યાદર્શતલોપમા યસ્યાં પ્રહિતઃ પદાર્થો ન કથંચિત્પુનઃ પ્રત્યુપલભ્યતે તસ્માત્સર્વસત્ત્વપરિહૃતાસીત્ ॥

૨. ભાગવત૦ ૫. ૨૦. ૧૯.

ઉપર્યુક્ત સર્વ હકીકતથી તથા પ્રદક્ષિણા ને પંચામૃત અનુક્રમથી સર્વ દ્વીપોનો યથાક્રમ સ્થળનિર્ણય આપમેળે જ થઇ જાય છે એ વિષે વધુ વિવેચનથી જરૂર રહેતી નથી.

ત્યારે આપણા પૂર્વજોએ નિર્માણ કરેલી પૃથ્વીની ભૂગોળનું આ પ્રમાણે સમર્થન થઇ શકે છે અને જોઇ શકાશે કે એમ કરવામાં શાસ્ત્રોનાં લખાણ જરા પણ મચડવાં નથી પડતાં, એટલું જ નહિ પણ હાલના જમીનના આકારોને પણ જરા ય બદલાવવા નથી પડતા. આ નિર્ણય ઉપર આવવામાં ફક્ત ભારતીય દૃષ્ટિબિંદુએ વિચાર કર્યા સિવાય બીજો કાંઇ ફેરફાર નથી કરવો પડતો. આંહી આપેલા નિર્ણયથી ઘણા મુદ્દાઓ ઊભા થાય છે જેની સત્યાસત્યતા વિષે શક્તિશાળી પુરુષોના પ્રયાસની જરૂર રહે છે. ખાસ કરીને, પૂર્વાભિમુખ નકશા, દ્વીપ શબ્દનો અર્થ, મેરુ ને પૃથ્વીપદ્મ વિષેનો ઉકેલ, જમીનનો પંખાકૃતિનો પ્રસાર, પૌરાણિક વર્ણન પ્રમાણે જળસ્થળનું ચંદ્રાકારે પરિમાપન, પ્રદક્ષિણ ગોલાનુક્રમ, ને પંચામૃતસ્નાનનો દ્રવ્યાનુક્રમ, એ સર્વ મુદ્દાઓને સાદર રજૂ કરવામાં આવે છે.

**જ્ઞાનની સાપેક્ષતા**

જે જ્ઞાન આપણે હજી પામ્યા નથી, તેને મુકાબલે તો, જે વધુમાં વધુ જ્ઞાન પણ પામ્યા છીએ, તે નજીવું જ છે.

—પ્લેટો

# સ્નેહમુદ્રા[1]

આજનો મારો વિષય 'સ્નેહમુદ્રા' છે. ગોવર્ધનરામનું 'સરસ્વતીચંદ્ર' જેટલું વંચાય છે તેટલી 'સ્નેહમુદ્રા' જાણીતી નથી, એ નિર્વિવાદ વાત છે. તો સૌજાણીતા કોઈ વિષયને બદલે ખુણામાંથી આવો વિષય ક્યાં ખોળી કાઢ્યો એમ તમને સહેજે પ્રશ્ન થાય. મારો જવાબ એ કે રામાયણ, અભિજ્ઞાન શાકુન્તલ, અને કાદમ્બરીમાંની કેટલીક ઉપેક્ષિતાઓ પ્રત્યે કવિવર ટાગોરને જેમ સમભાવ ઉભરાઈ આવ્યો, તેમ કોઈ સમભાવનિષ્ઠ ઉમળકાએ મને ગોવર્ધનરામની લગભગ ઉપેક્ષિત કૃતિ 'સ્નેહમુદ્રા' પ્રતિ નથી દોર્યો, પરંતુ અધ્યાપનકાર્યની રૂએ ગોવર્ધનરામની આ કાવ્યકૃતિને જરા બારીકાઈથી વાંચવાવિચારવાનો સુયોગ મને સાંપડ્યો છે તો મને થયું કે એ પુસ્તક વિષેના મારા વિચારો ટૂંકમાં તમારી સમક્ષ રજુ કરી જાઉં. અને એમ પણ ખરૂં કે ગોવર્ધનરામને નવલકથાકાર તરીકે તો સારી પેઠે જાણીએ છીએ, હવે તો કવિ તરીકે તેમને જોવાની જરૂર છે.

'સરસ્વતીચંદ્ર'ના કર્તાના કર્તૃત્વે અંકિત એવી આ કૃતિ ઝાઝો આદર પામી નથી. 'સ્નેહમુદ્રા' અમને સમજાતી નથી એવી આ પ્રાન્તના સાધારણથી માંડી ભણેલા વિદ્વાનો સુધી સૌની લગભગ ફરિયાદ છે, ( અલબત્ત આને માટે 'સ્નેહમુદ્રા'નો સામગ્રી–

૧. તા. ૭-૩-૩૫ના રોજ અમદાવાદમાં, શ્રી ગુજરાત સાહિત્ય-સભાના આશ્રય તળે આપેલું વ્યાખ્યાન.

સંભાર, શૈલી આદિમાં રહેલ કેટલીક ખામીઓ જ જવાબદાર છે; કેમ, તે આપણે પછી જોઈશું. ) કોઈ તેને સરસતા અને શુષ્કતાના અજબ સંમિશ્રણવાળું કપિત્થફળ કહે છે; રા. કૃષ્ણલાલ ઝવેરીને મને "સ્નેહમુદ્રા એકંદરે ઘણી જ ગહન અને કવિત્વમય હોવાને બદલે ઘણે સ્થાને ક્લિષ્ટતાથી ભરેલી અને વિવાદમય છે;" સાકીના સાહિત્યકાર લખે છે કે "તેમાં ગંભીર ભાવના ઉક્તિમાં નીરસતા ભરેલી છે અને તેમની શૈલી ક્લિષ્ટ છે." અને કોઈ વિદ્વાનના શબ્દો ટાંકે છે કે 'સ્નેહમુદ્રા' છે તો મઝાની પણ બરાબર ઉકી નથી. લલિતજી 'સ્નેહમુદ્રા' પર એક વાર્તિક લખવાના હતા પણ તેનું કશું મૂર્ત પરિણામ હજી લગી જોવામાં આવ્યું નથી. કવિ ન્હાનાલાલ પણ તેને નિષ્ફળ કૃતિ માને છે. રા. નરસિંહરાવભાઈની પણ એવી જ ફરિયાદ છે. તેમણે તો વાતવાતમાં કહેલું કે ગોવર્ધનભાઈએ સ્વમુખે તેમના કુટુંબમાં 'સ્નેહમુદ્રા'ની હાથપ્રત આખી વાંચી સંભળાવી ને સમજાવી હતી, છતાં તેઓ કોઈ તે વેળા એ સમજી નહિ શકેલા અને માત્ર ગોવર્ધનરામને નિરાશ ન કરવા ખાતર અને વિવેકની ખાતર પોતે સમજ્યા છે એવો ડોળ કરતા. હાલના જ આપણા એક લેખકે તો છડેચોક પોતાનો અભિપ્રાય આપી દીધો કે ગોવર્ધનરામની આ કૃતિ ગુજરાતી સાહિત્યના કોઈ રસાભ્યાસી અભ્યાસીને જ કામની રહી છે. કોઈ જયંતીલાલ મગનલાલની 'સ્નેહમુદ્રા' પરની નોટ્સ છપાઈ છે પણ તે શાળોપયોગી અર્થ સારવા ઉપરાંત વધુ રસોદ્બોધક નથી થઈ પડતી એમ મને લાગે છે. પણ આ બધા અભિપ્રાયોમાં નોખો પડી આવતો અભિપ્રાય પણ એક છેઃ દોલતરામ પંડ્યાનો. તેઓ તો આ કૃતિ પર એટલા ફિદા થઈ પડેલા કે એમણે કહેલું કે 'સ્નેહમુદ્રા' લખ્યા પછી 'સરસ્વતીચંદ્ર' લખવાની જરૂર જ શી હતી ?

મને લાગે છે કે ગોવર્ધનરામ પોતે પણ આ વાત જાણતા હોવા જોઈએ, માટે જ એમણે ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં પોતાના

પ્રથમ પ્રવેશ વેળા પ્રથમ પ્રકાશન 'સરસ્વતીચંદ્રનું' જ કર્યું. પણ સાથેસાથ હું તો પેલા આશાવાદી આત્મશ્રદ્ધાળુ ભવભૂતિની પેલી પ્રસિદ્ધ ઉક્તિ,

ઉત્પત્સ્યતે ઽસ્તિ મમ કોઽપિ સમાનધર્મા |
કાલોહ્યયં નિરવધિર્વિપુલા ચ પૃથ્વી ॥

સૌની સામા ફેંકતા અને આત્મશ્રદ્ધાનું સ્મિત મૂછ પર ફરકાવતા ગોવર્ધનરામને કલ્પું છું. પણ હજી સુધી એવો કોઇ સમાનધર્મા પ્રગટ્યો જાણુમાં નથી, એ પુસ્તકનો ઝીણવટથી તલસ્પર્શી અભ્યાસ થયો નથી અને કેટલાંક પુસ્તકો માત્ર તેમના કર્તાના નામ પરથી આંખેથી જ પૂજાય, બાકી તો તેની સર્વસામાન્ય ઉપેક્ષા થાય એવી જ કંઇ કથની 'સ્નેહમુદ્રા'ને વાસ્તે કરવાની રહે છે. મારા એક ખંતીલા સાહિત્યાભ્યાસી મિત્રનો અનુભવ કહું તો એમણે અનન્ય ઉત્સાહથી એ વાંચવી શરુ કરી પણ પછી અમુક પાનાંથી આગળ વધવાનું એમનાથી બની શક્યું નહિ. કંઇક અંશે 'સરસ્વતીચંદ્ર'ના ત્રીજા-ચોથા ભાગની અને ખાસ કરીને 'સાક્ષરજીવન'ની જે ગતિ થઇ છે તે જ ગતિને આ ગોવર્ધનકૃતિ પણ પામી છે એમ કહી નાખીએ તો કંઇ ખોટું વિધાન કર્યું નહિ ગણાય એવી આશા છે. ગોવર્ધનરામના સમાનધર્મા થવું એ જેવીતેવી વાત નથી અને એવા હોવાનો દાવો કરવા માટે હજી હું છેક નાનો ગણાઉં. મેં તો અહિં, ગોવર્ધનરામે નવલરામનું જીવનચરિત લખતાં યોજેલી એક સુંદર ઉપમા વાપરું તો, અરણ્યમાંના અપૂજ્ય રહેલા શિવલિંગની પૂજા કરવાની જ મનીષા રાખી છે.

## ઉદ્ભવનો ઇતિહાસ

તો પ્રથમ 'સ્નેહમુદ્રા'ના ઉદ્ભવનો ઇતિહાસ તપાસીએ. 'સ્નેહમુદ્રા' એ ગોવર્ધનરામે પોતાની મૃત પત્નીની પાછળ લખેલું એક કરુણપ્રશસ્તિ કાવ્ય (Elegy) છે. ઇ. સ. ૧૮૭૪માં તેમની પ્રથમ પત્ની હરિલક્ષ્મી એક બાળકને પોતાના સંભારણા લેખે મૂકી સ્વધામ પામી. જગતના મહાસાગરમાં અણખેડ્યા પ્રદેશો

ખેડવાનો કોડ ધારી, હજી પહેલી પચ્ચીશીયે ન વટાવી હોય એવો આદર્શમરત જુવાન હજુ જીવનકીસ્તી ઝુકાવે ત્યાં તો તેની પ્રેરણાપાંખ કપાઇ જાય, સમવિષમ પ્રસંગોમાં તેને શીઘ્ર હૂંફ આપતો સહચાર કોણ જાણે ક્યાંય છુમંતર થઇ જાય, એ વખતની એની હૃદયભેદક વ્યથાનો કોણ તાગ લઇ શકે? ગોવર્ધનરામને લગભગ આવી જ સ્થિતિ થઇ અને એ વિરહજન્ય કરુણ 'સ્નેહમુદ્રા' ના નાયકની ચેષ્ટા તથા ઉક્તિઓમાં આરપાર ઊતરી ગયો છે. પણ આ એક જ દુઃખ નહોતું લખાયું તેમના ભાગ્યમાં; પેલા અંગ્રેજ મહાકવિએ લખ્યું છે તે મુજબ આફતો આવે ત્યારે તો ટોળાબંધ આવવાનું ઠાવનરૂં કરીને જ આવે છે,' તેમ આ જ અરસામાં તેમના પિતા માધવરામની પેઢી ભાંગી અને પરીક્ષામાં પણ તેઓ નાપાસ થયા. આટલાથી પૂરૂં પડ્યું ન હોય તેમ નૃશંસ વિધિએ એક બીજો પણ ઘા તેમના વિષાદખિન્ન હૈયાં પર કરી લીધોઃ ગોવર્ધનરામના લગભગ આત્મનિર્વિશેષ ત્રણ ભાઇબંધો હરિરામ, તુલ્લુ અને ગોખલે, તેમણે એક પછી એક એમ બહુ ટૂંકા ગાળામાં જગતને છેલ્લા જુહાર કર્યા. જુવાન ગોવર્ધનરામના હૃદયમાં આવાં તીક્ષ્ણ ધારદાર ત્રણ ફળાંવાળું ત્રિશૂળ ઘોંચાયું, અને એની ત્રેવડી વ્યથાથી ફુટેલી શોકધારા એમનાં 'હૃદયરુદિતશતક' અને 'સ્નેહમુદ્રા' માં રેલાઇ છે. કોઇ પણ સાહિત્યકૃતિ કે લખાણની ભોંયરૂપે કર્તાના મનની તે લખતી વખતની મનોદશા, એના એ વખતના જીવનરંગો કે અવસ્થાન્તરના પલટા આદિનું નિરીક્ષણ તેને પૂરૂં સમજવા માટે અપેક્ષિત છે માટે આટલી હકીકત નોંધી.' આમ ૧૮૭૪થી શરૂ થતો આખો દશકો ગોવર્ધનરામને માટે વ્યથા અને વિટંબણાનો હતો. 'સ્નેહમુદ્રા' પણ આ દશકામાં છૂટક છૂટક વખતે લખાતી ગઇ. ગોવર્ધનરામે ૧૮૭૭ની સાલમાં એટલે કે પોતાની એકવીસ વરસની ઉમરે તે લખવી શરુ કરી અને ૧૮૮૭માં પૂરી કરી. પ્રથમ તેનું નામાભિધાન 'વિપ્રલંભમુદ્રા' કે 'સંસ્કારમુદ્રા' રાખવા

ધારેલું. પાછળથી ઈ. સ. ૧૮૮૯માં એટલે કે સરસ્વતીચંદ્રના પહેલા ભાગના પ્રકાશન પછી બીજે વરસે જ્યારે આ પ્રસિદ્ધ કરી ત્યારે તેને 'સ્નેહમુદ્રા' (=હૃદયમાં મુદ્રાંકિત થતા સ્નેહની છાપ) નામ આપ્યું. આમાં ધ્યાન ખેંચે એવી બાબત એ લાગે છે કે 'સરસ્વતીચંદ્ર'કારની લેખનપ્રવૃત્તિ વહેલી શરુ થએલી અને 'સ્નેહમુદ્રા' જેવું ઉચ્ચગ્રાહપ્રપૂર્ણ કાવ્ય તેમણે એકવીસ વરસની ઉમરે આરંભેલું. જાણવા જેવી બાબત છે કે અનેક સારા કવિઓએ લગભગ એ જ વખતે સાહિત્યયાત્રા આદરી છે: કાન્તે 'વસન્તવિજય,' 'દેવયાની,' 'ચક્રવાકમિથુન' જેવી અદ્ભુતસુંદર કાવ્યત્રિપુટી બાવીસત્રેવીસ વરસની વયે લખેલી; કલાપીએ પણ બહુ જ વહેલી–મૂછો પણ ફુટી નહિ હોય એવે વખતે–કલમ ઝાલી હતી; કવિ ન્હાનાલાલે પણ 'વસન્તોત્સવ' એકવીસ વર્ષની વયે પોતે જુનીઅર બી. એ.ના વિદ્યાર્થી હતા તે વેળાએ રચેલું; અને અત્યારના આપણા જુવાન કવિઓ ઉમાશંકર જોષી, કૃષ્ણલાલ શ્રીધરાણી આદિની પણ એ જ કથા છે. અંગ્રેજી સાહિત્યમાંથી તો શેલી, રુપર્ટ બ્રુક આદિ ઢગલાબંધ દાખલા જડે તેમ છે. જીવનના એ પરોઢમાં કલ્પનાશક્તિ સતેજ હોય છે, જગતની આંટીઘૂંટીથી અસ્પૃષ્ટ એવું શુદ્ધ લાગણી અનુભવવાળું નિર્મળ હૃદય હોય છે, અને જગતનું દર્શન તાજું હોય છે.

આમ 'સ્નેહમુદ્રા' તેના કર્તાની વ્હાલસોઇ 'હૃદય' દ્વિતીયમ્' જેવી પત્નીનાં મૃત્યુજનિત વ્યથા પછી જન્મેલું વિરહકાવ્ય (કે કરુણપ્રશસ્તિ કાવ્ય) છે. હવે આવાં કરુણપ્રશસ્તિ કાવ્યોનાં આવશ્યક લક્ષણો સંક્ષેપમાં કહીએ તો એ, રુદિષા અને ચિન્તન. રડતા હૈયાનો ઉભરો કે એવું કરુણ લાગણીપૂર પોતાનું કામ કરે તેની જોડાજોડ એના શામક રૂપે કવિહૃદય ચિન્તનમંથનને ઝુલે ચડે અને કોઇ અનેરા આશાવાદમાં, કે ભવ્ય કોઇ ઉચ્ચગ્રાહની સ્તુઆતમાં, કે વિશ્વના કોઇ સનાતન કોયડાના યથાશક્તિમતિ લવાયલા ઉકેલમાં પરિણમે, એવી જ

કંઇ આવા કાવ્યપ્રકારની રચના હોય છે. પોતાના પ્રિય સુહૃદ્‌વર્ય હેલમના વિરહનાં કેટલાંક અશ્રુ સારી ઇંગ્લાંડનો કવિવર ટેનિસન ફિલસુરીના મહાપ્રશ્નો વિમાસવા બેસી જાય છે એ 'ઇન મેમોરિયમ'ના રસજ્ઞ વાંચકોથી અજાણ્યું નથી. રા. નરસિંહરાવ પણ 'સ્મરણસંહિતા'માં પુત્રના અકાળ અવસાન પર હૃદયના મર્મભાગને ભેદીને નીકળતાં આંસુ રેલાવે છે, પણ તરત જ અશ્રુસંયમ સાધીને મૃત્યુ, આ જગતશાસનમાં તેનું સ્થાન ને હેતુ, પ્રભુદયા, આદિ પ્રશ્નોમાં મશગુલ બને છે. તો એ દૃષ્ટિબિન્દુથી 'સ્નેહમુદ્રા'ની તપાસણી કરતાં ચિન્તન અને ભાવના સમ્બન્ધે નિરાશથવાપણું રહેતું નથી એમ કબૂલ કરવું જોઇએ. શુદ્ધ સ્નેહ, સૂક્ષ્મ પ્રીતિનું અદ્વૈત, જનકલ્યાણ આદિ રૂપે ગોવર્ધનરામનો જે વિચારદેહ 'સરસ્વતીચંદ્ર'માં મહાવૃક્ષરૂપે મ્હોર્યો છે તેના અંકુર 'સ્નેહમુદ્રા'માં માલુમ પડે છે. પણ એ ભાવનાપ્રકર્ષ જેની ઓથે રહીને વિકસાવવામાં આવ્યો છે (જો કે કંઇક અંશે એ 'અભિત્તિચિત્ર' જેવો જ રહે છે) તે પ્રસંગઘટના અને વસ્તુ, જેટલું છે તેટલું, પ્રથમ જોઇ લેવું આવશ્યક છે.

### કાવ્યવસ્તુ

'સ્નેહમુદ્રા'નું વસ્તુ કંઇક આવું છે :

ઉત્તરધ્રુવ કે એવા કોઇ પ્રદેશમાં વસનાર એક દંપતી (નાયક—નાયિકા) અસુરોને જીતવા અને વિશ્વસેવા સાધવા પૃથ્વીપરકમ્માએ નીકળે છે. પ્રવાસે નીકળતાં અગાઉ પોતાના પ્રદેશની સુવ્યવસ્થા જાળવવા તેનું શાસનતંત્ર પોતાના તથા મિત્રને તથા તેની પત્નીને સોંપતા જાય છે. નાયકને પ્રસ્તુત કાવ્યની અંદર શરુઆતમાં ચેતનપાન્થ અને પાછળથી તેનું શરીર શબ બની જતાં હૃદય જ અવશિષ્ટ રહે, હૃદયભૂત એમ દ્વિધા ઓળખવામાં આવ્યો છે. તેનો મિત્ર ચેતનમિત્ર એ સંજ્ઞાથી વ્યવહારાય છે. મિત્રદ્વયની પત્નીઓ અજ્ઞાતનામા છે. ફરતાં ફરતાં નાયક ને તેની પ્રિયા પુણ્યભૂમિ ભારતવર્ષમાં આવી પહોંચે છે, જ્યાં હિન્દનું એક દૂષણ નજરે ચઢે છે. એક યુવતી પોતાના

પતીની પાછળ ચિતામાં બળવા જતી હોય છે, તેને જોતાં તેને નાયક સમજાવીને બચાવી લે છે* અને એક દહાડો તેની કરુણકથની સાંભળે છે, જેમાં હિંદની સ્ત્રી-સૃષ્ટિની અનેકાનેક વિટંબણાઓ તથા રૂઢિલગ્ન અને ઉરતંત્રોના પરસ્પર સુમેળનાં પરિણામરૂપ સ્નેહલગ્ન વચ્ચેનાં અમાપ અન્તરનો હૃદયભેદક ખ્યાલ તેની સમક્ષ રજૂ કરવામાં આવે છે. એ સાંભળીને નાયકપત્ની પોતાની સુતનુસૃષ્ટિની (Fair sex)—ગોવર્ધનરામે અંગ્રેજી શબ્દ Fair sexને માટે આ સારો શબ્દ આપ્યો છે—આવી દુર્દશા રૂઢિદાસ પુરુષોને હાથે થતી સાંખી ન શકવાથી એ કરુણ વૃત્તાન્ત સાંભળતાં વાંત પંચત્વ પામે છે. ભગ્નાશ બિચારો નાયક, આભના અંતરાળમાં ઊડતા કો પંખીની એક પાંખ કપાઈ જાય ને તે ધરણી પર તૂટી પડે તેની પેઠે પોતાની પ્રેરણાપાંખ કપાતાં 'એકપંખાળો અપંગ પક્ષી' શો, વીલે મોંયે અને હસહસતે હૈયે પોતાને વતન પાછો સિધાવે છે. સ્વદેશમાં આવતાં તે જંગલમાં પ્રવેશે છે કે તરત જ તેના હૈયામાંથી 'નીકળુ', 'નીકળુ' કરતી રુરુદિષા શમાવી ન શમતાં અંતરના આમળા ઉઘાડી ધસી આવે છે. રાત્રિ પડી જાય છે અને એ વેળા અંધારામાં નાયકને પોતાના હાથમાં ઝીણાંમોટાં ફાનસો સમેત પોતાની મિત્રપત્ની અને તેની સહીયરો મળે છે, જેને પોતાનાં વીતકની કહાણી સંભ-

* આ ઘટના કવિ દલપતરામના 'વેનચરિત્ર' માંના બરાબર આવા જ પ્રસંગ જોડે ઘણું સામ્ય ધરાવે છે. 'વેનચરિત્ર'માં તેનો નાયક વેનરાજા પોતાની માની જોડે મોસાળથી પાછાં ફરતાં એક કમળા નામની દુઃખી વિધવાને ચિતામાં બળી મરતી બચાવે છે અને પોતાની સાથે પોતાની રાજધાનીમાં લઈ જાય છે. પણ સામ્ય આટલેથી અટકે છે, કારણ રાજા એ બાઈને આઠ માસની અંદર તેની જ જ્ઞાતિના એક સાહસિક જુવાન નવરંગી જોડે પુનર્લગ્નથી જોડી દે છે. 'સ્નેહમુદ્રા'માંની સતી થવા ઇચ્છનાર વિધવાનું પોતાનું 'વૃત્તાંત' કહ્યા પછી શું થાય છે એ ગોવર્ધનરામે બિલકુલ બતાવ્યું નથી.

જાવતાં પોતાની પ્રિયતમાના અવસાનના સમાચાર આપીને પ્રથમ પોતે અને તત્પશ્ચાત્ મિત્રસખી પ્રાણ છાંડે છે. પણ નાયકનો પ્રાણ પોતાના આત્મોપમ સખાને 'આલિંગન દેવા'ની વાસનાને બળે હૃદયભૂત રૂપે અવશિષ્ટ રહે છે. દરામયાન ચેતનમિત્ર આવે છે જેની કને હૃદયભૂત 'સ્વજનસ્ય હિ દુઃખમગ્રતો વિવૃતદ્વારમિવોપજાયતે' એ ન્યાયે પોતાના હૃદયના મર્મભાગ ખોલી દુઃખભાર હળવો કરે છે. અને પછી તો આખી ય રાત્રિ દરમિયાન હૃદયભૂત 'વિલલાપ સ બાષ્પગદ્ગદં'–વિલાપનું અવિરત ગાન ગાયાં કરે છે, અને તેને હલાવવા, પ્રબોધવા, ઉપહાસ કરવા, ગાળો દેવા, પુરુષાર્થમાં પ્રેરવા, અભિસારિકા, ઝાકળ, આકાશવાણી, શિયાળ, ઘુવડ, પવનલહરી, નદી, વનસમૃદ્ધિ આદિ એકંદર છત્રીસ સાડત્રીસ જડચેતન સત્ત્વો પોતપોતાની રીતે તેને સંબોધ્યા કરે છે તે ઠેઠ નિશાન્ત લગી. પ્હો ફાટે છે અને હૃદયભૂતમાં ચેતનમિત્રનો પ્રાણપ્રદીપ મળી જાય છે, અને એ બંનેનું સામટું જ્યોતિઃસ્વરૂપ આકાશમાંથી ઉતરતા નાયકપત્નીના જ્યોતિઃસ્વરૂપ જોડે લીન થઇ જાય છે. અન્તમાં હૃદયભૂત અને તેની પ્રેયસીનું અમુત્ર મિલન કેવું મધુર હશે તેની ઝાંખી પ્રહલોકમાં કરાવતું ચક્રવાકયુગલનું પ્રભાતકાલનું મિલન વર્ણવી કવિ કાવ્ય ખતમ કરે છે.

૧૧૦ કાંડ અને પોણાબસો પાનાંમાં વિસ્તરતા આ કાવ્યગ્રંથનું વસ્તુ જુઓ તો બસ આટલું જ.

પણ 'સ્નેહમુદ્રા'માં ઉપર વર્ણવ્યા મુજબ યોજના નથી. તેમાં તો કાવ્ય શરુ થાય છે નાયક પત્ની ખોઇને પોતાના દેશમાં પાછો આવે છે ત્યાંથી, અને ત્યારથી શરુ થતી એક રાતની અંદર જ તેની મિત્રપત્ની મળે છે, તેને વૃત્તાંત કહે છે, અન્ય જડચેતન પ્રકૃતિસત્ત્વો તેને ઉદ્બોધે છે વગેરે બધું થાય છે. એટલે 'સ્નેહમુદ્રા'માં જેની આથે રહીજુવાન ગોવર્ધનરામે પોતાની ભાવનાસૃષ્ટિ હિન્દુ વાંચનારાઓ સમક્ષ રજુ કરી તે આખો પ્રસંગ એક રાત્રિની

અંદરનો બનાવ છે. આમાં સ્નેહમુદ્રાના નાયકની રુરુદિષા તે તેના સર્જકની 'કેવળ ક્લાન્ત અને પરમકરુણ મૃતપત્નીક દશા'નો જ ચિતાર છે એ તો જેને આ કાવ્યના ઉદ્ભવના ઇતિહાસની કંઇક ખબર છે એને પ્રથમ દૃષ્ટિએ સમજાઇ જશે. સ્વ. રણજિતરામે જણાવ્યું છે કે "વિરહજનિત વ્યથાથી એવો મર્મભિદ્ કરુણરસ ગોવર્ધનરામના જીવનમાં વ્યાપી ગયો હતો કે સંસ્કૃત અને ગુજરાતીમાં શોકગીતિ રચવા છતાં તે રસ ન ખૂટતાં, દ્વિતીય લગ્નથી થએલાં બાળકો વચ્ચે વીંટળાયલા ગોવર્ધનરામને ઘણીવાર મધ્ય રાત્રિયે અશ્રુરુદ્ધ કરતો." 'સ્નેહમુદ્રા'ના નાયકની બીજા કાંડમાં દર્શાવેલી શોકવિહ્વળ શૂન્યહૃદય સ્થિતિ, ૨૫મા અને ૨૮મા કાંડમાંનાં પોતાની પ્રિયતમાની જોડે અનુભવેલા રસશૃંગારનાં દર્દભર્યાં સ્મરણો,

જગમાં મુજ સાથ રમી ભટકી
ગઇ એકલી, દૂર ! તું ક્યાં અટકી ?
બની આજ ગયો હું ફકીર સમો !
મટી ભોગી થયો, અલી ! જોગી સમો !
જગત્યાગ તણો કીધ સામન મ્હેં !
જગ છોડી જવા કીધું છે મન મ્હેં !

અને એ પંક્તિઓમાંનો નિર્વેદ, તેમ જ

હાય ! હાય ! પ્રિય પ્રાણ ! ગઇ તું હહે ક્યાંય, મુકે નહિ, કાંઇ
મ્હારે થયું જીવન નિર્માલ્ય, આવ ! ઓ વ્હાલી !

જેવું વિલપન, એ બધું કર્તાની એ વખતની સ્થિતિ ને મનોદશાનું જ અચ્છું ચિત્રણ છે. આમ વિરહકાવ્યનું પ્રથમ લક્ષણ, જે કરુણરસ અથવા રુરુદિષા તે અહિં યથાવત્ છે; હવે તેમાંનો ચિન્તનસંભાર જોઇએ.

આ ચિન્તનસંભારની બાબતમાં જ 'સ્નેહમુદ્રા'નું જમે પાસું ઉજ્જવળ છે, અને તેની અન્ય છોટીમોટી અનેક ખામીઓને ઢાંકી દે છે. ગોવર્ધનરામ ગુજરાતના સમર્થ વિચારક છે, અને પ્રો. ઠાકોરે તાજેતરમાં તેમને 'પ્રબોધમૂર્તિ' એ એક શબ્દથી

ઓળખાવ્યા છે તે સર્વાંશે ખરૂં છે. પૂર્વની અને પશ્ચિમની નિસર્ગભિન્ન સંસ્કૃતિઓનાં અવશ્યંભાવી સંઘટ્ટનનો તેમને ચોક્કસ ખ્યાલ આવી ગએલો, અને પ્રગતિશીલ દુનિયામાં ટટ્ટાર મસ્તકે ઊભા રહેવું ને જીવવું હોય તો આપણે અમુક પ્રશ્નોને વિચારવા પડશે અને તદનુસાર જીવનરીતિમાં પલટો કરવો પડશે એવી એમને પ્રતીતિ થઇ હતી. તેથી તેમણે પોતે આપણા સામાજિક રાજકીય અનેક અગત્યના કૂટ પ્રશ્નોને છણ્યા છે અને પોતાનાં વિચારમંથનનું નવનીત ગુજરાતી પ્રજા સમક્ષ રજુ કર્યું છે. 'સ્નેહમુદ્રા'માં પણ એ સર્વ પ્રાથમિક સ્વરૂપમાં દેખાય છે. અહિં ગોવર્ધનરામને દેશવત્સલ તરીકે આપણે જોઇએ છીએ. 'સ્નેહમુદ્રા'નો નાયક પોતાને વિષે કહે છે,

રહ્યો થઇ થનગન રતિજંગે જનહિત સારૂ કેવો રે

નાયકપત્ની પાસે ગોવર્ધનરામ ઉચ્ચારાવે છેઃ

આમ દેશીજન દુઃખી થાય ને ગ્રહું સુખ શું હું જ રતિ ?
ઉઠો, ઉઠો, તમે શૂરવીર બે, દુઃખ કાપોને દેશીનાં !
× × × ×
બુદ્ધિઅભ્ર તમ મનમાં ગાજે તો તેને વરસાવોને !

આ તો જાણે ગોવર્ધનરામ આપણા સુશિક્ષિતો (Intelligentsia) ને દેશસેવાર્થે પાનો ચડાવતા હોય તેમ જ લાગે છે; સરસ્વતીચંદ્રના ચોથા ભાગની પ્રસ્તાવનામાં હિન્દનાં ભાવિ ઘડતરનાં વિધાનની જવાબદારી તેમણે ભણેલા ગણેલા વર્ગ પર જ નાખી છે એ આની સાબિતી. "જન પશુ જગના કલ્યાણયજ્ઞ પર હોમું અંગ સહુ મારાં" એ સિદ્ધાર્થનો, સરસ્વતીચંદ્રનો તેમ સરસ્વતીચંદ્રના સ્રષ્ટાનો પણ મુદ્રિતાશય છે, અને 'સ્નેહમુદ્રા'માં પણ એ જ ઉચ્ચગ્રાહ, એ જ દેશવાત્સલ્ય આદિથી અન્ત લગી માળામાંનાં સૂત્ર જેમ સળંગવાહી તરવરી રહી છે.

### એકલો પુરુષ અધૂરો

આ દેશહિતની ભાવના કહેતાં કહેતાં ગોવર્ધનરામ જે એક અગત્યનું સત્ય કહી નાખે છે તે એ કે એકલો પુરુષ એ અધૂરી શક્તિ

છે. પુરુષની કાર્યશક્તિ એની સંજીવની પ્રેરણાશક્તિની અપેક્ષા જીવનના હરેક ક્ષેત્રમાં રાખે છે. નાયકપત્નીએજ તેને જનહિતાર્થે અથવા, દેશીઓનાં દુઃખ કાપવા પ્રેર્યો હતો, અને પત્ની જતાં "અશક્ત જેવો રહું બેસી રોઇને" જેવી એની અસહાય દશા થઇ જાય છે. કલાન્ત નાયક ગત સંસ્મરણો યાદ લાવે છે ત્યારે ઉચ્ચરે છે.

તુજ નયને મુજમાં અર્પ્યો તે દિવસે ઉત્સાહ

બરાબર ટેનિસનકૃત "આઇડીલ્સ ઑફ ધ કીંગ"માં જુવાન આર્થર અટારીએ ઉભેલી સૌંદર્યમૂર્તિ ગિનિવિયરને નિહાળી પ્રેરણાનો અદ્ભુત સ્ફુલિંગ પામે છે અને મન સાથે ગાંઠ વાળે છે કે બસ આ હોય ને મારી સાથે, તો હું તેની સાથે આ કાજળઘેરાં જગતમાં પ્રકાશ રેખાઓ વિસ્તારું. આ કરું ને તે કરું વગેરે, તેમ જ અહિં

લ્હેર પવનતણી ! ત્હારો પ્રેર્યો
ઘેરી વ્યોમઘુમટ રસઘર લેતો

એ પંક્તિઓમાં આ જ ભાવના છે. અન્તમાં પેલી ચક્રવાકીની ઉલ્લાસનીતરતી પ્રેરણા—"ચાલ, ચાલ, ઉડિયે જ અમાડી આનંદે વણ ભીતિ"—પણ એ જ કહે છે, અને વિરહી નાયકની વિલપનભરી મૃતપ્રિયાની પ્રશસ્તિ

મુજ ઉર પ્રેરતી તુજ કાજ મ્હાવત મારા ઝારની !
એને ઉરાડી પતંગ પેઠ દોરતી દોરને ગ્રહી !
વિશ્વ ! એ સહુ તારે કાજ હતું તે તું જાણજે !...

—આ ભાવનાને બરાબર ઉઠાવમાં મૂકે છે. કવિ ન્હાનાલાલે પણ આ જ ભાવના 'જયા અને જયન્ત'માં

જયા, ગ્રંથીશું એવાં જીવન ?
તું મારું ધનુષ્ય, ને હું તારું બાણ.

\-

એકલે ચાલી નહિ, જાયા,
કો ઝાલ્યું નથી, કો ઝાલશે નહિ
પુરુષ ને પ્રકૃતિની જોડી જ નવબ્રહ્માંડ સરજે છે...

•

સ્નેહ જ છે સત્કર્મની પ્રેરણા

આદિ વચનોદ્વારા સચોટ રીતે દર્શાવી છે. નિજ પ્રેરણા-વિધાત્રી જતાં પુરુષાર્થનું ગાંડીવ હાથમાંથી સરી જતું હોય એવો જ 'આપ્પૂર્ણાકુસેશલુ' સ્નેહમુદ્રાનો નાયક રહે છે. તે કહે છે,

દુર્દિન પરે, મેઘ વર્ષે નહિ તો
મયૂર ન રે ટહુકા જ

આમ પુરુષ પાસેથી જનહિતની મોટી આશા રખાય છે, અને પુરુષને પ્રેરણાવિધાત્રી તરીકે સ્ત્રીના સહચારની અનિવાર્ય આવશ્યકતા છે. એટલે ગોવર્ધનરામ સ્ત્રી અને પુરુષ બન્નેના જીવનનો કેન્દ્રવર્તી પ્રધાન પ્રસંગ જે લગ્ન, અને તેમના જીવનને પરસ્પર સાંધતી અદશ્ય સાંકળ જે સ્નેહ, તેનું વિવરણ હાથ પર લે છે. પણ ત્યાં તો જે હોવું જોઈએ તેને સ્થાને જે પ્રવર્તી રહ્યું છે એ જોતાં તેમનું અંતર કંપી ઊઠે છે. આપણા સમાજમાં સ્ત્રીજાતિની અવ-અપ-ગણના અને દુર્દશાનો કરુણ ચિતાર તેમણે પેલી સતીની કહાણીમાં અને 'સ્નેહનિદાન' કાંડમાં આપ્યો છે. સતી પોતાના કથિતના આરંભમાં જ સમગ્ર વસ્તુસ્થિતિ પેલી અતિ જાણીતી એ જ લીટીમાં રજુ કરી દે છે;

નર જેવ સુખી હશે અહિ કરી મહાલની સ્વચ્છંદથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ.

રડવાનું નહિ તો ગોર્યમાની કને ફરિયાદ કરવાનું કે "ગોર્યમા ઘરડો કે ભરથાર ગુરુને આપીયો રે લોલ," ઘરડો નહિ તો નાનો બાળકો. ઘરડો ય નહિ ને છોકરડો ય નહિ પણ સમવયસ્ક મળ્યો હોય તો મનનું, સ્વભાવનું, કે બુદ્ધિશક્તિનું કજોડું તો

ક્રમે ચોંટયું જ હોય. આવાં અસમંજસ જોડાં વરસ દહાડે જ્યાં હજારોની સંખ્યામાં જોડાયે જતાં હોય ત્યાં નારીને રડવા સિવાય બીજું શું હોય? તેમાં ય વળી "દીકરી ને ગાય, દોરે ત્યાં જાય"ની નીતિનું અક્ષરશઃ પાલન થતું હોય ત્યાં શી પુરી વળે સ્ત્રી જાતિની! ગોવર્ધનરામે આ સળગતા પ્રશ્નને (જો કે આજ આટલાં વર્ષે ય એ 'સળગતો' પ્રશ્ન નથી હોલવાયો કે ટાઢો થયો) હાથ પર લીધો છે. લગ્ન માટે તો "રસ ઐક્ય વણ નહિ મિત્રતા"નો આદર્શ કવિ મૂકે છે, પણ એવાં રસ-ઐક્ય વિનાનું પેલી સતી થનાર સ્ત્રીનું લગન એટલે ગુજરાતનાં અનેકાનેક રૂઢિલગ્નોનું એક પ્રતિનિધિ, એટલે એમાં તો

કંઇ હવા મુજ ઉરે વિલાસે, કંઇ પતિની હતી ઉરસૃષ્ટિ

જેવા આન્તર વિસંવાદનો જ્વાલામુખી નિરંતર હૃદયમાં ધીકી રહે એમાં કંઇ નવાઇ છે? ઘટતું વાહન સ્વીકારી નવલકથાના રૂપમાં પોતાનું અખિલ મનોરાજ્ય રજુ કરવાનું જ્યારે 'સ્નેહમુદ્રા'ના કર્તાએ ધાર્યું ત્યારે તેમણે આ 'સ્નેહમુદ્રા'માંની સતીને કુમુદ બનાવી દીધી. સરસ્વતીચંદ્ર જોડે રસઐક્ય પામેલી પણ રૂઢિબળે પ્રમાદધન જોડે દેહલગ્ને જકડાયેલી એ 'કરુણસ્ય મૂર્તિરથવા શરીરિણી' જેવી કુમુદના ઉરના એકાન્ત આવાજ આંતર વિસંવાદને ભડકે બળતા નથી લાગતા શું? અને આથી જ 'સ્નેહમુદ્રા'ની સતી નિરાશામાં બોલી ઉઠે છે કે

સ્નેહ શિખર આ જગતમાં ભાસે મુને અલભ્ય,
વળી અધિક આ દેશમાં દુર્લભ દિસે સ્નેહ.

નાયકપ્રિયા પણ એની કથની સાંભળી કકળી ઉઠે છે અને રોષમાં બળબળતાં વેણુ કાઢે છે;

સ્નેહને અનાર્ય આર્ય માન ના શું આપે?
પરણે હીન્દુ બાળકો શું, બ્હેની, તારી પેઠે?
આર્ય લોક સ્નેહને શું આણતા જ વેઠે?

× × ×

આર્ય એને કોણ કહે? અનાર્ય લોક એ:
કર્મે કાળું મુખ કાળું, હિન્દુ હિન્દુ એ!

× × ×

અસુર હીરા બહુ જડે પણ ન હીન્દુ તુલ્ય કોય.
હીન્દુ પણ ન કોના પાપી સુતનુસૃષ્ટિ રોય. (પૃષ્ઠ ૪૦-૪૧)

ગોવર્ધનરામે નાયક અને નાયકપત્નીને પરદેશી બનાવ્યાં છે એ હેતુપુરસ્સર છે, કારણ કે પરદેશીઓની નજરે આપણી કુરૂઢિઓ કેવી ભયંકર લાગે છે એ દેખાડી તેમના દ્વારા એ રૂઢિઓ અને તેના પાલકો તથા પ્રવર્તકોની સખ્ત ઝાટકણી કરાવી આપણી આંખ ઉઘાડવાનું આ એક સરસ સાધન (eye-opener) હતું. ગોવર્ધનરામ પોતે જ પોતાના સમાજની યથેચ્છ નિંદા ન કરી શકે એટલે આ રીતે તેમણે ગોઠ્યું.

શુદ્ધ સ્નેહની આવી વિડંબના અને અબળા જાતિની આવી દુર્દશાનું દર્શન કરાવી ગોવર્ધનરામ આમાંથી ફલિત થતી સ્ત્રીજાતિના ઉદ્ધારની ભાવના પ્રતિપાદિત કરે છે. જનહિત સાધવાની શરૂઆત સુતનુસૃષ્ટિને ઉદ્ધારવાથી કરવી જોઇએ એવો ઉચ્ચઆશય આમ 'સ્નેહમુદ્રા'માં નાયકનાયિકાના 'મિલન' વડે યોગ્ય પ્રમાણમાં ઉપસાવવામાં આવ્યો છે. નાયકપત્ની તો એ નઠોર હિંદુ અમુરો પર વેર વાળી સ્ત્રીઓની અવદશા પરિહારવાનું નાયકને સોંપી યમસદન સિધાવે છે. પણ આ ભાવનાની સાદી રજુઆત સિવાય કર્તાએ ખાસ વ્યવહાર માર્ગો તેને માટેના બતાવ્યા નથી. 'સ્નેહમુદ્રા'નો નાયક તો પછી કંઇ કરી શકતો દેખાતો નથી—માત્ર, પોતાની પત્નીની વાસનાના સંતર્પણ અર્થે પોતે મરતાં અમારૂ હિન્દ પર શાપ ફેંકતો જાય છે કે

..................................
અન્તે હીન્દીઓ બનશે દાસ, હાં.
પીડા પામશે વિવિધ પ્રકાર હાં.
પરદેશી થશે (પૃષ્ઠ ૧૬૫)

પણ સાથેસાથ આપણા અગાઉના ઋષિવરોની માફક તત્ક્ષણ અનુકંપાયમાન થઇ શાપનો અનુગ્રહ પણ સૂચવે છે કે પશ્ચિમમાં વિદ્યારૂપી કલ્કિ અવતાર થશે તે જગદુદ્ધાર કરતો કરતો હિંદમાં આવશે ત્યારે "અબળાના સુખભાનુનો નભમાં થશે પ્રકાશ" અને ત્યારે "રતિ અવતરશે હિંદુ દેશમાં મલકાતી પળપળમાં." એટલે ગોવર્ધનરામની એ શ્રદ્ધા છે કે પાશ્ચાત્ય વિદ્યાસંસ્કારના સંપર્કે આપણે શુદ્ધ સ્નેહનું મહત્ત્વ પીછતા થઇશું અને સ્ત્રીતને સન્માનતા થઇશું. સ્ત્રીઓના ઉદ્ધાર વિના દેશકલ્યાણ શક્ય નહિં, એ ભાવના કર્તાએ 'સરસ્વતીચન્દ્ર'માં પણ રજુ કરી છે. સરસ્વતીચંદ્ર આપણા સુશિક્ષિતોનાં ગૃહરાજ્યમાં ગુણસુંદરીઓ, કુમુદસુંદરીઓ, સૌભાગ્યદેવીઓ ને ચંદ્રાવલીઓ ફરતી જોવાની ભવ્ય ઉમેદ રાખે છે, તેમ જ "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી મુક્ત—સ્વતંત્ર થાય......" એવા ધન્ય દિવસ જોવા અતિ આતુર છે. સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય તે 'સ્નેહમુદ્રા'ના કર્તાનું જ મનોરાજ્ય છે એ તો આપણે ડગલે પગલે જોતા આવીએ છીએ. વળી આપણી સંયુક્ત ગૃહવ્યવસ્થામાં પણ વધુ દળાય પીલાય છે તો બિચારી સ્ત્રી જ, એટલે આખો ય એ સંયુક્ત વિભક્ત ગૃહવ્યવસ્થાનો કૂટ પ્રશ્ન ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં છણ્યો છે. તે પણ સ્ત્રીઓ પ્રત્યેની પોતાની સમભાવનિષ્ઠ અનુકંપાથી જ એમ હવે આપણને સમજાય છે. સદ્‌ગત રણજિતરામે સાવ સાચું કહ્યું છે કે "સ્નેહચ્છેદથી માનસસ્નેહનો ઉચ્ચગ્રાહ અને મહિલાઓ પ્રતિ ઘૃણામિશ્ર સાનુકંપા અને બહુમાનવૃત્તિ પ્રગટ્યાં છે."

# રા. ધનસુખલાલ મહેતા

## : એક ચિત્ર-પરિચય :

અમે જૂહુ પર ફરતા હતા: અદ્‌ભુત સમુદ્ર, ભૂમિ પરથી સૂર્યનો પ્રકાશ ધીમે ધીમે ઓટનાં પાણી સાથે, ક્ષિતિજમાં વળતો હતો: થોડી વારમાં એ સાગરનાં જલો પર ઝળહળીને ઉડી ગયો. ભૂરાં વારિ અને ઉછળતાં ફેન પર થોડી વારમાં જ સંધ્યાના રંગો તરવા લાગ્યા. પશ્ચિમમાં પથરાયેલ જ્વલિત રંગોમય તેજ-અંબારને નિરખવા માટે અમે ઊભા રહ્યા. થોડી વારમાં અમારી આસપાસ શ્યામ છાયાઓ ઉતરવા લાગી. અમે ફરવાનું શરૂ કર્યું.

એટલામાં સામેથી ત્રણચાર મિત્રો આવ્યા: એકબીજાને નમન કર્યું: અને પ્રથમ મિલનને અનુરૂપ એવી રીતિથી એક નવીન ઓળખાણ થઇ. શાંત ગંભીર મુદ્રા, માથે કાળી આંધી હમની ટોપી, ઉત્તર હિંદુસ્તાન અને કાઠિયાવાડમાં પહેરાતો વેષ અને એ સર્વમાં વિશિષ્ટ રીતે તરી નીકળતી જાડા કાચનાં ચશ્માં પાછળની આંખો—જેમાં બુદ્ધિની તીવ્રતા ઉપરાંત ધીર અને કોમલ દૃષ્ટિ પ્રતિબિંબિત થતી હતી. એ વ્યક્તિની સામાન્ય ઓળખાણ થતાં જ 'આવો બેસીશું' એ દરખાસ્ત પરત્વે નીચે જમીન ભીની જણાતી હતી એટલે અમે આનાકાની કરી પરન્તુ "અરે: આવતી કાલે તો કપડાં કાઢવાં જ છે: વધુ મેલાં થશે એમ વધુ સંતોષ મળશે" એમ કહી અમને સૌને બેસાડ્યા: એ વ્યક્તિ રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. એ ઓળખાણ અને મિલન પછી અમુક વર્ષો વીત્યાં.

રા. ધનસુખલાલ સાહિત્યકાર તરીકે તેમ જ હાસ્યરસિક લેખક તરીકે પ્રસિદ્ધ છે. વેપાર અને અર્થપ્રાપ્તિ માટે મશહૂર બનેલ ગુજરાતમાં સાહિત્યકારનો ધંધો અર્થપ્રદ કે કીર્તિપ્રદ નથીઃ તેમ જ સાહિત્યનું લેખન ક્વચિત જ વેતન માટે લાયક ગણાય છે. ગુજરાતના જીવનમાં સાહિત્યનું સ્થાન—તેમ જ સાહિત્યકારનું સ્થાન–હજુ અનિશ્ચિત જ રહ્યું છે. અને નઝદીકના ભવિષ્યમાં એનું યથાર્થ મૂલ્ય અંકાશે કે કેમ એ શંકાસ્પદ છે. જ્યાં જીવનનાં લગભગ બધાં ક્ષેત્રોમાં નિરાશા અને કિંકર્તવ્યશુષ્કતાની લાગણી હોય, અને જીવનને પોષક એવા રસોને જન્માવે અથવા એનો સ્વતંત્ર ઉપયોગ થવા દે એવા ઉત્સાહપ્રદ વાતાવરણનો અભાવ હોય ત્યાં સર્જનની વૃત્તિ સ્વયંભૂ સ્ફુરી નીકળે છે અને ટકી રહે છે એ હકીકત માત્ર અમુક વિત્તવાન જનો જુદાજુદા હેતુથી પ્રેરાઇ આપણને કશું કહેવા મથી રહ્યા છે એટલું-પુરવાર કરે છે.

## પા શતકની પ્રવૃત્તિ

એક મિત્રે વક્રભાવથી (Cynicism) અત્યારની પરિસ્થિતિ વિષે કહ્યું હતું કે "આસપાસ ત્રણ જ વસ્તુ જોવા મળે છે: Death, desolation and dirtiness." આવા વાતાવરણમાં પણ ઇ. સ. ૧૯૦૮ની સાલથી એટલે કે છેલ્લાં ૨૬–૨૭ વર્ષથી રા. ધનસુખલાલે પોતાની સાહિત્યપ્રવૃત્તિ અવિરત ચાલુ રાખી છે. એ દરમિયાન ઘણા લેખકોએ લગભગ લખવું છોડી દીધું છેઃ કેટલાક નવાઓએ આરંભ કર્યો છે અને પોતાનું સ્થાન લીધું છે. સાહિત્ય-પ્રવૃત્તિ એ કેટલાકને માટે અકસ્માત છેઃ કેટલાકને એ જીવનની જરૂરત છેઃ અને કેટલાકને અમુક હેતુ સાધવાનું સાધન છે. માત્ર થોડાને જ કોઇ અકસ્માતથી જિંદગીનો ઝોક એ તરફ વળતાં સાહિત્ય એ જીવનપ્રવૃત્તિ બની હોય છે. રા. ધનસુખલાલને એ છેલ્લી કક્ષામાં મૂકી શકાય (જો કે તે પણ 'અકસ્માત' ને પરિણામે જ!) —જો લગભગ બાલવયમાં જ એમને લાંબી માંદગીએ અશક્ત ન

કર્યો હોત તો રા. ધનસુખલાલનું જીવન તદ્દન જુદા પ્રકારનું હોત. (એ ક્યા પ્રકારનું હોત એ વિષે અમે અમારી કલ્પના નિરંકુશ દોડાવી છે.) પરન્તુ એ માંદગીને લઇને એ અભ્યાસ ન કરી શક્યા: અને વચ્ચે વચ્ચે જે અભ્યાસ કર્યો એથી એ અંગ્રેજી વાંચતા શીખ્યા: આ દરમિયાન એમનું મન પ્રફુલ્લ રાખવા તેમ જ એનો વિકાસ સાધવા એમના મામા સ્વ. રણજિતરામે એમને સાહિત્યના વાચન તરફ ધીરેધીરે વાળ્યા. એ પ્રોત્સાહનથી એમના મનની શક્તિઓ વિકસિત થવા લાગી. શાળાના અભ્યાસને બદલે આ સ્વાધ્યયનનો પ્રકાર એમની માનસિક કેળવણીને વધુ પોષક અને ફલપ્રદ નીવડ્યો. અને એ સ્વાધ્યાય એમણે અવિરત ચાલુ રાખ્યો. વચ્ચે એ વિક્ટોરિયા ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટમાં એલ. ઇ. ઇ. થઇ આવ્યા: પરન્તુ એ ડીપ્લોમાને અનુકૂલ ધંધો કરી શકે એવી એમની તબિયત નહોતી. એટલે એમણે રેલ્વેમાં 'ટેલીગ્રાફ ઇન્સ્પેક્ટર'ની નોકરી સ્વીકારી: અને એ છોડ્યા પછી અત્યારે મુંબઇમાં હાલની નોકરીમાં આવ્યા. આ કાલમાં એમને બહારની દુનીયા નિરખવાનો પ્રસંગ અને અનુભવ મળ્યાં: અને એથી એમની "દૃષ્ટિ" ઘડાવા લાગી. સાહિત્યના વાચનમાં ખાસ કરી એ અંગ્રેજી પુસ્તકો વાંચતા: અને એ મુખ્યત્વે રંજનાત્મક પ્રકારનું એટલે કે: નવલો, નવલિકાઓ, હાસ્યરસિક લખાણો, નાટકો, વિગેરે. (રા. ધનસુખલાલનો કવિતા માટેનો પ્રેમ પરિમિત છે.) એમનું વાચન જેમ વિશાલ બનતું ગયું અને સામાન્ય જીવનના પ્રસંગો તેઓ અનુભવતા ગયા અને નિહાળતા ગયા તેમ આવા વાચનને પરિણામે તીક્ષ્ણ બનેલ "દૃષ્ટિ" એમને સાહિત્યસર્જન તરફ ધીરે ધીરે દોરી ગઇ.

અહિં એક બીજી અસરનું કથન જરૂરી છે. એ·એમની આસપાસનું સાહિત્ય-વિલાસી વાતાવરણ અને સાહિત્યમાં રસ લેનારાં કુટુંબોનો એમનો નિકટનો પરિચય. ગુજરાતમાં સાહિત્યની મુખ્ય પ્રણાલિકાઓ અમુક કુટુંબોની પ્રણાલિકાઓથી પોષાયેલી છે. એ વાતાવરણ જેટલું એમના સાહિત્યને પોષક હતું એટલું જ એમના

આભિજાત્યની ફુમાશ વધારનારૂં હતું. આ લાક્ષણિક તત્ત્વ એમના સાહિત્યને શિષ્ટ બનાવે છે.

## સરલ-કોમલ સ્વભાવ

એક ગૃહસ્થ તરીકે રા. ધનસુખલાલ બહુ સરલ અને કોમલ સ્વભાવના માણસ છે. જે લોકોને એમનો નિકટ પરિચય છે તેઓ એમના સ્વભાવનું પ્રતિબિંબ એમનાં કથાણોમાં તુર્ત જોઈ શકશે. છેલ્લાં પચ્ચીસ વર્ષથી એમણે લેખનકાર્ય ચાલુ રાખ્યું છે છતાં એમાં આધેડપણાની કે વૃદ્ધત્વની છાંય નથી જણાતી. એનું મુખ્ય કારણ રા. ધનસુખલાલની 'જીવન માટેની હોંસ' છે. ગમે તેવા વાતાવરણમાં, ગમે તેવી અકળામણમાં, એમને હાસ્યનું કિરણ સ્ફુરિત બનાવે છે. છતાં સામાન્ય રીતે રા. ધનસુખલાલ ઘણા ગંભીર માણસ જણાય છેઃ અને પહેલી કે બીજી મુલાકાત કદાચ એવી છાપ પણ પાડે કે હાસ્યરસિક લેખક આટલો ગંભીર માણસ કેમ હોઈ શકે? પરન્તુ એક સામાન્ય ભ્રમ દૂર થવો જોઈએ. હાસ્યરસિક લેખક હમેશાં હસતો જ હોય અથવા હસાવતો જ હોવો જોઈએ એમ માત્ર જીવનમાં મુગ્ધ માણસો જ માને છે. કેમ કે એમને 'હાસ્ય'ની પિછાન નથી હોતી એટલું જ નહિં પરન્તુ જીવનમાં 'હાસ્ય'નો શો 'હેતુ' છે એનું જ્ઞાન નથી હોતું. ચોવીસે કલાક હસાવનારા લેખકો હોય તો પણ એ રીતે સતતપણે માણસ હસી શકતો નથીઃ અને હાસ્યરસિક લેખક પણ માણસ હોઈ એ પરાક્રમ નથી સાધી શકતો. ઉલ્ટું સાચા હાસ્ય-રસનો ઉપાસક સામાન્ય જનો કરતાં વધારે ગંભીર માણસ હોય છે. રા. ધનસુખલાલ એ રીતે ગંભીર માણસ છેઃ એમને અનેક વિષયોમાં રસ છેઃ એ કલાકોને કલાકો સુધી ગંભીર વિષયો પર વાતો કરી શકે છેઃ સાંભળી શકે છેઃ અને જેટલું નવું જાણવાનું હોય તેટલું જાણવા ઉત્સુક રહે છે. માણસની જિજ્ઞાસાની તીવ્રતા એની અંતરગત જીવન માટેની હોંસનું માત્ર આવિષ્કરણ છે. એટલે કદાચિત્ એવા પ્રસંગો બન્યા હશે કે જ્યારે રા. ધનસુખ-

લાલને વક્તા તરીકે જાહેર કર્યા હોય ત્યારે એમણે શ્રોતાઓને ખૂબ નિરાશ કર્યા હશેઃ કેમકે એ પ્લેટફોર્મ પરથી હસાવી શકે એવા હાસ્યરસિક લેખક નથી. છતાં મિત્રો સાથેની વાતોમાં એ ખૂબ આલ્હાદક વાર્તાલાપી(Conversationalist) છેઃ ગુજરાતમાં આ વાર્તાલાપની કલા (Art of Conversation) અમુક માણસોએ જ ખીલવી છેઃ અને રા. ધનસુખલાલને એ કળા સિદ્ધ થયેલ છે. એ ગંભીર વિષયો ઉપરાન્ત ઠઠ્ઠા મશ્કરી, વગેરેમાં પણ પુષ્કળ રસ લે છેઃ અને આધેડ વયમાં હોવા છતાં તદ્દન જુવાન માફક વર્તે છે. એમના મિત્રોને ઘણી વાર એમ થાય છે કે કુટુંબની વિટંબણાઓ હોવા છતાં રા. ધનસુખલાલમાં આટલી જીવન–હોંસ અને આટલી હાસ્યની ઉપાસના કેમ ટકી શકી છે? આ વિષય ગંભીર છેઃ (અને એમાં રા. ધનસુખલાલના માનસ–સમગ્રતું પૃથક્કરણ જરૂરનું હોઈ અમે એ બાજુ પર રાખીશું!) પરન્તુ એક વાત ખાસ નોંધવા જેવી છે. રા. ધનસુખલાલના પોતાના જીવનમાં 'હાસ્ય' નું સ્થાન જીવનમાંથી "છટકવા" માટે નથીઃ જીવનની અકળામણોમાંથી નાસી જવા માટે એ હાસ્યની દુનિયામાં નથી વિહરતાઃ 'હાસ્ય' એ એમના જીવન–સમગ્રની 'ઢાલ' છે—It is the protective armour. અને બીજાઓના જીવનને પણ એ મદદરૂપ બને એટલા માટે જે એમને કહેવાનું છે તે એમની પોતાની લાક્ષણિક રીતે કહી જાય છે.

રા. ધનસુખલાલ હજુ મનોવૃત્તિએ તદ્દન યુવાન છેઃ એ છેક જ અર્વાચીન છે. એમના વિચારો, મંતવ્યો, અને વૃત્તિઓ–સર્વમાં આ અર્વાચીનતાની છાપ લાગ્યા વિના નહિ રહે. પરન્તુ એ કરતાં પણ એ વસ્તુ એમના 'મિજાજ' (Temperament)માં જણાય છે. અત્યારનું સામાન્ય લક્ષણ (trait) એટલે જીવન તેમ જ દુનિયાની બધી ચીજો તરફ એક પ્રકારની Sceptical attitude: (શંકાશીલ વૃત્તિ) અથવા એક પ્રકારના (હળવા વક્રભાવની) mild cynicismની છાંય. રા. ધનસુખલાલનાં હાલનાં લખાણોમાં આ તત્ત્વ શોધવા નથી જવું પડતું.

સંયોજનોના આદ્યપ્રેરક

એમનાં શરૂઆતનાં લખાણોમાં મુખ્યત્વે જેરોમ કે. જેરોમ અને બારીપેઇનની અસર જણાય છેઃ એમણે થોડી વાતોનાં આપણા જીવનમાં ઘટાવી શકાય એવાં સંયોજનો કર્યાં છેઃ પરન્તુ એમાં પોતાનું સ્વતંત્ર સર્જન પણ પુષ્કળ છે. 'હું સરલા અને મિત્રમંડળ'માંના ઘણા પ્રસંગો સ્વતંત્ર સર્જનની પ્રતીતિ કરાવે એવા છેઃ કોઇ પણ સાહિત્યકાર અમુક અંશે તો અન્ય સાહિત્યકારની પાસેથી પ્રેરણા મેળવે તો જ એની શક્તિઓ યોગ્ય રીતે ખીલે. એમાં કશી અપહૃતિ નથીઃ અને કશી ન્હાનમ નથી. એ લખાણોમાં અસંયત irresponsible પ્રકારના હાસ્ય–રસનું પ્રમાણ વિશેષ છે. જીવનમાં બને એવા–છતાં અમુક તત્ત્વોના અતિરેકથી અયથાર્થ જણાતા–પ્રસંગોનું ચિત્રણ આપણા સાહિત્યમાં ઘણું ઓછું છે. માત્ર 'નોન્સેન્સ' જણાતું સાહિત્ય વિરલ છે. આ બન્ને પ્રકારનું સાહિત્ય રા. ધનસુખલાલનાં લખાણોમાં મળી આવે છે. (અન્યાયનો આક્ષેપ દૂર કરવા અમે ઉમેરીશું કે રા. જ્યોતીન્દ્ર, રા. મસ્તફકીર અને હાસ્ય–રસના અન્ય ઉપાસકોએ પોતાનો ફાળો આપેલો છે એ ભૂલાય તેમ નથી.) આ પ્રકારના હાસ્યમાં અમુક પરિસ્થિતિમાં "અસંગતિ"ના તત્વને મોટું ચીતરવામાં આવે છે. સામાન્ય રીતે એ પરિસ્થિતિ કદાચ હાસ્યજનક ન પણ જણાયઃ પરન્તુ સર્જકનું દષ્ટિબિંદુ એમાં છૂપાયેલ અસંગતિને બહાર લાવી એના મોટા ચિત્રણથી આપણને હસાવે છે. તદ્દન અશક્ય જણાતી પરિસ્થિતિમાંની 'અસંગતિ' માત્ર આલ્હાદજનક હાસ્ય જન્માવે છેઃ કલ્પના અથવા કેવલ "તરંગ" (fancy)નાં ઉડ્ડયનો એ દુનિયાને સરજે છે. અને એ પ્રકારની દુનિયા આપણને સાચી કઠોર અને અપ્રિય જણાતી દુનિયામાંથી ઘડીભર વિશ્રાંતિ–સ્થાન સમી બને છે. આ પ્રકારનાં લખાણો એના સર્જકને તેમ જ વાચકને–બન્નેને એ રીતે રંજક બને છેઃ રા. ધનસુખલાલે આ સમયે માત્ર આવાં લખાણો લખ્યાં છે એમ કહેવાનો આશય

નથી. એમનાં અન્ય લખાણો પણ ચાલુ હતાં છતાં પ્રસ્તુત પ્રકારનો અંશ વિશેષ હતો એટલું જ. રા. ધનસુખલાલનું જીવન–ગૃહજીવન તેમ જ અન્ય રીતે–ઘણું સુખી હતું. અને એ જીવનને અનુરૂપ જે મનોદશા અને વાતાવરણ એ અનુભવતા હતા એનો પ્રતિબિંબ એમનાં તે સમયનાં લખાણોમાં જણાય છે. હજુ રા. ધનસુખલાલ આ પ્રકારનો હાસ્યરસ ખૂબ ઉત્સાહથી અનુભવે છે. (અગડબગડ) nonsensical લખાણ કે માત્ર નિરંકુશ મતિ દોરી જાય જાય એવાં 'ગપ્પાં'માં એ આનન્દ મેળવી શકે છે.

## હાસ્યરસ શી ચીઝ છે?

"હાસ્ય"ના સ્વરૂપ વિશે અને એના મર્મ ('વિટ') ને હાસ્ય ('હ્યુમર') એવા પ્રકારો વિશે રા. ધનસુખલાલના અને આ લેખકના વિચારો લગભગ સરખા છે. અને એટલે અંશે લેખક કહી શકે છે કે રા. ધનસુખલાલ પોતાનું સ્થાન કયા પ્રકારનું છે એ વસ્તુસ્થિતિથી પરિચિત છે. એ પોતે જાણે છે કે માત્ર 'રમૂજી' લખાણો લખવાં એ હાસ્યરસના લેખકનું કર્તવ્ય નથીઃ એથી પર અમુક ગંભીર દૃષ્ટિબિંદુ હોવું જોઇએ એમ એ માને છે. એમનાં લખાણોમાં આંખને ઉડી વળગે એવી મર્મમય શૈલી નથીઃ 'અસંગતિ'ઓ કે 'અતિરેક'ની અસર વધારે લાક્ષણિક બનાવવા માટે જરૂરી એવાં અનુલક્ષણો–Allusionsનો સંચય નથીઃ તેમ જ શરીરની પાંસળીઓ દૂખાવે એવો Broad humour સ્ફુટ પણ નથી. છતાં એક લેખક તરીકે–એક હાસ્યરસના લેખક તરીકે–એમની વિશિષ્ટતાઓ મહત્ત્વની છે. જેટલે અંશે એ લાક્ષણિક છે તેટલે અંશે એ એમના શબ્દ–દેહનું વ્યક્તિત્વ રજુ કરે છે. એ જ એમને આપણા શિષ્ટ સાહિત્યકારોમાં ઊંચું સ્થાન અપાવે છે.

હાસ્ય–રસનું ઉત્પાદન લેખકની અમુક દૃષ્ટિ અને વસ્તુના લાક્ષણિક વિધાન પર આધાર રાખે છે. રા. ધનસુખલાલનાં શરૂઆતનાં લખાણોમાં કોઇ નિશ્ચિત 'દૃષ્ટિ' (attitude) નથી

જણાતી: એમાં માત્ર વસ્તુના વિધાનથી, અનેક રસોના સેળભેળથી એ હાસ્યનું વિધાન કરે છે. પરંતુ એમનાં છેલ્લાં દસ વર્ષોનાં લખાણોમાં એક વિશિષ્ટ શૈલી (Style) માલૂમ પડે છે: એની પાછળ એમની એક લાક્ષણિક 'દૃષ્ટિ છે: અને એનું વિધાન પણ આપણા સાહિત્યમાં એટલું જ લાક્ષણિક છે. 'હ્યુમર' અને 'પેથોસ' વચ્ચે ઘણો નિકટનો સંબંધ છે. કેમકે બન્નેમાં સામાન્ય વસ્તુ એ સામાન્ય જીવનમાં જણાતી 'અસંગતિ' છે. પરન્તુ એકમાં 'ક્રૂરતા' (Cruelty)નું તત્ત્વ વિશેષ હોવાથી એ સહાનુભૂતિ જન્માવે છે: એની ગેરહાજરીવાળી 'અસંગતિ' હાસ્ય જન્માવે છે. આ બે લાગણીઓના ચિત્રણમાં બન્નેની વચ્ચેની સીમાદોરી (Borderline) બહુ નાની છે, અસ્પષ્ટ છે. રા. ધનસુખલાલે શરૂ કરેલ હાસ્ય-રસિક લેખોમાં હાસ્ય અને તેના જુદા જુદા પ્રકારો–કટાક્ષ, વ્યાજસ્તુતિરસ, અતિશયોક્તિ વગેરે હતાં. આશરે ૧૯૨૦–૨૧ સુધી આ સ્વરૂપ સામાન્ય રહ્યું. પરન્તુ પછી તેમાં નવો ઓક આવ્યો: અને આ લખનાર જાણે છે તે પ્રમાણે, અજાણતાં નહિ પણ જાણીબૂઝીને.

એ સમયે હૃદયમાં ઉત્પન્ન થયેલ નવીન ભાવનાઓને મૂર્ત સ્વરૂપ આપવા એમણે આ દિશામાં યત્નો કર્યા. અંગ્રેજીમાં આ પ્રકાર જેરોમ કે. જેરોમ, બારીપેઇન તેમ જ સર જેમ્સ બેરીએ સુંદર રીતે વ્યક્ત કર્યો છે. રા. ધનસુખલાલની આવી કૃતિઓ ઘણી છે પરન્તુ દાખલા તરીકે જણાવીએ તો 'ભૂતના ભડકા'માંથી 'ભૂતના ભડકા' 'બીજજ્વર' અને 'હિંમત' છે, એમના નવા પુસ્તક 'અમે બધાં'માં બે પ્રકરણો 'હું જન્મું છું.' તેમ જ 'પાસ કે નપાસ' (આ પ્રકરણો રા. ધનસુખલાલે જ લખ્યાં છે એમ અમે પૂરવાર કર્યું છે!) આ પ્રકારમાં ગણાવી શકાય તેવાં છે. આપણા હાસ્યરસિક લેખકોમાં રા. ધનસુખલાલે જ આ પ્રકાર સૌથી વિશિષ્ટ રીતે ખીલવ્યો છે. ખરૂં છે કે માત્ર હાસ્ય રસના વાચકને આ પ્રકાર બહુ આકર્ષતો નથી–ઉલટું એને

એ મૂંઝવે છે. પરંતુ સંસ્કારી વાચક ( એટલે કે રમૂજની વૃત્તિ જેનામાં હોય ! અને સામાન્ય રીતે મૂજી જણાતા ગૂજરાતમાં તીવ્ર રમૂજ-વૃત્તિ ધરાવનારાં માણસોની સંખ્યા કેટલી છે ? ) એ તુર્ત સમજી શકે છે. રા. ધનસુખલાલનાં લખાણોમાં આ પ્રકારના હાસ્યવિધાનની વિશિષ્ટતા બીજા લેખકોએ તેમ જ વિવેચકોએ કબૂલી છે.

## અલિપ્તભાવી પ્રેક્ષક

એમનાં છૂટક લખાણોમાં પણ જણાશે કે રા. ધનસુખલાલ અમુક 'જીવન-વૃત્તિ' (attitude towards life) વ્યક્ત કરે છે. સામાન્ય જીવનવ્યવહારમાં રા. ધનસુખલાલ ઢોંગને ધિક્કારે છે. ગમે તેવાં 'તૂત' (Fads) એ તુરત પારખી જાય છે. અને જે અત્યારની દુનિયાને દુઃખી, અપ્રિય અને અસંસ્કારી બતાવે છે એવાં માણસોનાં 'દૂષણો'ને એ માત્ર ધિક્કારતા નથી પરંતુ એથી દુઃખ પામે છે. છતાં એમનાં લખાણોમાં 'પક્ષાપક્ષી'ની વૃત્તિ બહુ આછા સ્વરૂપમાં જણાય છે. એ એથી પર રહે છે અને માત્ર Disinterested Onlooker તરીકે અમુક પ્રસંગોનાં ચિત્રણથી આપણને એ દૂષણો તરફ હસાવે છે. એ પોતે કોઇ અમુક પંથના સુધારક નથી; પરંતુ અત્યારના જીવનમાં જે કલેશ, દંભ, દગાબાજી વિગેરે જણાય છે એ તરફ આપણી દૃષ્ટિ ખેંચે છે. જીવનમાં એકબીજા તરફ થોડી સહનશીલતા હોય, સંસ્કારિતા હોય અને જીવનમાં ઉત્સાહ પ્રેરે એવા સંબંધો જળવાઇ રહે એવી સામાન્ય પરિસ્થિતિ હોય તો જીવવું મધુર બને એમ એ બતાવે છે. આ મનોવૃત્તિની સાક્ષી રૂપે કોઇ 'પ્રસંગ' કે વાર્તા નહિ પરંતુ એના ચિત્રણમાં વારંવાર તરી આવતાં એમનાં કથનો (observations) અને વિચારો આપી શકાય.

અને આ પ્રકારનાં કથનો અને વિચારો 'હાસ્યના સામાજિક સમીક્ષાના' પ્રકારને એમનાં લખાણોમાં વ્યક્ત કરે છે. હમણાંની જ

એમની બે કૃતિઓ લઈએઃ 'અમે બધાં' અને 'સાસુજી.' એમાં તો આ પ્રકાર બહુ સુંદર રીતે વ્યક્ત થયો છે. 'અમે બધાં'માં સુરત શહેરની અને અમુક કાલમાં, સમાજ-સ્થિતિમાં, ત્યાં વસતી જનતાના જીવનનું એમાં ચિત્રણ છે. કેટલીયે ટેવોને, રીતભાતોને તેમજ કેટલેક અંશે એ સમયના સમાજજીવનનો એમાં ઉપહાસ છેઃ હજુ એ ટેવો અને રીતભાતોના ઓળા અત્યારના જીવનમાંથી તદ્દન અદૃશ્ય નથી થયા પરન્તુ એ હજુ હાજર છે માટે જ એનું મૂળ સ્વરૂપ જ્યારે યથાર્થ રૂપમાં આપણી સમક્ષ રજૂ થાય છે ત્યારે આપણે એ તરફ હસી પડીએ છીએ-અને પછી, કદાચ, પરિણામે શરમાઇએ પણ છીએ. એક જ સ્થળ કે શહેરની આખી સમાજસ્થિતિના ચિત્રણનો ગ્રંથ આ પહેલો જ છે—હાસ્યના સાહિત્યમાં; અને એ પણ એક 'સહ-કૃતિ' છે એ વાત ગર્વપ્રદ છે. રા. ધનસુખલાલ અને રા. જ્યોતીન્દ્ર બન્ને હાસ્ય-રસના શિષ્ટ લેખકો છે અને એમણે આખું પુસ્તક પૂરૂં કરવા સુધી સહકાર ટકાવ્યો એ બન્નેની એકબીજા તરફની બહુમાન અને ઔદાર્યની લાગણી જણાવે છે—આ લાગણી અન્ય લેખકોમાં વિરલ છે એટલા માટે ખાસ.

સામાન્ય લખાણોમાં પણ આપણા જીવન-વ્યવહારોને કંટાળા-ભરેલાં, કલેશમય તેમજ દંભી જણાતાં તત્ત્વોને રા. ધનસુખલાલ સુંદર રીતે ખુલ્લાં કરે છે. 'સાસુજી'માં 'ફેટા વિશે કંઇક' 'ટેલીફોન' 'મહેમાનો' વગેરેમાં હરહમેશ અનુભવાતા પ્રસંગોનું ચિત્રણ છે. લેખકની ખૂબી એટલી જ કે એ ટેવરૂપ બની ગયેલ અનુભવોને અમુક દૃષ્ટિબિંદુથી રજુ કરી આપણું એ તરફ લક્ષ ખેંચવું.

રા. ધનસુખલાલનાં લખાણોનો સંગ્રહ એટલો વિપુલ છે કે આ નાના ચિત્રમાં એ સર્વનું વિવેચન અસ્થાને છે. બધાં નહિ પરંતુ થોડા વિશિષ્ટ ગુણવિશેષો માત્ર અંગુલિનિર્દેશથી જણાવવાનો જ આશય રાખ્યો છે.

રા. ધનસુખલાલ માત્ર હાસ્યરસના લેખક નથી. એ

એક કુશલ નવલિકા–લેખક છે અને હાસ્યરસ ઉપરાન્ત બીજા રસોને સુંદર રીતે ખીલવી શકે છે. Pathosના અતીવ સુંદર નમૂના તરીકે એમની વાર્તા "મા" વાચક–સર્વની લાગણીને સ્પર્શે તેવી છે. એ ઉપરાન્ત એ કલા–વિવેચક છે અને વિવેચક છે.

× + + ×

ડા. ધનસુખલાલને સંગીત, ચિત્રો, અને સૌંદર્યની પિછાન છે અને જીવનમાં એ સર્વની કદર એમને ખૂબ ઊંચી છે. અને આપણા જીવનમાં આ 'મસ્ત વૃત્તિ' જેમ બને એમ વધુ ખીલવી જોઇએ એમ એ માને છે.

+ × × + +

ડા. ધનસુખલાલ હજુ આપણને એમની પ્રસાદી આપ્યા કરશે. ગુજરાત અને એનો શિષ્ટ વર્ગ એથી આનંદ પામશે. હજુ સુધી એમનાં લખાણોની જેટલી કદર થવી જોઇતી હતી એટલી કદાચ નથી થઇ; અને ડા. ધનસુખલાલ પોતે શાંત માણસ છે એટલે એમને ગાજતી પ્રસિદ્ધિ ન મળે એ સ્વાભાવિક છે. પરન્તુ એમનાં લખાણોની કદર ગુજરાતી સાહિત્યના વિવેચકને તેમ જ ઇતિહાસકારને કર્યા વિના ચાલે તેમ નથી. અને ભવિષ્યનો વિવેચક એનું મૂલ્ય ઊંચું આંકશે એ વિષે શંકાને સ્થાન નથી.

ખુશ મિજાજ

ખુશ મિજાજ એ આત્માનું સ્વચ્છ અને આકાશ છે–પ્રતિભાની ચોપી તથા પ્રગતિને ઘણું અનુકૂળ.

—શોપનહૉઅર

# હિંદુ ધર્મતત્ત્વ

આપણે હવે આપણી વ્યાખ્યાનમાળાના અંતભાગે આવ્યા છીએ. આપણે જોયું કે હિંદુઓ એક પરમાત્માને માને છે, જો કે તેઓ એને નામ જુદાં જુદાં આપે છે. તેમની સમાજરચનામાં, જ્ઞાતિઓ ઘણી છતાં સમાજ તો એક જ છે. તેમની વસ્તી ઘણી જાતિઓ તથા ઉપજાતિઓની બનેલી છે તો પણ એ બધી યે એક જ સર્વસામાન્ય ભાવનાથી સંકલિત છે. લગ્નપ્રકાર ઘણા છે પણ ઉચ્ચગ્રાહ્ય તરીકે સ્વીકારાયલો પ્રકાર તો એક જ છે.[1] બહુવિધ શાખાઓની હેઠળ, હેતુની એકતા છે. હિંદુધર્મની મધ્યવર્તી ભાવનાઓનો ટૂંકામાં સારોદ્ધાર રજૂ કરીને તથા ધર્મ અને સમાજના મહાપ્રશ્નોના વ્યવહારમાં એ ભાવનાઓ કેમ ઉપયોગમાં લેવાય છે એ દર્શાવીને આ વ્યાખ્યાનોની પૂર્ણાહુતિ કરવી એ કદાચ ઉપયુક્ત ગણાશે.

## ઇશ્વર અને આત્મા

સતતપણે વહેતા પ્રવાહ જેવા આ જગતમાં જ બધું આવી જતું નથી. તે પ્રકૃતિનિયમોને વશ છે અને પૂર્ણતા પ્રત્યે વળે છે, એ પરથી દીસી આવે છે કે એકાદ પદાર્થ કે પદાર્થસમૂહમાં ખતમ થઇ જતી નથી એવી આધ્યાત્મિક વસ્તુ, એવી સત્–તા, જગતનો આધાર છે. ઇશ્વર જગતની અંદર છે, જો કે જગતને રૂપે નથી.

૧. આગળ ચાલતાં સ્પષ્ટ થશે તેમ, આ પ્રકાર એટલે એકપતિવ્રત અને એકપત્નીવ્રતની ભાવના. —વિ.

તેની સર્જનાત્મક પ્રવૃત્તિ, જગતના વિકાસની ક્રિયાની અર્થવાદી તબક્કોમાં જ સમાઈ જતી નથી. જીવન અને ચેતનાને સર્જવા માટે તે પ્રકૃતિલીલા આદરે છે એટલું જ નથી, પણ, તે પ્રકૃતિમાં અવિરતપણે કાર્ય કરતો હોય છે. પ્રકૃતિમય કંઈક, અને પ્રકૃતિથી પર એવું કંઈક, એમ કોઈ દ્વંદ્વ ખરી રીતે છે નહિ. જે આધ્યાત્મિક છે, તે પ્રાકૃતિક ને અત્યાવશ્યક છે; આ પ્રાકૃતિકનાં મૂળ આધ્યાત્મિકમાં છે. હિંદુત્વની ભાવના એટલે : જીવન પ્રત્યે એવી મનોવૃત્તિ કે જે દૃશ્ય અને કાલવશ જગતના અપાર વૈવિધ્યને અદૃશ્ય અને અનંત પરમાત્માને આધારે નભતું અને ટકી રહેતું સમજે છે.

અનિષ્ટ, પ્રમાદ અને કુરૂપતા એ આખરી વસ્તુઓ નથી. અનિષ્ટનો સંબંધ તો, ઇષ્ટ વસ્તુએ જે છેટું ઓળંગવાનું બાકી છે, તેની સાથે છે. કુરૂપતા એટલે સૌંદર્યનો અધરસ્તો. પ્રમાદ એટલે સત્યના પંથની એક તબક્ક, એક મજલ. મનુષ્યે એ બધાં ય અનિષ્ટ વગેરે વટાવીને, એને પાર કરીને, આગળ વધવાનું છે. કોઈ પણ દૃષ્ટિ એટલી બધી પ્રમાદયુક્ત નથી, કોઈ પણ મનુષ્ય એટલો બધો અનિષ્ટમય નથી કે એ છેક જ ધુત્કારી કાઢવાના ખપનો હોય. જો એક પણ મનુષ્યાત્મા એની પૂર્વનિર્મિત દૈવી જીવનસિદ્ધિ પામવામાં ઊણો રહે, તો તેટલે અંશે વિશ્વરચના નિષ્ફળ નીવડી છે. જગતમાંનો દરેક જીવાત્મા એટલો વિલક્ષણ છે, બીજા સર્વ જીવાત્માઓથી એટલો તો નિરાળો છે, કે દુષ્ટતમ એકાદ જીવાત્માનો પણ નાશ કરવાથી, ઈશ્વરની યોજનામાં તેટલા પૂરતો ઇનકાર થાય છે. નરક નથી. નરક હોય તેનો અર્થ એ થાય કે પ્રભુવિહોણું કોઈક સ્થળ છે—એવાં પાપોની હસ્તી છે,—જે પ્રભુના પ્રેમથી વધારે બળવાન છે. પ્રભુનો નિરતિશય પ્રેમ એ જો કપોલકલ્પના ન હોય તો જીવમાત્રની મુક્તિ ચોક્કસ જ થવાની છે. એ મુક્તિ સાધી શકાય ત્યાં લગી પ્રમાદ રહેવાનો; ભલો, અંશરૂપો રહેવાનો. હરહમેશ વિકસે જતા, હજી અપૂર્ણપણે

વિકસેલા, વિશ્વમાં અનિષ્ટ અને પ્રમાદ અપરિહાર્ય છે, જો કે એ ક્રમશઃ ઘટતાં જાય છે.

ધર્મવિષયમાં, હિંદુઓ અધ્યાત્મજીવનને પોતાના આધાર લેખે સ્વીકારે છે. વધુમાં, તે એમ પ્રતિપાદન કરે છે કે ધર્માનુભવનાં શાસ્ત્રગત વિધાનો તો નિરનિરાળાં હોવાનાં, રહેવાનાં જ. ધર્મ-શાસ્ત્રોના ઇતિહાસમાં તો, એક પછી બીજો અલંકાર આવ્યા જ કરે, જ્યાં સુધી મનુષ્યના અને જગતના જીવનમાં મધ્યવર્તી સત્ય તરીકે ઇશ્વર અનુભવાય ત્યાં સુધી. હિંદુધર્મ દ્વૈધીભાવવાળી મનોવૃત્તિમાંથી ઉદ્ભવતી માન્યતાનો ઇનકાર કરે છે—મારા બાગમાંના રોપા ઇશ્વરના છે પણ મારા પડોશીના રોપાને તો શયતાને વાવ્યાં હોવાથી, એ કોઇ પણ ભોગે નીંદણજોગ છેઃ એવી મનોવૃત્તિવાળી માન્યતાનો. જે સર્વોત્કૃષ્ટ છે તે સારાનો શત્રુ નથી. એ સિદ્ધાંતને આધારે, હિંદુ ધર્મ ધાર્મિક માન્યતાનાં બધાં રૂપોને સ્વીકારે છે અને તેમને ઊંચી ભૂમિકાએ ચઢાવે છે. માર્ગભૂલ્યા માનવને સુધારવાને તે ચિતા કે ધોકો વાપરતો નથી અને પશુબળ કે પજવણી પણ નહિ; તે તો શાંતિમય પ્રકાશને જ પ્રસારે છે.

## સર્વગ્રાહી ધર્મ

વ્યવહાર ધર્મની બાબતમાં, હિંદુ ધર્મ સ્વીકારે છે કે કેટલાક જીવો એવા છે કે જેઓ ઇશ્વરને મોઢામોઢ જોવા ચહે છે; અને બીજા કેટલાક એવા છે, જેઓ સકળ વિશ્વનું સત્ય જાણવાનો પ્રયત્ન કરવામાં જ આનંદ લે છે. કેટલાકને કર્મ કર્યે શાંતિ વળે છે, તો બીજાને અકર્મથી. પ્રત્યેક જન એક જ દેવીની આરાધના જુદેજુદી ભેટ ધરીને કરતો હોવાથી, આ સર્વગ્રાહી ધર્મ, સર્વ-સામાન્ય ધ્યેયના પંથે દરેકને દોરી જાય છે. આપણી વિશિષ્ટતાને આપણે એકલીએક અને સર્વોત્તમ અગત્યની ગણવી જોઇએ નહિ. પૂર્ણતા કે સિદ્ધિ બ્રહ્મચારી કે ગૃહસ્થી કે સંન્યાસી તરીકે પામી શકાય. કટ્ટર અને એકધારૂં દૃષ્ટિબિંદુ રાખવું એ ખોટું છે. એક

પવિત્ર પુરુષમાં સંતપણું છે તેથી કૈં પતિપરાયણાની નિષ્ઠા કે બાળકની ઋજુ નિર્દોષતા નકામાં ઠરાવવાનાં નથી. દરેકેદરેક પ્રકારની સંપૂર્ણતા દિવ્યત્વભરી છે :

યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।
તત્તદેવાગચ્છત્વં મમ તેજોંઽશસંભવમ્ ॥ [१]

કર્મસિદ્ધાંત આપણને કહે છે કે વ્યક્તિનું જીવન એક સત્ર નથી પણ શ્રેણી છે—શ્રેણીબદ્ધ રચના છે. આપણે એ આપણી સમગ્ર યાત્રાને અંતે પહોંચીએ ત્યાં સુધી નવનવી તકો આપણને સાંપડ્યા કરશે. એ રીતે આપણે આપણા વ્યક્તિગત ઇતિહાસમાં જે જે રૂપો ધરશું, તે કેવાં હશે તેનો આધાર આપણાં ભૂતકાળનાં કર્મ પર રહેશે. સ્વર્ગ અને નરક એ એકમેવ અખંડ સંચલનની ઊંચી અને નીચી તબક્કો છે. એ બેમાંથી એક એનો અનુભવ લેનાર વ્યક્તિની બહાર હોતું નથી. હૃદયની શુદ્ધિ એના મળ ધોવાથી થાય. પાપનો મોંબદલો એટલે દુઃખ. પાપને આપણે મનુષ્યાત્મામાં આદિકાળથી ચાલતું આવેલું મણનું જોઇએ નહિ અને પુણ્યને અવેજીથી પામી શકાતું ગણવું જોઇએ નહિ. જે જીવનદશામાં આપણે સ્થિતિ–સંયોગાનુસાર આવ્યા હોઇએ, તેમાં આપણે આપણું કર્તવ્ય બજાવવું જોઇએ. આપણામાંના ઘણા-ખરાને પોતાનો વ્યવસાય પસંદ કરવાની બાબતમાં સ્વાતંત્ર્ય હોતું નથી. જો કે આપણા આનુવંશિક ગુણાગુણ, આપણો સ્થૂળ સ્વભાવ, આપણી માનસિક બક્ષીસો આપણી પાસે હોય, તેનો સૌથી સરસ ઉપયોગ કરવામાં સ્વાતંત્ર્ય રહેલું છે. શક્તિનો દરેક પ્રકાર, વ્યવસાયનું દરેક રૂપ, જો તેનો સુયોગ્ય ઉપયોગ આપણે કરી જાણીએ, તો તે આપણને આપણા કેન્દ્ર ભણી દોરીને લઇ જશે.

૧. ગીતા : ૧૦, ૪૧ : ન્હા. દ. કવિનો સમશ્લોક—
જે જે ઐશ્વર્યવાળું હો, શોભીતું વા પરાક્રમી,
તે તે સૌ જાણજે મારા થએલું તેજ—અંશથી.

### લગ્નભાવના

પતિ અને પત્ની વચ્ચે, તેમના સ્થૂલ જીવનના બાહ્યાચારોને અંગે તેમ જ આધ્યાત્મિક અને માનસિક જીવનને અંગે, એકમેકને સમજીને વર્તવાની વૃત્તિ અને એકરાગ રહે એ માટેના સૌથી સારા ઉપાય તરીકે એકપત્નીવ્રતનો ઉચ્ચઆગ્રહ રખાયો છે, તેની સાથે જ જુદીજુદી ભાવનાઓ અને હિતસંબંધોવાળાં, ટેવો અને વાસનાઓવાળાં માણસોની સ્થિતિ લક્ષમાં રાખીને, લગ્નના ઇતર પ્રકારોની છૂટ પણ અપાઇ છે. લગ્નજીવન સુખી તો ધીરેધીરે અને ઘણા ધૈર્યપૂર્વકના પ્રયાસથી જ થઇ શકે. જો સ્વભાવભેદ એ તલ્લાક લેવા માટે પૂરતું કારણ હોય, તો આપણામાંના ઘણાએ તલ્લાક લેવી પડશે. હિન્દુ સંસ્કૃતિએ પુરુષોના ધર્મોથી સ્ત્રીઓના ધર્મો જુદા પાડ્યા છે, તો તેની સાથેસાથે એમ પણ છે કે એ સંસ્કૃતિમાં સ્ત્રીઓના નીચાપણાનું સૂચન છે નહિ.

### સમાજ – એક સાવયવ તંત્ર

જ્ઞાતિસંસ્થા ઘણાં અનિષ્ટ પરિણામ આણનારી થઇ છે તો પણ એના મૂળમાં કેટલાક સંગીન સિદ્ધાંતો રહેલા છે. જે માણસોને સંસ્કૃતિની પ્રાથમિક દશાનાં કહેવામાં આપણે આત્મસંતોષ અનુભવીએ છીએ, તેમની પ્રત્યેનું આપણું વલણ સમભાવભર્યું હોવું જોઇએ. સંસ્કૃતિવંતોએ જે મહાભારત કાર્ય ઉપાડવાનું છે તે તો, પછાત જાતિઓની પ્રાણવંત ઊર્મિઓને આદર આપવાનું અને પોષવાનું, નહિ કે એમનો નાશ કરવાનું. સમાજ એ ચઢઊતર કક્ષાનાં માણસોનું બનેલું એક સાવયવ રચનાતંત્ર છે અને માનવ પ્રવૃત્તિઓમાં પ્રકાર અને અર્થવત્તાના ભેદ હોય છે. પરંતુ એ દરેક જ્યાં સુધી સર્વસામાન્ય હેતુ સાધે ત્યાં સુધી દરેકની કિંમત છે. દરેક માનવપ્રકારને તેની પોતાની પ્રકૃતિ હોય છે, જેને તેણે અનુસરવું જોઇએ. કોઇ પણ વ્યક્તિ એકીસાથે સંપૂર્ણ સંત, સંપૂર્ણ કલાધર અને સંપૂર્ણ ફિલસૂફ થઇ શકે નહિ. દરેક પ્રકારને તેની પોતાની એવી

મર્યાદાઓ હોય છે, જેને લીધે તેની બીજી શક્યતાઓ રુંધાઈ જાય છે. કામગારે પોતાની શક્તિઓનો સાક્ષાત્કાર કામ દ્વારા કરવો જોઈએ; તેણે પોતાનું કામ સેવાભાવનાથી લોકસંગ્રહાર્થે કરવું જોઈએ. કામ એટલે કાર્યકૌશલ અને સેવા. સમાજનાં જુદેજુદાં જૂથોને સર્વની એકતાનું ઉગ્ર અને જીવંત ભાન એકત્રિત કરીને રાખતું નથી, એ હકીકતને આભારી છે આપણા વર્ગવિગ્રહો.

## આજનો હિંદુ ધર્મ

હિંદુ ધર્મના મધ્યવર્તી સિદ્ધાંતોમાંના કેટલાક ઉપર પ્રમાણે છે. એ ધર્મ આજે જો જીવતો હોય, તો એ સિદ્ધાંતોને લીધે; પણ એ કેટલે થોડે અંશે જીવતો છે! જ્યાં એક વખતે ખળખળ વહેતા ઝરણા સમાન જીવન હતું, ત્યાં હવે બેપરવાઈનો દોર ચાલે છે. આજે આપણે રીતસર આગળ વધતા નથી, પણ ગમે તેમ આડાઅવળા તણાઈએ છીએ; ભવિષ્યમાં કોણ જાણે કંઈક એની મેળે બની આવવાનું હોય તેમ બેઠા બેઠા એની રાહ જોઈએ છીએ. આપણામાં પ્રાણવત્તાની ખામી છે, આધ્યાત્મિક શિથિલતા છે. આપણા પરની રાજકીય આસમાનીસુલતાનીને કારણે, આપણે સંવર્ધનના મહા-નિયમને ઉવેખ્યો છે. હિંદુ સંસ્કૃતિના યશોજ્જ્વલ કાળે, હિંદુઓનો ધર્મ પ્રાણથી ધબકતો હતો: તેઓ સાગર ઓળંગતા, વસાહતો સ્થાપતા, જગતને શીખવતા તેમ એની પાસેથી શીખતા પણ. ચાલુ સહસ્ત્રાબ્દીના અધવચના સમય સુધી, શાસ્ત્રો અને કલાઓના તથા વાણિજ્ય અને ધંધારોજગારના વિષયોમાં, હિંદુઓ જગત-ની સૌથી વધુ પ્રગતિશીલ પ્રજાઓની પાછળ રહી ગયા નહોતા. આજે તો જાણે આપણને આપણો પોતાનો ભય લાગે છે અને તેથી આપણે સ્વરક્ષણને માટે આપણા ધર્મના કોટલાને વળગી રહ્યા છીએ. એવી રીતે, જે ખોળિયાનો ઉપયોગ આપણે ધર્મના જીવનને રક્ષવા સારુ કરવા જઈએ છીએ, તે જ એ જીવનને રૂંધે છે. જે છાલ ઝાડના અંતરભાગનું જતન કરે, તે અંતરભાગના જેટલી જ જીવંત હોવી જોઈએ. તેણે

ઝાડને વધતું અટકાવવું ઘટે નહિ પણ અંદરના દબાણને આધીન થઈને વિકસવું જોઈએ. જે સંસ્થા માનવવિકાસની એક કક્ષાને માટે યોગ્ય અને પથ્ય હોય, તે, વિકાસ જ્યારે બીજી કક્ષાએ પહોંચે ત્યારે અયોગ્ય અને ભયાવહ સુદ્ધાં બને છે. 'આમ જ થતું આવ્યું છે" એવો પોકાર સંરક્ષણવાદીઓ જ્યારે ઉઠાવે છે ત્યારે, ફિલસુફી અને વ્યવહારના, રસજ્ઞતા અને નીતિમત્તાના, રાજનીતિ અને સમાજઘડતરના વિષયોમાં પ્રવર્તતા સાપેક્ષતાના જે સિદ્ધાંતની બરાબર ઓળખ અને પકડ પ્રાચીન હિંદુઓને હતી, એની તેઓ— આજના સંરક્ષક હિંદુઓ—ઉપેક્ષા કરે છે. કાળ ભારતવર્ષમાં અગણિત શતકો લગી થંભી રહ્યો છે, અને આદિકાળનો સમુદ્ર સુકાઈ ગયો ત્યારથી માંડી આજ લગીમાં કશું યે બદલાયું નથી, એવો જે ખ્યાલ પ્રવર્તે છે તે સાવ ખોટો છે. આપણી સંસ્કૃતિનું જેમ ભૂતકાળ સાથે સાતત્ય જળવાયું છે, તેમ પ્રગતિ પણ થઈ છે. ઉપનિષદો એક એવા પૂરેપૂરા આધ્યાત્મિક સંચલનની ઉત્પત્તિઓ છે, કે જે સંચલને વેદોના વધારે અપરિપક્વ અને કર્મકાંડી ધર્મનું સ્થાન વિનાવિવાદ લીધું. ઉપનિષદ્પ્રેરિત સંચલન જ્યારે જડતાભર્યા વાદવિવાદોમાં ગૂંચવાયું અને ગુમ થયું, શાસ્ત્રાર્થો અને તાર્કિક હુંસાતુંસીના જ્વરે જ્યારે ધર્મની નિર્બન્ધ ભાવનાને તંદ્રાવશ કરી દીધી, ત્યારે બૌદ્ધ ધર્મે પ્રજાને હાકલ કરી કે સત્યની સાદાઈને અને નીતિનિયમની ભવ્યતાને ચીવટથી અનુસરો. લગભગ એ જ અરસામાં—જે સમયે શાસ્ત્રગત સંસ્કારો તથા નિરુપયોગી પાંડિત્યે ધર્મમાં અમાનુષ વેદિયાપણું આણી દીધું હતું અને એ ચીંથરાફાડની વિદ્વત્તા દર્શાવવામાં જેઓ વિદ્વાન હતા. તેઓ હાસ્યજનક ગુમાને ભરેલા માણસો દેખાવા લાગ્યા હતા, તે સમયે— ભગવદ્ગીતાએ જેમનાં હૃદય શુદ્ધ હતાં તેમને સૌને સારુ સ્વર્ગનાં દ્વાર ખોલ્યાં. જ્યારે કમજોર જીવંત ધર્મશ્રદ્ધાને ચોકઠાબંધ સંપ્રદાયોમાં પૂરી મૂકવામાં આવ્યા હતા, ત્યારે, અધ્યાત્મના સાચા પયગંબરોએ—શૈવ તથા વૈષ્ણવ સંતજનોએ અને શંકર અને

હતો, તે વાત છાની રહી નથી. અને મીશરના સત્તાવાળાઓને કબુલ કરવું પડયું છે કે તેઓએ એક મોટી અને હીનપસ્તી લગાડનારી હાર ખાધી છે આબીશીનીઆ ઉપર મીશરની ગએલી ફોજનાં નજદીક પચાસ આદમીઓ મારયાં ગયા છે, કેદ પકડાયાં છે, અથવા જેઓનો હિસાબ મળતો નથી એવાંનાં હથીયાર આબી-શીનીઆના બાદશાહ જોઆનના હાથમાં ગયાથી તેણે પોતાની ફોજને સારી હથિયારબંધ કરી છે, અને શામને મીશરના ઉપર હોમલો લેઇ ગયો છે. મશોવા ખાતે મીશરની ફોજના બાકીના આદમીઓએ આશરો લીધો છે. અને તેઓના પર આબીશીનીઆની ફોજ વધી ગઇ છે. આ ઘેરામાં આવેલું લશકર આબીશીનીઆની ફોજના હાથ ઉપર શીક્ષા ન પામે તે માટે તેની મદદે બાશીબુઝકોને મોકલી આપ્યા છે, એવો ઘણા લડાએક છે. પણ જે વારે તેઓ શીનામાં આવે છે, ત્યારે તેઓને દબાવા ઘણા મુશ્કેલ પડે છે. એઓ વિષે એવી અગમચેતી આપવામાં આવી છે કે, એઓને જો બરાબર પગાર નહી મળયો તો તેઓ મીશરના શામને બળવો ઉઠાવવાને વીલમ નથી લગાડવાના (તા. ૧૯–૭–૧૮૭૬)

## ૨. ભરૂચની રેલના સમાચાર

આ સાલ કેટલાંએક વરસ થયાં નહી આવેલી એવી મોટી રેલ આવી છે. ઘરડા માણસો કહે છે કે જ્યારેલ આવ્યા પછી એક વાર ફક્ત એવી રેલ આવી હતી, ત્યાર પછી આવી રેલ ફરી કોઇ વખતે આવી ન્હોતી. તા. ૫મી મંગળવારની સવારના કલાક ૯ વાગતાથી ચઢવામાંડી અને એટલાતો જોસમાં ચડતી હતી કે લોકોએ અગાઉથી જાણ્યું હતું કે મોટી રેલ ચઢશે. સાંજના ૫ વાગતાસુધીમાંતો ઘણાં પાણી ભરાઇ ગયાં હતાં. નદીમાં હમેશ રહે છે તેનાથી આશરે ૨૫ ફુટ પાણી ઊંચું ચઢયું હતું. નદીનું જોર બુધવારે પાછલી રાતથી નરમ પડયું હતું અને શુકરવારની સવારે છેક પાણી ઉતરી ગયાં હતા.

૧૯૯૨

મંગળવારની સાંજે ચાર માણસોનાં મુડદાં તણાઇ ગયાં તથા બળદ, ગાય ભેંસ વગેરે કેટલાંએક ઢોરો મંગળવાર તથા બીજે દિવસે પણ તણાયા. વળી એની અંદર ચીતા વાઘ પણ ખેંચાઇ ગયો છે. એ રેલમાં ઘણાં મોટાં ઝાડો ખેંચાઇ જતાં હતાં, તે કહાડવાને છીપા વગેરે સોકો સીમલા લાકડાં લઇને પડતા હતા. ડકો પણ રેલનાજોસથી ઘસડાઇ ગયો હતો.

મંગળવારની સાંજના મુંબઇથી આવતી મેલ ટરેન સહી-સલામત પુલ ઉપરથી પસાર થઇ હતી તથા અમદાવાદની મીક્ષ ટરેન તે પણ ઝડપથી પુલ ઉપરથી હંકારી ગયા હતા અને તે જ રાતે કલાક બાર વાગતાં પુલના દક્ષીણ છેડા તરફથી ૨૮ ગાળા મુકીને વચલા ૮ ગાળા પડી ગયા. ત્યાર પછી બીજે દહાડે એટલે બુધવારના સવારના કલાક ૯ વાગતાં દક્ષણ તરફ રહેલા બધા ૨૮ ગાળા પડી ગયા છે; અને પુલની લંબાઇ ગણીએ તો ત્રીજા ભાગ ઉપરનો પુલ જતો રહ્યો છે.

પુલ પડતાં પહેલાં રેલવેવાળાઓએ તપાસ ચલાવી હતી. અંકલેસ્વરથી લારી લઇને ચાર માણસો બુધવારે પુલ પડવાની આગમજ પુલ ઉપર આવ્યા હતા. એ વખતે ૨૫ ખલાશીઓ પણ પુલ ઉપર કામ કરતા હતા તેઓ પણ નદીમાં ગયા છે. એ બધામાંથી ફક્ત ત્રણ જણ જીવતા નીકળેલા છે. લારી ઉપર જે ચાર માણસો હતા તેમાં જાહાંગીરશા તથા પેસ્તનજીએ બે પારશીયો હતા. એક રીરંગી અને એક ખલાશી હતો. એ ચારમાં જાહાંગીરશા તથા રીરંગી અને ખલાસી જીવતા નિકળેલા છે અને પેસ્તનજી ભરેસ્પતવારે ફુરજાઆગળ મુએલા નીકળયા હતા ને તેની લાશને સુરત લાવ્યા છે એવીઅફવાચાલેછે.

એવું કેહે છે કે પેસ્તનજી રીરંગીને વળગ્યા હતા પણ રીરં-ગીએ એવું જાણ્યું કે બંન્ને ડુબી જઇશું; તેથીતેણે પેસ્તનજીને બચકું ભર્યું એટલે પેસ્તનજીએ તેને છોડી દીધો. ત્યારપછી પેસ્ત-નજીડુબી ગયા હશે.

બારામાં ત્રણ પારશીઓ પીઠું માંડતા હતા તેઓ બેંચાઇ ગયાહતાપણ સહીસલામત નિકળયા છે.

ભરૂચને સામેપાર આવેલા ઓરબાહા તથા સકરપાર બાહા તથા દીવા વગેરેગામોના લોકો કેટલાએક ગામ છોડીને નાશી ગયા હતા. ભરૂચના કલેટર તથા સુપ્રીનટનડ્ંટ સાહેબોએ સામેપારના લોકોને મદદ કરવાને ફુરજેથી બુધવારની બપોરના હોડીઓ મોકલાવી હતી. સામેપાર દીવાના પાદર સુધી પાણી પોહોંચ્યું હતું.

રેલ જોવાને બે દીવશ સુધી નદીના કોટ ઉપર લોકોની ઠઠ મળતી હતી; તેમાં ફુરજા આગળ તો જાણે એક મેળો ભરાયો હતો કેટલાએકે ખાવાની દુકાન માંડી હતી. ફુરજેથી ફલોપોરના બજારમાં પાણી દાખળ થયું હતું તે મારકીટના દરવાજાઆગળ આવ્યું હતું તથા બીજી તરફ કુમારીયા દોલ સુધી પોહોંચ્યું હતું અને શાધું ને શીધું છીપવાડમાં જઇ ફાટા તળાવ સાથે મળી ગયું હતું. અને ત્યાંથી છેક આલીસુધીપોહોંચ્યુંહતું. મારકીટને પાછલે બારણે એક માથોડું પાણી હતું અને ગાંધીઓની દુકાનમાં પાણી પેશી ગયું હતું. ગાંધી લોકોને પોતાની દુકાનો બંધ રાખવી પડી હતી. એક ઠેકાણેથી બીજે ઠેકાણે આવજા કરવા માટે હોડીયો ફરતી હતી અને એક પદનો લઇ બીજે છેડે ઉતારી મુકતા. ઝાડેસ્વરી દરવાજે ·હાંડીયાબજારમાં પાણી આવ્યું હતું ત્યાં પણ હોડીયો ફરતી હતી એ પાણી ધોળી કુઇમાં દારૂના પીઠા સુધી ગયું હતું.

મંગળ તથા બુધના દિવસે અંકલેશ્વર અને ભરૂચ વચેનો ટરાફીક બંધ રહ્યો હતો. તેથી મુંબઇ તરફના માણસો અંમદાવાદ તેમ અમદાવાદના માણસો મુંબઇ જઇ શક્યાં નહિ પણ બરેસ્પતવારને દીવશે સવારે સુરતથી નિકળેલી મીક્ષ ટરેન ભરૂચને સામે કાંઠે અટકી રહીહતી અને અને અમદાવાદથી આવેલી મેલ ટરેનના ઉતારૂઓને હોડી ઉતારી તેમાં બેસાડ્યાં હતાં. અતરેથી ટરૈન સાંજના સાડા ત્રણ કલાકે ઉપડી હતી. અમદાવાદની મીક્ષ

ટરેનના ઉતારૂઓને સામે પાર ઉતારયા હતા અને ત્યાંથી ટરેન ૬ કલાકે સુરત જવા ઉપડી હતી; તેમ અમદાવાદ જતી બન્ને ટરેનોના ઉતારૂઓને પણ એવી જ રીતે આપાર આણ્યા હતા અને ટરેનો અમદાવાદ ગઇ હતી. (તા. ૧૩–૯–૭૬)

૩

સ્વદેશવત્સળ નામનું ચોપાનિયું ચાલતા સંવત ૧૯૩૩ના કારતક માસથી મુંબઇ ખાતેથી નીકળવા માંડ્યું છે. અને તે સ્વદેશવત્સળ સોસાઇટીની તરફથી બહાર પડે છે. એ ચોપાનિયાનો પેહેલો અંક હમારી પાસે આવ્યો છે. આ પેહેલા આંકમાં નવ બાબતો સમાવેલી છે જે વાંચી જોતાં તેની ભાષા શુધ ગુજરાતી તથા લખાણમાં કાંઇ મીઠાશ માલમ પડે છે. વિષયોની ચુંટણી સારી કીધી છે. (૧૫–૧૧–૭૬)

*

## ૪. યેંગલો ગુજરાતી લેક્સીકન અથવા ઇંગરેજી ગુજરાતી કોશ

વળી એક બીજો ઇંગરેજી ગુજરાતી કોસ લખાઇને છાપવા આપવા લાયક તઇયાર થઇ ચુકયો છે અને તેનું પ્રસિધી પત્ર અમારી પાસે આવ્યું છે. એ પ્રસિધી પત્ર ની નીચે સહી જોતાં બનાવનારનું નામ કોઇ અરદેશર ડોસાભાઇ મુનસી માલમ પડે છે. એ કોશમાં બનાવનારે ઇંગરેજી શબ્દોના ધાતુ, ઉચાર અને બીજા ખુલાસાઓ આપેલા છે. એ પ્રસિધી પત્રની જોડે તેણે એ કોશનું પેહેલું ફારમ જોવા માટે છાપેલું મેકલ્યું છે. તે જોતાં જણાય છે કે તેમાં તેણે ઇંગરેજી શીખનારને સવળ પડે માટે દરેક શબ્દના અર્થ સમજવા માટે ઇંગરેજી 'બીજા શબ્દો' અથવા જેને આપણે અધર વર્ડસ' કહીએ છીએ તે આપેલા છે. વળી કેટલાક જાનવરો અને બીજી કેટલીક ચીજો સમજવાને માટે તે શબ્દની પાસે તે તે વસ્તુઓ ની

આકૃતીઓ આપેલી છે. એ આખા કોશમાં આશરે તે બે હજાર આકૃતીયો આપનાર છે જે અંગ્રેજી 'કોશમાં હોય છે તેને મળતી આવે છે. વળી એ આખા કોસના આશરે બે હજાર અરદપત્રી પાનાં થનાર છે તેથી ધારી શકાય છે કે તેમાં ૨૦૦૦૦ શબ્દોનો સમાસ થશે. પેહેલું ફારમ જોતાં તેના કામ અને છપાઈની સફાઈ વગરે ઘણું સારૂં દીશે છે. જો એજ મુજબ આખો ગ્રંથ છપાઈને બાહાર પડશે, અને તે લોકોના ઉદાર આશ્રય ઉપર આધાર રાખે છે તો બેશક એ કોશ આપણા ગુજરાતીયોની મોટી ખોટ પુરી પાડશે. એ ચોપડીની કીમત ઘરાકોને માટે રૂ. ૭) રાખેલી છે. ગુ૦ મી૦[1] [ 'અ. સ.'[2] ની તા. ૧૫–૧૧–૭૬ ]

૧. 'ગુજરાત મિત્ર'માંથી ઉતારો; ૨. 'અમદાવાદ સમાચાર.'

બેયોનેટથી યે બળવાન

મને તો એક લાખ બેયોનેટ કરતાં પણ ત્રણ વર્તમાનપત્રોની બીક વધારે લાગે છે.

—નેપોલિયન

# નિકષ અને ધ્વનિ

**જિતુભાઇ મહેતા (મુંબાઇ)**
સિનેમા–વિષયોના અનન્ય ગુજરાતી લેખક

**બચુભાઇ રાવત (અમદાવાદ)**
આપણા અદ્વિતીય મુદ્રણશાસ્ત્રવિશારદ.

**ભ. ક. એમ. એસ. સી., પી. એચ. ડી. (મુંબાઇ)**
અનેક વિજ્ઞાનશાખાઓના જ્ઞાતા અને કર્તવ્યશીલ લેખક.

**ભક્તિપ્રસાદ ત્રિવેદી સ્નાતક, વિશ્વભારતી (ઉમરેઠ)**
ગ્રંથાલયશાસ્ત્રના આપણા એકમાત્ર સંમાન્ય પદવીધર.

**રામલાલ ચુ. મોદી (પાટણ)**
આરૂઢ સાહિત્યસંશોધક; 'ભાલણ' વગેરેના કર્તા.

**વિ. બી. એ. (ભાવનગર)**
પત્રકાર.

**વિશ્વનાથ મ. ભટ્ટ બી. એ. (અમદાવાદ)**
નિર્ભય અને સમતોલ ચિત્તના ચિન્તક

૧. સુયોગ્ય સંપાદન (રા. સુ. મોદી)
રત્નેશ્વર ભાગવતનું અવલોકન.

૨. જીવનવિકાસ (ભ. ક.)
'જીવન અને ઉત્ક્રાંતિ'નું અવલોકન.

૩. ભાષા અને સાહિત્ય (વિ.)
સ્વ. છગનલાલ પંડ્યા; બાબુ મૈથિલીશરણ; ચેસ્ટર્ટન.

૪. નાટક અને ચલચિત્ર (જિ. મહેતા)
વાર્તાકાર અને ફિલ્મકાર વચ્ચે ફેર કેટલો?

૫. કલા (જિ.)
મુંબાઈમાં મળેલી હિંદુસ્તાની સંગીત પરિષદ.

૬. પત્રકારિત્વ (વિ.)
આગરકર-પુણ્ય તિથિ : લૅબ્રુશિયરનું ચરિત્ર.

૭. ગ્રંથાલય (ભ. ત્રિવેદી)
ગ્રંથપાલત્વનું શાસ્ત્રીય જ્ઞાન.

૮. 'માનસી' : નામ, ધ્યાનમુદ્રા (ન. રા.)
એક પાંડિત્યપૂર્ણ સૂત્ર-ભંજન.

૯, ૧૦. ધ્વનિ-પૂર્તિ ઉપધ્વનિ (વિ. મ. ભટ્ટ; વિ.)
સ્ટ્રિંડબર્ગ; મૅક્સિમ ગોર્કી; અને બીજી નોંધો.

૧૧. વાસરિકા (વિ.)
વૈવિધ્યયુક્ત સંખ્યાબંધ કંડિકાઓ.

# નિ ક ષ

## સુયોગ્ય સંપાદન

રત્નેશ્વર કૃત ભાગવત પદ્યાનુવાદ સ્કંધ ૧–૨; સંપાદક કેશવરામ કાશીરામ શાસ્ત્રી અને પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. પૃ. ૨૩૯+૬૪ કિંમત રૂપીઓ એક (કાચું પુંઠું)

પ્રાચીન કાવ્યોનો ઉપયોગ હવે ફુરસદના વાચન તરીકે રહ્યો નથી, માત્ર ભાષા અથવા તો સાહિત્યના ઇતિહાસની સંકલના માટે તેને ઉપયોગી માનવામાં આવે છે. પરન્તુ ગઇ સદીમાં પ્રસિદ્ધ થએલાં ઘણાંખરાં કાવ્યો આ (ઇતિહાસ તરીકેના) ઉપયોગને માટે બહુ કામનાં નથી. કારણ તેમાંનાં ઘણાંની મૂળ ભાષામાં યથેચ્છ સુધારા થયા છે, કવિએ આપેલી અંગત માહિતી (Personal reference) માં ઘણી વધઘટ કરવામાં આવી છે, ઘણી મિતિઓ બદલવામાં આવી છે, બનાવટી ગ્રંથો રચવામાં આવ્યા છે અને કવિઓના ચરિત્ર સંબંધી કપોલકલ્પિત વાતો ફેલાવવામાં આવી છે. આથી એ કાવ્યો સાચા ઇતિહાસની યોજનાને માટે દૂષિત બનેલાં છે. એ કારણથી અપ્રકટ સાહિત્ય જેમ નવીન પદ્ધતિએ પ્રકટ થવાની જરૂર છે, તેમ પ્રકટ થઇ ગએલું સાહિત્ય પણ મૂળ પ્રતો ઉપરથી નવેસર શોધાઇને ફરી પ્રકટ કરવાની જરૂર છે. પ્રાચીન કાવ્યોનો બીજો પણ ઉપયોગ છે. શાળા અને મહાશાળાના અભ્યાસક્રમમાં ગુજરાતી ભાષાને વધારે ને વધારે મહત્ત્વનુ સ્થાન મળે જાય છે, તેથી પ્રાચીન કાવ્યો વધારે સંખ્યામાં પ્રકટ કરવાની આવશ્યકતા છે. જેમનામાં કાવ્ય તરીકે ઉચ્ચતમ ગુણો હોય અને જેમની ભાષા ઉત્તરોત્તર કઠિનતાવાળી હોય તેવાં પ્રાચીન કાવ્યની શ્રેણીનો વિદ્યાપીઠમાં આદર થશે.

પ્રસ્તુત કાવ્ય પણ વિદ્યાપીઠની ઉચ્ચકક્ષાના અભ્યાસક્રમમાં સ્થાન લે તેવું છે. રસની દૃષ્ટિએ તે ઊંચા ગુણવાળું નથી, પરન્તુ ભાગવતનું તત્ત્વજ્ઞાન જટિલ હોઇ, કવિએ સંસ્કૃતનું વિશુદ્ધ ભાષાન્તર જૂના શાસ્ત્રીવર્ગની ભાષામાં કરેલું હોવાથી અને ત્યાં શ્રીધરી ટીકાનો આશય પણ સમાવેલો હોવાથી ભાષા કઠિન બનેલી છે. ઉપોદ્‌ઘાત પણ સંસ્કૃતમય ભાષામાં અને શાસ્ત્રીય જોડણીમાં લખાએલો હોવાથી કાવ્યની કઠિનતાને અનુરૂપ થયો છે, જો કે આ ગાંધીયુગમાં મનઃસુખરામયુગની ભાષા અને 'યદ્યપિશુદ્ધં લોકવિરુદ્ધ' જોડણી આદર મેળવશે કે કેમ એ જુદી વાત છે.

રત્નેશ્વરે આખા ભાગવતનો પદ્યાનુવાદ કર્યાનું કહેવાય છે. તેમાંથી પ્રથમસ્કંધ પ્રાચીન કાવ્યમાળામાં છપાયો હતો. દ્વિતીય અને એકાદશ સ્કંધો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને મળ્યા છે. દશમસ્કંધના પહેલા સત્તર અધ્યાય ફોર્બસ સભાના સંગ્રહમાં છે. એ સભાની હસ્તલિખિત યાદીની નોંધમાં રા. અંબાલાલ જાનીએ લખ્યું છે કે એ સ્કંધ અપ્રકટ છે, જો કે મેં સાંભળ્યું છે કે જૂના 'આર્યજ્ઞાનવર્ધક' માસિકમાં એ આખો સ્કંધ પ્રકટ થએલો છે. ગુ. વ. સોસાઇટી રત્નેશ્વરનું આખું ભાગવત પ્રકટ કરવા ધારે છે અને બીજા સ્કંધની પ્રતો મેળવવા પ્રયત્ન કરે છે એમ આ ગ્રંથના 'નિવેદન' ઉપરથી જણાય છે પરન્તુ પ્રશ્ન એ થાય છે કે બાકીના સ્કંધો મળી આવ્યા પહેલાં આ કાર્યનો આરંભ કરવાની ઉતાવળ કરવાની શી જરૂર હતી ? બાર સ્કંધોમાંથી હજી તો આમ ચાર જ મળ્યા કહી શકાય; બાકીનાની હાથપ્રતો મળી આવશે જ તેની ખાતરી છે ? મને લાગે છે કે બધા સ્કંધો મળી આવ્યા પછી કાર્યનો આરંભ કરવામાં આવ્યો હોત તો કંઇ બગડવાનું નહોતું. બાકીના સ્કંધો તુરતમાં નહિ મળી આવે તો કામ અધુરૂં રહેશે; વર્ષો પછી મળી આવશે તો તેની કંઇ કિંમત નહિ રહે. સોસાઇટીના સંગ્રહમાં હજી તો ઘણાં ઉપયોગી કાવ્યો પડ્યાં પડ્યાં પ્રકાશનની રાહ જુએ છે.

### ઉપોદ્‌ઘાતમાં મહત્ત્વની ચર્ચા

આ કાવ્યનું સંપાદન રા. કેશવરામ શાસ્ત્રીજેવા સુયોગ્ય વિદ્વાનને સોંપવામાં આવ્યું છે તે આનન્દની વાત છે. તેઓ ભાગવતશાસ્ત્રમાં નિષ્ણાત છે, પ્રાચીન ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસી છે, અને ઐતિહાસિક પદ્ધતિના આદરવાળા શાસ્ત્રી છે. કાવ્યને જોડેલા વિસ્તૃત ઉપોદ્‌ઘાતમાં મહત્ત્વની બાબતો ચર્ચવામાં આવી છે. પાશ્ચાત્ય વિદ્વાનો પુરાણોનું મહત્ત્વ તેમાં આપેલી રાજવંશાવલિઓને લીધે સ્વીકારે છે, પરંતુ સંપાદકમહાશય પુરાણોને રાજકીય ઇતિહાસ કરતાં સામાજિક ઇતિહાસમાં વિશેષ ઉપયોગી માને છે. આ વિચાર આદરણીય છે, પરન્તુ પુરાણોનો સમય જ્યાં નિશ્ચિત નથી, ત્યાં તેમાં વર્ણવેલી સામાજિક પરિસ્થિતિ કયા સમયની માનવી ? હાલના ભાટચારણોની ખ્યાતો અને વાર્તાઓની માફક પ્રાચીન સમયના સૂતો અને માગધોની આખ્યાયિકાઓ ઉપરથી હાલનાં પુરાણો ઇસવીસનની બીજી–ત્રીજી શતાબ્દી પછી રચાયાનું સંશોધક વિદ્વાનો માને છે. પુરાણોની રાજવંશાવલિઓ જે સમયથી અટકે છે, તે સમયમાં એ રચાયાં હોવાં જોઇએ. એ પ્રમાણે એ વિદ્વાનોએ પુરાણનો સમય નક્કી કર્યો હશે એમ માનીને તેમણે લંબાણથી એમના મતનું ખંડન કર્યું છે. પરન્તુ પુરાણોનો સમય નક્કી કરવામાં માત્ર એટલી હકીકતનો વિચાર નથી કરવામાં આવ્યો, પરંતુ તેમાં જણાવેલી ઐતિહાસિક હકીકત, સામાજિક પરિસ્થિતિ, અન્ય ગ્રંથો અને વિચારસરણીઓના ઉલ્લેખ, તેમજ તેમની ભાષાનું સ્વરૂપ એ બધી આંતર્ અને બાહ્ય વિગતો ઉપરથી હાલનાં પુરાણોની રચનાનો કાળ અટકળવામાં આવ્યો છે. સંપાદકમહાશય ભાસને ઇ. સ. પૂ. ૮૮૦માં અને ભાગવતને તે કરતાં પણ પહેલાં મૂકે છે, તે તેમના અતિઉત્સાહનું પરિણામ જ ગણાય. ભાગવત અને ભાસમાં જૈન અને બૌદ્ધ ધર્મના ઉલ્લેખો આવે છે તેનું શું ? ભાસ અને ભાગવતની ભાષા સરખાવતાં તેમના સમયમાં સેંકડો વર્ષોનું અંતર જણાય છે. ભાગવતના પંચમસ્કંધનું લાંબા લાંબા સમાસવાળું

ગદ્ય કાદંબરીના સમયનું છે. રા. કેશવરામનું તે સંબંધી એમ કહેવું છે કે પંચમસ્કંધનો પદ્યભાગ લુપ્ત થવાથી ગદ્યભાગ પાછળથી ઉમેરાએલો છે. પરન્તુ બધા સ્કંધોમાંથી એ સ્કંધ શાથી લુપ્ત થાય અને તેને માટે પદ્યરચના ન કરતાં ગદ્યરચના શાથી કરવામાં આવે તેનો ખુલાસો તેમણે કર્યો નથી. ભાગવતમાં વપરાએલા લાંબા છંદો પાછળથી ઉમેરાએલા તેઓ ગણે છે, તો તેને શું પ્રક્ષિપ્ત માનવા ? દશમસ્કંધના વત્સહરણના ત્રણ અધ્યાય શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રક્ષિપ્ત કહ્યા છે, તે વિના ભાગવતનો કોઇ શ્લોક હજી સુધી તો કોઇએ પ્રક્ષિપ્ત કહ્યો નથી. વળી, તેઓ લખે છે કે ભાગવતમાં પાણિનિ પહેલાંના વ્યાકરણના ઘણા આર્ષપ્રયોગો છે, પરન્તુ તે તેઓએ નોંધ્યા નથી.

ભાગવત ઉપરથી રચાએલા પ્રાચીન ગુજરાતી સાહિત્યની એક યાદી શ્રમપૂર્વક તૈયાર કરીને પ્રસ્તાવનામાં આપવામાં આવી છે; તે સાહિત્યના ઇતિહાસના અભ્યાસીને બહુ ઉપયોગી થઇ પડશે. પરન્તુ એ યાદી સંપૂર્ણ હોય તેમ જણાતું નથી. ઉપલક દૃષ્ટિએ જોતાં પણ તેમાં નીચેનું સાહિત્ય નોંધાયા વિના રહી ગયું લાગે છે–ભાલણનું ધ્રુવાખ્યાન; ખંભાતના વિષ્ણુદાસના ઓખાહરણ અને દ્વારકાવિલાસ; સોમ, મોતીરામ અને ભીમનાં સુદામાચરિત્ર, દયારામનાં અજામિલ આખ્યાન, રૂક્મિણી સીમન્ત, ભાગવતલીલાનુંક્રમણિકા, કૃષ્ણજન્મ, સરાવલિ, વગેરે. વળી, એ યાદીમાં થોડીક ક્ષતિયો છે તે તરફ પણ ધ્યાન ખેંચવું જરૂરનું છે. હરિલીલાના ભીમને પ્રભાસનો વતની વિના સંકોચે માનવામાં આવ્યો છે અને કેશવદાસના દશમ સ્કંધનું વર્ષ સં. ૧૫૫૨ સ્વીકારવામાં આવ્યું છે. પરન્તુ આ બે બાબતો વિવાદગ્રસ્ત છે એમ તેમાં નોંધવું જોઇતું હતું. બીજું, ભાલણના દશમસ્કંધની રચનાનું વર્ષ સં. ૧૫૪૫ અને વિષ્ણુદાસના ઓખાહરણનું વર્ષ સં. ૧૫૮૦ જણાવવામાં આવ્યું છે. પરન્તુ અત્યાર સુધી મળી આવેલી કોઇ પણ હાથપ્રતમાં એ વર્ષ નોંધાએલાં નથી. તો આમ ચોક્કસ વર્ષ શા આધારે લખાયાં છે ?

વળી, વિષ્ણુદાસને ઉદ્ધવસુત એટલે બાલણનો પૌત્ર માનવામાં આવ્યો છે, પરન્તુ તે તેનો પુત્ર હતો, એમ અત્યાર સુધીની શોધખોળમાં જણાયું છે. એ વિષે કંઇ નવો પુરાવો મળ્યો હોય તો તે જણાવવાની જરૂર હતી. પરન્તુ એ ભૂલો જ છે એમ તપાસ કરતાં જણાયું છે. આવી ભૂલોથી ભવિષ્યનો ઇતિહાસકાર આડે માર્ગે દોરાવાનો સંભવ છે, તેથી આ બાબતોનું સૂચન કર્યું છે.

રત્નેશ્વરે પ્રત્યેક અધ્યાયના આરંભમાં એક બે સંસ્કૃત શ્લોકો મૂક્યા છે. તે તેની પોતાની કૃતિ હશે કે કેમ તે શંકા ભરેલું છે. છતાં તે તેની કૃતિ માની લઇને તેને માટે અભિપ્રાય આપવામાં આવ્યો છે કે તે સંસ્કૃત ભાષાનો ઉચ્ચ કક્ષાનો કવિ નહોતો. એ શ્લોકો એના છે કે અવતરણ છે તે સંબંધી તપાસ કરવાની જરૂર છે. એ પોતાને ગીર્વાણવાણીનો કવિ કહે છે, તે માત્ર આ શ્લોકો ઉપરથી જ ન હોય. એણે સંસ્કૃતમાં કોઇ કાવ્ય રચ્યું હશે. તે મેળવીને વાંચ્યા પછી જ તેના એ ભાષાના કવિત્વ ઉપર અભિપ્રાય આપી શકાય. તેણે કયા કયા ગુજરાતી વૃત્તો લખ્યા છે તેના નામની યાદી આપવામાં આવી છે તે ઉપયોગી છે. એ વૃત્તો હાથપ્રતોમાં સુશ્લિષ્ટ સ્વરૂપમાં છે કે તેને સંપાદકે સુશ્લિષ્ટ સ્વરૂપ આપ્યું છે અને તે કેટલા પ્રમાણમાં તે જણાવ્યું હોત તો સારું. આમ લખવાનું કારણ એ છે કે ફાર્બસ સભાની યાદીમાં તેના દશમસ્કંધના આરંભના જે શ્લોક ટાંકવામાં આવ્યા છે તે સુશ્લિષ્ટ સ્વરૂપમાં નથી. પ્રસ્તાવનામાં રત્નેશ્વરના સમયની ભાષાનાં કેટલાક લાક્ષણિક રૂપોની નોંધ કરવામાં આવે તે સંપાદકમહાશયનો પ્રસ્તુત કાવ્ય અને ગુજરાતી ભાષાસ્વરૂપનો સૂક્ષ્મ અભ્યાસ સૂચવે છે પરંતુ જે હાથપ્રતો ઉપરથી કાવ્ય શોધાયું છે, તે કાવ્ય રચાયા પછી સાઠપાંસઠ વર્ષે લખાએલી છે. તેથી પાછળના સમયની પ્રતો ઉપરથી તારવેલું ભાષાસ્વરૂપ સંપૂર્ણ નિર્ણાયક તો ન જ ગણાય.

### પ્રેમાનંદિ આખ્યાયિકાઓ

પ્રાચીન કાવ્યમાળાના સંપાદકોએ પ્રેમાનન્દના સંબંધમાં ઘણી

આખ્યાયિકાઓ ચાલુ કરી હતી, તેમાંની એક એવી હતી કે પ્રેમાનન્દે કવિતા શિખવવાની શાળા કાઢી હતી, તેને બાવન શિષ્યો હતા અને તેમાંથી મુખ્ય શિષ્યોને સંસ્કૃત, મરાઠી, હિંદી, અને ફારસી ભાષાના સાહિત્યની ધાટીએ ગુજરાતી સાહિત્ય રચવાનું કામ સોંપ્યું હતું. આ બાબતનું પોકળપણું આ લેખકે ઇ. સ. ૧૯૩૦ના 'ગુજરાતી'ના દીવાળીના અંકમાં 'પ્રેમાનન્દનું શિષ્યમંડળ' નામના લેખમાં[૧] ઉઘાડું પાડયું હતું. તેમાં રત્નેશ્વર પ્રેમાનન્દનો શિષ્ય નહોતો તેમ તેણે મરાઠી વગેરેની કવિતા લખી નથી અને પ્રેમાનન્દ વિષે ગર્ભિત સૂચનવાળા ગ્રંથો રત્નેશ્વરના રચેલા નથી, પણ બનાવટી છે તેમ સપ્રમાણ સિદ્ધ કર્યું હતું. આ કાવ્યના સંપાદકમહાશય પણ રત્નેશ્વરનાં કાવ્યોના અભ્યાસ પછી સ્વતંત્ર રીતે એ અભિપ્રાય ઉપર આવ્યા છે. 'સ્વતંત્ર રીતે' લખવાનું કારણ એ કે આ પુસ્તક પ્રગટ થયા પહેલાં તેમણે ઉક્ત લેખ વાંચ્યો નહોતો, એમ તેઓએ મને જણાવ્યું છે. તેઓ તો આગળ વધીને એટલે સુધી કહે છે કે રત્નેશ્વરનાં વિવાદાસ્પદ કાવ્યો શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટની કૃતિ છે. રત્નેશ્વરનાં વૃત્તબધ્ધ કાવ્યોની હાથપ્રતો મળતી નથી. સસ્તા સાહિત્યની આવૃત્તિમાં હાથપ્રતોનો ઉલ્લેખ છે ખરો, પરન્તુ એ પ્રાચીન કાવ્યમાળાના આધારે ઉલ્લેખ થયો હશે એમ હું માનું છું; નહિ તો પછી એ પ્રતો હાલ ક્યાં છે?

પ્રેમાનન્દના સમયમાં થએલા લગભગ બધા કવિઓને પ્રેમાનન્દના શિષ્યો બનાવવાનો ઉદ્યોગ એક કાળે થયો હતો. પદ્યભાગવત રચનાર સુરતના વલ્લભ ભટ્ટને પણ તેનો શિષ્ય માનવામાં આવતો હતો. અને એવું સૂચન થતું હતું કે તેના ગુરુએ દશમસ્કંધ રચેલો હોવાથી, તે પડતો મૂકી તેણે ભાગવતના બીજા સ્કંધોની રચના કરી હતી. તેણે કોઇ પણ સ્થળે પ્રેમાનન્દના

૧. એ લેખ શોધીને જોનારને સુગમ પડે માટે અહીં અમે એટલું ઉમેરવાની જરૂર જોઇએ છીએ કે : રા. રામલાલ મોદીએ એ લેખ ઉપનામથી લખ્યો છે. —તંત્રી

નામનો ઉલ્લેખ કર્યો નથી, એટલું જ નહિ પણ તેણે દશમસ્કંધ રચ્યો હોવો જોઇએ એમ રા. કેશવરામ શાસ્ત્રી ધારે છે. ગુરુએ રચ્યો માટે એક શિષ્યે દશમસ્કંધ ન રચ્યો, તો બીજા શિષ્યે (રત્નેશ્વરે) તે શા માટે રચ્યો ? રા. શાસ્ત્રી પણ માને છે કે વલ્લભ પ્રેમાનન્દનો શિષ્ય નહોતો. વલ્લભના કેટલાક સ્કંધોની રચનામાં કાળવિરોધ જણાય છે, પરન્તુ તેણે જણાવેલા સંવતો આષાઢી ગણવાથી એ વિરોધ મટી જાય છે એમ તેમણે સિદ્ધ કર્યું છે. આષાઢી સંવત લેતાં તે સ્કંધોની મિતિઓ પણ જ્યોતિષ-ગણત્રીએ સાચી ઠરે છે એમ પણ તેઓએ મને પાછળથી જણાવ્યું છે, હું પણ હવે માનું છું કે પ્રાચીન કાવ્યોની મિતિ આષાઢી સંવત અનુસાર લેવી જોઇએ. પહેલાંના સમયમાં તિથિ-વાર માટે જોષીઓને પૂછી જોવું પડતું અને એ લોકો પોતાનાં ખાનગી પંચાંગો આષાઢી સંવત પ્રમાણે બનાવતા. હાલ પણ જૂની પરિપાટીવાળા જોષીઓ જન્મોત્રીઓ આષાઢી સંવત પ્રમાણે બનાવે છે.

પ્રસ્તુત કાવ્યનું સંશોધન બહુ સારી રીતે થયું છે. પ્રથમ સ્કંધના સંશોધનમાં એક પ્રા. કા.માં મુદ્રિત પ્રત અને બીજી એક હાથપ્રતનો ઉપયોગ થયો છે. એ બેમાંથી પસંદ કરેલા અને એ બેમાં ન હોય તેવા કલ્પિત પાઠોમાંથી કેટલાક મેં 'સ્થાલીપુલાકન્યાયે' તપાસી જોયા છે. એ તપાસતાં મને એક પણ પાઠ અનુચિત જણાયો નથી; તે ઉપરથી જણાય છે કે પાઠોની પસંદગી વિચારપૂર્વક કરવામાં આવી છે. મૂળ પાઠો બધા ટિપ્પણમાં નોંધવામાં આવ્યા છે. પરન્તુ એ નોંધવાની પદ્ધતિ પહેલા ચાર અધ્યાય સુધી તો પાઠાન્તરના પ્રત્યેક શબ્દ ઉપર અંક નોંધીને કરી છે, પરન્તુ ચાર પછી તો માત્ર કડીઓના અંક નોંધીને મૂળ પાઠ આપવામાં આવ્યા છે, આથી કયા મૂળપાઠને બદલે એ પાઠ છે એ ખોળી કાઢવું મુશ્કેલ થઇ પડે છે. બીજું, કડીઓના ચરણને બદલે a, b, c, d શબ્દો લખવામાં આવ્યા છે. તેથી એ કોઇ પ્રતોની સંજ્ઞા હશે એમ મને પ્રથમ લાગ્યું હતું,

પરન્તુ વિચાર કરતાં ખરી બાબત જણાઇ હતી. આનો ખુલાસો પ્રસ્તાવનામાં કરવો જોઇતો હતો, નહિ તો સંભ્રમ થવાનો સંભવ છે. બીજું, દ્વિતીય સ્કંધનું સંશોધન એક જ પ્રત ઉપરથી થએલું હોવાથી પ્રથમ સ્કંધ કરતાં પણ વધારે પ્રમાણમાં કલ્પિત પાઠો યોજવાની જરૂર પડી હશે એમ હું માનું છું. છતાં એક પણ મળ પાઠ ટિપ્પણમાં નોંધાયો નથી, એ આશ્ચર્ય જેવું છે. આશા છે કે પ્રસિદ્ધ કરવા ધારેલી ટીકામાં મૂળ પાઠો નોંધવામાં આવશે.

અઘ સદીમાં ફુલેલો ફાલેલો પ્રાચીન કાવ્યનો વેલો નવી સદીમાં કરમાઇ જવાની તૈયારીમાં હતો. તેને યથાશક્તિ જલસિંચન' કરીને જીવંત રાખવાનો પ્રયત્ન થોડાંક વર્ષોથી ગુ. વ. સોસાયટી તથા ફોર્બસ સભા તરફથી કરવામાં આવે છે. એટલા માટે એ બે વિદ્વત્સભાઓને અભિનંદન ઘટે છે.

રામલાલ ચુનીલાલ મોદી

## જીવનવિકાસ

**જીવન અને ઉત્ક્રાંતિ** ભીમભાઇ લાલભાઇ દેસાઇ, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ, ૧૯૩૬ રૂ. ૦–૧૨–૦

સર્જનહારે લગભગ બે અબજ વર્ષ પૂર્વે પૃથ્વી ઘડી. પછીનાં એક અબજ વર્ષ તો જીવનને અનુકૂળ હવામાન રચવામાં ગયાં અને જીવનનો પ્રથમ અંકુર મહાસાગરોમાંના કોઇકમાં લગભગ પચાસથી સાઠ કરોડ વર્ષ પહેલાં ઉત્પન્ન થયો. જળમાં, અત્યંત સાદા કોષ કે કોષગુચ્છના રૂપમાં, એ જીવનાંકુર હતો; તેમાંથી ભિન્ન ભિન્ન પ્રકારની વનસ્પતિ પહેલાં જળમાં અને પછી ભૂમિ ઉપર થવા લાગી. પ્રાણીજીવનનું પણ તે જ પ્રમાણે થયું. પહેલાં સૂક્ષ્મ અને સાદા આકારનાં અને પછી મોટાં પ્રાણીઓ, પહેલાં જળચર અને પછી ભૂચર થયાં. આ રીતે ભાતભાતનાં પ્રાણીઓ પૃથ્વી ઉપર વસવા લાગ્યાં.

આમાંનાં કેટલાંકનો વંશ અંગોમાં ઘટતા ફેરફાર કરી કુદરતી સંજોગોને અનુકૂળ થઇ રહ્યો અને બીજાં જેઓ સંજોગોને પ્રતિકૂળ નીવડ્યાં તેમના વંશ નિર્મૂળ થઇ ગયા. આમ સર્જન અને વિસર્જનના કંઇ કંઇ પ્રયોગો કરી, પ્રકૃતિને અનુકૂળ કૃતિઓ રચવામાં સ્રષ્ટાએ અનેક યુગો વીતાવ્યા. આ ભવ્ય પ્રયોગોના પરિણામે બીજી અનેક અને એક સર્વોત્કૃષ્ટ કૃતિ લગભગ દસથી વીસ કરોડ વર્ષ પૂર્વે ઉત્પન્ન થઇ અને પુરાણકથાઓમાં જેને અનેક પુણ્યોથી પ્રાપ્ત થએલો મનુષ્યદેહ કહે છે તે પૃથ્વી ઉપર પ્રકટ્યો. સજીવ સૃષ્ટિની ક્રમે ક્રમે થએલી આ પ્રગતિ એટલે ઉત્ક્રાંતિ. ઉત્ક્રાંતિવાદને પ્રથમ પદ્ધતિસર ચાર્લ્સ ડાર્વિને પોણોસો વર્ષો પહેલાં સમજાવ્યો.

'જીવન અને ઉત્ક્રાંતિ'માં આ ઇતિહાસ ઉલ્લેખાયો છે. ઉત્ક્રાંતિ અને જીવન, તે વિશે વૈજ્ઞાનિકોનાં મન્તવ્ય, ઉત્ક્રાંતજીવનની સાક્ષીભૂત ઘટનાઓ, જનનરજની અનેકમાર્ગી ક્રિયાઓથી ઉત્પન્ન થતી જીવસૃષ્ટિ: એ સર્વનો સાદી ભાષામાં રસમય અને માહિતીપૂર્ણ અહેવાલ રા. દેસાઇના આ નાના પુસ્તકમાં મળે તેમ છે. એમાં જીવાણુશાસ્ત્રનાં ('બાયોલોજી'નાં) આધુનિક અન્વેષણોનો ઉલ્લેખ પણ ઘણે સ્થળે જોવામાં આવે છે અને, તેથી આ પુસ્તક વિશેષ આવકારપાત્ર બને છે.

શરૂઆતનાં પ્રકરણોમાં કર્તાએ સજીવ અને નિર્જીવ પદાર્થોના ગુણભેદનું અવલોકન કરી, પૃથ્વી ઉપર જીવનનું મંડાણ થયું ત્યારથી, ભૂપડોમાં અનેકવિધ જીવનની નિશાનીઓ કેવી રીતે સચવાઇ રહી છે અને તેની મદદથી જીવન-ઇતિહાસ શી રીતે ઉકેલી શકાય તે સમજાવ્યું છે. આ ઇતિહાસ સ્પષ્ટ કરી આપે છે કે જીવન, પૃથ્વી ઉપર એક વાર એ શરૂઆત થયા પછી, કોઇક ને કોઇક પ્રકારે પણ હમેશાં ટકી રહ્યું છે. એ ક્રિયામાં ઉત્ક્રાંત ન થઇ શક્યાં એ સ્વરૂપો નાશ પામ્યાં. આ રીતે સર્જનના પૂર્વકાળમાં પહેલાં, ઘણે ભાગે પાણીમાં રહેતા ઠંડા લોહીના જીવોમાંથી, ગરમ લોહીવાળાં પ્રાણી ઉત્પન્ન થયાં. અને વધુ વિકાસ થતાં,

તેમના ભૂચર અને ખેચર એવા બે મહાન વિભાગો થયા. આમ જગતમાં પશુ અને પક્ષી ઉત્પન્ન થવા લાગ્યાં. પશુઓમાંની એક શાખામાં વાનર થયા અને વાનરજાતની બીજી નાની શાખાઓમાંની એકમાં મનુષ્યજાતિના પ્રથમ પૂર્વજે અવતાર લીધો.

ત્રીજા પ્રકરણમાં પૃથ્વી ઉપરની તમામ સજીવ સૃષ્ટિ ઉપર કર્તાએ ઉડતો દૃષ્ટિપાત કરી ભિન્ન ભિન્ન પ્રકારના જીવો અને તેમના લાક્ષણિક ફેરફારો સમજાવ્યા છે. આમાં પ્રાણી અને વનસ્પતિના જીવનની સૂક્ષ્મ અને સાદી કરામતોથી માંડી, અંગમાં અને ઇન્દ્રિયોમાં અનેક રીતે વિકાસ પામેલાં સ્થૂળ દેહીઓનો સમાવેશ થયો છે.

ઉત્ક્રાંતિવાદની કેટલીક ઝીણી બાબતો વિશે જુદા જુદા વૈજ્ઞાનિકોએ જે પ્રશ્ન ઉપસ્થિત કર્યા છે તેની ચર્ચા પાંચમા પ્રકરણમાં થઇ છે. ડાર્વિનનો મુખ્ય સિદ્ધાંત જો કે તેમ ને તેમ રહે છે, પણ વારસામાં મળતાં કેટલાંક લક્ષણો તેમ જ પ્રાણીનાં અંગોમાં થતો ફેરફાર સમજાવવા વીઝમાન અને ડીવ્રિઝની કેટલીક દલીલો ડાર્વિનમતની નાની ખામીઓ પૂરતી હોય તેમ જણાય છે. આ પ્રકરણમાં અથવા તો આખા પુસ્તકમાં વંશપરંપરા ઊતરી આવતાં લક્ષણો વિશેના, મેન્ડેલના જાણીતા સિદ્ધાંતનો ઉલ્લેખ સરખો પણ કેમ નહિ હોય તે બરાબર સમજાતું નથી.

'જાતિનેયતાની ઉત્ક્રાંતિ' એ શીર્ષક નીચેના છઠ્ઠા પ્રકરણમાં, વનસ્પતિ અને પ્રાણીજીવનના, જડપદાર્થોથી તદ્દન જુદા પડી આવતા અને સૌથી અગત્યના જનનક્રિયાના લક્ષણોનો વૃત્તાંત છે. જનનક્રિયાનું લક્ષણ ઉતરતા વર્ગોમાં અજાતીય છે અને પછી ઉત્ક્રાંત થતા જતા જીવનમાં સજાતીય અને અનેકરંગી બની રહે છે તે દષ્ટાંતો સાથે બતાવવામાં આવ્યું છે. આ પ્રકરણમાં જનનેન્દ્રિયોને સહાયકારક ગ્રંથીઓ અને તે ગ્રંથીમાં પાકતા રસો તેમ જ આ રસોના પ્રકાર નર અને નારીમાં જુદા હોય તેમનાં લક્ષણોમાં ફેરફાર ઉત્પન્ન કરે છે એમ ટૂંકામાં જણાવવામાં આવ્યું છે. આધુનિક રસાયન અને જીવાણુશાસ્ત્રની આ મહાન શોધ

વિશે જરા વધારે વિસ્તારપૂર્વક લખાયું હોત તો સારું એમ લાગ્યા વિના રહેતું નથી. મનુષ્ય અને પ્રાણીઓની ઘણી જાતોમાં નર અને નારીનાં અંગો અને લક્ષણોના કારણરૂપ રસાયનિક તત્ત્વો હૉર્મોન્સ, જે ઉપર જણાવેલી જનનેન્દ્રિય-સહાયક ગ્રંથીઓના રસમાંથી મળી આવે છે, તે તત્ત્વોને ગ્રંથીરસમાંથી છૂટાં પાડી પ્રયોગશાળામાં શુદ્ધ કરવામાં આવ્યાં છે એટલું જ નહિ પણ આ હૉર્મોન્સને બીજાં રસાયનોની મદદથી કૃત્રિમ રીતે બનાવવામાં આવ્યાં છે અને જોઈએ તેટલા પ્રમાણમાં તે તૈયાર કરી શકાય છે. કૃત્રિમ કે કુદરતી હૉર્મોન્સના 'ઇન્જેક્શન'થી નર અને નારી શરીરનાં અણુવિકસેલાં અંગો અને લક્ષણો ખીલવી શકાય અને કેટલીક વાર તો આ રીતે જાતિરૂપાંતર પણ થઈ શકે એમ દિવસેદિવસે સિદ્ધ થતું જાય છે.

સાતમું પ્રકરણ મનુષ્ય અને ઘોડાની ઉત્ક્રાંતિ સમજાવે છે. અનેક દેશોનાં પૂર્વયુગોનાં ભૂમિપડમાંથી મળેલા કપિ-માનવોના અવશેષ વિશે કર્તાએ ટૂંકો ઉલ્લેખ કર્યો છે અને મનુષ્યજાતના ખરેખરા પૂર્વજનું એંધાણ હજી મળ્યું નથી એમ જણાવ્યું છે. છતાં અગાઉના એક પ્રકરણમાં "હિંદમાં વસતા કેટલાક કપિઓ માનવના પૂર્વજ હશે" અને પછી તરત જ "ઇંગ્લંડના સસેક્ષ પરગણામાં મળેલા અવશેષ જૂનામાં જૂના મનુષ્યના છે" એમ કહ્યું છે. આ બેમાં પહેલું કથન સાચું અને બીજું ખોટું છે. આ બાબતમાં છેલ્લા બ્રિટિશ એસોસિએશન સમેલનમાં સર આર્થર વુડવાર્ડે આપેલા વ્યાખ્યાન તરફ કર્તાનું લક્ષ દોરીએ. એ વ્યાખ્યાનમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે ભૂસ્તરશાસ્ત્રીઓ જેને આલ્પાઇન ક્રાન્તિ કહે છે-કે જે વખતે પૃથ્વી ઉપરના મહાન પર્વતો હિમાલય આલ્પ્સ અને એંડિસ પ્રકટ્યા,-તે ક્રાંતિ વખતે હિમાલયવાળી પૂર્વની સપાટ જગ્યાનાં અરણ્યોમાં ફરતા ભૂમિચર વાનરો પંજાબ તરફ નાસી આવ્યા અને ત્યાર પછી થોડા જ સમયમાં માનવજાતના પ્રથમ પૂર્વજે હિંદના આ ભાગમાં અવતાર લીધો, એ ઘટના હવે સર્વત્ર સ્વીકારાય છે.

પુસ્તકના છેલ્લા પ્રકરણમાં અનેક પ્રાણીની અને મુખ્યત્વે કરી

જંતુઓની જાતમાં સમાજવ્યવસ્થા અને રહેણીકરણીના પ્રકારની માહિતી આપી છે.

છેવટે આ ઉપયોગી પુસ્તકમાંની બે ત્રણ ભૂલો અથવા કાચાં અનુમાનોની નોંધ લઇએ. "મિલિકન અને કેલ્વિનની શોધે પરમાણુના ભૂકેભૂકા ઉડાડ્યા છે" (પા. ૧૨), એ કથન સત્યથી બહુ વેગળું છે. મિલિકન અને કેલ્વિનની શોધોને પરમાણુ સાથે બહુ ઓછો સંબંધ છે. 'ભૂકેભૂકા ઉડાવનાર' અથવા પરમાણુખંડન જૂની અને નવી રીતે કરનાર લૉર્ડ રૂથરફર્ડ અને તેના શિષ્યો છે એ જાણીતી વાત છે.

કેટલાંક સજીવદ્રવ્યોમાં રાસાયનિક ફેરફાર થતી વખતે કિરણો પ્રકટે છે એ સજીવદ્રવ્યોનો 'અંકુરસ્ફુરણ સિદ્ધાંત' (પા. ૨૧) હજી વૈજ્ઞાનિકોએ સ્વીકાર્યો નથી. લગભગ ત્રણ ચાર વર્ષથી આ શોધનો દાવો અમુક વ્યક્તિઓએ કર્યો છે, પણ એ શોધમાં વપરાયલાં સાધનો અને તેનાં પરિણામ શંકાસ્પદ હોઇ, આ નવાં કિરણોમાં હાલ તુરત કોઇને વિશ્વાસ નથી.

પૃથ્વી નિહારીકામાંથી છૂટી પડી, અને પછી ઘટ્ટ બની (પા. ૨૫) એ લાપ્લાસનો સિદ્ધાંત ઓછામાં ઓછાં વીસ વર્ષ પહેલાં સર જેમ્સ જીન્સે નષ્ટ કર્યો છે. આ સિદ્ધાંતની સામેના પૂરાવાઓ ચર્ચવાનો અહીં અવકાશ નથી પણ જીન્સના નવા સિદ્ધાંત પ્રમાણે, પૃથ્વી અને સૂર્યમાળાના તમામ ગ્રહોની ઉત્પત્તિ લગભગ બે અબજ વર્ષને સુમારે સૂર્યની પાસે બીજો એક કોટિધા પ્રકાશમાન સૂર્ય-કે મહાકાય તારક-પસાર થઇ ગયો, તે વખતે થઇ. આ અકસ્માતથી સૂર્ય ઉપર રહેલાં ઉષ્ણવાયુઓનાં પડોમાં પ્રચંડ ભરતી આવી અને એ પડો ખેંચાઇને એક તેજોમય રાક્ષસી કદના દંડ રૂપે થયાં. એ દંડ સૂર્યની ફરતો ફરવા લાગ્યો અને કાળે કરી અંતરિક્ષમાં ઘર્ષણ પામતાં એ દંડના નાના મોટા ટુકડા થઇ ગયા. વધુ ઘર્ષણથી તે ટુકડાઓ ગોળ સ્વરૂપે થવા અને એ રીતે તમામ ગ્રહો ઉત્પન્ન થયા. [જુઓ પૃ. ૪૬૪] ભ. ક.

# ધ્વનિ

## ભાષા અને સાહિત્ય

**આપણા 'કાદંબરી'કાર**

ગયા ચરણમાં નીપજેલા રા. છગનલાલ હરિલાલ પંડ્યાના મૃત્યુથી ગુજરાતના સંસ્કારી સમાજને એક સૌજન્યશીલ પુરુષની, શિક્ષણક્ષેત્રને એના એક સનિષ્ઠ કાર્યકરની અને સાહિત્યને એના એક વિરલશક્તિમંત ભાષાંતરકારની ખોટ પડી છે.

અર્વાચીન ગુજરાતના એક મોટા સંસ્કારસેવકે એક પ્રસંગે તુલસી-રામાયણનો દાખલો આગળ ધરીને એવો મત આપવાની જવાબદારી વહોરેલી કે આજે જેટલું એ જીવે છે તેટલી બાણ ભટ્ટની કાદંબરી નથી જીવતી. એ પ્રાસંગિક મતપ્રદર્શનના ગુણદોષની ચર્ચા કર્યા વિના આપણે એટલું જ કહીશું કે તુલસીદાસ જો અસલ રામાયણને લોકજન માટે સુગમ કરનાર તરીકે માનાર્હ છે, તો, એવી જ સેવા એક સહસ્રવર્ષી કરતાં ય વધુ સમય માટે અસલ રૂપે તો જીવંત છે જ, તે 'કાદંબરી'ને ગુજરાતી જેવી અગ્રણી ભારતીય ભાષામાં ઉતારનારને ઓછા માનાર્હ કહી શકાશે નહિ. આપણામાંના જેઓ ભાષાંતરના નામમાત્રથી ભડકે છે તેઓ, આપણી ભાષા ઉત્તમ ગ્રંથોનાં સારાં ભાષાંતરોથી પણ કેટલી ખેડાય છે તે કેટલીક વાર ભૂલી જાય છે. આ કથનનાં ગયા જમાનાનાં આપણાં દૃષ્ટાંત એટલે જેમ 'એરિસ્ટૉટલનું' નીતિશાસ્ત્ર' 'બુદ્ધચરિત' 'કાદંબરી' વગેરે, તેમ, ચાલતા જમાનાનાં દૃષ્ટાંત એટલે 'સંત જોઅન' ટૉલ્સ્ટૉય-ગ્રંથાવલિ 'વિરાજવહુ' તાજેતરનાં 'કુમુદિની' 'ચતુરંગ' વગેરે.

ભાષાવિકાસ ઉપરાંત રસપરિપોષને પણ આવે પ્રસંગે વિચારવો ઘટે. સંસ્કૃત કે ગ્રીક જેવી શિષ્ટમાન્ય ભાષાઓનું જે સર્વોત્તમ, તેને સમકાલીનો માટે આજની ભાષામાં સુલભ ને સંતર્પક કરનાર ગ્રંથકાર તેમની રસવૃત્તિને જગાડતો અને પોષતો નથી એમ શી રીતે કહેવાશે? આ દૃષ્ટિએ, જુદા જુદા દેશકાળમાં હોમર માટે જે પોપ, ચેપમેન અને ઍંડ્રુ લેંગે કર્યું; સોફોક્લીસ અને યુરિપીડીસ માટે ગિલ્બર્ટ મરેએ કર્યું; ભવભૂતિ માટે મણિલાલ દ્વિવેદીએ, ભાસ વિશાખદત્ત અમરુ અને જયદેવ માટે કેશવલાલ ધ્રુવે, કાલિદાસ માટે બળવંતરાય ઠાકોર, ન્હાનાલાલ કવિ ('મેઘદૂત') અને મનઃસુખલાલ ઝવેરીએ જે જે કર્યું, તે જ બાણભટ્ટ માટે છગનલાલ પંડ્યાએ કર્યું. ગુજરાતમાં સંસ્કૃતના અભ્યાસને ઓટ આવતી જાય છે એ ખેદનો વિષય છે. પણ જેઓ એ ઓટના ભોગ થયા છે તેમને સ્વર્ગસ્થની ગુજરાતી 'કાદંબરી' મૂળનું રસાસ્વાદન સારા પ્રમાણમાં કરાવે તેમ છે એ તો નિઃસંશય. બાણની એ ચિરંજીવ રચના પોતાના પ્રાંતબંધુઓ સારુ કરવાની વૃત્તિ મનમાં ઉદ્‌ભવે એ જ એક મોટું સદ્‌ભાગ્ય છે; તો પછી, એ વૃત્તિને શક્ય તેટલા સરળ અને રસગ્રાહી ભાષાંતરમાં સાકાર કરનારનું સદ્‌ભાગ્ય તો વધારે મોટું ગણાય. અને, એ ભાષાંતરની એક કરતાં વધુ આવૃત્તિઓ થઇ હોય એ હકીકત જ એની અસામાન્ય ઉપયોગિતા સિદ્ધ કરે છે. એવી સિદ્ધિ બીજા સંસ્કૃત ગ્રંથમણિઓ વિષયે સાધનાર હવે તો, આપણી આસપાસ નજર ફેરવતાં, નથી કે છે તો અતિવિરલ છે એવી સ્થિતિમાં, આપણા એ 'કાદંબરી'કારનું, આપણી વચ્ચેથી જવું એ સવિશેષ ગ્લાનિકર નીવડે છે.

શિક્ષણના પ્રદેશમાં પણ, તળ ગુજરાતમાંથી જે સમર્થ અને વિદ્વાન શિક્ષણસેવકોનો પ્રવાહ ગોપાળજી સુરભાઇ અને નવલરામ પંડ્યાથી કાઠિયાવાડમાં એ જમાના પહેલાં વહેવા માંડ્યો હતો, તેના સ્વર્ગસ્થ કદાચ સૌથી છેલ્લા સ્મરણીય પ્રતિનિધિ હતા. હવે એ

પ્રકારના ગુજરાતીઓ અહીં આવતા નથી– (તળ ગુજરાતમાં પણ હશે તો કેટલાક?); અને જે આવે છે,–શિક્ષકો કે અધ્યાપકો–તે ઘણે ભાગે એવા કે કાઠિયાવાડમાં કંઈ જીવ જેવી વિદ્વત્તા લાવે નહિ અને કાઠિયાવાડનું વિત્ત ઉસરડી જાય ખરા. આ પણ જમાનાની તાસીર જ ને? .... .... ...

— ચિ.

## ૨

'ભારતભારતી'ના કર્તાનું કનકપર્વ

શ્રી મૈથિલીશરણજી ને હિંદી સાહિત્ય કી જો સેવા કી હૈ, ઉતની શાયદ કિસી ભી વ્યક્તિ ને નહીં કી....ગુપ્તજી ને એક દો નહીં, કરીબ-કરીબ એક દર્જન મહાકાવ્યોં કી રચના કર ડાલી હૈ....... આપકી રચના કા રૂપ તો પુરાને આદર્શોં કે અનુકૂલ હી હૈ; મગર ઉન મેં નયે યુગ કા સ્પન્દન હૈ ઔર જાગૃતિ હૈ....રસોં કો વ્યક્ત કરને મેં ઔર ઉન કે પ્રવાહ મેં પાઠક કો વહા લે જાને મેં ગુપ્તજી કી કમાલ હૈ.—'હંસ' જુન ૩૬; પૃ. ૧૧૯

હિંદી-પ્રચાર જોસભેર છાપે ચઢ્યો એ તો ગયાં થોડાં વર્ષોમાં, પણ એ પવન આજના જેટલો સુસવતો નહોતો ત્યારે પણ ગુજરાતના હિંદી-પ્રેમીઓને 'સરસ્વતી' વગેરે દ્વારા એ ભાષાના એક અગ્રણી સમકાલીન કવિ બાબુ મૈથિલીશરણ ગુપ્તનું નામ પરિચિત હતું અને તેમના કાર્ય વિશે પણ ઓછીવધુ માહિતી હતી. વધુમાં, એમના સુવિખ્યાત કાવ્ય 'ભારતભારતી'ના અમુક ખંડ એક સારા ગુજરાતી માસિકમાં ભાષાંતરરૂપે ગયાં પાંચસાત વર્ષમાં કોઈક સમયે આવેલા, એવું પણ યાદ આવે છે. મતલબ, જેમની સાથે આપણને એ રીતે કંઈક 'આંખની ઓળખાણ' જેવું તો એમના અક્ષરદેહ વિશે છે જ, તેમના ક્ષરદેહની પચાસમી જયંતી આ વર્ષે જુલાઈની એકત્રીસમીએ છે તે પ્રસંગે અમે ગુજરાતના હિંદી-પ્રેમીઓ તરફથી, જે કવિશ્રીને ઉપરના અવતરણમાં 'હંસ' ભાવપૂર્ણ માનાંજલિ અર્પે છે તેમને અભિનંદન આપીએ છીએ; અને, ભારતીય

સંસ્કાર અને વાઙ્મયની યશસ્વી સેવા કરવાને એ ચિરગામનિવાસી સુકવિ ચિરાયુ થાઓ એમ અંતઃકરણથી ઇચ્છીએ છીએ[1]

વિ.

3

ઋષિ અને બાલક

Stand up and keep your childishness:
Read all the pedants' screeds and strictures:
But don't believe in anything
That can't be told in coloured pictures.[2]

પ્રો. સેંટ્સબરીએ એક લૌકિક ('પૉપ્યુલર') લૂણ ભાંગતાં ક્યાંક કહ્યું છે કે લોકો ધારે છે તેમ સ્વિન્બર્નનું બધું આકર્ષણ એના સર્વવ્યાપક અનુપ્રાસોમાં જ આવી રહેલું નથી—એથી ઘણું વધારે એની કવિતામાં છે; એ જ રીતે કહી શકાય કે લોકો ધારે છે તેમ સ્વ. ચેસ્ટર્ટનનું બધું આકર્ષણ એમના સર્વવ્યાપક વિરોધાભાસોમાં જ આવી રહેલું નથી—એથી ઘણું વધારે એમના એ વિલક્ષણ શૈલીથી અંકિત ગ્રંથો અને લેખોમાં છે. એમના એ વિરોધાભાસી વાક્યકલાપ કોઇ વાર શબ્દખેલ બની જતા એ તેની એક મર્યાદા; કોઇ વાર એનો લખલખાટ સામાન્ય વાચકને અંજતી, આનંદ આપીને અટકતો, એ બીજી. એ બન્ને મર્યાદાઓ સ્વીકાર્યા પછી પણ કહેવું જોઇએ કે ચેસ્ટર્ટનની એ લેખનશૈલી એમના વિશિષ્ટ સનાતની જીવનદર્શનનું પ્રતીક જ છે. જીવન પ્રત્યેની એમની દૃષ્ટિને ઋષિઓ ('સીઅર્સ') અને બાલકોમાં હોય છે તેવી વિસ્મયપ્રિય દૃષ્ટિ ગાર્ડિનરે કહી છે, એનો મર્મ એ છે કે ચેસ્ટર્ટનને બ્રહ્માંડવ્યાપી સૂક્ષ્મ સનાતન ચૈતન્યનો અનુભવ લેવાનું ગમતું તેમ એ ચૈતન્યના નામરૂપમય આવિર્ભાવના અનુભવમાં રાચવું પણ

1. ગુપ્તજીના વિશે એક કંડિકા આ અંકની મંજૂષામાં, ગુજ. વર્ના. સોસાયટીએ પ્રકાશિત 'હિંદી સાહિત્યનો ઇતિહાસ'માંથી ઉતારી છે.

2. બાળકને ઉદ્દેશીને ચિત્રપોથીમાં ચેસ્ટર્ટને લખેલી પંક્તિઓમાંથી.

એને સહજ હતું. આ કારણે જ તેઓ 'અર્વાચીનતાને' નામે મહાલતા નરી તર્કબુદ્ધિના વાદોની તેમ જ માત્ર ભૌતિકશાસ્ત્રીય ('સાયંટિફિક') બધા વાદોની વિરુદ્ધ પડતા. અતિરેકી બુદ્ધિવાદીઓને–જેમાં તેઓ અહંભાવી નિત્શે અને આત્યંતિક ત્યાગી ટોલ્સ્ટોયનો, શૉ અને ઇબ્સનનો સમાવેશ કરતાં તેમને–તેઓ પાગલ માણસો કહેતા કેમ કે એ સૌએ બુદ્ધિને સર્વગ્રાહી અને બુદ્ધિવ્યાપારોને સંશોધક બનાવવા જતાં પોતપોતાની સાદી અક્કલને સંકોડાવી નાંખી છે એમ તેમને લાગતું. જે ચિન્તક આ રીતે ચાલતા જમાનાની ચાલતી રૂઢિઓ, ચાલતા વાદો, ચાલતી ફૅશનો મૂર્ખાઇઓ ગોરાઇઓનો વિરોધી હોય તેણે જમાનાને વિરોધાભાસી શૈલી દ્વારા જ હસી કાઢવો કે બનાવવો જોઇએ; તે વિના, જમાનાને વશવર્તી બનેલા વાચકો આંખો ચોળતા જાગે ક્યાંથી, સ્વતંત્ર વિચારણાએ વળે ક્યાંથી? અને એ શૈલી કૃત્રિમપણે યોજાતી લાગે છતાં કૃત્રિમ હતી નહિ. તેમાં ઉપલકિયા ઓપ નહો તો, આઘાત આપીને પ્રતિષ્ઠા કમાવાની દુર્વૃત્તિ નહોતી, પણ એ તો ઉપર કહી તેવી એક વિશિષ્ટ જીવનદૃષ્ટિનું પ્રતિબિંબ જ હતી. આ કારણે જ એમનાં લખાણો એ રૂઢ પ્રકારનું ચીપીચીપીને રચેલું વાઙ્મય નથી તેટલે અંશે રંગે રમતી, તરંગે લહેરાતી શબ્દસરિતા વધુ અંશે છે. એવાં ચૈતન્યસંવેદને જ એવાં ઔદાર્ય અને માનવતાએ જ એમને એવી માન્યતા ભણી વાળેલા કે ઇંગ્લંડ મહાન છે તે એના પ્રશ્નાસ્પદ નીતિવાળા સામ્રાજ્યથી નહિ પણ નીતિશુદ્ધ સાહિત્યથી :

What have we done and where have we wandered, we that have produced sages who could have spoken with Socrates, and possess who could walk with Dante, that we should talk as If we had never done anything more intelligent than found colonies and kick niggers? —વિ.

# નાટક અને ચલચિત્ર

## ૪

**કલ્પનાનો મેળ**

પરદેશીઓની સ્ટીમરનાં સુકાન હિંદ તરફ વળ્યાં છે—થોડા જ વખતમાં કેટલા ગોરા આવી ગયા અને કેમેરા પર હિંદનું સૌંદર્ય ઉઠાવી ગયા. એ બધાંનાં નામ ગણાવવાની ખાસ જરૂર નથી. ફિલ્મ ઉદ્યોગ રોજ રોજ નવું માગ્યા કરે છે. એ ઉદ્યોગને આમ કરવું પડે છે કારણ કે લોકોને નવું નવું નયનમાં બેસારવાનું ગમે છે. એટલે તો આફ્રીકાનાં જંગલો, અને એ વિકાળ દુનિયા સેલ્યુલોઇડ પર આજ સુધીમાં ઉચકાઇ ગઇ છે. એ બધો મામલો ખલાસ થયો છે એટલે વિદેશીઓની હિંદ પર નજર ઢળી છે.

આપણા જંગલનું જોબન ગમે તેવા કેમેરાની આંખ પીગળાવી દે તેવું છે. આપણા કુદરતી તડકો 'પ્રકાશ અને છાંય'ની તરજ બાંધી આપે તેવો છે. આપણા "લોકેશનો" કોઇ ચિત્રકારની જીવતી કલ્પના જેવાં છે. પણ આને માટેની "નજર" આપણાં પ્રોડયુસરોમાં નથી. તેમની સામે જંગલ પડ્યું હોય, વૈભવવાળું કંપોઝીશન હોય છતાં તેમનો કેમેરા એને બાદ કરીને દૃશ્ય ઉચકી લે છે.

આનું ખાસ કારણ એ છે કે બહુ ઓછા કેમેરામેન "ચિત્રકાર" હોય છે. ચિત્રકાર એટલે પીંછીથી ચિત્ર દોરી શકે એવો અર્થ અહીં નથી કરવામાં આવ્યો. જેની આંખ આસપાસની જમીન પરથી સુંદર "ચિત્રચોરસો" ગોઠવી શકે એ ચિત્રકાર ! હોલીવૂડનો ડીરેકટર વાન ડાઇક 'આઉટડોર' ફોટોગ્રાફીમાં કોઇ એક પીંછીનું ચિત્ર દોરી આપે છે. કેમેરા પરથી એ દૃશ્ય બહાર આવ્યું છે એ ખબર હોય છતાં એને આપણે 'કોરો'ના લેંડસ્કેપ સાથે સરખાવી શકીએ ! એની પોતાની આંખ એ કેમેરાને આપે છે. આને લઇને એના 'કંપોઝીશન'માં 'મિજાજ' રહેલો લાગે છે.

અને એ માત્ર કુદરતનો વૈભવ જ ઝીલવામાં માનતો નથી, ફ્રેટલીકનાર 'ગંદી' કુદરતને પણ એ કેમેરાની કાખમાં લઇ લે છે. ગટર પર એનો કેમેરો મંડાય છે અને દોડી જતાં ઝરણાં પર પણ એની 'લૅન્સ' પડે છે. આમ એ કુદરતની કદી બાજુ લેતો નથી, જેવી વસ્તુ જેવી 'સીચ્યુએશન' તેવોજ 'શૉટ !'

એ જ રીતે 'પ્રકાશ'ની સાથે રમત રમવામાં જોસેફ વૉન સ્ટર્નબર્ગ પણ હોંશિયાર છે. ડોસ્તોવીસ્કીની "ક્રાઇમ એન્ડ પનિશમેન્ટ"માં એણે પાત્રોનાં "માનસ" પ્રમાણે "લાઇટીંગ" મેળવ્યું છે. અને પુસ્તકમાં જે ઘેરા માનસશાસ્ત્રના રંગો છે એવી "હવા" આ પ્રકાશથી ઊભી થતી લાગે છે. ત્યારે આયરલૅંડના લીઆમ ઓ ફ્લાર્ટીની "ઇનફૉર્મર"ને પાનાં પરથી પરદા પર લઇ જતા ડીરેક્ટર જોન ફૉર્ડે ખુબ હોશીયારી વાપરી છે. આપણા મગજનો જે રીતે અમુક અમુક પાત્રો તરફનો વળાંક હોય છે એવી જ રીતે કેમેરાને વળાંક એમણે લેવડાવ્યો છે. પહેલી જ વાર એ એક વેશ્યાને રૂપેરી પડદા પર લાવે છે. તે વખતે કેમેરા એ વેશ્યા તરફ જે વળાંક લે છે એમાં "સહાનુભૂતિ"નો અંશ દેખાઇ આવે છે. એ વેશ્યાના ડોકની બાજુના હાડકા પર એણે પ્રકાશનો માળો ગુંથ્યો છે અને એ પર લૅન્સ ખાઝેલી રહે છે. આમ હાડકાં દેખાડતી એની શારીરિક હાલત પર નજર પડતાં તરત જ આપણને ખબર પડી જાય છે કે એ છે રાતની છકેલી શાયરી. પોતાનું શરીર ભાડે આપતી વેશ્યા—મેલી ગલ્લી છે, થાંભલા પરના ફાનસનો કંગાલ પ્રકાશ માંડમાંડ જાગૃત રહે છે અને એ થાંભલાને ટેકાવીને એ શેરીની સનમ ઉભી છે—આ દૃશ્યોમાં એણે એક પણ વાકય મૂક્યું નથી પણ વાક્યને પાછળ રાખી દે તેવી હવા મૂકી છે.

*આમ લેખકની શૈલીને બહલાવનારા આર્ટીસ્ટો ત્યાં જરૂર* છે. આપણે ત્યાં ફિલ્મની ટેકનીક જરૂર સુધરતી જાય છે. કેમેરાનું કામ તો ખૂબ પ્રગતિ કરી રહેલ છે. પણ એ કેમેરાની ખુબી ઘણુંખરૂં 'અલગ' પડી જાય છે. એનું ખાસ કારણ એ હોય છે કે

આંહીના કેમેરામેનને 'સ્ટોરી'થી ખાસ વાકેફ રાખવામાં આવતા નથી. અને એવી ફલમો પણ ઓછી છે કે જે ઉમદા "ટેકનીક" માગી લે, જે ડીરેકટરો અને ટેકનીસ્યનોની કલ્પનાને ઝબકાવી દે!

યુરોપના સ્ટુડીઓ આજે સાહિત્યકૃતિઓ તરફ વળ્યા છે. એટલે કે લેખકની કલ્પના અને ડીરેકટરની કલ્પના સામસામાં બેઠ્યાં છે. જુદી જુદી ડાળી પર બેસનારાં બે પંખીઓ એક જ ડાળીએ બેસી સૂર મીલાવી રહ્યાં છે. સીનેમા થીએટરના એ ચાંદની ચોકમાં "શબ્દ–ચકોરીઓ" ભળી રહી છે.

એટલે જ સાંજ ભાંગતી હોય છે ત્યારે ઘણાંનાં મન પડદા પરની એ પ્યાલીઓ પીવા અધીરાં બની જાય છે. દિવસનો આરો આવે છે અને સીનેમા થીએટરો ઉભરાય છે. ત્યાં કિસમ કિસમના માણસો આવે છે. હોડને રાતા ચીતરીને પોતાની રોજી મેળવનારી મારુકો ત્યાં ચળકે છે. અને એના ઇશારા પર કોઇ આકર્ષાતું નથી ત્યારે એને આ સીનેમાની મોજ પણ ઝેર જેવી લાગે છે–એની "ટીકીટના પૈસા" નકામા જ ગયાને તેથી!... ત્યારે કોઇ કોઇ શેઠાણીઓ પણ છબી–ઘરમાં દાખલ થાય છે અને જ્યારે જ્યારે "મર્દાનગીની" વાતો આવે છે ત્યારે એના શેઠને "ચોંકાવે છે." પિકચર પૂરૂં થયા પછી થીએટર ખાલી થાય છે ત્યારે નાકા પર કેટલાક જુવાનીઆઓ ઉભા રહે છે, અને આંહી પણ તેઓ "પ્રેક્ષક" બને છે—

પછી સીનેમા થીએટરના દીવા ઓલવાય છે.

જીતુભાઇ પ્ર. મહેતા

કલા

૫

**હિંદુસ્તાની સંગીતપરિષદ**

બહુ ઓછા ગુજરાતીઓને ખબર હશે કે ગયા ફેબ્રુઆરીના અંતમાં મુંબઈમાં હિંદુસ્તાની સંગીતપરિષદ ભરાઈ હતી. અને કાન્ના હૉલમાં પાંચ દિવસ સુધી એની પ્રવૃત્તિઓ શરૂ રહી હતી. જ્યારે જ્યારે એસુરાઈની નોબત જેવા ગરબાઓ પીરસાય છે, કસ વિનાનાં શરીરો લાલ પીળાં લુગડાં પહેરી માંડ માંડ તાળીઓ પાડે છે ત્યારે એ "નબળાઈ" જોવા ગુજરાતીઓનું ધાડું એકઠું થાય છે અને એ પરથી તેઓ સંગીત અને કલાની વાહીઆત વાતો સમજાવે રાખે છે. તે બધા જ લોકોની આંહી ગેરહાજરી હતી. આંહી સૂરનાં જ શરીરો હતાં એટલે તેઓને આંહી આવવાનું ખાસ આકર્ષણ ન હોય એ સમજી શકાય તેવી વાત છે.

આ પરિષદ એ એક અગત્યનો બનાવ કહી શકાય. કારણ કે આંહી મોટી સંખ્યાની હાજરી રહેલી હતી અને એમાં અરધો-અરધ તો સ્ત્રીઓની હાજરી હતી. ખાસ કરીને પારસી અને દક્ષિણી બહેનો નજરે પડતી હતી. પણ તેઓ ઉસ્તાદી સંગીતમાં ભારે રસ લઈ રહ્યાં હતાં, એટલું જ નહિ પણ રાગોના સ્વરો વિશે ચર્ચા ચલાવી રહ્યાં હતાં. તેઓની વાત સાંભળવામાં આવી હોત તો કેટલાયનું અરમાન ઉતરી જાત કે આજે આ દિશા કોણ ઝડપી રહ્યું છે!

ધરમપુરના મહારાજાએ પ્રમુખની ખુરશી પરથી કેટલાક સરસ મુદ્દા કહ્યા હતા. ટૉકીઝ, રેડીઓ,–એ બધાંની સાથે સંગીત કેમ સંકળાએલું છે એટલે એ ક્ષેત્રમાં કામ કરવાની એમની વાતો રુચે તેવી હતી.

આપણી પદ્ધતિમાં વ્યવસ્થા લાવવા માટે, જ્યાં જ્યાં સંગીત પડ્યું છે ત્યાંથી એને ઉચકી લેવા માટે, લોકગીતો અને જૂનાં

સ્વરૂપોમાંથી સૂરોનું દોહન કરવા માટેની એમની સૂચનાઓ પણ સરસ હતી. શ્રુતિઓની બાબતમાં જે મતભેદ છે એનો નિકાલ લાવવા માટે પણ એમણે જણાવ્યું હતું. અને પ્રભાતદેવજી જેઓ ધરમપુરના મહારાજાના કાકા થાય છે, અને જેઓ નામી બીનકાર છે, તેમના સહકારથી તૈયાર કરેલ શ્રુતિ દેખાડતું હારમોનીઅમ, અને બીજા એક નવા વાજીંત્રની જાણ કરી હતી.

આ પરિષદ વખતે પાંચ દિવસ સુધી જલસાઓ ગોઠવવામાં આવ્યા હતા એમાં એમેચ્યુઅરોએ પણ ભાગ લીધો હતો અને એ સિવાય બીજા ઘણા ઉગતા ગાયકો અને વાજીંત્ર વગાડનારાઓ ભળ્યા હતા.

પણ ખાસ ધ્યાન ખેંચે તેવા ઉસ્તાદો તો ગ્વાલીયરના સરોદ-નવાઝ હાફીસખાં, દીલ્હીના નામી તબલીયા નથ્થુખાં, અને સરંગીઆ બુંદુખાં હતા. ત્યારે કુમાર ગાંધર્વે પણ સૌનાં મન હરી લીધાં હતાં. આ નવ વરસના ગવૈયાએ સાંભળીસાંભળીને આબાદ ગાવાની શૈલી પકડી છે. ખાસ કરીને અબદુલ કરીમખાંનું એનું અનુકરણ સરસ લાગતું હતું. કારણ કે ખાંસાહેબ અબદુલ કરીમની ગાયકી જ એટલી રૂપાળી છે કે એનું નાનુંશું પ્રતિબિંબ પણ મોહક લાગે છે. અને કુમાર ગાંધર્વના કંઠમાં એ શોભતું હતું કારણ કે એ ગાયકીમાં સૂરની શુદ્ધિ અને માધુર્ય રહેલાં હોય છે. કુમાર ગાંધર્વ જરૂર એક મહાન ગવૈયાનું વચન આપે છે પણ એના જો વધુ પડતા જલસા થવા માંડશે અને એને એ વાતની ખુદને બહુ જાણ કરાવવામાં આવશે તો એને ગેરફાયદો થવા સંભવ છે. એ ઉપરાંત એના ગળામાં જે ઢંગ છે એ સિવાયના ઢંગ એમાં રોપવાની પણ જરૂર નથી. આખી પરિષદનું ધ્યાન આ બાળગવૈયાએ ખેંચ્યું હતું.

હાફીઝખાં અને નથ્થુખાં જેવા કલાકાર હિંદમાં જડવા મુશ્કેલ છે. નથી જ જડે એમ. હાફીઝખાંએ સરોદ બજાવ્યું હતું પણ જીના હોલની છતમાં એના સૂરો ભરાઇ ગયા હતા. એમનો

હાથ સરોદ પર પડે છે અને સૂરનાં નયનો ઉઘડે છે અને આપણા પર એ નયનો પડે છે. સરોદનવાઝ એમને કહેવામાં આવે છે એ યોગ્ય છે. એમની આંગળાને ટેરવે સંગીત પડયું છે. એ ટેરવાં તાર પર લાગે છે અને સંગીત તુરત જ પ્રગટે છે. એમણે અપ્રસિદ્ધ રાગો પણ બજાવ્યા હતા અને દેશ, મુલતાની, પીલુ, કાફી—એ લોકપ્રિય રાગો પણ બજાવ્યા હતા—છોકરાંઓ ગાય છે એવી ધૂન પણ બજાવી એમાં જાન મુકી આપી હતી.

હાફીસખાં! આપ ખુબ બજાતે હો—માશાલ્લા!

ત્યારે નથ્થુખાં તો "જીનીઅસ" જેવા જ—ધુની આદમી—ફ્રીનખાખનો હાફકોટ અને લગભગ પગની ઘુંટી સુધી પહોંચે એવું એમનું ગુલાબી રેશમી ખમીસ! એમનો મિજાજ પણ ટેડો! દુનિયાની એમને લગીરે પરવા નહિ!

એનો હાથ તબલા પર પડયો ત્યાં તાલનાં મોજાંઓ હલવા લાગ્યાં. તબલા પર આ બોલ! વાહ,—આજ સુધી એવો જ ખ્યાલ હતો કે તબલું તો સાથ આપનાર છે પણ આ તો એકલું તબલું જ સાંભળ્યા કરીએ! અને એના બોલ! તાલની ચોખ્ખી ભાષા! એક પણ બોલ બોબડો નહિ અને જલદ નહિ. એની આંગળીઓ તબલાથી અલગ થતી જ નથી—આજ કાલ તબલા પર હાથ પછાડવાની રીત શાસ્ત્રીય નથી એમ એમણે કહી બતાવ્યું.

એમના તોડામાં નવા નોખા ભાવ સમાએલા સમજાતા હતા. એમની કલા એમની સાથે કબરમાં જ સુવાની. નથ્થુખાંના ઘણા શાગીર્દો છે પરંતુ એમની હારમાં આવે એવો એક જણ નથી. એમનું તબલું બજતું હતું ત્યારે સૌ એ ડોલનમાં તણાતું હતું.

અને બુદ્દુખાં પણ સરંગી બજાવવામાં બહુ કુશળ લાગતા હતા. સુનલિનીદેવીનું નૃત્ય, અને ખુરશેદનું ગાણું—એ પણ આકર્ષક કાર્યક્રમ હતો.

આ પરિષદ પછી ઉસ્તાદોને પણ એમ લાગ્યું હતું કે આજે તેઓની સામે બેસનાર માત્ર એક રાજા જ નથી. તેઓની કલાની કદર આજે લોકો કરી રહ્યાં છે. જૂના હોલ ભરાઉક રહેતો એ ચિન્હો આજની વાત કહે છે. કોઈ એક જણના દિવાનખાનામાં કલા દટાઈ રહેતી એ હવે ખુલ્લી હવામાં આવી છે, એટલે એ કળા જીવવાની છે.

મુંબઈમાં ભરાએલી આ પરિષદ જરૂર સફળ થઈ હતી.

"જી"

## પત્રકારત્વ

૬

**મહર્ષિ આગરકર**

આગરકરનું બચપણ જ શું, તેમનું સર્વ આયુષ્ય જ ગરીબીમાં ગયું. તેમણે પોતાના જીવનું સુખચેન કોઈ પણ પ્રકારે કદી મેળવ્યું નહિ. શિક્ષક તરીકે પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવ્યા પછી બચતો બધો વખત તેઓ પોતાના મનમાં રમતા વિચારોનું ચિંતન અને ઉપદેશ કરવામાં વાપરતા હતા એ દૃષ્ટિએ તો, ખુદ ટિળકે જ કહ્યા પ્રમાણે, "સ્વાર્થો યસ્ય પરાર્થ એવ સ પુમાન એકઃ સતામગ્રણીઃ" એ વચન પ્રમાણે આગરકરની ગણના મહારાષ્ટ્રમાં થએલાં મોટાં મનુષ્યોમાં જ કરવી જોઈએ એમાં શંકા નથી.— ન. ચિં. કેલકર : ટિળકચરિત્ર, ખં. ૧, પૃ. ૨૦૨.

ગુજરાતમાં કવિ નર્મદાશંકર અને એમના સહજીવીઓએ જે કાર્ય પોતાની પેઢી દરમ્યાન કર્યું, તેને ઘણે અંશે મળતું કાર્ય એમની પછીની પેઢી દરમ્યાન મહારાષ્ટ્રમાં કરનાર સુધારક વીર ગણેશ ગો. આગરકરની (૧૮૫૬–૧૮૯૫) એકતાળીશમી પુણ્યતિથિ ગઈ તા. ૧૭મી જુને પુનામાં પ્રો. દ. વા. પોતદારને પ્રમુખપદે ઉજવાઈ હતી. આગરકર જીવતાં, સ્વ. લોકમાન્યને પોતાને પોતાના એક વખતના એ સહકારી સાથે તીવ્ર મતભેદ અને ઉગ્ર

વિખવાદ જાહેરમાં સુદ્ધાં થએલો છતાં, તેમણે આગરકરની અવસાનનોંધ સમદૃગ્દ કરે જ લખી; અને આગરકરના ઓછામાં ઓછા બે ચરિત્રકારોએ[1] તો એમને વિશે ભક્તિભાવે લખતાં બુદ્ધ ઇસુ અને તુકારામના ગુણોનું સ્મરણ કર્યું છે. મહારાષ્ટ્રના જ નહિ, અર્વાચીન ભારતના પણ આગરકર એક અગ્રણી સત્પુરુષ અને દેશસેવક આ રીતે હતા છતાં, પ્રધાનપણે વાર્તાવિલાસી એવા આજના ગુજરાતી વાચકોમાંથી તો બહુ થોડાએ તેમનું નામ પણ સાંભળ્યું હશે કે તેમની કામગીરીથી તેઓ માહિતગાર હશે એવો ભય રહે છે. આ કારણે, અને પૂર્વોક્ત પ્રસંગનિમિત્તે એમના જીવન અને કાર્યનો કંઈક પરિચય અહીં કરાવવો અસ્થાને નથી.

આગરકર ટેંભૂ (જિ. સતારા) ગામમાં ગરીબ માતપિતાને ત્યાં સને ૧૮૫૬માં જન્મેલા અને પ્રાથમિક શિક્ષણ કહ્રાડ ગામે પોતાનું મોસાળ હતું ત્યાં લઈ, ત્યાંની મુનસફ કોર્ટમાં થોડો વખત ઉમેદવારી કરી, વધુ વિદ્યાર્જન માટે રત્નાગિરી એક સગાને ત્યાં ગએલા. તેણે ધાર્યો આશ્રય નહિ આપતાં, તેમને ઉદરનિર્વાહના કાર્યને જીવનમાં પ્રથમ સ્થાન આપવાની ફરજ પડેલી. વિદ્યા એમ ખોરંભે પડી પણ દારિદ્રયના અનુભવોની શાળાએ તેમને એટલા વહેલા, ભાવિ જીવનકલહ માટે ઘડવા માંડ્યા. કહ્રાડ એ ઓસો હતું તો રત્નાગિરી સુલો બનેલું અનુભવાયું; પરિણામે, તેમણે ઓલામાં પુનઃ પ્રવેશ કરી ત્યાં કંપાઉડરની નોકરી લીધી. પણ જેમ તેમ કમાઈ ખાવું એ કંઈ થોડો જ તેમનો જીવનાદર્શ હતો ? નહોતો. એમને તો લેહ લાગી હતી જ્ઞાનસંપાદનની. એટલે વળી નોકરી છોડીને ગયા અકોલે મોટા મામાને ત્યાં; અભ્યાસ ત્યાં અલ્પવિઘ્ને આગળ ધપાવી, ૧૮૭૫માં મૅટ્રિક થયા.

આગળ અભ્યાસ પુને જઈને કૉલેજમાં કરવાનો હતો, પણ

૧. રા. વિ. સ. ખાંડેકર : આગરકર–ચરિત્ર પૃ. ૧૧૨–૧૪; વિ. હ. કુળકર્ણી : 'અર્વાચીન મરાઠી વાઙ્મયસેવક', ખં. ૧, પૃ. ૩૦.

પૈસા ક્યાં ?.... પચાસ રૂપિયા બે ત્રણ સમભાવી ગૃહસ્થોના લઇને એ વિકટ પ્રસંગ પણ વિતાવ્યો. ડેક્કન કૉલેજમાં દાખલ થયા, વક્તૃત્વની તથા નિબંધલેખનની હરીફાઇનાં ઇનામો રૂપે નાની આવક બાજુમાં ચાલુ કરી, એમ કરતાં ૧૮૭૮માં બી. એ. થઇને દક્ષિણા ફેલોશિપ મળતાં એમ. એ.ના અભ્યાસની સવળત મળી ગઇ. કૉલેજકાળમાં એવો સમય આવી જતો જ્યારે તેમની પાસે એકથી બીજું પહેરણ ન હોય.

આ જમાનાના બીજા કેટલાક વિચારકો પર તેમ તત્ત્વજ્ઞાનાભ્યાસી આગરકર પર પણ મિલસ્પેન્સરની ગાઢી અસર કૉલેજજીવનમાં થઇ અને તેમને લો. ટિળક સાથે મૈત્રી પણ ત્યાં જ થઇ.

૧૮૮૦ની આખરે પોતે એમ. એ. થતાં જ કેટલા ઉત્સાહથી ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાં જોડાયા; તે દિવસથી જ કેટલી યશસ્વી શરૂઆત એમના 'લૌકિક ચરિત્ર અને અલૌકિક કાર્ય'ની થાય છે; ૧૮૮૧માં ટિળકની સાથે 'કેસરી' ને 'મરાઠા' શરૂ કરીને એ પત્રોમાં પોતે કેટલા એકાગ્ર અભિનિવેશથી કાર્ય કર્યું—એ કાર્યને અંગે પણ કેવીકેવી લીલીસૂકી દીઠી; મતભેદ પડતાં ૧૮૮૮માં પોતાનું સ્વતંત્ર પત્ર 'સુધારક' કેવી મુશ્કેલીઓ વચ્ચે ઊભું કર્યું અને મરણ પર્યંત સાત વર્ષ ચલાવ્યું; તેમાંનાં બેધડક સુધારાલક્ષી લખાણોએ તેમને માટે ખૂનની ધમકી સુદ્ધાં કેવી આણેલી; ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર અને પ્રિન્સિપલનું પદ કેવી રૂડી રીતે શોભાવ્યું: આ વગેરે લાંબી પણ રસિક જીવન વાર્તા આ ટૂંકી નોંધમાં સમાવવી અશક્ય છે. ઉપર્યુક્ત બે ચરિત્રગ્રંથિકાઓમાં તથા 'ગુજરાતી'ના ગયા દીવાળી અંકમાંના રા. ગોકુળભાઇ ભટ્ટના લેખમાં વાચકોને એ મળશે.

પંદરેક વર્ષની પત્રકાર તરીકેની જેની કારકિર્દી હોય તેની વાઙ્મયસેવા પણ અલ્પજલ્પ ન હોય. 'કેસરી' અને 'સુધારક'માંના લખાણોના ચાર ભાગ, ડોંગરી–તુરંગમાં ગાળવા પડેલા ૧૦૧

દિવસો વિશેનો ગ્રંથ, 'વિકારવિલસિત' નાટક અને 'વાક્યમીમાંસા'[1] એટલા આગરકરના ગ્રંથો છે. તેમની લેખનશૈલી વિશે રા. ખાંડેકર કહે છે :

ભાષાસૌંદર્ય, કલ્પનાપ્રાચુર્ય, કાવ્યાત્મકતા વગેરે સાહિત્યગુણ શ્રી. કૃ. કોલ્હટકર, ન. ચિં. કેળકર, વા. મ. જોષી, રા. ગ. ગડકરી વગેરે લેખકો જેટલા આગરકરમાં મળતા નથી. પણ એની સાથે આપણે એ પણ લક્ષમાં રાખવું જોઈએ કે દૃઢમૂલ થએલી દુષ્ટ રૂઢિને મૂળમાંથી જ હલમલાવવાનું સામર્થ્ય, આવેશપૂર્ણ ભાષા વડે સમાજને ખળભળાવીને જગાડવાની શક્તિ, સત્યનો સૂર્ય તીવ્ર હોય તો તેની સામે નિશ્ચલ દૃષ્ટિથી જોવાનું ધૈર્ય : આ ગુણો, આગરકરના જેટલા પ્રમાણમાં, બીજા કલાકુશલ લેખકોમાં જોવામાં આવતા નથી. ઓજસ્, આવેશ, સત્યપ્રીતિ, ચાંચલ્યમય આતુરતા, તર્કશુદ્ધ વિચારસરણી વગેરે આગરકરના ગુણો નવા લેખકો આત્મસાત્ કરશે તો તેમને હાથે સમાજની અને વાઙ્મયની ઉત્કૃષ્ટ સેવા થશે.

અને આ બધું માત્ર ૩૯ વર્ષની જીવનલીલામાં બન્યું. એ જ ચરિત્રકાર કહે છે તેમ :

સત્યનો નિઃસીમ ઉપાસક, વિચારસ્વાતંત્ર્યનો દિવ્યમંત્ર મહારાષ્ટ્રને કહેનાર મહર્ષિ, વિદ્યુલ્લતાની જેમ અલ્પકાળ ચમકીને લુપ્ત થયો.

—વિ૰

૭

'ટ્રુથ'ના સંસ્થાપક

'ટ્રુથ' ! તે વાસ્તવિક 'સત્ય'જ હતું અને સત્યકથનમાં તેઓ નિડર હતા ... તેઓને પોતાના સત્યાગ્રહને લીધે ઘણા કજીયા લડવા પડયા હતા અને આને માટે મોટું ફંડ પણ તેમની પાસે હતું. 'અસત્ય'ને ઉઘાડું પાડવું એવો તેમનો દૃઢ આગ્રહ હતો. હિંદુસ્તાનમાંથી એક વખતે પુનાના

1. આ ગ્રંથને હોલ્કર સરકારે આપેલા રૂ. ૭૦૦)માંથી રૂ. ૪૦૦) જ ગ્રંથકારના અને બાકીના 'કેસરી'ને મળે એવો વિવાદ ઊભો થતાં આગરકરે આખી જ રકમને તિલાંજલિ આપેલી.

એક યુરોપિયને તેમને ફરિયાદ કરી હતી કે અમારે દેશીઓને[1] સલામ કરવી પડે છે. અને મિ૦ લેબૂશિયરે તેઓને જણાવ્યું હતું જે તેમ કરવામાં કંઈ શરમાવા જેવું નથી એવો રોકડો જવાબ આપ્યો હતો.

આશરે પા સદી પર (૧૯૧૨માં) ગુજર પામેલા વિરલ ઇંગ્લિશ પત્રકાર હેન્રી લેબૂશિયર વિશેના, અમારી જાણ પ્રમાણે, અત્યાર સુધીના પહેલા અને છેલ્લા જ એક ટૂંકા ગુજરાતી લખાણમાંથી ઉપલો ઉતારો કરીએ છીએ. લેબૂશિયરની માફક જ, કર્તવ્યપથે વિચરતાં ભલભલાઓની તમા નહિ રાખનાર સ્વ. ઇચ્છારામના 'ગુજરાતી'ના ૧૯૧૩ના દીવાળીના અંકમાંથી એ લીધો છે; અને હમણાં અહીં એ વિષય હાથ ધરવાનો પ્રસંગ એ છે કે લેબૂશિયરનું પહેલું જ અને પ્રમાણભૂત, 'લેબી' એવા વિલક્ષણ નામવાળું જન્મચરિત્ર[2] જે ગયા એપ્રિલમાં મિ. હેસ્કેથ-પીઅર્સને લખી પ્રગટ કર્યું છે, તેમાંની કેટલીક વિગતો પરથી એ ચિર-યશસ્વી પત્રકારના કાર્યની થોડીક પિછાન આમારા વાચકોને કરાવવી.

જન્મ સને ૧૮૩૧માં; શાળા કૉલેજની કેળવણી ઇટન અને ટ્રિનિટી સરખાં વિદ્યાધામોમાં; પછી, વૃત્તિવ્યવસાય નિમિત્તે કેટલાંક નખોળાં સાહસ યુરપના દેશોમાં તેમ અમેરિકામાં પણ; થોડાં વર્ષ દેશપરદેશનાં ઇંગ્લિશ એલચીખાતાંની કચેરીઓમાં નોકરીએ; ૧૮૫૮માં સાડત્રીશની વયે, પિતા ઘણો સારો વારસો મૂકી પરલોક પળતાં, કમાવાની નિશ્ચિંતતાપૂર્વક સ્વદેશે પુનરાગમન; પછી એક નાટ્યગૃહ ઉઘાડ્યું જેમાં હેન્રી અર્વિંગ અને એલન ટેરી સરખાં નટનટીએ પોતાનો સહિયારો પાઠ પહેલી વાર જ ત્યાં ભજવ્યો; ૧૮૬૯માં ચોથો ભાગ ખરીદી 'ડેલી ન્યુસ'ની માલિકીમાં; વળતે વર્ષે, ૧૮૭૦ની ફ્રાંકો-જર્મન લડાઈવેળા, પેરિસથી એ શહેરના ઘેરા વિશેના ઝળહળતા વૃત્તાંતો, જેણે એ અખબારના વેચાણને અપ્રમેર વધારી દીધું.

૧. મૂળમાં, "અમને દેશીઓએ" એમ છે. પણ એ ભૂલ લાગે છે.
૨. હેમિશ હેમિલ્ટને ૧૦॥ શિલિંગે પ્રકાશિત.

૧૮૭૪થી 'વર્લ્ડ'માં નાણાંવિષયક લખાણો સાથે, પત્રકારત્વમાં વધુ પ્રવેશ અને ૧૮૭૬માં 'ટ્રુથ'ની સંસ્થાપના.[1]

બન્ને પત્રોમાં પોતે નિખાલસપણે અને પૂરી નિર્ભીકતાથી લખતા. શરૂઆતના સમયે 'ટ્રુથ'માં તેમણે હરકોઈ વિષય જાતે જ ઉઠાવવાનો મતો, પછી તે વેપાર સમાચાર હોય કે નાટકની સમીક્ષા; 'મોટે ભાંગરેના' સામાજિક ખરખબર કે રાજકીય ટીકાચર્ચા; અંગત સંસ્મરણો કે લેખનીચિત્રો—અરે, ફેશનવિલાસ અને પાકશાસ્ત્ર સુદ્ધાંત.

એ લખાણોમાં પોતે વારંવાર સમાજમાં ચાલતા ફેલફેતૂર અને દંભાચાર નિડરપણે ઉઘાડા પાડતા; (એ લખાણોને કાદવ-ઉડાડ અને સોનાચાળાની સોડા મેખો કહેનારું કોઈક 'જન્મભૂમિ' જન્મ પામ્યું'તું કે નહિ, તત્કાલીન બ્રિટનમાં, એની શોધ અહીંના કે તહીંના કોઈક સમર્થ કલમકિતાબીએ હવે ઝટપટ કરી નાંખવી જોઈએ.) એવા ધીખતા સત્યપ્રેમે એમને ઘણી વાર અદાલતની દેવડી દેખાડેલ, જ્યાં પોતે મેળે જ બચાવ કરતાં કરતાં સાક્ષીઓની કાતિલ ઉલટ તપાસ લઈ નાંખતા; એમને ઘણી વાર મારપીટ પણ થએલી જ.

૧૮૮૦થી ૧૯૦૫ સુધી પોતે પાર્લામેંટના સભ્ય હતા. ત્યાં પણ પોતે માથું મૂકીને જ વાત કરતા અને વર્તતા. વળી, ગ્રેટબ્રિટનના ઘણા સામાજિક રાજકીય અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વિશે જે મંતવ્ય તેમણે ચીવટથી આગળ કરેલાં, તે જેમ એ

૧. "He founded Truth which he wished to call The Lyre" અહીં છેલ્લા શબ્દ પર શ્લેષ છે. પોતે પોતાના પત્રમાં નર્યું નગ્ન સત્ય કહેશે એટલે જેમના વિશે સત્ય કહેવાશે તેઓ એ સાંખવાના નહિ, પોતાને જૂઠા (Lier) કહી વગોવવાના. પણ Lier નામ તો રખાય નહિ; તેથી Lyre: સત્યની વીણા વગાડનારું પણ દુનિયા ડાહ્યા વહેવારખોરોની નજરે 'જૂઠું' કહેવાવાનું એવું પત્ર.

વખતે માન્ય થયાં નહિ, તેમ પાછળથી ઘણે ભાગે સૌને સ્વીકારવાં પડ્યાં હતાં. તેમની સિદ્ધાંતનિષ્ઠા એવી અચલિત હતી કે ધ્યેયસિદ્ધિને પથે જતાં, આપવો પડે તો, વ્યક્તિનો ભોગ ખુશીથી આપતા. આમ જ, પોતે આઇરિશ હોમરૂલના હિમાયતી હોઇ, એ હિલચાલને એનો નેતા પાર્નેલ હાનિકર બન્યો છે એવી પોતાને ખાતરી થતાં જ, એ એક વારના નિજ સાથીના સામાવળિયા પોતે ધર્મભાવે અને વગરસંકોચે બનીને બેસતા, કહેતા : "મારે મન રાજકારણમાં સિદ્ધાંત એ જ સર્વસ્વ છે; વ્યક્તિ તો છે કેવળ 'કાઉન્ટર'" પોતાની તત્ત્વનિષ્ઠાને જ કારણે તેમણે વિરોધ કરવો પડતો તેથી, જે વ્યક્તિ પર પોતે લેખક કે ભાષક તરીકે તૂટી પડ્યા હોય, તેની સાથે અંગત વેરઝેર તેમને નહોતું; કેમ કે, પેટમાં પાપ નહોતું. પણ, રાજાનો ખિસાખર્ચ કમી કરાવવાની લડત ચલાવનાર આવો પુરુષ રાજપ્રિય ન જ થઇ શકે. વિક્ટોરિયા અને એડવર્ડ સાતમા બંને તેમને ધિક્કારતાં અને પ્રધાનપદે તેમને આવતા અટકાવેલ–જો કે તેમને "પેલો કાળીનાગ!" કહેનાર એડવર્ડે, તેઓ રાજકારણમાંથી નિવૃત્ત થયા બાદ તેમને પોતાના પ્રિવીકાઉન્સિલર બનાવ્યા હતા.

લેબ્રુશિયરે ૧૯૦૫માં નિવૃત્તિનિવાસ સ્વીકાર્યા પછી, જીવનસંધ્યાનાં સાત વર્ષ ફ્લોરેંસમાંના માઇકલ એન્જેલોવાળા ભવ્ય મહાલયમાં ગાળ્યાં હતાં. —નિ.

## ગ્રંથાલય

### ૮

**ગ્રંથપાલત્વનું શાસ્ત્રીય જ્ઞાન**

આશરે પચીસ વર્ષ પહેલાં ભારતવર્ષમાં પુસ્તકાલયપ્રવૃત્તિની શુભ શરૂઆત થઇ. પંજાબ અને વડોદરા રાજ્યમાં પુસ્તકાલયો

સ્થપાયાં અને તેની અસર દક્ષિણ ભારત પર પડી. આજે મદ્રાસ ઇલાકામાં બેઝવાડા, આંધ્રદેશ અને બીજા કેટલાક નાના તાલુકાઓએ પુસ્તકાલય પ્રવૃત્તિમાં જે કાર્ય કર્યું છે તેની તોલે કોઇ પણ પ્રાંત આવી શકે તેમ નથી. ત્યાંના શિક્ષિત વર્ગમાં પુસ્તકાલય-પ્રવૃત્તિને વ્યાપક બનાવી, અભણોને અક્ષરજ્ઞાન આપવાની અસ્મિતા જાગૃત થઇ છે. તેને અમલમાં મૂકી આખોયે આંધ્રદેશ પુસ્તકાલયો અને વાચનાલયો દ્વારા ગ્રામજનોની અભણદશા ટાળવા પ્રયત્ન કરી રહ્યો છે. પંજાબમાં પણ સરકારની કોઇ પણ જાતની મદદ સિવાય મી. ડીકીન્સને આજથી પચીસ વર્ષ પહેલાં પુસ્તકાલય-ભાવના પેદા કરી પરંતુ આજે મદ્રાસ ઇલાકા કરતાં તેનું કાર્ય મંદગતિએ ચાલી રહ્યું છે. વડોદરામાં જે કાંઇ કાર્ય થયું છે તે તો શ્રીમંત ગાયકવાડને જ આભારી છે. રાજ્ય તરફથી મદદ મળતાં શ્રી. મોતીભાઇ અમીને વીસ વર્ષમાં આખા યે વડોદરા રાજ્યમાં પુસ્તકાલયભાવના જાગૃત કરી અને સેંકડો પુસ્તકાલયો અને વાચનાલયો ઊભાં કર્યાં. પુસ્તકાલય-પ્રવૃત્તિના આત્મારૂપ ગણાતા શ્રી. અમીનની ઘટતી કદર વડોદરા રાજ્યે તો નથી કરી; પરંતુ આજે, શ્રી. અમીન નિવૃત્ત થઇ પોતાને ગામ જઇ વસ્યા તેવે સમયે પણ ગુજરાતના આગેવાનો પુસ્તકાલય-પ્રવૃત્તિ ઉપાડી, તેમાં શ્રી. અમીનનો સાથ લેવાનું વિસારે છે એ શોચનીય છે. તેમના નેતૃત્વ હેઠળ ગુજરાત પુસ્તકાલયસંઘ સ્થપાય અને પુસ્તકાલય-પ્રવૃત્તિને વ્યાપક સ્વરૂપ અપાય તો થોડાં જ વર્ષોમાં ગુજરાતની પુસ્તકાલય-પ્રવૃત્તિ સૌથી મોખરે ઊભી રહે. ગુજરાત-ખરું મુંબાઇ ઇલાકામાં પુસ્તકાલયપ્રવૃત્તિ છે જ નહિ એમ કહીએ તો ખોટું નથી. દરેક પ્રાંતમાં પુસ્તકાલય-સંઘોદ્વારા કાંઇક કાંઇક પ્રવૃત્તિઓ થયાં જ જાય છે, સાર્વજનિક પુસ્તકાલયોની ભાવના ધીરે ધીરે વ્યાપક બનતી જાયછે. તેવે સમયે ગુજરાત પાછળ રહી જાય એ શોભારપદ તો નથી જ.

પંજાબ, મદ્રાસ આદિ સ્થળોમાં ગ્રંથપાલોને શાસ્ત્રીય તાલીમ

આપવા માટે વર્ગો પણ ચલાવવામાં આવે છે. વડોદરા પણ આવો વર્ગ ખોલવા વિચારે છે. ગ્રંથપાલોને શાસ્ત્રીય તાલીમ આપવાની આવશ્યકતા મુંબાઇ ઇલાકાને કયારે જણાશે એ તો ભવિષ્યમાં જોવું અને અનુભવવું રહ્યું.

ગ્રંથપાલોને શાસ્ત્રીય તાલીમ આપવા માટે સન ૧૮૭૭માં મેંચેસ્ટરના ડૉ. ક્રેસ્ટાડોરોએ સવાલ ઉપાડ્યો. છ વર્ષ પછી અમેરિકન લાયબ્રેરી એસોસિએશને આ સવાલ ઉપાડી લીધો અને પરિણામે સન ૧૮૮૭ના જાન્યુઆરી માસમાં કોલમ્બિયા કૉલેજને અંગે પુસ્તકાલય-વર્ગ ખોલવામાં આવ્યો. અમેરિકાની પુસ્તકાલય-પ્રવૃત્તિના પ્રણેતા સ્વ. ડૉ. મેલ્વીલ ડયુઇએ પુસ્તકાલયપ્રવૃત્તિને વ્યાપક સ્વરૂપ આપવા જે પ્રયત્નો કર્યા છે તે જગતમાં અજોડ છે. ઉપર્યુક્ત વર્ગની શરૂઆત કરવામાં મિ. ડયુઇને ઘણી અડચણો અને વિરોધો સહન કરવા પડ્યા હતા. છતાં દિન પ્રતિદિન ગ્રંથપાલોની જરૂરિયાત વધતી ગઇ અને તેની શાસ્ત્રીય તાલીમનું મહત્ત્વ પ્રજાને સમજાતું થયું. પ્રથમવર્ગનો અભ્યાસક્રમ માત્ર ચાર માસનો હતો તે આજ વધીને બે વર્ષનો કરવામાં આવ્યો છે. એમાં પુસ્તકાલયશાસ્ત્ર સાથે સંબંધ ધરાવતા પ્રત્યેક વિષયનું જ્ઞાન ખૂબ ઝીણવટથી અપાય છે. અભ્યાસને અંતે F. L. A. (Fellow of the Library Association)-ની ડીપ્લોમાં આપવામાં આવે છે. ઉપર કહી તે ડીપ્લોમા ધરાવનાર હિંદમાં ભાગ્યે જ ચાર પાંચ ગ્રંથપાલો છે.

અમેરિકામાં ચાલતી પુસ્તકાલયપ્રવૃત્તિનો ચેપ ઇંગ્લેંડ અને બીજા યુરોપીય દેશોમાં લાગ્યો. ઓકસફર્ડ અને લંડન યુનિવર્સિટિમાં પણ આજે બે વર્ષનો ડીપ્લોમા કોર્સ રાખી, પુસ્તકાલય-શાસ્ત્રનું જ્ઞાન આપવામાં આવે છે. અમેરિકામાં આજે કેટલાં ગ્રંથાલય-વિદ્યાલય અને વર્ગો ચાલે છે તે નીચેના કોઠા પરથી જણાશે.

| | શાળાનું નામ | સ્થળ: | સ્થાપ્યું સન |
|---|---|---|---|
| ૧ | ન્યુયોર્ક સ્ટેટ સ્કુલ | આલ્બની | ૧૮૮૭ |
| ૨ | પ્રાટ ઇન્સ્ટીટ્યુટ સ્કુલ ઓફ લાયબ્રેરી સાયન્સ | બ્રુકલીન | ૧૮૯૦ |
| ૩ | યુનિવર્સિટિ ઓફ ઇલીનોઇસ લાયબ્રેરી | શેમપેઇન | ૧૮૯૩ |
| ૪ | કાર્નેગી લાયબ્રેરી સ્કુલ | પીટસબર્ગ | ૧૯૦૧ |
| ૫ | સીમન્સ કોલેજ લાયબ્રેરી ટ્રેનીંગ સ્કુલ | બોસ્ટન | ૧૯૦૨ |
| ૬ | વેસ્ટર્ન રીઝર્વ યુનિ. લા. સ્કુલ | ક્લીવલેન્ડ | ૧૯૦૪ |
| ૭ | યુનિવર્સિટિ ઓફ વોશિંગ્ટન લા. સ્કુલ | સીએટલ, વોશીંગ્ટન | ૧૯૧૨ |
| ૮ | ડ્રેક્સેલ ઇન્સ્ટીટ્યુટ સ્કુલ ઓફ લાયબ્રેરી સાયન્સ | ફીલાડેલ્ફીઆ | ૧૯૧૪ |
| ૯ | યુનિ. ઓફ કેલીફોર્નિયા સ્કુલ ઓફ લાયબ્રેરીઅનશીપ | બર્કલે | ૧૯૧૯ |
| ૧૦ | યુનિ. ઓફ મીચીગન ડીપાર્ટમેંટ ઓફ લાયબ્રેરી સાયન્સ | એન આરબોર (મીચીગન) | ૧૯૨૬ |
| ૧૧ | વીસકોનીઅન લાયબ્રેરી સ્કુલ | મેડીસન | ૧૯૦૬ |
| ૧૨ | હેમ્પટન ઇન્સ્ટીટ્યુટ લાયબ્રેરી સ્કુલ | હેમ્પટન | ૧૯૨૭ |

આટલાં મુખ્ય વિદ્યાલયો ઉપરાંત બીજા આઠ વિદ્યાલયો અમેરિકામાં છે. યુરોપમાં પણ મેંચેસ્ટર, લંડન, ઓક્સફર્ડ, લેંકેશાયર આદિ સ્થળોમાં પણ ગ્રંથાલય-વિદ્યાલયો છે. હિંદમાં પણ કેટલાંક સ્થળોએ વર્ગો ચાલે છે તેમાં ખાસ પંજાબ અને મદ્રાસમાં જે વર્ગો ચાલે છે તેમાં ઠીકઠીક શાસ્ત્રીય તાલીમ અપાય છે. અન્નામલાઇ યુનિવર્સિટિ તરફથી ડૉ. થોમસ એક વર્ગ ખોલવાની યોજના વિચારી રહ્યા છે. વડોદરામાં સ્વ. મિ. વિલિયમ બોર્ડને શરૂઆતમાં એક વર્ગ ખોલ્યો હતો.

## હિંદમાં સરકારી ડીપ્લોમા

હિંદી સરકાર તરફથી ગ્રંથપાલની શાસ્ત્રીય તાલીમ આપવા

માટે એક વર્ગ ખોલાય તે માટે ઇમ્પીરીયલ લાયબ્રેરી (કલકત્તા)ના લાયબ્રેરીઅન ખા. બા. અસાદુલ્લાએ પાંચ વર્ષ સુધી અનેક પ્રયત્નો કર્યા. એમના સતત પ્રયત્ન અને સમજાવટને પરિણામે હિંદી સરકારે એક વર્ગ ખોલવાની મંજૂરી આપી. મંજૂરી મળતાંની સાથે જ ગયે વર્ષે કલકત્તાની ઇમ્પીરીયલ લાયબ્રેરીમાં ખા. બા. અસાદુલ્લાએ વર્ગ શરૂ કર્યો. અમેરિકન લાયબ્રેરી એસોસિએશનની માધ્યમિક પરીક્ષા માટે જેટલો અભ્યાસક્રમ છે તેમાં અનુકૂળ, ઘટતા ફેરફાર કરી એક અભ્યાક્રમ ઘડી કાઢી હિંદી સરકારની મંજૂરી મેળવી. મંજૂરી મેળવવામાં તેમને કેટલીક શરતો કબૂલ રાખવી પડી છે તે નીચે મુજબ છે. (૧) હિંદી સરકાર ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને ડીપ્લોમા આપશે પરંતુ વર્ગ માટે કોઇ પણ રીતે પાઇનું પણ ખર્ચ સરકારને ચોપડે નહિ પડે. (૨) સમસ્ત હિંદમાંથી અરજીઓ મંગાવી માત્ર વીસ વિદ્યાર્થીઓને (ગ્રેજ્યુએટોને જ) લેવા અને એ વીસ પૈકી દસ જણુ સરકારી પુસ્તકાલયોમાં લાયબ્રેરીઅન તરીકે કામ કરતા હોય તેવાઓને દાખલ કરવા.

ઉપર્યુક્ત શરતો આનાકાની વિના સ્વીકારી લઇ વર્ગ શરૂ કર્યો. કારણુ ખા. બા. અસાદુલ્લાને સરકાર પાસે એક શુભ શરૂઆત કરાવવી હતી ! મહામહેનતે સરકારે 'હા' પાડી હતી. એટલે એક ક્ષણુ પણુ ગુમાવ્યા વિના વર્ગ શરૂ કરી દીધો. સમસ્ત હિંદમાંથી કુલ છસો અરજીઓ આવી પરંતુ હિંદી સરકારના ફરમાનને માન આપી માત્ર વીસને જ લીધા. એ વીસમાં મુંબાઇ સેક્રેટરીએટના વડા ગ્રંથપાલ, ઇમ્પીરીયલ એગ્રીકલચર ઇન્સ્ટીટ્યુટ ઓફ પુસાની લાયબ્રેરીના ગ્રંથપાલ, હુગલી કોલેજની લાયબ્રેરીના ગ્રંથપાલ જેવા અનુક્રમે ૧૩, ૧૫, ૧૭ વર્ષના અનુભવી ગ્રંથપાલો પણુ હતા. પંજાબ, સંયુક્તપ્રાંત, મધ્યપ્રાંત, મદ્રાસ, ગુજરાત અને સરહદ પ્રાંતમાંથી પણુ એક એક વિદ્યાર્થી વર્ગમાં જોડાયા હતા. બંગાળીઓનું પ્રમાણુ સૌથી વધુ હતું. વર્ગનો પોણો ભાગ એવો હતો કે જેઓની ડીગ્રી બી. એ કરતાં વધુ હતી. અને પુસ્તકાલયખાતાનો

અનુભવ પણ પ્રમાણમાં ઠીક ઠીક હતો. વર્ગની ફી માત્ર પચાસ રૂપીયા હતી. છ માસના અભ્યાસને અંગે છએ વિષયોની Theoratical અને practical પરીક્ષા લેવામાં આવી હતી. માત્ર દસ જણને 'ડીસ્ટીંકશન ડીપ્લોમા' આપવામાં આવી હતી. ચાળીસ ટકા ગુણ મેળવનારને માત્ર પાસ ગણી સામાન્ય ડીપ્લોમા આપવામાં આવી હતી. ખા. બા. અસાદુલ્લા અને તેમના મદદનીશ તરીકે કામ કરનાર શ્રી. કુમારે ( અધ્યયનવિભાગના લાયબ્રેરીઅન ) વર્ગમાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. કલકત્તાની મોટી મોટી લાયબ્રેરીઓ, સંગ્રહસ્થાનો, છાપખાનાઓ આદિમાં લઇ જઇ વિદ્યાર્થીઓને પ્રત્યેક વિષયનું વ્યવહાર જ્ઞાન આપવામાં ખા. બા. અસાદુલ્લાએ ઘણી સારી વ્યવસ્થા કરી હતી. ગ્રંથવર્ણનવિદ્યા જેવા વિષયનું વ્યવહાર જ્ઞાન બરાબર મળે એથી ટીટાઘર પેપર મીલમાં પણ વિદ્યાર્થીઓને લઇ જવામાં આવ્યા હતા. આખા યે અભ્યાસક્રમની માહિતી નીચેના કોઠા પરથી જણાશે.

| વિષય | પાઠ્ય પુસ્તકો | પરીક્ષા માટે ગુણ |
|---|---|---|
| (૧) વર્ગીકરણ (Classification) | (1) Dewey, Decimal Classification & Relative Index. | |
| | (2) Sayers, Introduction to Library Classification. | |
| | (3) Sayers, Manual of Library Classification | ૧૫૦ |
| (૨) નામાવલિકરણ (Cataloguing) | (4) Mann, Introduction to Cataloguing | |
| | (5) Catalogue Rules, author and Title entries | |
| | (6) Hitchler, Cataloguing for small Libraries. | |
| | (7) Quinn & Acomb, Cataloguing and Indexing. | ( A. L. A. ) ૧૫૦ |

| | | |
|---|---|---|
| (૩) ગ્રંથ–નિર્વાચન (Book–Selection) | (8) Drury, Book–Selection | |
| | (9) Drury, Order work for Libraries. | |
| | (10) Haine, Living with Books | ૫૦ |
| (૪) ગ્રંથવર્ણન વિદ્યા (Bibliography) | (11) Esdaile, Manual of Bibliography. | |
| | (12) Meckerrow, Handbook of Bibliography. | ૫૦ |
| (૫) અધ્યયનશાસ્ત્ર (Reference) | (13) Warner, Reference Library Methods. | |
| | (14) Wyer Reference work. | |
| | (15) Maccomb, Reference Department. | ૫૦ |
| (૬) ગ્રંથાલય–વ્યવસ્થા અને સંચાલન (Library Organization & administration) | (16) Doubleday, Manual of *Library Routine*. | |
| | (17) Dana, Library Primer. | |
| | (18) Brown, Manual of Library Economy. | |
| | (19) Headicar Library Organization and administration | ૧૦૦ |

આ ૭ વિષયો ઉપરાંત Library–handwritingના પચાસ ગુણ મળી કુલ ૬૦૦ ગુણ રાખવામાં આવ્યા હતા. પૂર્વોક્ત વર્ગો દર એકાંતરે વર્ષે કલકત્તામાં ચાલશે.

આવા વર્ગો ગુજરાતમાં શરૂ થશે? અને પુસ્તકાલયોનું સંગઠન કરી કાંઈક સક્રિય કાર્ય ઉપાડવા ગુજરાતના સાહિત્યકારો, સાહિત્યપરિષદ અને સંસદના સભ્યો કાંઈ પ્રયત્ન કરશે?

ભક્તિપ્રસાદ ત્રિવેદી

## 'માનસી': નામ અને ધ્યાનમુદ્રા*

૯

'માનસીની ધ્યાનમુદ્રા' નામની ગયા અંકમાંની મારી નોંધમાં બનવા પામેલી એક ભૂલ તરફ મારા મિત્ર સારાભાઈ નવાબે મારું ધ્યાન ખેંચ્યું છે. એ ભૂલ ખુદ 'માનસી' નામના અર્થ વિષેની જ હોવાથી એક રીતે મોટી પણ ગણાય. એટલે એ બાબત ઉપર એમણે જે પ્રકાશ પાડ્યો છે તે જાહેરમાં મૂકવો આવશ્યક સમજું છું.

'માલવીય અભિનંદનગ્રંથ'માંના 'ગૉડેસિસ ઑફ લર્નિંગ ઇન જૈનીઝમ' નામના શ્રી બી. સી. ભટ્ટાચાર્યના લેખમાંની જે હકીકતને આધારે શ્રી વિજયરાયે પોતાના આ ત્રૈમાસિકનું નામકરણ કર્યું, અને એની ધ્યાનમુદ્રા—સંજ્ઞાચિત્ર—તૈયાર કરાવવા માટે એ હકીકતોવાળા જે શ્લોકો મને એમણે મોકલ્યા તેમાંની એ હકીકતની રજુઆત ખુદ શ્રી ભટ્ટાચાર્યે જ ભૂલભરેલી કરી છે, એમ શ્રી સારાભાઈ જૈનશાસ્ત્રોના પોતાના અભ્યાસને આધારે પુરવાર કરે છે. પોતાના એ પ્રતિપાદનની વિસ્તારી વિગતો એમણે મને આપી છે તે એમના જ શબ્દોમાં રજુ કરવી ઉચિત થશે:

"જૈનધર્મના ગ્રંથોમાં એકલી માનસી જ નહિ પણ બધી મળીને કુલ સોળ[1] વિદ્યાદેવીઓની કલ્પના કરવામાં આવી છે. આ

* બીજા અંકથી મુલતવાયા કરતી નોંધ; આમાંના ખુલાસા વગેરે પછી પણ, "મનસ-માનસ-માનસી" ઇત્યાદિ અમારા સૌથી પહેલા નિવેદનમાંનો અર્થ અબાધપણે ઊભો છે; તેથી 'માનસી=સરસ્વતી' એ ખોટું નથી, સાચું છે.—તંત્રી

1. સોળ વિદ્યાદેવીઓ નીચે-મુજબ છે: (૧) રોહિણી (૨) પ્રજ્ઞપ્તિ (૩) વજ્રશૃંખલા (૪) વજ્રાંકુશી (૫) અપ્રતિચક્રા—ચક્રેશ્વરી (૬) પુરુષદત્તા—નરદત્તા (૭) કાલી (૮) મહાકાલી (૯) ગૌરી (૧૦) ગાંધારી (૧૧) સર્વાસ્ત્ર—મહાજ્વાલા (૧૨) માનવી (૧૩) વૈરોટ્યા (૧૪) અચ્છુપ્તા (૧૫) માનસી (૧૬) મહામાનસી.

વિદ્યાદેવીઓનો અર્થ કરવામાં શ્રી બી. સી. ભટ્ટાચાર્ય[2] તથા દિ.બ. નર્મદાશંકર દેવશંકર મહેતા[3] જેવા વિદ્વાનોએ ભૂલો કરી છે. તેઓ એનો અર્થ 'સરસ્વતીનાં સોળ સ્વરૂપો' એ રીતનો જે કરે છે તે બરાબર નથી. જૈનધર્મના ગ્રંથોમાં એ વિદ્યાદેવીઓની કલ્પના મંત્રની અધિષ્ઠાયિકાઓ તરીકે કરવામાં આવી છે, અને તે અનુસાર એ સોળે વિદ્યાદેવીઓનાં જુદાંજુદાં સ્વરૂપો જુદીજુદી મુદ્રાઓ અને જુદાજુદા મંત્રો તેમ જ મૂર્તિઓની પણ કલ્પના કરવામાં આવી છે.[4]

**માનસીનાં ભિન્નભિન્ન સ્વરૂપો**

'માનસી' શબ્દના વ્યુત્પત્તિઅર્થ 'ધ્યાન ધરનારાના મનને સાન્નિધ્ય કરનારી' એવો થાય છે.

સિતશકુનિગતા ઽઽશુ માનસીદ્ધા ઽઽત્તતતિમિરં મદ ભાસુરા જિતાશમ્ ।
વિતરતુ દધતી પવિં ક્ષતોદ્યત્ તતતિમિરં મહસાસુરાજિતાશમ્ ॥૮॥ ૨॥
—સ્તુતિ ચતુર્વિંશતિકા

[શ્લોકાર્થ : રાજહંસ ઉપર આરૂઢ થએલી એવી, વળી મદ વડે શોભતા અસુરોથી (પણ) નહિ જીતાએલી તથા વળી દેદીપ્યમાન એવી, તેમ જ વળી ગ્રહણ કર્યો છે વિસ્તારને જેણે એવા (અર્થાત્ વિશાળ), વળી નાશ કર્યો છે ઉદય પામતા ગાઢ અંધકારનો જેણે એવા અને (અતએવ) વીજળીના પ્રકાશ વડે સુપ્રકાશિત કરી છે દિશાઓને જેણે એવા વજ્રને ધારણ કરતી થકી માનસી (દેવી) સત્વર સુખ સમર્પો.]

૨. જુઓ: Malaviya Commemoration Volume Pp. 291- 303.

૩. 'શાક્ત સંપ્રદાય' નામના પુસ્તકમાં તેઓ જણાવે છે કે 'સરસ્વતીનાં વિદ્યાવ્યૂહો ૧૬ માનવામાં આવે છે. એમ લખીને તેઓ સોળ વિદ્યાદેવીઓનાં નામ આપે છે. —'શાક્તસંપ્રદાય અને જૈનધર્મ' પ્રકરણ પંદરમું પૃ. ૧૭૧

૪. એ સોળે વિદ્યાદેવીઓની ચિત્રમૂર્તિઓ, તેનાં ધ્યાન તથા મંત્ર વગેરે માટે જુઓ હવે પછી પ્રસિદ્ધ થનાર 'શ્રી જૈન ચિત્રકલ્પદ્રુમ' નામનો ગ્રંથ.

હિમાંશુરોચિ: પ્રતિમા નિતાન્ત ચેતાબ્જહસ્તા ધૃતશૂલમાલા ।
વરપ્રસન્નાઽઽનન પૂર્ણચન્દ્રા સા માનુષી (? માનસી)નો દુરિતાનિ હન્તુ ।। ૧૭।।
—મન્ત્રાધિરાજકલ્પ

[શ્લોકાર્થ : જેની પ્રતિમા ચંદ્રપ્રભા જેવી છે, (જે) પોતાના હાથમાં સફેદ કમળ, ત્રિશૂલ, અક્ષસૂત્ર–જપમાલા તથા વરદને ધારણ કરવાવાળી છે (તે) માનુષી (માનસી) કે જેનું પ્રસન્ન મુખ પૂર્ણચન્દ્ર જેવું (શોભે) છે તે અમારાં પાપનો નાશ કરો.]

'નિર્વાણકલિકા'ના મત પ્રમાણે:

'તથા માનસી ધવલવર્ણાં હંસવાહનાં ચતુર્ભુજાં વરદવજ્રાલંકૃતદક્ષિણકરાં
અક્ષવલયાશનિયુક્તવામકરાં ચેતિ' ।। ૧૫ ।। –નિર્વાણકલિકા પૃ. ૩૮[૫]

[ભાવાર્થ : 'માનસી ધવલવર્ણા, હંસપક્ષી ઉપર આરૂઢ થયેલી, ચાર હાથવાળી, જેના જમણા બે હાથ વરદ અને વજ્રથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ જપમાલા અને વજ્રથી શોભે છે.]

'આચારદિનકર'ના મત પ્રમાણે:

હંસાસનસમાસીના વરદેન્દ્રાયુધાન્વિતા । .
માનસી માનસીં પીડાં હન્તુ જામ્બૂનદચ્છવિ: ।।
—આચારદિનકર, પત્રાંક ૧૬૨

[ ભાવાર્થ : હંસ ઉપર આરૂઢ થએલી, વરદ તથા વજ્રના આયુધવાળી, સુવર્ણવર્ણા માનસી (દેવી) મારી માનસિક ઉપાધિનો નાશ કરો. ]

દિગંબર ગ્રંથોના ઉલ્લેખ પ્રમાણે તેનું વાહન રક્તસર્પ હોવું જોઈએ:

માર્ગં જ્ઞે નિશ્ચલયન્ વિનેયાન્ પ્રાભાવયદ્ય : સુતપ : શ્રુતાદ્યૈ :
રક્તાહિગા તત્પ્રણુતા પ્રણામમુદ્રાન્વિતા માનસિ મેસ્મિ માન્યા ।। ૫૧ ।।
—પ્રતિષ્ઠાસારોદ્ધાર પૃ. ૫૬

શ્લોકનો પૂર્વાર્ધ અશુદ્ધ હોવાથી અને વર્ણનમાં તેના વાહનનો જ ફક્ત ઉલ્લેખ કરેલો હોવાથી તેનો ભાવાર્થ આપ્યો નથી.

૫. શ્રી. ભટ્ટાચાર્ય નિર્વાણકલિકાનો પાઠ આપીને 'સિંહવાહના' જણાવે છે: 'માનસીં ધવલવર્ણાં સિંહવાહનાં ચતુર્ભુજાં...! –'માલવીય અભિનંદન ગ્રંથ' પૃ. ૩૦૨, ફુટનોટ ૪

ઉપર્યુક્ત પાંચ વર્ણનોમાં કોઇ પણ સ્થળે માનસીદેવીને સિંહના વાહનવાળી કલ્પવામાં આવી નથી. શ્રી બી. સી. ભટ્ટાચાર્ય 'નિર્વાણકલિકા'નો જે પાઠ 'સિંહવાહના' તરીકેનો રજૂ કરે છે તેને બદલે, છપાએલી પ્રતમાં 'હંસવાહના'નો પાઠ સ્પષ્ટ છે. 'નિર્વાણ-કલિકા'ની પ્રત ઇ. ૧૯૨૬માં છપાએલી છે. અને ત્યાર પછી ૭ વર્ષ વીત્યા બાદ ઇ. ૧૯૩૨માં તેમનો લેખ પ્રસિદ્ધ થયો છે. તો ત્યાં સુધીમાં છપાએલી પ્રત તેમના જોવામાં ન આવી હોય એ અસંભવિત છે. મારી માન્યતા પ્રમાણે માનસીની સાથેની સોળમી વિદ્યાદેવી મહામાનસીનું વાહન સિંહ છે તે ઉપરથી આ ભૂલ કદાચ થવા પામી હોય.

ગમે તેમ હોય, આપણો મુદ્દો એ છે કે માનસીને શ્વેતાંબર સંપ્રદાયના દરેકે દરેક ગ્રંથમાં હંસવાહના જ કલ્પવામાં આવી છે. મારી પાસેના તેના પ્રાચીન ચિત્રમાં પણ તે હંસવાહના જ આલેખેલી છે.

અને હંસવાહના હોઇને પણ તેને સરસ્વતીની રૂપે કલ્પવામાં તો કોઇ પણ જૈન ગ્રંથમાં નથી આવી. સરસ્વતીનાં જુદાં જુદાં સ્વરૂપો તથા જૈન ગ્રંથોમાં આપેલા તેના મંત્રો વગેરે વિષે 'કૌમુદી' માસિકમાં 'સરસ્વતી' નામથી પ્રકટ થતી મારી વિસ્તૃત લેખમાળા જોવા ભલામણ છે, જે ઉપરથી આપણને ખાતરી થશે કે 'માનસી' તે 'સરસ્વતી'નું સ્વરૂપ નથી જ."

૧. કેટલા અગાધ અફસોસની વાત! હવે અમે ક્યાં જઇએ ને શું કરીએ? ... માનસી એ સરસ્વતીનું જ સ્વરૂપ હતું, એમ સિદ્ધ કરવા માટે વડોદરા પ્રાચ્યવિદ્યામંદિરમાંના સંખ્યાબંધ અણુતપાસ્યા અપ્રસિદ્ધ ગ્રંથોનું ધમધોકાર અન્વેષણ આદરીએ? અને પછી, ઉપરના કરતાં સવાઇ વિદ્વત્તા પ્રદર્શિત કરીને અમારા માનવંત હરીફને હંફાવીએ? ... અખતરો અજ-માવવા જેવો તો ખરો. બાકી તો, એક ગુજરાતી વિદ્વાન બંગાળી વિદ્વાનને ઉપર મુજબ સામર્થ્યપૂર્વક તોડી શકે છે એ તો કદાચ આપણે સૌને માટે મોટા હરખનો વિષય ગણાવો જોઇએ.—તંત્રી

શ્રી. સારાભાઇ નવાબના ઉપરના ખુલાસામાં મારે વિશેષ ઉમેરવાપણું નથી.

'માનસી'ના નામ વિષેના આ ખુલાસા ઉપરાંત 'ધ્યાનમુદ્રા' શબ્દના ઉપયોગ વિષે, તેમજ 'માનસી'ના પૂઠા ઉપર લખાએલા નામાક્ષરોના કાનાના અંદરની બાજુએ વળેલા છેડા વિષે પણ એમણે મતભેદ દર્શાવ્યો છે.

'ધ્યાનમુદ્રા' શબ્દ વિષે જૈન મંત્રશાસ્ત્રના પોતાના અભ્યાસને આધારે તેઓ જણાવે છે કે "ધ્યાન એટલે ચિંતન-સ્વરૂપ; અને 'મુદ્રા' એટલે ધ્યાન ધરતી વખતે કરવામાં આવતી જુદી જુદી આકૃતિ. જૈન ગ્રંથો પ્રમાણે સોળે વિદ્યાદેવીઓની મુદ્રાઓ જુદી જુદી છે. પ્રસ્તુત માનસીદેવીની મુદ્રા જ્વલનમુદ્રા છે..."

આ બાબતમાં તેઓ 'ધ્યાનમુદ્રા' શબ્દના કેવળ મંત્રશાસ્ત્રને લગતા જ 'ધ્યાન' અને 'મુદ્રા'ના અર્થને વળગી રહે છે. પણ એ આખો શબ્દ 'ધ્યાનમુદ્રા' Symbol, સંજ્ઞા, પ્રતીક એ અર્થમાં પણ ગુજરાતીમાં વપરાતો આવ્યો છે. કોશ પ્રમાણે 'મુદ્રા'ના અર્થ : (૧) છાપ, મહોર (૨) વીંટી (૩) સિક્કો (૪) ગોસાંઇઓની કાનની કડી (૫) છાતીએ હાથે મારેલો ડામ કે છાપું (૬) મુખાકૃતિ, ચહેરાનો દેખાવ (૭) અમુક પ્રકારનો અંગવિન્યાસ (૮) હાથ કે આંગળાંનો (સંધ્યા વખતે) બનાવાતો આકાર—આમ આઠ પ્રકારના અર્થ થાય છે. મારી નોંધમાં મેં સ્પષ્ટ કર્યું છે તે પ્રમાણે અત્રે 'મુદ્રા' શબ્દ છાપ-સિક્કો-Sealના અર્થમાં વપરાએલો છે. કોઇ સંસ્થા, કોઇ વ્યક્તિ કે કોઇ પ્રવૃત્તિ પોતાનું ધ્યેય સદાકાળ લક્ષમાં-ચિંતનમાં રહ્યા કરે તે માટે એ ધ્યેયના સ્વરૂપની જે સંજ્ઞા નક્કી કરે તે ધ્યાનમુદ્રા કે ધ્યાનસંજ્ઞા.

'માનસી' નામાક્ષરોના કાનાના એ પ્રકારના વળાક કોઇ હસ્તલિખિત પ્રતમાં જોયાનું મને સ્મરણ છે. હસ્તલિખિત પ્રતોના પોતાના તેમ જ મુનિશ્રી પુણ્યવિજયજી જેવા નિષ્ણાતોના બહોળા

અનુભવીઓના મતદર્શન સાથે શ્રી. સારાભાઇ મને જણાવે છે કે એમના કોઇના જોવામાં એ પ્રકારની લિપિ આવી નથી. વળી ભારતની સઘળી લિપિઓ દક્ષિણાવર્ત (જમણી બાજુથી ડાબી તરફ) લખાતી હોવાને લીધે કાના સીધા જ વાળવા જોઇએ,– અવળા વાળવાથી પ્રાચીન સંસ્કૃતિની અવજ્ઞા થાય.[૬] હસ્તપ્રતોના એમના જેવા અભ્યાસીઓના અભિપ્રાય આગળ, હું મારા સ્મરણને મૂલ્યવાન કદાચ ન લેખું; પણ કળાના કલ્પનાવિહાર ઉપર પ્રતિબંધ મૂકવો તો ઇષ્ટ નથી લાગતો.

આ બધા મુદ્દાઓની ચર્ચા એક સાચા અભ્યાસીને છાજે એટલા ઉદાર ભાવથી અને શુદ્ધ હૃદયથી કરીને તે તરફ મારૂં ધ્યાન ખેંચવા માટે, તેમ જ એની બધી સામગ્રી મને પૂરી પાડીને આ ખુલાસો પ્રકટ કરવાની મને તક આપવા માટે શ્રી સારાભાઇ નવાબનો આભારી છું.

બચુભાઇ રાવત

૬ ડૉ. હીરાનન્દ શાસ્ત્રી જણાવે છે કે–'મદ્રાસ પ્રાંતમાં ગુત્તી (Gutti Rly. station) સ્ટેશન પાસે મહારાજા અશોકના એક શિલાલેખમાં બંને પ્રકારના કાનાવાળા અક્ષરો મળી આવેલા છે. એકાદ બે સિક્કાઓ (Coins)માં પણ આ પ્રમાણે અક્ષરો મળી આવેલા છે.

•

'જીવનવિકાસ'–પૂર્તિ (પૃ. ૪૩૪થી): જીવન અને ઉત્ક્રાંતિના મહાપ્રશ્નને ચર્ચતું આ નાનું પુસ્તક ગુજરાતની પ્રજા સમક્ષ મૂકવા માટે ફાર્બસ સભાને ધન્યવાદ આપીએ અને ઇચ્છીએ કે સભા પોતાનાં પુસ્તકોનું રૂપરંગ–પૂંઠું, ચિત્રો, આકૃતિઓ–અન્ય ભાષાનાં સુંદર પુસ્તકોની જેવું આકર્ષક બનાવે. —બ. ક.

# ધ્વનિ-પૂર્તિ

ઑગસ્ટ સ્ટ્રિન્ડબર્ગ

જાતજાતના વિદેશી વિચારો અત્યારે આપણા દેશમાં પૂર જેસથી ધસારો કરી રહ્યા છે. આ ધસારાનું અંતિમ પરિણામ જે આવે તે ખરું, પણ અત્યારે તો એણે પ્રજામાનસમાં ભારે વ્યામોહ ઉત્પન્ન કર્યો છે, અને જૂનાનવામાંથી શું સારું કે સ્વીકાર્ય તેની વિમાસણમાં સૌને નાખી દીધાં છે. આવા સંજોગોમાં એ વિદેશી વિચારોનાં ઇષ્ટાનિષ્ટ પરિણામો આલેખતી જે કંઇ સાહિત્યકૃતિઓ ત્યાંના જ સમર્થ સર્જકોએ રચેલી હોય તે એના અસલ સ્વરૂપમાં જ લોકો સમક્ષ રજૂ કરવામાં આવે, તો આ ધસારાને લીધે ઉપસ્થિત થયેલા પ્રશ્નોના નિરાકરણમાં તે ઘણે અંશે ઉપયોગી થઇ પડે એ દેખીતું છે. જે નવી પ્રથાઓનો આપણે ત્યાં અત્યારે એક પક્ષ તરફથી ભારે ઉત્સાહપૂર્વક પુરસ્કાર કરવામાં આવે છે તેનું પરિણામ ખુદ યૂરોપમાં જ કેવું આવેલું એનો ચિતાર ત્યાંના જ લેખકોની ઉત્તમ કલાકૃતિઓ મારફત આપણે જનતા આગળ મૂકેલ હોય તો એ પ્રથાઓની યોગ્યાયોગ્યતાનું યથાર્થ તોલન તે પોતાની મેળે કરી શકે. એટલે આજના દિવસોમાં આપણા અનુવાદકો, પ્રકાશકો અને પત્રકારોની એક પવિત્ર ફરજ એ ઠરે છે કે સમકાલીન પ્રજામાનસને ડહોળી રહેલા નવા વિચારોને લગતી જે કંઇ સબળ કૃતિઓ ખુદ યૂરોપના જ સાહિત્યસર્જકોએ રચેલી હોય તે વિચારપૂર્વક ચૂંટીને આપણા વાચકો આગળ સબળ રીતે ધર્યા કરવી, કે જેથી એ વિચારોની સ્વીકાર્યાસ્વીકાર્યતા વિશે તેઓ જાતે નિર્ણય પર આવી શકે. એ દિશામાં એક અલ્પ પ્રયોગ તરીકે, લગ્નવિષયક જે નવા નવા વાદો હમણાં હમણાં આપણે ત્યાં યૂરોપ અમેરિકામાંથી આયાત થઇ રહ્યા છે તેના ગર્ભમાં ઇષ્ટ પક્ષે તો જે હોય તે, પણ અનિષ્ટ પક્ષે જે ભયસ્થાનો રહેલાં છે તેનું વેધક ચિત્ર આપતું એક નાનકડું નાટક આ અંકનાં પ્રારંભપૃષ્ઠોમાં મૂક્યું છે.

એનો લેખક ઑગસ્ટ સ્ટ્રિન્ડબર્ગ (૧૮૪૯–૧૯૧૨) ગયા જમાનાનો મહા પ્રતિભાશાળી સાહિત્યસર્જક હતો. આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામી ચૂકેલા અને સમસ્ત યૂરોપીય સાહિત્યમાં જેનો ફાળો મહામૂલ્યવાન ગણાય છે એવા એ સાહિત્યકારનું નામ ગુજરાતમાં આજ સુધી છેક જ અપરિચિત રહ્યું છે એ જરા નવાઇ જેવું છે. એનું એક કારણ કદાચ એ હોય કે એ મહાન નારી-દ્વેષી સાહિત્યકારનો પરિચય આપવામાં ચાલુ પ્રવાહની વિરુદ્ધ જવા જેવું લાગે તેને લીધે જે અપ્રિયતાનો સંભવ રહેલો છે તે વહોરવા આજ સુધી કોઇ તૈયાર થયું ન હોય. એ જે હોય તે, પણ આજના જમાનામાં એનાં કેટલાંક વાર્તાનાટકો અભિનવ–નારીવાદની દૃષ્ટિએ કંઇક કટુ લાગે એવાં હોવા છતાં એકંદરે તો તે સઘળાં ખરેખર પથ્ય થઇ પડે એવાં છે, એટલે વહેલો મોડો ગુજરાતને એના જીવન તેમ સર્જન ઉભયનો સવિસ્તર પરિચય આપ્યા વગર ચાલે એમ નથી. પણ એ તો ભવિષ્યમાં કોઇ અનુકૂળ પ્રસંગે બને ત્યારે, એટલે અત્યારે અહીં તો એની છેક જ આછી પિછાનથી સંતોષ પામવાનો છે.

ઑગસ્ટ સ્ટ્રિન્ડબર્ગ સ્વીડનનો વતની હતો, અને એનો જન્મ સ્ટૉકહોમમાં સને ૧૮૪૯માં થયો હતો. એનો પિતા વેપાર કરતો હતો, પણ એમાં એને દેવાળું કાઢવું પડેલું. અને એની મા દારૂના પીઠામાં કામ કરતી હતી. આવાં ગરીબ માબાપને ત્યાં અગિયાર ભાઇ-ભાંડુઓના સાથમાં એ ઊછર્યો હતો, એટલે એનું બાલ્યજીવન ભારે કંગાલિયતમાં પસાર થયું હતું. આ કંગાલિયતનાં દુઃખોની અસર એના ચિત્ત પર જીવનભર રહેલી. આટલી ગરીબીમાંથી પણ જેમ તેમ માર્ગ કરી તેણે વિદ્યાપીઠ સુધીનું શિક્ષણ મેળવેલું. વીસ વરસની ઉમરથી જ એણે સાહિત્યસેવા આદરેલી અને એ ઊગતી જુવાનીમાં જ એ સમાજવાદનો તેમ સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય મળવું જોઇએ એ મતનો હિમાયતી બનેલો પણ છવીસ વરસની વયે એ એક નટીને પરણ્યો, અને અપ્ટન સિંક્લેર કહે છે તેમ

Needles and pins, needles and pins,
When a man marries, his trouble begins.

એવું એને માટે બન્યું. થોડાં વરસના લગ્નજીવન પછી એની પત્નીએ નટીનો ધંધો ફરી પાછો શરૂ કરવાનો વિચાર કર્યો, પણ સ્ટ્રિન્ડબર્ગને તે પસંદ નહોતું એટલે બન્ને વચ્ચે વિખવાદ પેઠો, અને આખરે સાત વરસના પરણેતર પછી સ્ટ્રિન્ડબર્ગને તેનાથી છૂટું પડવું પડયું. સ્ટ્રિન્ડબર્ગ લગ્નને મૂળથી અવિયોજ્ય ધર્મસંબંધરૂપે લેખતો હતો તેથી આ છૂટાછેડાથી એને અત્યંત કષ્ટ થયું. અને એથી પોતાને વેઠેલી યાતનાઓ એણે 'Confessions of a Fool' નામે આત્મકથામાં ઠાલવી. આ આત્મકથામાં સ્વાભાવિક રીતે જ એને સ્ત્રીપુરુષની શક્તિઓનો તુલનાત્મક વિચાર કરવાનું પ્રાપ્ત થયું, અને પરિણામે એ એવા નિર્ણય પર આવ્યો કે સ્ત્રી પુરુષ કરતાં કેવળ શારીરિક બૌદ્ધિક અને નૈતિક દૃષ્ટિએ જ નિકૃષ્ટ નથી, પણ એ ઉપરાંત સમસ્ત જીવનશાસ્ત્રની દૃષ્ટિએ પણ તે પુરુષ કરતાં નિકૃષ્ટ છે. અત્યારના જમાનામાં એનો આ નિર્ણય ભારે વિલક્ષણ લાગે એવો છે, પણ એ સંબંધમાં આપણે ગમે તેવું વલણ લઈએ તો પણ, એ વાદને મૂળભૂત સિદ્ધાંત તરીકે લઈને એણે જે કૃતિ રચેલી છે તેની અંદરની સર્જક શક્તિ, વાસ્તવિકતા, અને વેધકતાનો તો સ્વીકાર કર્યા વિના ચાલે એમ જ નથી. આ કૃતિ તે એનું સુવિખ્યાત કરુણ નાટક 'The Father' 'છોકરાનો બાપ કોણ?' આ નાટકમાં એણે ધણીને વશ કરવા મથતી એક પ્રપંચી સ્ત્રીનાં કાવતરાંથી એના પતિની કેવી દુર્દશા થઈ છે, એનું હૃદયસ્પર્શી નિરૂપણ કરેલું છે. 'Lady Julia' નામે એક બીજું નાટક પણ એવું જ સચોટ છે, અને તેમાં આજની નરદ્વેષી અભિનવ નારી જેને સ્ટ્રિન્ડબર્ગ વસ્તુત: અર્ધનારી (half-Woman) જ કહે છે તેનો-કેવો વિનિપાત થાય છે તેનો ચિતાર આપ્યો છે. આ તો એનાં અનેકમાંથી ફક્ત બે જ નાટકની કેવળ ઉપલક ઓળખાણ આપી પણ એનાં ઘણાંખરાં

નાટકો તેમ વાર્તાઓ એના આ નવીન સિદ્ધાન્તથી ઓછેવત્તે અંશે રંગાયાં વિના રહ્યાં નથી. આપણા સ્વ. કાન્તની પેઠે સ્ટ્રિન્ડબર્ગ ઉત્તર વયમાં સ્વીડનબોર્ગ તરફ વળેલા, અને ક્રમે ક્રમે તે ખ્રિસ્તી પંથના એ ઓલિયા ('મિસ્ટિક') જેવા બની ગએલા.

સ્ટ્રિન્ડબર્ગનું સર્જન જેટલું વિપુલ તેટલું જ વૈવિધ્યમય છે: એણે ઐતિહાસિક, સામાજિક, તેમ અન્યોક્તિમય નાટકો લખ્યાં છે. સાંસારિક કટાક્ષાત્મક વાર્તાઓ નવલકથાઓ લખેલી છે, નવલિકાઓ પણ લખી છે. એનો સમગ્ર કૃતિસમૂહ સાઠેક ગ્રંથો રોકે એટલો વિશાળ છે. આ ગ્રંથસમૂહ દ્વારા એણે સ્વીડનના સાહિત્યને અમર કર્યું છે એટલું જ નહિ, પણ સમસ્ત યૂરોપની વાસ્તવદર્શી કલાને જબરો વેગ આપ્યો છે, અને તેના નાટક તથા વાર્તાસાહિત્ય પર ચિરંજીવ મહોર મારી છે. આવા મહા પ્રતિભાશાળી સાહિત્યસર્જકની કૃતિઓ ગુજરાતમાં વધુ વધુ વંચાય અને ફેલાય એવું કોણ નહિ ઇચ્છે?'

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

## મેક્સિમ ગોર્કી

ગોર્કીના કરતાં વધારે મહાન પ્રતિભાવાળા સાહિત્યકારો આપણે ત્યાં ગયાં પંદર વર્ષમાં થયા છે અને હજુ ય આપણી વચ્ચે છે. પરંતુ, ગોર્કીની એકંદર વાઙ્મયિક તેમ જ વ્યક્તિગત સંપ્રાપ્તિ એવી છે કે તેને આપણે આપણા જીવંત સાહિત્યકારોમાં સૌથી અગ્રિમ તરીકે, રશિયાના સાહિત્યવિષયક પ્રજાતંત્રના જાણે પ્રમુખ તરીકે, સ્વીકારવો જોઇએ.

લંડનયુનિવર્સિટીના રશિયનના અધ્યાપક તથા અધ્યાપન ઉપરાંત ઊંચી કોટિના ગ્રંથલેખન દ્વારા પણ પોતાની ફરજ માનજનક રીતે બજાવનાર પ્રિન્સ મિર્સ્કીના ૧૯૨૮માં વપરાયલા એ શબ્દો[1] મેક્સિમ ગોર્કીના અવસાનવર્ષ માટે પણ સાચા છે.

૧. 'કૉન્ટેમ્પરરી મુવમેંટ્સ ઇન યુરોપીઅન લિટરેચર' પૃ. ૧૫૬.

ગોર્કીએ (લાંબી અને વેદનાકારી માનસિક પ્રશ્નોત્તરીને અંતે) સોવિયેટ રાજ્યસત્તાની સાથે પોતાનું નસીબ જોડ્યું તે કારણે તેમને આજે રશિયનો તથા રશિયા બહારનો જુવાન સાહિત્યપ્રેમી વર્ગ પાંચે આંગળે પૂજે છે એ તો ઉઘાડું છે; પણ એમની કારકિર્દીનું સમગ્ર દર્શન આપણને શીખવે છે તેમ, ગરીબનવાજ સોવિયેટો દુનિયામાં આવી ત્યાર પહેલાં ગરીબ અને ગરીબોના બેલી ગોર્કીનું લાક્ષણિક ઘડતર રશિયન શહેરોની ભીંડીબજારો કામાટીપુરાઓ અને ગોમતીપુરોમાં થઇ ચૂક્યું હતું; એમના સુકુમાર જીવાત્મામાં સમભાવનાં આંદોલનને તરવરતાં કર્યાં હતાં; અને એમની નૈસર્ગિક, જાતે તીક્ષ્ણ તેટલી જ પરિણામે વિસ્મયકારક, નિરીક્ષણશક્તિને બળે પ્રાણવંત વાસ્તવદૃષ્ટિથી ભરપૂર ભર્યાં સર્જન કરવા તેમને પ્રેર્યા હતા. એ શક્તિઓને વિશાલતર વ્યાસપીઠ એમના સોવિયેટ સાથેના સંબંધને કારણે લાધી એ હકીકત જેમ આપણે બાખુશી સ્વીકારીશું, તેમ, આ સત્ય પણ સ્વીકારીશું: ગોર્કીની રચનાઓ પહેલી સાહિત્ય છે અને પછી જ અમુક-એટલે કે 'પ્રોલેટેરિયન'—જીવનદૃષ્ટિવાળું સાહિત્ય છે. કેટલાક ગુજરાતી ખોટાખરા પ્રોલેટેરિયન લેખકોની માફક, તેમનો ગરીબપ્રેમ તેમને વિભાવનાએ ('કન્સેપ્શન' માં) વેવલા અને આલેખને કલાશત્રુ બનાવી મૂકતો નથી. આ કથનની સાબિતી એમની ગુજરાતીમાં ઉતરેલી કૃતિઓમાંથી જેમને મેળવવી હોય તેમને એક મરહુમ ત્રૈમાસિકમાંની 'તાન્યા અને છવીસ' તથા 'ત્રાપા પર' જેવી સુન્દર નવલિકાઓનાં નામ આપી શકાય. એના વાચકોને યાદ હશે તેમ એમાંની કલા ચેહોવ કે ટર્જેનેફ જેવી સભાન નથી તેટલી સ્વાભાવિક છે. સ્વાભાવિક, પણ કલા તો ખરી જ; કલા, નહિ કે કલાની ડેકડી—સાહિત્યની પાટી પર હજી માંડ ધૂળ નાંખતાં શીખેલાં આપણા આજના અગણ્ય 'સાહિત્યકારો' દર રોજ, દર અઠવાડિયે કે દર માસે આપણી સમક્ષ ઉછળતા ઉત્સાહે કરી બતાવે છે તેવી ડેકડી નહિ. જેવું કલાનું તેવું જ સમાજ પ્રત્યેની નૈતિક જવાબદારીનું. ગોર્કીના મિત્ર અને પ્રશંસક

લુનાચાર્સ્કીએ એક સ્થળે[1] દર્શાવ્યું છે તેમ, તેણે રખડુ ('ટ્રૅમ્પ્સ') બંને જાતના ચિતર્યા છે—જીવન પ્રત્યે નિર્ઘૃણ બનેલા તેમ જ જીવનના રસિયા; છતાં એમની સહાનુભૂતિ તો બંને પ્રકારમાં વર્તાતા છેલ્લા પાટલાના વ્યક્તિવાદ સાથે નથી, પણ એવા એવા રખડુઓમાં વસેલું શરીર હૃદય કે બુદ્ધિનું બળ સમાજના હિતાર્થે યોજી શકાય તેવાં સાધનસગવડ સમાજની વ્યક્તિમાત્રને સુલભ કરી આપે તેવી સમાજરચનાના વિધાયકો સાથે છે. એવા વિધાયકોમાં ગોર્કી રાજ્યતંત્રીઓનો તેમ જ વાઙ્મયસેવકોનો પણ સમાવેશ કરતા એમ આપણને, હમણાં બે જ વર્ષ પરની સોવિયેટ લેખકપરિષદમાં તેમણે કરેલા નિવેદન[2] પરથી માલુમ પડે છે. એ જ નિવેદનમાં તેમણે એક નગ્ન સત્ય એવું પણ ઉચ્ચારી નાંખેલું કે આપણે અહીં દોઢ હજાર લેખકો ભેગા થયા છીએ પણ તેમાંના પાંચેકને જ પ્રતિભાવંત અને પિસ્તાળીસેકને જ મેધાવંત ('ટૅલંટેડ') સમજવા. આ એક વધુ પુરાવો છે, પ્રકૃતિ વચ્ચે વસતો માનવ મર્યાદિત શક્તિનો છે, એવા એ ચિન્તકના સુસ્પષ્ટ દર્શનનો. એમની જગ્યાએ આપણા અમુકતમુક વાચાળ જ્યોતિર્ધરો હોત તો તો, પેલા બિચારા દોઢેદોઢ હજારને પોકળ ખુશામત વડે ફૂટવી મૂક્યા હોત એમાં શંકા ખરી ?...જગતના અને એના સ્વદેશના સાહિત્યમાં મૅક્સિમ ગોર્કીનું કાયમી સ્થાન શું છે, એ આજને દહાડે નક્કી થઇ શકે નહિ, પરંતુ, એમના જવાથી સમકાલીન જગતનાં શક્તિશાળી યુવાન સાહિત્ય વાઙ્મય સેવકોએ એક પ્રેરણામૂર્તિ ખોઇ છે અને જગતના નિર્ધનોએ તેમનો સૌથી સમર્થ વાઙ્મયિક પક્ષમંત્રી (ઍડવોકેટ) ખોયો છે એ તો નિર્વિવાદ વાત છે.

—વિ.

૧. 'સોવિયેટ લિટરેચર : એન ઍન્થૉલોજી' પૃ ૪૧૦.
૨. 'પ્રૉબ્લેમ્સ ઑફ સોવિયેટ લિટરેચર' પૃ. ૬૭.

ઢેકડાની પ્રગતિ . . .

> પ્રગતિશીલ લેખકસંઘ યહ નામ હી મેરે વિચાર-સે ગલત હૈ. સાહિત્યકાર યા કલાકાર સ્વભાવત: પ્રગતિશીલ હોતા હૈ; અગર યહ ઉસ-કા સ્વભાવ ન હોતા, તો શાયદ વહ સાહિત્યકાર ન હોતા.

અમારી જાણ પ્રમાણે, સૌથી પહેલી 'પ્રોગ્રેસિવ રાઇટર્સ એસોસિએશન' એ નામની સંસ્થા ગયે કે આગલે વર્ષે લંડનમાં વસતા કેટલાક હિંદીવાનોએ સ્થાપી હતી. ખરી રીતે, ત્યાં વસતા અમુક એક બિનહિંદુ કોમના લેખકો તેમાં મુખ્ય ભાગે હતા. પછી એ નામવાળી થોડી થોડી પ્રવૃત્તિ હિંદનાં બીજાં શહેરો ઉપરાંત લખનૌ, મુંબાઇ અને અમદાવાદમાં પણ છે. લખનૌના સભાપતિ રા. પ્રેમચંદજીએ જે ભાષણ આપેલું તેમાંથી ઉપલા શબ્દો લીધા છે. એ શબ્દોથી વ્યક્ત થતા સિદ્ધાંતને સ્ફુટ કરનારાં દૃષ્ટાંત વિચારીએ તો એમ લાગ્યા વિના રહેતું નથી કે વ્યાસ વાલ્મીકિ કે હોમરથી માંડીને આજ સુધીનો દરેક ખરો સાહિત્યકાર (અને આમાં ગોર્કી જેવા સામ્યવાદીને પણ ગણી શકાય.) પ્રગતિશીલ જ હતો અને છે. ઉપરના અવતરણમાં સૂચવાયું છે તેમ, સાહિત્યકારના સ્વભાવ-ધર્મથી જ વિરુદ્ધ છે, પ્રગતિ પોતે ન કરવી તે તથા સમકાલીન સમાજને ન કરાવવી તે. અને સાહિત્યકારનો સ્વભાવ એ કે પોતાનાં વિશિષ્ટ પ્રતિભાચક્ષુથી જગતને જોવું, એ દર્શનનું પ્રતિબિંબ પોતાની સૂક્ષ્મકલાત્મક રચનાઓમાં ઝીલવું, અને એ રચનાઓને એની મેળે, એમાંના આર્ષદર્શન, સનાતન માનવભાવો તથા કલાપ્રભાવ વડે કરીને જ, નવીન સમાજની વિધાત્રીઓ થવા દેવી. સમાજને એ રીતે પ્રગતિ પમાડનારો પ્રત્યેક વાઙ્મયનિર્માતા પ્રગતિશીલ છે; પણ, સાહિત્યના કશા ખરા દૈવત વિના, અથવા થોડાઘણા દૈવત સહિત પણ, સમાજની સામો ઉભો રહીને, "હું જ તમને પ્રગતિ પમાડનારો છું" એ ભાવાર્થના ઉદ્ગારો કાઢતો જે, એક વધુ વાડો જમાવીને, પોતાને 'પ્રગતિ-શીલ'ની ચિઠ્ઠી ચોડે છે, તે બિચારો તો સાહોસીનો ગતિશીલ પણ

નથી. તેની ગતિ જે કૈં થાય છે તે એકાદ સાંકડા કુંડાળામાં જ, સીધે સરિયામ રસ્તે નહિ. તમે તેને ઘાંચીનોબેલ કે કૂવાનો દેડકો કહી શકો; થનગનતો અશ્વ નહિ કહી શકો. અમુક વાદ કે વિચારસરણીના દુર્ગહોથી સહજ એને મુસ્કેટાટ બંધાઇ જાય તે એને પોતાની 'નવી દુનિયા' કહે છે, તથા પોતે એને નવી કહી, સારી પેઠે જોરશોરથી નવી કહી, કહ્યા જ કરી, એટલે તે પટ્ કરતીકને નવી બનીને જાણે સામી ઊભી પણ રહી—આવા આવા અર્ધજાગૃત દશાના અધકચરા તરંગોમાં તે મહાલે છે. તે જૂનાને નામે જ ભડકે છે—જે બાયલાપણું છે; તે નવાને નામે જ મોહે છે—જે બેવકૂફી છે. તે પોતાને અર્હત્ માને છે, એટલે આત્મનિરીક્ષણ કરી શકતો નથી; અને એટલે જ, તે પોતે જૂનાનવાના સમન્વયનું ફળ છે—કાચું, પણ તાપે જળે અને કાળે કરીને પાકવાનું ફળ છે—એ સંભાવ્યતાનું તેને ભાન નથી. એ કચાશ, પાક અને પરિપાક શાના વડે પામશે?—સર્વ પક્ષોના તટસ્થ અભ્યાસ વડે; સદસદ્‌વિવેકબુદ્ધિના વિકાસ વડે; અમોઘ આત્મૌપમ્ય વડે; સાહિત્ય અને કલાના સહજ ધર્મોના અનુશીલન તથા આચરણ વડે. અને એટલી સાધના જેની હોય—કે હવે પછી હોવાની હોય—તે 'મૂડીવાદી' હોય, 'અમીરવર્ગી' હોય કે 'અટેલ ભમ્મર' હોય છતાં પહેલા નંબરનો પ્રગતિશીલ જ છે. તેને ખરી પરવા છે તે 'પ્રગતિ' એ ચિઠ્ઠીની નહિ, પણ પ્રગતિ એ ચીજની; એ પ્રગતિ એના સ્વભાવમાં જ છે અને યથાસ્થળ-સમય આવિર્ભાવ પામતી રહેવાની છે—પછી તેણે ભગુભાઇનો વંડો જન્મીને કદી જોયો ન હોય તો પણ, કદી જોવાનો ન હોય તો પણ.

### આપણા યુરોપીઅન પ્રકાશકો.

આ પ્રકાશકજાતિ આપણે ત્યાં નવી છે. તેની વ્યક્તિઓ જન્મે અને ભાષાએ તો ગુજરાતી હોય છે પણ કાર્યપદ્ધતિએ યુરોપીઅન બનવા જાય છે—એને દુકાનદુકાન જેવું કશું હોતું

નથી. આ કારણે એને 'બિનદુકાન પ્રકાશક' પણ કહેવામાં આવી છે. એ પ્રકાશકપ્રકાર ગુજરાતમાં અકાળે પેદા પજ્યો હોય ઘણો બિનકુદરતી છે. બિનકુદરતી અને અકાળે, કેમ કે એનાથી એક વધુ વચેટિયો, અંથકાર અને વાચક વચ્ચે, નાહકનો વધે છે; કેમ કે, શિષ્ટ ગુજરાતી ગ્રંથો હજારોની સંખ્યામાં વેચાતા થાય નહિ અને પ્રાંતમાં વ્યાપક પુસ્તકાલયપ્રવૃત્તિ અદ્યતન પદ્ધતિએ ચાલે નહિ, ત્યાં લગી—અને એ 'ત્યાં લગી' ક્યારે ટળશે તેની કોને ખબર છે? —આ પ્રકાશકોએ ત્રેવડી અનીતિ પર નભવાનો નુસખો અજમાવવો પડે છે: તેણે વાર્તાગ્રંથો પર સુદ્ધાં પોતાના બુકસેલરને તેત્રીશ ટકા જેવું શાહી, બાદશાહી, શહેનશાહી કમિશન આપવાનું થાય છે; તેણે અંથકાર પરત્વે ખીસાકાતરુ બનવાનું હોય છે, કેમ કે ગ્રંથકાર-ના ખીસામાં વાજબી રાહે જે રકમ—તેની પ્રતિભા પરિશ્રમ અને પ્રતિષ્ઠાના પ્રમાણમાં—પડવી જોઇએ, તે એને પામવા જ ન દેતાં આવા પ્રકાશકો તેને દસ કે બહુ તો બાર સાડાબાર ટકામાં પટાવે તથા પતાવે છે; તેઓ ખરીદનાર પ્રત્યે નફટાઇથી ઉઘાડેછોગ ધુતારા બને છે, કેમ કે તેમનાં પ્રકાશનોની કિંમત એ રાક્ષસી કિંમત હોય છે. આ અને પ્રકાશનપ્રવૃત્તિને લગતાં બીજાં બિંદુઓ ગયા થોડા માસ દરમ્યાન ચર્ચવાની જે થોડીઘણી પણ આ વિષયના ઇતિ-હાસમાં પહેલીવારની હિંમત 'જન્મભૂમિ' અને 'ફૂલછાબે' બતાવી છે, તે જોઇને ગુજરાતી લેખનવ્યવસાયના વિકાસમાં રસ લેનાર દરેકને આનંદ થયો છે. તેમણે તથા બીજાં પત્રોએ આ ચર્ચા જારી રાખીને લોકમત કેળવવો જોઇએ અને ગ્રંથકારો તથા ખરી-દનારાને ન્યાય મળે તે રીતે સફળપણે એ ચલાવવી જોઇએ. ગ્રંથ-કારોનો પણ ધર્મ છે કે તેમણે પોતાનું વેદિયાપણું દૂર કરીને પ્રકાશનપ્રવૃત્તિની વ્યવહારબાજુને સમજતા· ચતું; પ્રકાશકને પોતાનો પરમોદ્ધારક પયગંબરે—પયગંબરાન માનતા મટવું, એને સહકારી જ માનવો; પોતાના ધંધાના પ્રશ્નોનો નિર્ણય કરતી વખતે પ્રકાશક સાથેની પોતાની ભાઇબંધીના સંબંધને હદ-બેહદનો

લેખનકાર્ય માટેની ઓછી થયેલ શક્તિ પર ભાર મૂક્યા વિના એમ કહી શકાય કે જેમણે પોતાની વાઙ્મયપ્રવૃત્તિ માટે નાણાં ઊભાં કરવામાં જાત ઘસી નાંખી હોય તેમને હવે તેઓ જે કૈં લેખનશક્તિ બચાવી શક્યા હોય તેનો ઉપયોગ વધુ અભ્યાસ અને લેખન માટે કરવા દઇ, એમના જીવનનાં ઉત્તમ વર્ષો વેડફાવ્યા પછી, હવે તો જે એક બે એવા તમારી વચ્ચે મોજૂદ હોય તેમને આર્થિક ચિંતાથી કાયમ માટે સદંતર મુક્ત કરો–તેઓ દુનિયામાંથી બિનમોજૂદ બની જાય તે પહેલાં. (૬) એવા માણસ કે માણસો આજકાલના નહિ હોય–તેમનું કાર્ય અભિપ્રાય આપવાને સુપાત્ર વિચારકોએ માન્ય પણ રાખ્યું હશે. (૭) તમારી વિદ્યાસેવી સંસ્થામાં[૧] લાખો રૂપિયા છે; તમારાં સંસ્થાનો પાસે એકથી વધુ પ્રકારનાં વાઙ્મયોત્તેજક ફંડો છે અથવા તેઓ બીજી સગવડો આવા એકાદ બે કાર્યકર માટે તો, જો ખરેખર ધારે તો, ઝટકું મારતાંમાં ઊભી કરી શકે તેમ છે; તમારા લાખોપતિઓ ને કરોડપતિઓ પણ સુસમર્થ છે આવા થોડા લાયક માણસોની ચિંતા હમેશની ટાળવા. તો પછી, એમાંનો કોઇ અત્યંત મૂંઝવણની મનોદશામાં અને આર્થિક નિઃસહાયતાથી ચગદાતો, સુધાર્યું સુધરે નહિ તેવું કોઇ આખરી અને આકરૂં પગલું ભરી બેસે ત્યાર પહેલાં, અતિ મોડું થયા પહેલાં, ચેતો–ચેતો–ચેતો.

## પ્રકાશનો પ્રો. ડોલરરાયને મોકલો

ગુજરાત સાહિત્યસભાએ છત્રીસના અંતસ્થ વાઙ્મયની સમીક્ષાનું કાર્ય, પ્રો. ડોલરરાય ર. માંકડને ( ઠેઃ નં. ૧૮, ગૂજરાતનગર; કરાચી) સોંપ્યું છે. આ સંબંધી એ સંસ્થા જે વિનંતિ બહાર પાડે છે અને જે તેણે આ પત્ર દ્વારા પણ પ્રગટ થાય તેમ ઇચ્છયું છે, તેને અમારો પૂરેપૂરો ટેકો છે. અમે આ વર્ષનાં પ્રકાશનોના સર્વ લેખકો તેમ જ પ્રકાશકોને આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ કે તેમણે પોતાના પ્રકાશનની એકેક નકલ એ વિદ્વાન સમીક્ષકને મોકલ્યા વિના રહેવું નહિ. ખરી રીતે તો એમ થવું જોઇએ કે કોઇ પણ શિષ્ટ સામયિક શરૂ થાય એટલે તેને

૧. એના નિયમો આડા ન આવવા જોઇએ, જો કામ જ કરવું હોય તો. જડ નિયમોના ચેતનવંત અપવાદો ખુશીથી કરી શકાય છે; અને માણસે ઘડેલા નિયમો માણસ બહુ ખુશીથી ફેરવી શકે છે. એમાં ખરો સવાલ આટલો જ છે: તમારા દિલમાં માણસાઇ છે કે પથરો ?........

અવલોકન માટે ગ્રંથની પ્રત આપોઆપ જાય છે, તેમ જ, એક લાંબા સમયની પ્રતિષ્ઠિત સંસ્થા જે કાર્ય પ્રતિવર્ષ નિયમિતપણે અને ચીવટથી કરે-કરાવે છે, તેને કે તેણે પસંદ કરેલા સમીક્ષકને આપણે હવે ખુલ્લી માગણી કરવાની તકલીફમાં ઉતારવા જોઈએ નહિ પણ સમીક્ષકને ગ્રંથો આપોઆપ જવા જોઈએ; સભાએ જે કરવાનું તે એટલું જ કે જેમને કાર્ય સોંપાયું હોય તેમનું નામઠામ જાહેર કરવું અને પોતાનાથી બીજી બનતી સગવડ તેના કાર્યની સરળતા માટે આપવી.

## ૨. જીવનલાલે જગવેલી ચર્ચા

ઉપલા વિષય સંબંધે રા. જીવનલાલ અમરશી મહેતાએ કેટલીક ચર્ચા વર્તમાનપત્રોમાં ઉપાડી છે તે વાચકોએ જોઈ હશે. સમીક્ષક પ્રકાશનો 'મફત' લઈ જાય એ તેમને ગમતું નથી અને 'સંપૂર્ણ' સમીક્ષા ન થાય એ પણ ગમતું નથી. એમની પાસેથી અમે જાણવા માગીએ છીએ કે બે દસકાથી યે વધુ વખતથી આપ સામયિકોને પ્રત મોકલો છો તેની કિંમત માગો છો ? એ મળે છે ? કોઈ પણ ગ્રંથનું અવલોકન એ સામયિક લે કે ન લે, આપને અપૂર્ણ લાગે તેવું લે કે પરિપૂર્ણ લાગે તેવું લે, એ સંબંધી તેને આગવાં બંધનમાં આપ નાંખી શકો છો ? 'સંપૂર્ણ' શબ્દ આ આવા જગતમાં સાપેક્ષ નથી ? આપનું અમુક પ્રકાશન વાર્ષિકાવલોકનમાં કેટલી લંબાઈ ચોડાઈનું સ્થાન, આપની દૃષ્ટિએ 'સંપૂર્ણ' જ દેખાય તેવું, પામે એ સંબંધી સમીક્ષકને માથે કયે ન્યાયે સત્તાધારી થવા નીકળો છો ? અમે સમીક્ષકો અગ્રણી સાહિત્યકારનાં પ્રકાશનો અમને જો ન મોકલાય તો પણ હરપ્રયાસે તેને મેળવીને બનતો ન્યાય આપીએ છીએ તે સાવ સાચું છે. પણ એમાં પ્રકાશકોના પેટમાં શીદ દુખવા આવે છે ? કૃપા કરી યાદ રાખશો કે અમે સમીક્ષા કરતા હોઈએ છીએ તે વાઙ્મયના સર્જકો-ચિંતકોના કાર્યની, નહિ કે પ્રકાશકોનાં બહુવિધ અને બહુરંગી પરાક્રમોની. જો અમારું મુખ્ય કાર્ય એ હોય કે વર્ષના સક્રિય પ્રકાશકોની પ્રવૃત્તિના ગુણ ગાવા કે દોષ દેખાડવા, તો તો બેશક પોતાનાં પ્રકાશનો અથવા પ્રકાશનપ્રવૃત્તિનો વૃત્તાંત અમને નહિ મોકલનારનો સમાવેશ પણ અમે અમારી મેળે અને તેટલા સ્વતંત્રપણે કરેલા પ્રયાસથી અમારી સમીક્ષામાં કરત જ. અને સૌથી અજબ જેવું તો એ છે કે આ બાબતની ફરિયાદ આટલા બધામાંથી એક જ પ્રકાશકે કરી છે અને તે પણ, ઈશ્વર લેખકવર્ગ અને વાચકોની લાંબા સમયની કૃપાએ કરીને સારી રીતે ધનવાન બનેલા પ્રકાશકે !...

'પ્રજાબંધુ' કહે છે કે પુસ્તકો વાપરીને પ્રકાશકને પરત કરો; એ નહિ બને. પુસ્તકમાં કાર્યને અંગે અનેક તરેહનાં ચિતરામણ કરવાં પડ્યાં હોય; તેવાં એ રા. જીવનલાલને પાછાં ખપશે કે? પ્રકાશકે 'કમમાં કમ' પોતાની યાદી મોકલવી એમ વળી 'જન્મભૂમિ' કહે છે. અદ્દ્ભુત! માત્ર યાદી પરથી પુસ્તકની બધી જાતની લાયકાત મૂલવવાની દિવ્ય દૃષ્ટિ આપણા એ મશહૂર દૈનિકને લાધી હોય તો એ મોટા આનંદની વાત છે. પણ એ અમને નથી લાધી; જેમ, બીજી ઘણી શક્તિઓથી સંપન્ન એવા રા. લાલ ડોલરરાયને પણ નથી લાધી. માટે, અમે તો રા. જીવનલાલને, કશી યે ખોટી શરમ રાખ્યા વિના, કહી દઇએ છીએ કે વચ્ચે થોડાં વર્ષ આપે અમુક સમીક્ષકોનો બહિષ્કાર કર્યો તે કર્યો; પણ આ અને હવેનાં વર્ષોના સમીક્ષકો પ્રત્યે જો એવું વર્તન ચાલુ રાખ્યું છે, તો, ગુર્જરવાઙ્મયોદ્ધાર માટેના આપના સુદીર્ઘકાલીન પરમપ્રશંસાપાત્ર પ્રયાસો છતાં, દેવી માનસી આપને માફ નથી કરવાની. (તેઓ કદાચ જવાબ દેશે "અમે તો છીએ પહેલા દેવી લક્ષ્મીના ઉપાસક." ......આમીન!)

## 'ઇંગ્લાંડ અને હિંદુસ્તાનનો ઇતિહાસ'

મેટ્રિક્યુલેશનના નવા અભ્યાસક્રમને બરાબર ધ્યાનમાં રાખીને, પાઠ્યપુસ્તક ઉપરાંત પ્રશ્નોત્તરાત્મક માર્ગદર્શિકા તરીકે પણ ઉપયોગમાં લઇ શકાય તેવો આ ખપજોગી પૂરેપૂરી વિગતોથી ભરપૂર તેમ જ સહેલી ભાષામાં લખાયલો સાતસો પાનાનો ગ્રંથ સસ્તો પણ છે. (કેટલાકની ભૂલ થઇ છે તેમ તેની કિંમત વિભાગવાર રૂ. દોઢ નથી; બંને વિભાગોની મળીને જ રૂ. ૧॥ છે.) તેથી શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓના ધ્યાનપર એ લાવવાની પહેલી તક લઇએ છીએ. ભાવનગરની સનાતન ધર્મ હાઇસ્કુલના લાંબા સમયના અનુભવી શિક્ષક રા. ભાનુશંકર માનશંકર મહેતા, બી. એ. એમણે તે લખ્યો છે અને ભાવનગરના એક કાર્યદક્ષ પ્રકાશક રા. સાકરલાલ કલ્યાણજી વહોરાએ (ઠે. રૂવાપરી ગેટ) એ પ્રસિદ્ધ કર્યો છે. આ ઇતિહાસ માટે, અમે માનીએ છીએ કે. વિદ્યાર્થીઆલમ લાંબા સમય સુધી લેખક અને પ્રકાશકની ઋણી રહેશે.

## ચાર સહયોગીઓ

૧. પ્રજાબંધુ (શિક્ષણ-રાજકારણ વિશેષાંક): આ વિશેષાંકો આપણે ત્યાં નવી વસ્તુ છે; વધુમાં, બધી નવી વસ્તુઓમાં નથી હોતા એ

ગુણો—આખા અંકની કર્તવ્યભાનપૂર્વક વિચારાયલી એક યોજના, લખાણોનું યથાયોગ્ય લાઘવ અને પ્રમાણસરતા, લખાવટની તાજગી અને સહજ વિવિધતા, ચિંતનના વિષયોને પણ સર્જનદૃષ્ટિએ આલેખવાના ગણનાપાત્ર પ્રયાસ, અત્યારે ‘હવામાં’ છે તે વિષયોને હવાઇ નહિ પણ બને તેટલી સમતોલ દૃષ્ટિએ જોવાવિચારવાની એના લેખકોની તત્પરતા, ઇતર ભાષાઓમાંથી જે અણાય છે તેમાં પણ સુરુચિ અને વિવેકબુદ્ધિનો (આપણે ત્યાં અન્યત્ર વિલુપ્ત કેટલેક ભાગે થાય છે તે) સદુપયોગ—એ ગુણોથી આખો ય અંક સુમંડિત છે. રાજકારણવિભાગમાં ખાસ ઉચ્ચી કોટિનો લેખ ન દેખાયો એ અમારી ‘અરાજકીય’ દૃષ્ટિનો દોષ હશે ? કોણ જાણે.[1] પણ એમાં ય જેમ કેટલુંક અસ્વતંત્ર સુવાચન છે, તેમ, શિક્ષણવિભાગમાં આ ત્રણ સ્વતંત્ર લખાણો (એમાંનું સૌથી પહેલું, સૌથી વધુ; એ વાંચો તો ત્રણ વાર વાંચજો ને એથી ય ઘણી વધુ વાર સ્થિર મને વિચારજો.) ઉલ્લેખને પાત્ર લાગે છે : ‘અત્યારની શિક્ષણપ્રણાલિકા’ (‘ધૂમકેતુ’); ‘આયુર્વેદની શિક્ષણપરિપાટી’ (શિ. પ્રા. શુક્લ); અને ‘માધ્યમિક શિક્ષણ અને ઉદ્યોગ’ (હરભાઇ). જેમના મનોજઠરને માનસી’ના દેખાવમાત્રથી અપચો શરૂ થાય છે, તેમને સૂચવીશું કે તમારાં માનીતાં સર્જનાભાસી ચિંતનાભાસી ફૂરફૂરિયાં પઢવામાં વખત વેડફવાને બદલે આ વિશેષાંકમાંનાં સરળ અને પથ્ય સર્જનચિંતનોને માણતા થશો તો તમને જેમ એ તુર્ત પચશે અને મનોમય દેહમાં નવું લોહી આણશે તેમ આગળ જતાં (તમે હમણાં પણ જેનાથી કેટલેક અંશે તો નાહક ડરો છો તે) ‘માનસી’ પણ નીરોગી રહી પચાવશો.

૨. ‘બહાઉદ્દીન કોલેજ મેગેઝિન (માર્ચ ’૩૬) : ગુજરાતી વિભાગનો તંત્રીલેખ ‘અભિલાષ અને નોંધ’ વિદ્યાર્થીઓને પ્રોત્સાહક અને માર્ગદર્શક નિવડે તેવો છે. તેમાં વાઙ્મયનાં લલિત ઉપરાંત શાસ્ત્રીય અંગો પ્રત્યે પણ વળવાનું જે ઉદ્‌બોધન તંત્રીશ્રી કરે છે તે અવશ્ય એ પ્રદેશોના સહકાર્યોનું પ્રેરક અને સાધક થવું જોઇએ. ‘સાહિત્યના સ્વપ્નદ્રષ્ટાને’ એ એક હસ્તલિખિત સામયિકના ચાલકોને અપાયલી

૧. ખરી વાત એ લાગે છે કે આપણી હાલની સ્થિતિમાં, વાઙ્મયદૃષ્ટિએ, રાજ્યનીતિશાસ્ત્ર હોઇ શકવાનું જ બહુ થોડું. રાજ્યનીતિને જ્યારે અંતર અનુભવશે ને બુદ્ધિ સરાણે ચઢાવશે, ત્યારે જ એનું ખરું આપણું શાસ્ત્ર પાકશે. ત્યાં લગી પરાયું સંભાળપૂર્વક લવાય તેટલું વધુ સારું.

સાવભરી અને હિતકર સલાહનો પત્ર છે અને તેમાં પણ ઉત્સાહી વાઙ્મયસેવકોને પ્રેમથી કહેવાયલા બોધવચન અનુકરણીય છે. કાવ્યો-વાર્તાઓ ઉપરાંત જગન્નાથ પંડિત, રામાયણ અને ધર્મસાફલ્ય વિશેના લેખો પણ તે તે લેખકોની અભ્યાસ અને વિચારશીલતા તરફની અભિરુચિના સૂચક હોઇ, તેવા વધુ પ્રયાસો પ્રેરે એમ ઇચ્છીશું.

૩. શ્રી. ફાર્બસ ગુજ. સભા ત્રૈમાસિક ( એપ્રિલ-જૂન '૩૬ ): આપણી સૌથી જૂની અને જબરદાર વિદ્વન્મંડળીઓમાંની એકનું આ મુખ-પત્ર ગયા એપ્રિલથી શરૂ થયું છે, તેને સત્કારતાં આનંદ થાય છે. ગુજરાત તરીકે ગુજરાતના ઇતિહાસ અને સાહિત્યના સંશોધન વિષયે એકાગ્રતા સાધનાર આવા સામયિકની જરૂર હતી તે પ્રસ્તુત સંસ્થાએ પૂરી પાડી એ આપણા શાસ્ત્રીય વાઙ્મયનાં કેટલાંક અંગોના વિકાસ માટે સુચિન્હ છે. હવે સાધકબાધક ટીકા: (૧) આવી પીઢ માણસોની સંસ્થાને પણ એક મોટા નામની શેહમાં તણાઇને, લખનાર કે લખાવનાર એકેના નામને ન શોભે તેવું, માયાઉતાર, ઉપરચોટિયું ત્રણ નંબરવાળું લખાણ છાપ્યા વિના શું નહોતું ચાલતું? (૨) વિશ્વરશ્મિ અને ઉછેર વિશેનાં લખાણો જાતે ખોટાં નથી, પણ ત્રૈમાસિકના વિશિષ્ટ કાર્યક્ષેત્રમાં એવાંને સ્થાન ન હોવાને કારણે, એને અપાયલાં પાનાં બચાવીને એનો જુદો ઉપયોગ કરી શકાય. (૩) એવા ઉપયોગ સંબંધી બે ત્રણ સૂચના થઇ શકે: (અ) ગુજરાતી સિવાયની ભારતીય ભાષાઓમાં તથા અંગ્રેજીમાં ભારતીય ઇતિહાસના જે સારા ગ્રંથો વારંવાર બહાર પડે છે તેનાં અવલોકનો જરા કાળજી રાખીને, જરા મહેનત કરીને, આપવાં જોઇએ. (આ) ભરતખંડના જુદેજુદા ભાગોમાં અત્યારે જે ઉત્ખનન, અન્વેષણ, ચર્ચા,-સિંધુતીર, નર્મદાતીર, નાલંદા, અમરેલી, પ્રભાસ, દ્વારકા ઇત્યાદિવિષયક-થતાં હોય છે અને જેને લગતા સમાચાર હમણાં છાપામાં વંચાય તેવાજ ભૂલાય છે, તેનો શાસ્ત્રીય દૃષ્ટિએ સાર આપીને, જરૂર હોય ત્યાં એની પર માર્ગદર્શક કે વિવેચનાત્મક તંત્રીનોંધો પણ આપવી જોઇએ; (ઇ) આવાં પ્રત્નતત્ત્વના બીજાં સામયિકોના વધુ મહત્ત્વના લેખોની યાદી આપવાનું 'ઊર્મિ'એ સૂચવ્યું છે તેની પૂર્તિમાં કહીશું કે યાદીમાંનાં અમુક લખાણોનું તારણ પણ અપાય એ ઇષ્ટ છે. આ ત્રણે સૂચનાઓને ગુજરાત માટે ખાસ કામ કરતા પત્ર સાથે શો સંબંધ છે, એમ જો કોઇ પૂછવાનું હોય તો, અમારો જવાબ: એ અમલમાં આણી શકાય તો સભા ગુજરાતી ચિંતનપ્રેમીઓમાં ઊંચા પ્રકારની ઇતિહાસપ્રીતિ જગાડશે-એ સંબંધ છે. એવી પ્રીતિ જગાડવાનું કર્તવ્ય

આપણા એક પ્રજાતત્ત્વવિષયક સામયિકનું શા માટે ન હોઇ શકે? (૪) છેલ્લી વાત એના નામ વિશેની. હાલનું નામ જરા એક આખી રેલવે ટ્રેન જેવડું લાંબું લાગે છે. એને બદલે 'ગુર્જરત્ના' સ્વીકારાય તો કે ખોટું? આ નામ અમે સકારણ આગળ કર્યું છે. અમેરિકન મેડીવલ એકેડેમીના મુખપત્રે પોતાને માટે નામ તરીકે 'સ્પેક્યુલમ્' એ લૅટિન શબ્દ રાખ્યો છે; એ નામમાંથી જેમ એ પત્રના મધ્યકાલવિષયક. ખાસ કાર્યનો ધ્વનિ ઊઠે છે, તેમ, એ કાલની વિદ્વદ્ભાષાનો એ શબ્દ, એના ઉચ્ચારમાત્રથી જ ત્યારનું વાતાવરણ આપણા મનમાં ખડું કરી દે છે. એવા જ સરસ અને ઈષ્ટ લાભો આપણા આ માનવંત ત્રૈમાસિકને મળશે, જો આપણે તેને 'શ્રી-ફા-ર્બ-સ-ગુ-જ-રા-તી-સ-ભા-ત્રૈ-મા-સિ-ક' નહિ પણ માત્ર 'ગુર્જરત્ના' કહીશું તો.

૪ હનુમાન જર્નલ (જાન્યુ. અને એપ્રિલ'૩૬) આ પોરબંદર રાજ્યના વિદ્યાધિકારી રા. છોટાલાલ માંકડને તંત્રીપદે નીકળતું એક માનાર્હ ત્રૈમાસિક છે. કાઠિયાવાડ માટે તો એ એક એવી સંપ્રાપ્તિ છે, જેની જોડી આપણે આ ઉપરાંત બીજે જોઇ શકતા નથી. રા. માંકડે દેશાવરની અદ્યતન શિક્ષણપદ્ધતિઓનો પ્રત્યક્ષ અભ્યાસ કર્યો છે. પણ તેવો લાભ પામેલા બીજા વિદ્યાધિકારી કરતાં તેઓ જુદા આ બાબતમાં પડી આવે છે કે એ અભ્યાસનો ઉપયોગ તેઓ આ રીતે નિયમિતપણે આપણું શિક્ષણવાઙ્મય વિકસાવવામાં જાતે તથા બીજા લેખકોને ઉત્તેજીને કરે છે. શિક્ષણ ઉપરાંત સાહિત્ય અને પ્રવાસનાં લખાણો છે તે અંકોને ઠીકઠીક વિવિધતા અર્પે છે. અંગ્રેજી લખાણોમાં (શિક્ષણ, કલા, પ્રજાસંઘ વગેરેનાં) જે નવી માહિતી અને વિચારશીલતા મળે છે તે આદરપાત્ર છે.

## એકમ ગણવાની રીત

એ વાંચનારને (શીખવવાની નહિ પણ) સૂચવવાની જરૂર આ વર્ષ આખરનો ચોથો અંક હોવાથી લાગે છે. 'માનસી'એ જે કાર્ય કરવાનું છે તેની મૂલવણી એના કોઇ પણ એક બે અંક ઉપાડી લઇને એ અંકને આધારે નહિ, પણ, ઓછામાં ઓછું, એક વર્ષના ચારે અંકને એકમ તરીકે સ્વીકારીને કરવી એ વધારે યોગ્ય છે. આ દૃષ્ટિએ જોતાં, ચારે અંકના વિભાગો એક સાથે, ને એ જ રીતે પેટાવિભાગો, વિચારવા ઘટે. આ રીતે વિચાર થશે તો કોઇ પણ એક અંકમાં અમુક પેટાવિભાગ શા માટે નથી કે અમુક વિભાગ ટૂંકો કેમ છે, તેનો ખુલાસો મળી જશે. જેમ ગયા ચાર તેમ

આવતા ચાર અંકોને પણ ઉપલી આખી વાત લાગુ પડે છે એ કહેવાની જરૂર ભાગ્યે જ હોય.

## નવાં લવાજમ પાકયાં

આ અંક એટલે 'માનસી'નો ચોથો અંક. પરિણામે, જેઓ પહેલા અંકથી ગ્રાહક થયા છે, તે સર્વનાં લવાજમ હવે ખલાસ થયાં અને નવાં લેવાનાં પાક્યાં. એ નવાં લવાજમ હાલ અર્ધાં જ (રૂ. અઢી) તેઓ સૌ મનીઑર્ડરથી અથવા મુખ્ય કાર્યાલયે કે શાખાઓમાં હાથોહાથ મોકલે. એ રકમમાં તેમને બીજા વર્ષનો પહેલો તથા બીજો અંક મળશે. નકલો જરૂર-**પૂરતી છપાતી હોવાથી જેમને નિરાશ થવું ન હોય તેમણે ઉપર મુજબ પૈસા ભરવાની વીજળીવેગે ત્વરા કરવી.** —વિ.

## વાસરિકા

### હેવલોક એલિસ અને પ્રકાશકો

**૨૮મી માર્ચ** : આજે એક અનન્ય સાહિત્યપ્રેમી શુભેચ્છકને ત્યાં, (પાર્લામાં), મર્યાદાસર જિન્સી વિષયો ચર્ચતું ત્રૈમાસિક 'મૅરેજ હાઇજીન' પહેલી વાર જોયું. એમાં પહેલો મુકેલો હેવલોક એલિસનો સંસ્મરણાત્મક લેખ સૌથી સરસ છે. એ વિષયની સામે, આજથી ચાલીસ વર્ષ પર, ઇંગ્લંડમાં પણ જ્યારે સખ્ખતનો દુર્ગ્રહ જામેલો હતો, ત્યારની પોતાની વિટંબનાઓ તેણે તેમાં ચિતરી છે. પોતે કેવા દુરાચારી જુઠ્ઠાબોલા પ્રકાશકોના હાથમાં ફસાયલો એનું તેણે આપેલું બયાન વાંચતાં આપણને ખાતરી થાય છે કે લબાડ પ્રકાશકો નીપજાવવાનો ઇજારો આપણા ગુજરાતે (કોઇ કોઇ ઓછાવત્તું સારા હોય છે, એ જુદી વાત.) જ આ દુનિયામાં રાખ્યો નથી. સરકારે માની લીધેલી અશ્લીલતાને નામે એલિસ અને એમના પ્રકાશકને જ્યારે અદાલતે ઘસડાવું પડ્યું ત્યારે છેલ્લી ઘડીએ પ્રકાશક ફરી ગયા ને પોતાની ગુનેગારી સ્વીકારી; એમ જ, ત્યાર પછીની ચોપડી છાપવાની હતી જર્મનીમાં છતાં ઇંગ્લંડમાં છાપીને તેની પર છપાયાના સ્થળ તરીકે જર્મન શહેર લાઇપઝિગનું નામ પ્રકાશકે મૂકેલ. એવા હરામખોરથી એલિસ જેવા સંસ્કારમૂર્તિ પુરુષ કંટાળ્યા ને ફરીથી જિંદગીમાં એની સાથે કામ જ ન પાડ્યું, એમાં કૈં નવાઇ ?... આગળ જતાં પોતે લખે છે કે એવામાં જ મેં અંગ્રેજ પ્રજા જોગ નિવેદનપત્ર

ફેબ્રુઆરીમાં અગ્રલેખ દ્વારા ઊજવ્યો હતો. વાઙ્મયસેવી વ્યક્તિના ઉત્સવો ઉપરાંત આમ ગ્રંથોના પણ ઉજવવાની નિયમિત પ્રથા પાડી શકાય તો શિષ્ટમાન્ય સાહિત્યને લોકપ્રિય કરવાની કેટલીક ખાસ અને વધુ તકો લઇ શકાય ... 'હિન્દ અને બ્રિટાનિયા' ૧૮૮૫માં પ્રગટેલું, માટે ૧૯૩૫ આખરે એનું કનકપર્વ ગણાય. એની યાદ થોડા માસ પર આપણને 'ગુજરાતી'એ આપેલી, એ દાખલો આ પ્રકારનો છે. અન્વેષકોએ આવા વધુ દાખલા મેળવવા જોઇએ અને પત્રકારોએ તેનો યથાસમય ઉપયોગ કરવો જોઇએ. ... ૭૦મા કે ૮૦મા વર્ષમાં વિશેષ મહત્ત્વ સામાન્ય રીતે નથી હોતું, પણ આપણે ત્યાં ગ્રંથોત્સવના પ્રસંગ જૂજજૂજ છે ત્યાં લગી તો, સંભારવા જેવું છે કે નર્મદનું 'ડાંડિયો' શરૂ થયાને ગયે વર્ષે સપ્ટેંબરમાં ૭૦ વર્ષ થયાં અને એનો જ 'બુદ્ધિવર્ધક ગ્રંથ' આરંભાયાને આ માર્ચમાં ૮૦ વર્ષ પૂરાં થયાં છે. એમાંના પહેલાની પિછાન ચાલતી પેઢીને શતાબ્દીગ્રંથમાંના એક લેખ દ્વારા તથા અન્યથા થઇ છે, પણ 'બુ. વ. ગ્રં.' નું એ જમાનાના પત્રકારત્વમાં જે નોંધવાજોગ સ્થાન હતું, તેની આજે અભ્યાસીઓ સિવાય કોને ખબર છે? એની કેટલીક ફાઇલ જોવાનો લાભ મને હમણાં એક મિત્રના સહકારથી મળ્યો. એ ઉથલાવતાં મન પર જે સંસ્કાર પડ્યો તે આ, કે અમદાવાદનું 'બુદ્ધિપ્રકાશ' સારી સેવા કરતું તો પણ મુંબાઇનું 'બુદ્ધિવર્ધક' ત્યારના ગુજરાતીઓની બુદ્ધિ પર પ્રકાશ પાડવામાં તથા એની વૃદ્ધિ કરવામાં તથા જર્મન મુદ્રણની મદદથી પણ એમનો ચિત્રપ્રેમ પોષવામાં, વધારે મોટો અને 'જસીલો' હિસ્સો પૂરતું. આ કથનની વધુ સાબિતી તો, આવતા ત્રણમાંથી કોઇ પણ એક ભવમાં હું તમને ગુજરાતી સામયિકોનો ઇતિહાસ લખી બતાવીશ ત્યારે તમને મળશે. "પણ ત્યાર પહેલાં તો એ બીજો કોઇ નહિ લખી નાખે?" ના. ગુજરાત, પ્રજા તરીકે, ઇતિહાસપ્રેમી નથી એટલું ઇતિહાસદ્વેષી છે. આ જરા અત્યુક્તિ કરું છું એની ખબર છે, પણ સારાં કામો સાધનને અભાવે, કામ કરનાર માણસો હોવા છતાં, આપણે ત્યાં રખડે છે એટલા લાંબા વખત સુધી કે ત્રણ ભવનાં મેં આંકેલી મુદત બહુ ઓછી પડવા સંભવ નથી. પત્રકારત્વનો ઇતિહાસ વહેલો લખાશે તો વળી કોઇ છાપાંગરા અનધિકારીને હાથે... મહારાષ્ટ્ર તો, અત્યારે ય, કોઇ પણ વિશિષ્ટ ગ્રંથના પ્રકાશનનો ઉત્સવ પણ એને ઘટતાં જાહેરમાં ક્રિયાવિધિથી ઊજવે છે, એ કદાચ તમે જાણતા હશો?

## પિકવિક-જયંતી

—: 'ટાઇમ્સ લિટ્. સપ.' જેને અમરતા પામેલ પત્રકારત્વ તરીકે ઓળખાવે છે તે, મૂળે પાક્ષિક વિભાગોમાં છપાએલ 'પિકવિક'ની શતાબ્દી આપણે એનાં ગુજરાતી અનુકરણોને યાદ કરીને ઊજવીશું. એમાં, 'ભદ્રંભદ્ર' તો વધુ જાણીતું છે– એ કે, (બંને મેં ઘણાં વર્ષોપર વાંચેલાં ત્યારનો આ સંસ્કાર છે.) એ સીધા અનુકરણ કરતાં અમુક ભાગોમાં જ ડિકન્સ-કૃતિની છાયા ધારનારું વધુ અંશે હશે. બીજું તે, 'અક્કલના સમુદર' –સ્વ. જહાંગીર મર્ઝબાનનું રચેલું. આની પર મૂળ અંગ્રેજની વધુ સ્પષ્ટ અસર છે અને આજે પણ એ કોઇ અસલી લાઇબ્રેરીમાંથી મળી આવે તો (હવે બજારમાં એ ભાગ્યે હોય) જરૂર વાંચવા જેવું છે.

### 'સ્પાર્કેન્બ્રોક'

૨૨મી મે : ચિંતનશીલો માટેનું આ નવું ઇંગ્લિશ સર્જન એટલે જેને કેટલાક હવે એ ભાષાનો શ્રેષ્ઠ નવલકાર માનવા લાગ્યા છે તે, 'ફાઉન્ટન' અને 'પોર્ટ્રેટ ઇન એ મિરર'ના કર્તા ચાર્લ્સ મોર્ગનની નવલકથા. એનાં જે બે ત્રણ અવલોકન અત્યાર સુધીમાં વાંચ્યાં, તે પરથી લાગે છે કે પાશ્ચાત્ય સાહિત્યના પ્રચલિત દોષોથી એ મુક્ત છે : એનો નાયક મિત્ર-પત્નીને ચહાતો હોવા છતાં, તેને ભગાડી જતો નથી, સ્ત્રીસ્વાતંત્ર્યવાદ કે નવમતવાદ' કે એવી કોઇ પણ વાદાવાદીને આગળ ધરીને; પણ દૂરથી જ તેને ચાહે અને પૂજે છે. બીજું, એ સાહિત્યમાં જે નાસ્તિકતા વધી પડેલી અન્યત્ર જોઇએ છીએ, તેને બદલે આમાં નાયક પિઅર્સ લૉર્ડ સ્પાર્કેન્બ્રોક, કવિ અને કલાકાર, ઇશ્વર પ્રત્યે માત્ર સામાન્ય અર્થમાં 'શ્રદ્ધાળુ' નહિ પણ ઇશ્વર-તત્ત્વનો અનુભવી પણ છે. તે સંસારી જીવનને ઉવેખતો કે તરછોડતો નથી, પણ, આધ્યાત્મિક જીવનને મુકાબલે, સંસારને બંધનરૂપ તો માને જ છે. એ બંધનો એને મન–એના વિકસિત આત્માને માટે–એક પ્રકારનું મૃત્યુ છે; અને, એ બંધનોને વીસરાવી દેનાર કે એનાથી છોડાવનાર એવાં તીવ્ર અને શુદ્ધ પ્રેમનાં સંવેદન, એમાં જ કલાસર્જનની ક્ષણોનાં સંવેદન, અને ખુદ સ્થૂળ શરીરના મૃત્યુનું સંવેદનઃ આ ત્રણેને એ અનન્ય આહ્લાદક સમાધિની અવસ્થા કહે અને માને છે–અનુભવે પણ છે. મૃત્યુ એ એના મનથી તો અખંડ વહેતા જીવનની એક ઘટના જ; સ્થૂલત્વની સઘન દિવાલોને પારદર્શક બનાવનારો એક બનાવ જ; દરેક જગતના જીવનકાળે

જે પ્રભુસાક્ષાત્કાર પરોક્ષ જેવો હતો તેને પૂરો પ્રત્યક્ષ અને નિત્યજીવી બનાવનારો પરમ સુખદ વ્યતિકર જ છે. ... આવી નવલ—અને પાછી, નવલ તરીકે નબળી નહિ—અત્યારના કેટલા ભારતીય નવલકારો આપણને આપી શકે ?

## ‘ ધૂપછાંવ ’

**૧૨મી જુન :** જેઓ વારંવાર સિનેમાગૃહોને પોતાની હાજરીથી શોભાવતા હોય તેમને તો એ વાતની નવાઇ નહિ, પણ મારી જેમ ઘણે મહિને એક વાર ત્યાં જતા હોય તેમણે તો, પાસે વાસરિકા જેવું સાધન હોય ત્યારે, પોતાના મતનો લાભ વાચકને આપવો જોઇએ; અને વિચિત્રતા તો એ છે કે ફિલ્મોની શાસ્ત્રીય બાજુનું જ્ઞાન નજીવું છતાં એ વિષયના એક પ્રાકૃત તરીકે પણ લખ્યા વિના નથી રહેવાતું. સિનેમાપાંડિત્યના વિશારદ એવા મારા મિત્રોએ ‘ધૂપછાંવ’ની ફોટોગ્રાફી વગેરે માટે જે ખુશાલીના ઉદ્‌ગાર (એમ કરવાનાં કારણ આપીને જ, અલબત્ત.) કાઢ્યા છે તેને અનુમોદન આપ્યા પછી મારે કહેવું જોઇએ કે એ ફિલ્મની કથા ગાયનો અને અભિનય ત્રણે ઘણાં આકર્ષક હતાં. પાત્રોમાં, સૂરદાસ અને દીપક સૌથી વધુ ગમે તેવાં હતાં; દશ્યોમાં, ‘આજકલકા પ્રેમ’ની ખરીદી-વાળું અને છેલ્લું સૌથી સરસ; ગાયનોમાં, “મનકી આંખેં ખોલ, બાબા !” અને મુસાફિરવાળું. બધી રીતે, એક અચ્છી ફિલ્મ.

## સ્વ• ધનગોપાલ મુકરજી

— : એમનું ‘ગે–નેક’ના કર્તા તથા મેયોકુમારીના ઉત્તરદાતા તરીકેનું કામ જેટલું જાણીતું છે તેટલું ‘ધ ફેસ ઓફ્ સાયલંસ’ નથી. આ તેમણે શ્રી રામકૃષ્ણ પરમહંસ વિશે ૧૯૨૬માં લખેલું પુસ્તક છે. પરમહંસ વિશેના વાઙ્મયનો વ્યાપક અભ્યાસ કરીને તથા એ મઠના સ્વામીઓમાંથી તુરીયાનંદ અને પ્રેમાનંદ જેવા અગ્રણીઓની મુલાકાત લઇને, એ ચરિત્ર એક કલાકારની શૈલીમાં તેમણે પાશ્ચાત્ય વાચકોને આકર્ષે તેવું સુંદર રચ્યું છે. વધુમાં, રા. રોમેં રોલાં પોતાના રામકૃષ્ણચરિત્રમાં આભાર-પૂર્વક નોંધે છે તેમ, સ્વ. મુકરજીના ચરિત્રે જ તેમને પરમહંસ વિશેની સૌથી પહેલી માહિતી આપી અને પોતાની દૃષ્ટિએ સ્વામીજીનું એક વધુ ચરિત્ર લખવા પ્રેર્યા. હિંદનો એક સાહિત્યકાર આ રીતે એક ફ્રેંચ ચિંતકને પ્રેરણા આપનાર નીવડે એ ઓછા હર્ષની વાત છે ?

—વિ.

## નવસવિશેષ

### પી. ઇ. એન. જગત્પરિષદ

પી. ઇ. એન. ક્લબના જુદેજુદા દેશોના પ્રતિનિધિઓની વાર્ષિક પરિષદ ગયે વર્ષે બાર્સેલોનામાં (સ્પેન) મળી હતી તે આ વર્ષે સપ્ટેંબરના શરૂઆતના દિવસોમાં બ્યુનોસ્ આયર્સમાં (આર્જેન્ટિના દ. અમેરિકા) મળનાર છે. આ પરિષદો આંતરરાષ્ટ્રીય શુભેચ્છા પ્રસારવામાં શાંત પણ સબળ અસર કરે છે; ઉપરાંત, એ સંમેલનો વાઙ્મય-સેવકોમાં પરસ્પર બાંધવભાવ વધારવામાં પણ ઘણી મદદ કરે છે. ત્યાં બંધાયલી મૈત્રી હંમેશની બને છે અને પરિષદનો સંદેશ દરેક પ્રતિનિધિ પોતાના દેશમાં વહી જાય છે. ક્લબની હિંદની શાખાનાં સ્થાપક અને મંત્રી મેડમ સોફિયા વાડિયા આ વર્ષે પણ હિંદનાં પ્રતિનિધિ તરીકે ગઇ તા. ૯મી જુલાઇએ મુંબાઇથી ફ્રાંસ ગયાં છે અને ત્યાંથી આર્જેન્ટિના જશે.

### પાંત્રીશનું ચોથું ચરણ[1]

૧

| | |
|---|---|
| ગુજરાતી : ૧૯૧ | ઇંગ્લિશ : ૫૫ |
| મરાઠી : ૧૯૦ | કન્નડ : ૨૦ |
| ઇતર : ૮૬ | ઉર્દૂ : ૧૭ |
| સિંધી : ૬૮ | હિંદી : ૧૧ |

સંસ્કૃત : ૬

1. તા. ૨૧-૫-૩૬ના સરકારી ગેઝેટમાંથી, માર્ચ-ડીસે. ૧૯૩૫ દરમ્યાન ઇલાકામાં પ્રગટ થએલા ગ્રંથોનું (૧) ભાષાવાર; તથા (૨) ગુજ. ગ્રંથોનું વિષયવાર, તારણ. ઇતર ભાષાઓમાં મલ્યાળી કોંકણી વગેરે તેમ જ શાળોપયોગી અને બીજા દ્વિ-ત્રિ-ભાષી ગ્રંથો છે.

૨

| | | | |
|---|---|---|---|
| પ્રકીર્ણ | : ૬૫ | ચરિત્ર | : ૯ |
| વાર્તા | : ૩૩ | ફિલસૂફી | : ૬ |
| કાવ્ય | : ૨૮ | કલા | : ૫ |
| કેળવણી | : ૧૪ | ઇતિહાસ | : ૫ |
| ધર્મ | : ૧૩ | ભૌતિક શાસ્ત્ર | : ૩ |
| નાટક | : ૧૦ | વૈદક | : ૧ |

## ગીર્વાણવાગ્વર્ધિની સભા, પૂના

તા. ૨૮મી જૂને આ સભાનો ચોથો વાર્ષિક ઉત્સવ ડૉ. હરદત્ત શર્માને પ્રમુખપદે ઉજવાયો હતો. તેમણે પોતાના ભાષણમાં આંકડા ટાંકી તથા નામો આપીને બતાવ્યું હતું કે ચાલુ જમાનામાં પણ સંસ્કૃત ભાષામાં શાસ્ત્રીય અને કાવ્યનાટકાત્મક ગ્રંથોની સંપત્તિ વિપુલપણે થએલી છે અને હજી થયે જાય છે. સંસ્કૃતમાં માસિકો તેમ જ પાક્ષિકો નીકળે છે. આ સર્વ, સંસ્કૃત એ મૃત ભાષા બન્યાનાં ખાસ લક્ષણ ન કહેવાય. તેનો અભ્યાસ હાલની 'ક્રિટિકલ' કહેવાતી નહિ પણ પ્રાચીન પદ્ધતિથી કરવાની હિમાયત તેમણે કરી હતી. સર્વત્ર પલ્લવગ્રાહી પાંડિત્ય ચાલુ થયું છે—મૂળ સુધી થોડા જ જાય છે. સંસ્કૃત એ આપણી સંસ્કૃતિની ભાષા છે; તેથી, એ રીતે ને એ રૂપે, રાષ્ટ્રભાષા તરીકે તેનો જ ઉપયોગ હજી પણ બીજી બધીઓના કરતાં થાય છે અને થવાનો છે.

## ગયાના એક ગ્રંથાલયનું રજતપર્વ

## ‘ ધી એકેડેમી ઑફ અમેરિકન પોએટ્સ ’

નાણીતાં ટેનિસ-નિપુણ મિસિસ હેલન મૂડી, પ્રખ્યાત ‘બોક્સર’ જેને ટની તથા બીજાં અમેરિકન કવિતાપ્રેમીઓએ અમેરિકન કવિઓને નિર્વાહની ચિંતાથી મુક્ત કરવા ઉપલી સંસ્થા બે વર્ષ પર સ્થાપેલી અને હાલ તેનું કાર્ય વધારે પ્રગતિ પામ્યું છે. ઇંગ્લંડમાં રાજકવિપદ છે અને યેટ્સ, ડી લા મેર તથા ઇલિયટ કાવ્યોની આવક પર આધાર રાખી શકે છે ત્યારે અમેરિકામાં નવનવા જ નહિ પણ સ્વીકારાયેલા કવિઓએ પણ ટેક કે દિવાસળી-વેચુનો ધંધો કરીને ગુજરાન ચલાવવું પડે છે. આ દુર્દશા નિવારવા માટે ઉપલી સંસ્થાએ પોતાનું મકાન, તેમાં કવિઓ માટે ગ્રંથસંગ્રહ, શક્તિશાળી કવિઓ માટે (૧૯૩૭થી શરૂ થવાની) વાર્ષિક પાંચ હજાર ડૉલરની (તેરચૌદ હજાર રૂપિયાની) અર્થોપાર્જિત યાને ફેલોશિપ, અને કાવ્યવાચનનો પ્રેમ પ્રજામાં વધુ ને વધુ જાગૃત કરી ટકાવે તેવું ઉત્કટ સંગ્રેગી પ્રચારકામ-આ સર્વ પ્રવૃત્તિ ઉપાડી છે. પ્રચાર માટે આ વિષયનું એક ખાસ સામયિક પણ તેની તરફથી નીકળશે. સ્થાપકો કહે છે કે આ જમાનામાં પૈસો કમાવા જેવી ને જેટલી કડાકૂટ કરવી પડે છે તે કવિમાનસને પ્રતિકૂળ હોવાથી અમે આ સંચલન આદર્યું છે.

## નવા ભારતીય ગ્રંથો[1]

### ‘ બેસિસ ઑફ યોગ ’

શ્રી અરવિંદનો આ નવો ગ્રંથ છે. તેમણે સાધકોને લખેલા પત્રોમાંથી ઉતારા અહીં પાંચ વિભાગોમાં આપવામાં આવ્યા છે. સાધકોને પોતપોતાની ચેતનાના શુદ્ધીકરણમાં, વિકાસમાં અને ઊર્ધ્વારોહણમાં, તેમ જ વિજ્ઞાન-ભૂમિકાનું અવરોહણ થવામાં જે જે અંતરાયો નડતા હોય એ વિશે તેમણે પૂછેલા પ્રશ્નો અને માગેલા માર્ગદર્શનના ઉત્તરો અહીં, ‘ધ હિંદુ’માં અવલોકન લખનાર ડૉ. વરદાચારી જેને પરમાહ્લાદમયી કહે છે તેની

૧. આ અને આની પછીનો, બને પેટાવિભાગ નવા છે. અવલોકનો વગેરેને આધારે એ તૈયાર કરવામાં આવે છે. ‘યુરોપી’માં અમેરિકનનો સમાવેશ પણ કર્યો છે. અસંખ્ય ગ્રંથોમાંથી થોડાનો જ પરિચય કરાવી શકાય એ દેખીતું છે.

શૈલીમાં અપાયા છે. (૧) જડ નહિ પણ ગતિમાન, સંવિધાયક મૌન આપણી ચેતનામાં જમાવવાની અગત્ય વિશે; (૨) ઉચ્ચતર તેજસ્ અને દિવ્યશક્તિ પ્રત્યેના ચેતનાના ઉદ્‌ઘાટન વિશે; (૩) નિર્વેદ, વિષાદ, વારાફરતી મળતી હારજીત–આવા આવા અનુભવ સાધકને થાય ત્યારે તેણે કેમ વર્તવું એ વિશે; (૪) સાધકનાં આહારનિદ્રાદિ વિશે; (૫) તેની જિન્સી વાસનાઓ વિશે (જે બાબતમાં ફ્રોઇડ નહિ પણ યુંગ પ્રતિ કર્તાનું વલણ છે તે.): એ રીતે પાંચે વિભાગના વિષયો છે.

## 'વસઇચી મોહીમ'

રા. યશવંત ન. કેળકરના આ મરાઠી ગ્રંથમાં વસઇનો ૧૭૩૭–૧૭૩૯નો યાદગાર ઇતિહાસ, મહારાષ્ટ્ર સત્તાના એક ઉજ્જવલ કાલખંડનો ઇતિહાસ, પહેલી જ વાર વપરાયલાં મરાઠી અને પોર્ટુગીઝ સાધનોની મદદથી તથા હવે મળવાં મુશ્કેલ તેવાં ચિત્રો, નકશો વગેરે સહિત આપવામાં આવ્યો છે. એના પહેલા ભાગમાં ફિરંગી અમલનો આરંભ તથા શિવાજી અને રાજારામના ફિરંગીઓ સાથેના સંબંધ વગેરે વિશે લખ્યું છે. બીજા ભાગમાં વસઇના ઇતિહાસમાં જે ભાગ થાણા અને સોપારા, વાંદરા અને સાંતાક્રુઝ, મનોર અને ધારાવી અને માહીમ–શિરગાંવ વગેરેએ ભજવ્યો, તેનું–એ હલ્લા, મોરચા, યુદ્ધો વગેરેનું–રસિક વર્ણન છે. એ જ બીજા ભાગના બીજા પ્રકરણમાં અપ્પાસાહેબનો પુનાનિવાસ અને તેમનાં ધર્મકૃત્યો, નાદિરશાહનું અરિષ્ટ, મરાઠાઓએ ફોડેલી સુરંગો, મુંબાઇના અંગ્રેજોનું તહનામું કરવા અપ્પાસાહેબ પાસે આવવું–એ સર્વ ને બીજી કેટલીક બીના વર્ણવી છે.

## 'નાન ખંડધુમ ખેટ્ટધુમ'[1]

આ તામિલ ભાષાનો ગ્રંથ સંસ્મરણાત્મક છે. તેમાં, એ ભાષાના વયોવૃદ્ધ સાહિત્યકાર ડૉ. સ્વામીનાથ આયરે પોતાના સમકાલીન કવિઓ ગાયકો અને વિદ્યાપોષકો વિશે નાના નાના બાર નિબંધો લખ્યા છે. એ

૧. અર્થ : "મેં જે જોયું અને સાંભળ્યું" આ તામિલ રામાયણમાંની હનુમાનજીની ઉક્તિ છે. પોતે લંકા બાળી આવ્યા પછી એ પરાક્રમ આ ત્રણ શબ્દોથી તેમણે વર્ણવવા માંડેલું, જેનો ઉપયોગ ગ્રંથકારે અહીં પોતાના ગ્રંથના નામ માટે કર્યો છે.

કવિઓ વગેરેની કઇ કઇ પ્રખ્યાત રચના કોણે રચી અને કયા અંગત કે બીજા સંજોગોમાં તે પોતાની સમૃદ્ધ સ્મૃતિમાંથી કર્તાએ નોંધીને સાહિત્ય-દૃષ્ટિએ એ સર્વનું ગુણદર્શન કરાવ્યું છે અને કવિની તથા પોતાની એ ગતકાલીન ધન્ય ક્ષણોને બોસ્વેલની યાદ આપતી પોતાની પ્રાણવાન શૈલીમાં પુનર્જીવિત કરી છે. એકંદરે જોતાં કૈંક અલ્પવિકસિત એવા તામિલ ગદ્યસાહિત્યમાં આ અગત્યનો ઉમેરો છે. કર્તા તરફથી ભવિષ્યમાં વિખ્યાત તામિલ સાહિત્યકારો ગોપાળકૃષ્ણ ભારતી તથા મહાવૈદ્યનાથ આંચર વિશે ચરિત્રાત્મક તેમ જ વિવેચનાત્મક ગદ્યસંગ્રહો થવાના છે એ ખાસ ખુશી થવા જેવું ગણાય.

## નવા યુરોપી ગ્રંથો

### 'એઝ આઇ વોઝ સેઇંગ'

જી. કે ચેસ્ટર્ટનના મૃત્યુ પહેલાં થોડે જ દિવસે બહાર પડેલો તેમનો આ છેલ્લો નિબંધિકાસંગ્રહ છે. "હું કહેતો' તો તેમ" એવો તેનો જે અર્થ થાય છે, તે અર્થમાં પણ મર્મ છે કે: કર્તા નવા પ્રશ્નોને પોતાની લાક્ષણિક શૈલીમાં છેડે છે તો પણ, તત્ત્વતઃ, એમનું જીવન-પ્રત્યેનું દૃષ્ટિબિંદુ તો દસકાઓથી પોતે જે-કહેતા'તા તેમ જ કહેવા માગે છે. આ ગ્રંથમાં એ રીતના વિચારો અને ભાવો, સામ્યવાદ વગેરે નવનવી ફિલસુફીઓ વ્યક્તિઓની વિવિધતા ટાળીને કેવળ નીરસ એકવિધતા અને યંત્રદાસત્વ આણે છે, એની ટીકારૂપે તીક્ષ્ણતા અને રમૂજથી દર્શાવવામાં આવ્યા છે.

### શૉ—કોમ્પેન્ડિયમ

'શૉ-કોમ્પેન્ડિયમ: વર્સોઇક્નિસ ઉન્ડ એનેલિસે સાઇનર વર્કે' બર્નાર્ડ શૉ વિશેનો આ જર્મન આકરગ્રંથ પ્રો. હેર્ટ્ઝ તૈયાર કર્યો છે. તેમાં શૉની ચરિત્રરેખા તથા સંપૂર્ણ ગ્રંથસૂચી આપ્યા પછી સંપાદકે શૉ વિશેના જર્મન ફ્રેંચ તથા ઇંગ્લિશ ગ્રંથોમાંથી મુખ્યની યાદી આપી છે. ત્યાર પછી, જર્મની અને ઓસ્ટ્રિયાનાં સામયિકોમાં જ ૧૯૦૬–૧૯૩૪ના ગાળામાં એ નાટ્યકારની કૃતિઓનાં અવલોકન તથા એવાં જે બીજાં લખાણ આવેલાં, તેમાંથી પચાસ પાનાં ભરીને ઉતારા આપ્યા છે. 'ધ સિમ્પલટન ઑફ ધી અનએક્સ્પેક્ટેડ આઇલ્સ' એ શૉની તાજેતરની કૃતિના જર્મન અવલોકનમાંથી પણ ઉતારો આપી, ગ્રંથને અદ્યતન બનાવ્યો છે.

## 'સેવન પ્લેઝ'

પોતાના રાજકીય વિચારોને કારણે પોતાના સ્વદેશ જર્મનીથી દેશનિકાલ થએલા સમર્થ સમકાલીન જર્મન સાહિત્યકાર અર્નેસ્ટ ટોલરનાં સાત નાટકોનું આ ભાષાંતર છે. તેમાંનાં બે સર્વોત્તમ અને વિશેષ પ્રસિદ્ધ છેઃ સને ૧૮૧૨માં લૅંકેસ્ટરના કારખાનાના વણકરોએ ઉઠાવેલા બંડ વિશેનું 'ધ મશિન રેકર્સ'; અને, કર્તાએ કેદખાનામાં લખેલું 'મૅન ઍંડ ધ માસીસ.' બાકીનાં પાંચમાં પણ આ જમાનાની ક્રૂર સામાજિક સમસ્યાઓ, તેની કરુણતા અને ક્રાંતિપ્રેમ—એ પ્રકારનું વસ્તુ લેવાયું છે અને સર્વમાં કર્તાની ઊંચી માનવતા, ન્યાયપ્રીતિ, અન્યાયવિરોધ, ઘડીકમાં વાસ્તવદર્શન તો ઘડીકમાં સ્વપ્નમયતા, એક પ્રકારની કાવ્યમયતા પણ, ઝળકે છે.

## 'સ્પિનોઝા'

યુરોપના એ પ્રખ્યાત ફિલસુફનું સર ફ્રે. પોલોકે લખેલું આ નવું ટૂંકું ચરિત્ર છે. રાઃ નાગરાજ રાવ 'આર્યન પાથ'માં એને અવલોકતાં, સ્પિનોઝાને વ્યવહારલક્ષી વેદાંતી, સ્થિતપ્રજ્ઞ અને કર્મયોગીના સૂક્ષ્મ ગુણો ધરાવનાર તરીકે વર્ણવે છે. ચરિત્રકારે તેમને તત્ત્વજ્ઞાનના માત્ર સ્વપ્નદ્રષ્ટા તરીકે નહિ પણ એ જ્ઞાનને નિત્યજીવનમાં આચરનાર, એક વંદનીય આચાર્ય તરીકે આલેખ્યા છે.

# સામયિકોમાંથી

## મહારાષ્ટ્રનાં સ્ત્રી-સાહિત્યકારો

[કૃ. ગૌડ : 'વિશાલ ભારત' માર્ચ ૧૯૩૬]

मराठी साहित्यमें भी स्त्रियां पीछे नहीं रही है, भारतका प्राचीन साहित्य तो धार्मिक रहा है, मराठी साहित्यमें पहली स्त्री, जिसकी रचनाका पता लगता है, महादाम्बा थीं; जो बारहवीं शताब्दी के लगभग हुइ थी. चक्रधर के महानुभाव पंथकी वह अनुगामिनी थीं और उनके चावले प्राचीन साहित्यमें बडे मशहुर हैं. ज्ञानेश्वरकी भगिनी मुक्ताबाइ और नाम देवकी दासी जनाबाइ के अभंग मराठीमें बहुत प्रिय है. एक और मनोरंजक बात है. महाराष्ट्रमें महार जातिके एक हरिजन चोखामेळा

હો ગયે હું. ઉનકી સ્ત્રી ભી કવિતા કરતી થીં, ઔર ઉનકી કુછ રચનાએં પ્રાપ્ત હૈં. તુકારામકી શિષ્યા બહિણાબાઇને ભી ભક્તિપૂર્ણ ગાને લિખે હૈં.

......સન ૧૮૭૩ કે પહલે વર્તમાન યુગકી કોઇ વિશિષ્ટ રચના દેખનેમેં નહીં આઇ. ઇસ યુગકી પ્રથમ લેખિકા શ્રીમતી કાશીબાઇ કાનિટકર હૈં. મરાઠી ઉપન્યાસોંકી જન્મદાતાઓંમેં ઇનકા નામ લિયા જા સકતા હૈ. ઇનકા સામાજિક ઉપન્યાસ 'રંગરાવ' હરિનારાયણ આપટેકે ઉપન્યાસોંસે પહલેકા હૈં. ઇન્હોંને નિબંધ ભી લિખે હૈં. યહ અભી જીવિત હૈં, યદ્યપિ વૃદ્ધાવસ્થા કે કારણ સાહિત્યક્ષેત્રસે અલગ હૈં. ન્યાયમૂર્તિ રાનડેકી સ્ત્રી શ્રી. લક્ષ્મીબાઇ રાનડેને અપને પતિકી જીવની લિખી હૈં, જો 'સભી દૃષ્ટિયોંસે ઊંચે દર્જેકી રચના સમઝી જાતી હૈં. 'રેવ. નારાયણ વામન ટિળકકી સ્ત્રી શ્રી. લક્ષ્મીબાઇ ટિળકને કવિતાએં ભી લિખી હૈં ઔર કહા-નિયાં ભી. મહારાષ્ટ્રકે નેતા પત્રકાર ઔર સાહિત્યકાર શ્રી. ન. ચિં. કેળકરકી ભાવજ શ્રી. ગિરિજાબાઇ કેળકરને નિબંધો ઔર નાટકોંકી રચનામેં વર્તમાન મરાઠી સાહિત્યમેં એક સ્થાન પ્રાપ્ત કર લિયા હૈ.

નવીન કવયિત્રિયોંમેં લક્ષ્મીબાઇ ટિળકકે અતિરિક્ત શ્રી. શાંતાબાઇ પરદેસી ઔર શ્રી. સંજીવની મરાઠેકે નામ વિશેષ ઉલ્લેખનીય હૈં. મેરે વિચારસે શ્રી. સંજીવની મરાઠે યુવતી લેખિકાઓંમેં સબસે ઉત્કૃષ્ટ હૈં. શ્રી. કમલાબાઇ ટિળક ઔર શ્રી. કૃષ્ણાબાઇને, જો મુક્તાબાઇ લેલેકે ઉપનામસે લિખતી હૈં, અચ્છી કહાનિયોંકી રચના કી હૈં.

શ્રી. શાંતાબાઇ નાસિકકરકા સ્થાન ઉપન્યાસ લેખકોંમેં ઉત્કૃષ્ટ હૈં. શ્રી. કુમુદિની પ્રભાકરકી કહાનિયાં ભી સાહિત્યિકોંકી કસૌટી પર અચ્છી ઊતરી હૈ. મરાઠી સાહિત્યકે વર્તમાન જગતમેં હલચલ મચા દેનેવાલી લેખિકા શ્રી. વિભાવરી શિરૂરકર બી. એ.કા નામ બહુત વિખ્યાત હૈ. યદ્યપિ અભી તક ઇસ પર વિવાદ હૈ કિ યહ ઉપનામ કિસકા હૈ, કિસી પુરુષકા અથવા સ્ત્રીકા, ફિર ભી અધિકાંશ લોગોંકા મત હૈ કિ યહ કોઇ મહિલા મહોદયા હી હૈં. ઉન્હોંને સ્પષ્ટવાદ, યા પ્રત્યક્ષવાદકા જન્મ અપની રચનાઓંમેં કિયા હૈં, ઔર સ્ત્રીયોંમેં સામાજિક ક્રાંતિ કરના ચાહતી હૈં. યદ્યપિ ઉનકે વિચારોંકા સમર્થન નૈતિક દૃષ્ટિસે હમ નહીં કર સકતે; પર ઉનકી ભાષા ઔર શૈલી સાહિત્યકી એક ચીઝ હૈં.

## આ જમાનાના ઊજળા બદમાશો

[ડૉ. એ. કૅરેલ : 'નવચેતને'[1] (જુલાઇ '૩૬) કરેલો ઉતારો.]

અત્યારનો કહેવાતો સુધરેલો સમાજ નીતિ તરફ છેક જ બેદરકાર હોય છે એમ કહીએ તો ચાલે. નીતિનાં લગભગ બધાં જ સૂત્રોને આપણે અવગણીએ છીએ. આજકાલ નીતિની બાબતમાં દરેક વ્યક્તિ બિનજોખમદારીથી જ વર્તતી જણાય છે. જેઓ નીતિ અને અનીતિની, ધર્મ અને અધર્મની ચર્ચા કરે છે, જેઓ પરિશ્રમી નિખાલસ હોય છે તેઓ આ જમાનાંમાં ગરીબ જ રહી જાય છે ને સમાજ તેમને 'નમાલા' ગણે છે. જો કોઇ સ્ત્રીને બેચાર સંતાનો હોય ને તે પોતાની કારકિર્દી આગળ ધપાવવાને બદલે પોતાનાં એ સંતાનોની માવજતમાં ને કેળવણીમાં વખત ગાળે તો એવી સ્ત્રીને આજનો જમાનો 'નમાલી' સ્ત્રી ગણે છે. ॥ કલાકારો ને વૈજ્ઞાનિકો સમાજને કલા, ધન અને તંદુરસ્તી બક્ષે છે; પણ તેઓ પોતે તો ગરીબાઇમાં જ જીવન ગુજારી અંતે ગરીબાઇમાં જ મરણ પામે છે. સુધરેલી લૂંટ ચલાવનારાઓ દુનિયાના ઐશ્વર્યની મોજમાં મહાલે છે. બીજાને થાપ આપનારાઓ 'કાબેલ'માં લેખાય છે ને કુશળ રાજનૈતિકો આવા કાબેલ માણસોનો બચાવ કરે છે ને તેમને વખાણે છે. ન્યાયાધીશો આવી વ્યક્તિઓને 'બાહોશ' ગણી માન આપે છે. આવા સુધરેલા ઠગોને સિનેમાના પડદા પર જોઇ બાળકો તેમનાં વખાણ કરે છે ને તેમના આદર્શો પોતાની રમતમાં ઉતારવા યત્ન કરે છે. ॥ આ જમાનામાં પૈસાદાર માણસને દરેક હક્ક હોય છે. તે પોતાની પરણેતરને ઘરમાંથી કાઢી મૂકી શકે, પોતાની વૃદ્ધ માતાને ભૂખે મારી શકે, જેણે તેનો વિશ્વાસ કરી તેને ત્યાં નાણાં મૂકયાં હોય તેનાં નાણાં હજમ કરી શકે; ને આ બધું કરવા છતાં ય તે પોતાના મિત્રોનો પ્રેમ ને સમાજ તરફથી સન્માન મેળવી શકે. ॥ આ જમાનામાં સત્ય ને અસત્ય વચ્ચે, ન્યાય ને અન્યાય વચ્ચે હવે ભેદ રહ્યો નથી. સમાજના અંતઃકરણના બરાબર મધ્ય ભાગે સામાજિક બદમાશો વિચરી રહ્યા છે. સમાજમાં તેઓ છૂટથી હળેમળે છે. સમાજ ગરીબોથી દૂર ભાગે છે, આવા બદમાશોથી નહિ. ॥ આ જમાનામાં માણસ આ સર્વ હુમલાઓ સામે લાચાર જેવો થઇ પડ્યો છે. તેની જરૂર તો તેની ઇચ્છા વિરુદ્ધ પણ તેને આવા સમાજ સાથે ભળી જવાની ફરજ પાડે છે.

1. ત્યાં ફ્રેંચનું મથાળું છે 'મૂર્છાગત નીતિ.'

બદમાશો કે મૂર્ખો વચ્ચે રહેનાર માણસ બદમાશ કે મૂર્ખ જ થવાનો. મુક્તિ માટે એકાંતની જ જરૂર, પણ આજનો શહેરી એકાંત ક્યાંથી લાવે? માણસના આત્મામાં ત્યાગ ને શાંતિની જે ભાવના જાગે ને કોલાહલથી દૂર નાસવાની જે વૃત્તિ જન્મે એ માનવતાનું સત્ય સ્વરૂપ ગણાય: પણ આજનો માનવ પોતાના આત્માનો ઝીણો છાનો અવાજ સમાજના દંભભરેલા મહાઘોંઘાટમાં સાંભળી શકતો નથી. સંજોગો સામે થવાની નૈતિક હિંમત આજની માણસજાતે લગભગ ગુમાવી છે.

## ગ્રંથસ્થ ચિન્તન

### નર્મદ અને ઊર્મિકાવ્ય

[ રા. વિ. પાઠક : 'નર્મદાશંકર કવિ' પૃ. ૩૨ ]

પણ આવા [ પ્રેમશૌર્ય કે પ્રેમભક્તિ જેવા ] શબ્દોનો વારસો એ જ તેની [ નર્મદનાં પ્રીતિકાવ્યોની ] કાયમી અસર નથી. એની કાયમી અસર એ છે કે તેણે નવા પ્રકારનાં ઊર્મિકાવ્યોનું પ્રસ્થાન કર્યું. અત્યાર સુધી ગુજરાતીમાં આત્મલક્ષી પ્રેમોર્મિકાવ્યો નહોતાં. હિંદના આખા સાહિત્યમાં નહોતાં એ વક્તવ્ય નથી. 'ભામિનીવિલાસ' સ્પષ્ટ રીતે એવું કાવ્ય છે અને સંસ્કૃત સુભાષિતોમાં સંખ્યાબંધ જ્ઞાતઅજ્ઞાત કવિઓનાં આવાં કાવ્યો છે. પણ તેની પરંપરા ગુજરાતીમાં નહોતી. ઊર્મિકાવ્યો ગુજરાતીમાં હતાં.. પ્રેમાનંદનું 'મારૂં માણેકડું ખોવાયું રે શામળિયા' એ સુંદર ઊર્મિકાવ્ય છે. પણ તે પરલક્ષી છે. આત્મલક્ષી કાવ્યો જ નહોતાં એમ વક્તવ્ય નથી; નરસિંહ મહેતાનાં ઘણાં ભજનો અને મીરાં વગેરે બીજાનાં ઘણાં ભજનો આત્મલક્ષી ઊર્મિકાવ્યો છે પણ તે ભક્તિનાં જ. ભક્તિ પ્રેમલક્ષણા થઇ ત્યારે લગભગ આત્મલક્ષી પ્રેમોર્મિકાવ્યો રચાયાં પણ તેમાં પણ ભક્તિ તો રહી જ. આધુનિક કાવ્યનું એક મહાન લક્ષણ એ કાવ્ય સાંકડા સંપ્રદાયોન્મુખ હતું તે મટીને વ્યવહારોન્મુખ થયું. અને એનું જ એક સ્વરૂપ એ કે આત્મલક્ષી પ્રેમલક્ષણા ભક્તિના ઊર્મિકાવ્યે, ભક્તિ છોડી સાંસારિક પ્રેમની ઊર્મિને પણ વિષય કર્યો. આ નવી દિશાનો પ્રથમ પ્રસ્થાનકાર નર્મદ. તેણે પોતાના જ પ્રેમાનુભવનાં ગીતો ગાવા માંડયાં. અને તે સાથે જૂનાં બંધનો તૂટતાં, ગમે તે ( માત્ર પ્રેમની જ

# ફાર્બસ સભા ત્રૈમાસિક

ગુજરાતના પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ તથા ગુજરાતી સાહિત્યના સંશોધન, વિવેચન અને પ્રકાશનનું કદ રૉયલ ૮ પેજી, પંદર ફારમનું, પાનાં ૧૨નું છે. સારા કાગળ, સુંદર છપાઇ, સચિત્ર પૂઠું છતાં વાર્ષિક લવાજમ રૂ. ૩.

**બીજા અંક-જુલાઇ સપ્ટેમ્બરના વિષયો**

(૧) હિન્દુસ્થાનમાં તોપ, ભવ્ય ચરિત તેરમી શતકનું અપભ્રંશ રૂપક, ૩ વલભી રાજાઓ મેર હતા ? હૂણ હતા ? ગુર્જર હતા ? કે નાગરો હતા ? ૪ વિધનમાં લગ્ન. ૫ ગુજરાતના વૈજ્ઞાનિક સંશોધનના પ્રશ્નો. ૬ હારમાળા. ૭ ઉપરાંત ત્રણ વિજ્ઞાન વિષયક વ્યાખ્યાનો વગેરે.

ન.મ નોંધાવો: ઠે. ૧ સંપાદક: રા. રા. અંબાલાલ બુ. જાની,
**૩૬૫ શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર**
વિઠ્ઠલભાઇ રોડ, કોંગ્રેસ લેઇન, **મુંબઇ નં. ૪.**
**૨ એન. એમ. ત્રિપાઠી, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૩.**

નવાં પ્રકાશનો ] **શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં** [ નવાં પ્રકાશનો

૧ **હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ: કવિ મધુ સૂદનરચિત** (ર. સં. ૧૬૧૪) મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

૨ **જીવન અને ઉત્ક્રાન્તિ:** (જીવનવિજ્ઞાનનું રસિક પુસ્તક) લે. રા. રા. **ભીમભાઇ લાલભાઇ દેશાઇ,** એમ એસ સી. સચિત્ર-૧૧ આકૃતિઓ. પારિભાષિક કોષ સાથે. પા. ૧૫૦. **મૂલ્ય** રૂ. ૦-૧૨-૦.

૩ **ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૨ જો:** ગુર્જરવંશથી ચાલુક્યવંશ પર્યંતના. **મૂલ્ય** રૂ. ૪-૮-૦.

૪ ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૧ લો: પ્રાચીન યુગથી ગુર્જર વંશ પર્યંતના. **મૂલ્ય** રૂ. ૪-૮-૦.

૫ **હવામાન: ગુજરાતની પરિસ્થિતિ:** રા. રા. મુકુન્દ ઉનાકર તથા રા. ભીમભાઇ ન. દેશાઇ પા. ૧૫૦ સચિત્ર, નકશાઓ **મૂલ્ય** રૂ. ૦-૧૨-૦.

૬ **પૃથ્વીનો ઇતિહાસ:** રા. યશવંત ગુ નાયક પા. ૧૨૦ સચિત્ર: **મૂલ્ય** રૂ. ૦-૧૨-૦.

૭ **કૃષ્ણક્રીડા કાવ્ય:** ( પ્રાચીન, દશમ સ્કંધ પદબંધ ભાગવત ) **મૂલ્ય** રૂ. ૦-૧૨-૦.

દરેકનાં રૉયલ આઠ પેજી પાનાં ૪૦૦, પાકું પૂઠું.

☞ **બુકસેલરોને જથ્થાબંધ લેતાં ૨૦ ટકા કમીશન મળશે.**

**સભાનાં બીજાં પુસ્તકો લાયબ્રેરીઓ અને ઇનામો માટે અડધી કિંમતે મળશે.**

પત્રવ્યવહાર કરવો:—ઠે૦ મેસર્સ **એન. એમ. ત્રિપાઠીની કું૦**
બુકસેલર્સ: પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨.

નહિ ) પ્રકારની ઊર્મિને આત્મલક્ષી કાવ્યમાં પ્રગટ થવાનો માર્ગ મળ્યો. 'નર્મદ પોતે આ પ્રકારનાં બહુ ઉત્તમ કાવ્યો ન લખી શક્યો પણ તેણે કાવ્યને માટે માર્ગ ખુલ્લો કરી આપ્યો.

## બાબુ મૈથિલીશરણ ગુપ્તની સાહિત્યસેવા

[ કિ. ચાવડા : હિંદી સા. નો ઇતિ.' પૃ. ૩૫૬–૫૭ ]

[ બાબુ મૈથિલી શરણ ] ગુપ્તની કવિતા ત્રિવેદીજીના સંપાદનકાળમાં 'સરસ્વતી'માં નિયમિત પ્રસિદ્ધ થતી હતી. એમનું પહેલું પુસ્તક 'ભારત-ભારતી' બહાર આવ્યું. સામાન્ય જનતામાં એનો ઠીક આદર થયો અને ખાસ કરીને દેશભક્તિના રંગે છંટાયલા જુવાનોએ એને ખૂબ સત્કાર્યું. આ પુસ્તક હાલીના પ્રસિદ્ધ ઉર્દૂ પુસ્તકનો [ 'મુસદ્દસે હાલી'નો[૧] ] આદર્શ સ્વીકારીને લખાયલું છે. એમાં ભારતના ભૂત, વર્તમાન અને ભવિષ્યની દશાનું પ્રવાહી અને સ્વચ્છ ભાષામાં વર્ણન છે. આ પુસ્તકમાં ખડી બોલીનું [ વ્રજ ભાષાનું ] બહુ જ વ્યવસ્થિત, સ્વચ્છ અને પરિષ્કૃત રૂપ દેખાયું, જો કે એમાં પ્રસ્તુત વિષયને કાવ્યનું સંપૂર્ણ રૂપ પ્રાપ્ત થયું નથી અને વર્ણનો પણ Matter of fact [ વાસ્તવદર્શી ] છે. પરંતુ એણે હિંદી કવિતાને માટે ખડી બોલીનું સૌષ્ઠવ સિદ્ધ કરી દીધું. ત્યાર પછી ગુપ્તજીની જે કવિતાઓ રચાતી ગઇ એમાં એમની કાવ્યકલા વિકસતી ગઇ અને કાવ્યત્વ વધારે ને વધારે જામતું ગયું. 'જયદ્રથવધ'માં એમની રસાત્મકતા સ્પષ્ટ દેખાય છે. 'કેશોં કી કથા' 'સ્વગસહોદર' વગેરે જે પરચુરણ કાવ્યો રચ્યાં એ બધાં ય રુચિર ભાવોથી પૂર્ણ છે. અંતમાં જ્યારે રવીન્દ્ર બાબુની 'નીરવ ક્રાંતિ'એ હિંદી કાવ્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યારે ગુપ્તજીની વાણીમાં કાવ્યની મનોહર લાક્ષણિકતા અને સુંદર મૂર્તિમત્તાનું વિધાન થયું. 'ચામકા ઉપયોગ' એનું સુંદર ઉદાહરણ છે. એમનાં જે પ્રસિદ્ધ પુસ્તકો છે એમાંથી 'રંગમે ભંગ' 'કિસાન' 'વિરહિણી વ્રજાંગના' 'પત્રાવલી' 'વૈતાલિક' 'ચંદ્રહાસ' 'તિલોત્તમા' 'પલાસીકા યુદ્ધ' 'પંચવટી' 'મેઘનાદવધ, 'સ્વદેશી સંગીત' 'સૈરંધ્રી' 'વીરાંગના' એ મુખ્ય છે. 'મેઘનાદવધ' વગેરે માયકલ મધુસૂદન દત્તના બંગાળી મહાકાવ્યોના અનુવાદ છે.

૧. જુઓ 'માનસી'ના અં. ૨માંની ત્રીજી ધ્વનિ–નોંધ. —તંત્રી

## વિજ્ઞાન ધર્મનું અવિરોધી

[ લૉ ડેસ્મંડ : 'ગૉડ—?' નામે ગ્રંથમાં ]

"વિજ્ઞાન વિરુદ્ધ ધર્મ"ના પોકાર હવે નિરર્થક છે. વિદ્યમાન વૈજ્ઞાનિકોમાંના કેટલાક ઊંચી પ્રખ્યાતને તેમના વિજ્ઞાને જ અજ્ઞેયવાદ અને નિરીશ્વરવાદ છોડી દેવાની ફરજ પાડી છે. તેમણે હવે સ્વીકારવું પડ્યું છે કે સમાન કારણો હંમેશાં સમાન પરિણામ નીપજાવતાં નથી. આ હકીકત (યોગીઓ માટે તો નહિ પણ) વૈજ્ઞાનિકો માટે ઘણી મુંઝવનારી છે. તેમણે વળી એમ પણ સ્વીકારવું પડ્યું છે કે વિજ્ઞાન જેમજેમ વિશાળ બનતું જાય છે તેમ તેમ વૈજ્ઞાનિકની સામે એવા તો જબરદસ્ત અને અટપટા કોયડા આવીને ખડા થાય છે, કે જે તેને કાલ બની ગએલી દિક્ (દિશા :'સ્પેસ')સમક્ષ નિઃસહાય કરી મૂકે છે. હવે એ બંને એને, જડ દ્રવ્ય કે સ્થૂલ પ્રકૃતિની માફક, જાણે મનુષ્યના મને ગૂંથેલી માયાજાળ જેવાં અને તેથી હસ્તી નહિ ધરાવનારાં, લાગે છે! તેમ જ, હવે છતાં થએલાં વિશ્વોમાં સમાયલા વિશ્વો—અનંત અને નિઃસીમ—પણ વૈજ્ઞાનિકને નિઃસહાય કરી મૂકે છે. આ બધી શોધો તેને તેના દૃઢ બનેલા રૂઢ મતો પીગાળી નાંખવાને પંથે દોરી જાય છે. પરિણામે, વિજ્ઞાનની—એના ભક્તોની—ઇચ્છા હોય કે નહિ છતાં તેણે અનુમાન બાંધવું જ પડે છે કે એ વિશ્વોની પાછળ યોજના છે અને એનો સ્થપતિ પણ છે જ.

## એક પિતાપુત્રની વાત

[ જી. કે. ચેસ્ટર્ટન : 'એઝ આઇ વૉઝ સેઇંગ' ]

સામ્યવાદ એ મૂડીવાદનો જ પુત્ર અને વારસ છે; અને પિતાને પુત્રે ખરેખર જ મારી નાંખ્યો હોત તો પણ, પુત્ર પિતાને ઘણો મળતો આવત. જેને 'કિસાનમજૂરની સરમુખત્યારી—ડિક્ટેટરશિપ ઑફ ધ પ્રોલેટેરિઍટ' કહેવામાં આવે છે. તે આપણે ત્યાં સ્થપાઇ હોત, તો પણ, રોજ મેળવતા ગુલામો ( 'વેજ-સ્લેવ્ઝ' )ના ધાડાની સામે કામ પાડવામાં આપણે જેવી યાંત્રિક એકવિધતા અનુભવીએ છીએ તેવી જ સરમુખત્યારોના ધાડાં સાથે કામ પાડતાં અનુભવતા હોત. તો પછી, વ્યવહારમાં એવું જ બનત કે ચોપાસ આપણને જે ભાન થતું હોત તે વૈવિધ્યવિહીન માનવ પ્રાણીઓના ટોળેટોળાં—માનવોનાં એવાં ઝુંડ જેને માનવ ભાગ્યે કહી શકાય—જાણે એક મધપૂડામાંથી નીકળ્યે જતાં ઝુંડો, પછી એ નીકળતાં હોય સંઘરો કરવાના હેતુથી કે દંશ દેવાના હેતુથી.

# વર્ણાનુક્રમણી



Edited by Vijayaray Vaidya and Printed and Published
Maneklal Ambashanker Dave. Swadhin-
Printing Press Ranpur : Kathiawar.